અમૃતલાલ યાજ્ઞિક





# ગંગાનાં વહેતાં નીર

આર. આર. શેઠની કંપની
મુંબઈ-૨ * અમદાવાદ-૧



શ્રી ગોવર્ધન પરીખને

તમારા સ્નેહસ્રોતે હું દૃષ્ટિપુત બની રહ્યો

અને

સ્વ. હરિવલ્લભ મા. પરીખ તથા શ્રી જયંતિલાલ પરીખ(વકીલ)ને

તમારી પ્રીતિએ રહસ્ય ભવયાત્રા મૃદુ કરી

## શુભેચ્છા

આચાર્ય શ્રી અમૃતલાલભાઈ યાજ્ઞિકના 'જગગંગાનાં વહેતા નીર' પુસ્તકનાં ઘણાંખરાં પ્રકરણો તે પુસ્તક છપાતું જતું હતું ત્યારે મેં વાંચ્યાં છે. તે પ્રકરણોનું વાંચન મેં ખૂબ જ સૂક્ષ્મતાથી અને જ્ઞાનપ્રાપ્તિના હેતુથી કર્યું છે. મારી તબિયત સારી હોત તો તે વાંચનની મારા મન ઉપર જે અસર થતી જતી હતી તેને વિસ્તારપૂર્વક લખવાનો મેં પ્રયત્ન કર્યો હોત; તથા જે ભાગ મને વિશેષ ઉદ્બોધક, પ્રોત્સાહક અને આનંદપ્રદ લાગ્યો તે વિશે મેં મારી રીતે લખ્યું હોત. પણ મારી તબિયત તેટલી પણ અનુકૂળ ન હોવાથી, મારી તે ઇચ્છા ઉત્કટ હોવા છતાંયે, મારે છોડવી પડી છે. એ માટે મને સ્વાભાવિક રીતે જ દિલગીરી થાય છે, તથાપિ મારો અને આચાર્યશ્રીનો હાર્દિક સંબંધ હોવાથી તેમના અનુભવ અને વિચાર પ્રકટ કરવામાં તેમના સદ્હેતુ માટે તેમને અભિનંદન આપ્યા સિવાય હું રહી શકતો નથી.

તેમના જીવનમાં—ખાસ કરીને શિક્ષણક્ષેત્રમાંની તેમની પ્રવૃત્તિમાં તેમને થયેલા અને થતા રહેતા અનુભવ અને વિચાર વિદ્યાર્થી, શિક્ષક તથા વાલીઓને પોતપોતાના જીવનમાં ખૂબ ઉપયોગી અને માર્ગદર્શક થતા રહેશે એમ મને ખાતરીપૂર્વક લાગે છે. ચાલુ શિક્ષણ-પદ્ધતિ કરતાં સુસંસ્કાર ઉપર આચાર્યશ્રીએ જે ભાર મૂક્યો છે તેની

શુભ અસર સર્વત્ર વિદ્યાર્થીવર્ગ ઉપર થતી રહેશે તો ચાલુ પેઢી તથા ભાવિ પેઢીમાંથી જ કર્તવ્યનિષ્ઠ, દક્ષ, કર્તૃત્વવાન અને શીલ-સંપન્ન નાગરિક નિર્માણ થશે તથા તેમ થવાથી આપણો સમાજ માનવતાના માર્ગે ઉત્તરોત્તર પ્રગતિ કરતો રહેશે એમ મને નિઃશંક-પણે ભાસે છે.

શિક્ષણ ઉપરાંત અન્ય કેટલીક બાબતો વિશે પણ આચાર્યશ્રીએ પોતાના અનુભવ અને વિચાર દર્શાવ્યા છે. કેટલાક વિચારો ચર્ચાત્મક રૂપે રજૂ કર્યા છે. તે વિભાગોના વિચારો પણ તેમણે કેવળ જન-હિતની દૃષ્ટિએ પ્રગટ કર્યા છે. તેને લીધે આ પુસ્તક વિશેષ વાંચવા જેવું અને વિચારવા જેવું બન્યું છે. એકંદરે, આખું પુસ્તક અનેકવિધ અનુભવોથી અને વિચારથી ભરેલું છે.

આચાર્ય યાજ્ઞિકે પોતાની શિક્ષણવિષયક અનેક પ્રવૃત્તિઓમાંથી સમય કાઢીને તેમ જ પરિશ્રમ લઈ ને આ પુસ્તક જનતા સમક્ષ મૂક્યું છે. એ માટે તેમને ધન્યવાદ દઈ ને તેમનો પવિત્ર અને ઉદાત્ત હેતુ પરિપૂર્ણ થાઓ એવી શુભેચ્છા વ્યક્ત કરવા સિવાય વિશેષ કાંઈ હું અત્યારે આ પ્રસંગે કરી શકતો નથી.

હેપી હોમ,
સેન્ટ માર્ટિન્સ રોડ,
બાંદરા, મુંબઈ-૫૦
૨૮-૩-૧૯૭૦

કેદારનાથ

# ભદ્રદૃષ્ટિ શિક્ષકનાં સ્મરણાંકનો

"Finally, education alone can conduct us to enjoyment, which is at once best in quality and infinite in quantity"

—Horace Mann

ઉપરના અવતરણમાંના 'at once best in quality and infinite in quantity' એ શબ્દો ગીતાનિર્દિષ્ટ બુદ્ધિગ્રાહ્ય, અતીન્દ્રિય ને આત્યંતિક સુખનું સુખદ સ્મરણ ગીતારસિકને કરાવ્યા વગર રહેશે નહિ. ઉત્તમ અને અખૂટ સુખાનુભવ કેળવણી દ્વારા જ શક્ય છે એમ હોરેસ મેન અસંદિગ્ધ રીતે અહીં કહે છે. આ કેળવણી તે કઈ, તે સમજવા માટે, તે કઈ નહિ એ સમજી લેવું આવશ્યક છે. તેને માટે એમરસનના નીચેના વચનો અહીં સંભારવા ગમે છે:

"We are Students of Words We are shut up in Schools and Colleges and recitation-rooms for ten or fifteen years and come out at last with a bag of wind a memory of words and do not know a thing"

દસ પંદર વર્ષની આ તે કેવી તપસ્યા, ને શી તેની સિદ્ધિ! અંકુરિત થવા મથતા પ્રજાચિત-યનો આ તે કેવો દુર્વ્યય! ખરું વિદ્યાતપ અને તેની ખરી સિદ્ધિનો સુખમય અનુભવ કરાવે એવા પ્રયોગો પણ અહીંતહીં થતા રહ્યા છે ને થતા રહે છે. તેનું વિસ્મરણ કરવું યોગ્ય નથી. પરંતુ એ સત્પ્રયોગો આપણા વિદ્યામંદિરોમાં વ્યાપક પ્રતિષ્ઠા હજી પામ્યા નથી એ ગમે તેવી દુઃખદ, છતાં હકીકત છે, ને તેનું પણ વિસ્મરણ થઈ શકે તેમ નથી.

કેળવણીના ક્ષેત્ર વિષે સરકારી જગતમાં પ્રશ્નો પુછાતા જ રહ્યા છે અને તેના ઉત્તરો પણ અપાતા જ રહ્યા છે. સાદી રીતે બોલીએ તો સમજણ પામવી અને બીજાને તે આપવી એનું નામ કેળવણી. આ વ્યાખ્યામાં વિદ્યા લેનાર અને વિદ્યા આપનાર બંનેનો સંબંધ થઈ જાય છે. પણ પાઠ્યપુસ્તકની લે આપ એટલો જ

રેનો અર્થ નથી. પ્રસ્તુત સમજણનો અર્થ જીવનસમગ્રના વિશાળ સંદર્ભને અનુલક્ષીને ઘટાવવાનો છે. વસ્તુતઃ સમજણ પામતા રહેવું અને તેને બીજામાં સંક્રાન્ત કરતા જવું એ જ જાણે જીવનની સતત ચાલુ રાખવા જેવી પ્રક્રિયા છે. અને એ જ પ્રક્રિયાને પરિણામે બુદ્ધિગ્રાહ્ય અતીન્દ્રિય અને આત્યંતિક સુખની ઉપલબ્ધિ શક્ય લાગે છે.

પાઠ્યપુસ્તકોનું કે વિષયોનું અધ્યયન-અધ્યાપન તો કોઈ પણ સંસ્થા કરે જ—તેણે કરવું જ જોઈએ પણ તે તો સાચા શિક્ષકની શિક્ષણપ્રવૃત્તિનું માત્ર અથબિન્દુ—આરંભબિન્દુ છે, તેનું ઇતિબિન્દુ નહીં જ. વસ્તુતઃ સમજણની લે-આપ જીવનસમગ્રની જીવાતુભૂત પ્રક્રિયા છે એવી પ્રતીતિવાળા શિક્ષકનું જગત નાનીમોટી કેટલી બધી ને કેવી કેવી અસરકારક પ્રવૃત્તિઓથી ભર્યું ભર્યું બની શકે તેનો અચૂક અણસારો આ ગ્રન્થના પાનાઓ આપી રહે છે.

લેખકની પ્રતિજ્ઞા અહીં આત્મકથાલેખનની નથી. પોતે શિક્ષક તરીકે જે કાંઈ જોયુંજાણ્યું—અનુભવ્યું તેને ઉપાદાન તરીકે લઈને કલાકૃતિ નિર્માણ કરવાનું પણ એમનું લક્ષ્ય નથી. આ એમની રીતસર રાખેલી નોંધપોથી કે રોજનીશી પણ નથી. અહીં તો પોતે લીધેલા કે પોતાને લેવા પડેલા અનુભવોનાં સ્મરણાંકનો જ બહુધા રજૂ થયાં છે. વર્તમાનપત્રમાં લેખમાળારૂપે તેમ જ પ્રસંગોપાત્ત સામયિકો મારફત લેખોરૂપે તે બધા આકારિત થયાં છે. ગ્રન્થાકારે પ્રગટ કરતાં તે બધાંનું પુનઃ સમાર્જન પણ લેખકે કર્યું જ છે. લેખકના અંગત અભિપ્રાયો કે વલણો સાથે એકમતિ ન હોય એવા અનેક વાચકોને પણ આ ભદ્રદૃષ્ટિ શિક્ષકનાં સ્મરણાંકનો આસ્વાદ્ય અને વિચારપ્રેરક સામગ્રી પૂરી પાડશે.

સાંતાક્રુઝ,
૨૮-૩-'૭૦

સુંદરજી બેટાઈ

## પ્રસ્તાવના

આરેક વર્ષ પહેલાં, જ્યારે હું માટુંગાની રૂઈઆ કૉલેજમાં અધ્યાપનનું કામ કરતો હતો ત્યારે, મારા મિત્ર શ્રી કાંતિલાલ મોદીએ એક સાપ્તાહિક શરૂ કરવાનો વિચાર મારી પાસે રજૂ કર્યો અને મારો સહકાર માગ્યો. આની પાછળ પૂ. કેદારનાથજીની સંમતિ છે અને સક્રિય શુભેચ્છાઓ છે તેમ તેમણે મને જણાવ્યું. આ સાપ્તાહિક શરૂ કરવાનો આશય જીવનવ્યવહાર શુદ્ધ અને સદાચારભર્યો બને તેવી સાંસ્કારિક અને નૈતિક મૂલ્યો પ્રેરે તેવી વિચારસામગ્રી આમ-જનતા પાસે મૂકવી એ છે તે એમણે સ્પષ્ટ કર્યું. આ દૃષ્ટિને કેન્દ્રમાં રાખી જીવનલક્ષી લખાણ આ સામયિકમાં આપવું એવી તેમની ઇચ્છા હતી. શ્રી રતુભાઈ કોઠારી તંત્રી થશે એ પણ તેમણે મને જણાવ્યું.

આ વાતચીત વખતે શ્રી રતુભાઈ પણ હાજર હતા તેમણે મને 'જનસંદેશ' માટે નિયમિત લખાણ આપવાનો આગ્રહ કર્યો. રોજનીશીની પદ્ધતિએ શિક્ષણ તેમ જ સમાજવિષયક લેખો લખવાનું સૂચન કર્યું. મેં સ્વીકાર્યું અને એ રીતે એ પત્રમાં 'શિક્ષણપ્રિયની નોંધપોથી'ના શીર્ષક નીચે મેં લખવું શરૂ કર્યું. અનેક પ્રશ્નો વિશે શ્રી નાથજીની સાથે ચર્ચા કરવાનો લાભ મળ્યો અને મારા લખાણને વેગ મળ્યો. આ રીતે આ ગ્રંથની ગંગોત્રી છે એ 'જનસંદેશ'.

પછી 'જનસંદેશ' બંધ પડ્યું. 'જન્મભૂમિ'માં શિક્ષણવિષયક લેખમાળા શરૂ કરવાનું મને નિમંત્રણ મળ્યું. મારા શિક્ષણવિષયક વિચારોને આકાર આપવાની આ રીતે મને તક મળી. દોઢેક વર્ષ સુધી આ લેખમાળા ચાલી. આ ઉપરાંત, 'અખંડાનંદ', 'અભિનવ

ભારતી', 'ધર્મયુગ', 'છાત્રાલય'માં પણ લેખો લખ્યા. આ બધાં લખાણમાંથી પસંદગી કરીને 'જગગંગાનાં વહેતાં નીર' ગ્રન્થરૂપે પ્રકટ થાય છે. શિક્ષણ, સમાજ અને પ્રકીર્ણ એવા ત્રણ વિભાગો તેમાં કર્યા છે. આ બધા લેખોમાંથી કેટલાકમાં લેખનરીતિની કચાશ હતી કારણકે કેટલાક બહુ જ ઉતાવળે લેખો લખાયા હતા, પણ ફરીથી લખવાની ફુરસદ અને વૃત્તિ ન રહ્યાં હોવાથી એમ ને એમ તે લેખો મૂક્યા છે. થોડું સમાર્જન કર્યું છે, પણ તેની મર્યાદા સ્પષ્ટ છે. સમાર્જન કાર્યમાં મને શ્રી મુકુંદજી બેટાઈની મૂલ્યવાન સહાય મળી છે. શ્રી ગુલાબદાસ બ્રોકરે પણ લેખો જોઈ જઈને થોડાં સૂચનો કર્યાં હતાં. આ બન્ને મિત્રો એટલા નિકટના છે કે એમને માટે આભારના શબ્દો લખવાની ઔપચારિકતા હું કરી જ ન શકું. વળી, શ્રી બેટાઈએ આ ગ્રન્થ વિશે પોતાનો પ્રતિભાવ વ્યક્ત કરીને મારા પ્રત્યેનો સદ્ભાવ દર્શાવ્યો છે

આ ગ્રન્થમાંના કેટલાક લખાણોમાં પૂ. કેદારનાથજીની ચર્ચા-વિચારણાની પ્રેરણા રહી છે તે તો વાચક સહેલાઈથી જોઈ શકશે. મારાં અનેક લખાણોનું દૃષ્ટિબિંદુ તેમની સાથેના સંપર્કનું પરિણામ છે. આ પુસ્તકનો ઉપોદ્ઘાત તેઓશ્રી લખે તેવી મારી ઇચ્છા હતી, પણ તેમની નાદુરસ્ત તબિયતને કારણે એ શક્ય નહોતું છતાં તેમના આશીર્વચન આ ગ્રન્થને મળ્યા તેને હું મારું સદ્ભાગ્ય લેખું છું.

મારાં લખાણોમાં સ્વાભાવિક રીતે જ મારાં દૃષ્ટિબિંદુ અને મારા વલણો વ્યક્ત થયા વિના ન રહે. તેમાં મતભેદને અવકાશ હોય જ એ પણ દેખીતું છે. પરંતુ જે અનુભવપ્રક્રિયામાંથી હું પસાર થયો છું અને જેમાથી મને કેટલીક વાર અવર્ણનીય આનંદ મળ્યો છે તેને ગ્રન્થરૂપે પ્રગટ કરીને કોઈને કશીક રીતે પણ તે ઉપયોગી નીવડશે તો હું મારા અનુભવપ્રાગટ્યને સાર્થક લેખીશ.

આ ગ્રન્થમાં ઘણાંખરા પ્રસંગોમાં અનેક સ્થળ કે વ્યક્તિના

નામ નથી આપ્યાં, તેનું કારણ સ્થળ કે વ્યક્તિ તો નિમિત્ત છે— મહત્ત્વની વસ્તુ છે માનવચિત્તનાં સંવેદનો, માનવસ્વભાવના આઘાત-પ્રત્યાઘાતો અને તેને પરિણામે વ્યક્ત થતું માનવવર્તન આટલો ખુલાસો કરવો મને જરૂરી લાગે છે.

શ્રી જ્યોતીન્દ્ર દવેએ આ ગ્રંથ વિશે પોતાનો પ્રતિભાવ સંક્ષિપ્તમાં લખી આપ્યો છે, અને એ રીતે મારા પ્રત્યેનો સ્નેહ વ્યક્ત કર્યો છે. જ્યોતીન્દ્રભાઈ તો મારા આત્મીયજન છે એટલે તેમનો ઔપચારિક આભાર હું વ્યક્ત કરી શકુ નહિ.

આ પુસ્તકનું સત્વર પ્રકાશન થાય તે માટે મારા મિત્ર ડૉ. હરિવલ્લભ ભાયાણી તથા શ્રી ભૃગુરાય અંજારિયાએ દર્શાવેલા સદ્ભાવને હું કૃતજ્ઞતાપૂર્વક યાદ કર્યા વિના રહી શકતો નથી.

આ ગ્રન્થનું પ્રૂફરીડિંગ તેમ જ ગોઠવણીનું કાર્ય શ્રી તુષાર-કાન્ત દવેએ માથે લઈને મારો બોજો હળવો કર્યો છે. તેમના આ સહકારને લીધે ગ્રન્થ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થઈ શક્યો છે. તે માટે તેમનો હું ખૂબ આભારી છું. થોડા મુદ્રણદોષો રહી ગયા છે અને જે વડે અર્થને હાનિ પહોંચે તેમ છે તે છેવટના શુદ્ધિપત્રકમાં આપ્યા છે.

શ્રી ભગતભાઈએ તથા શ્રી ધીરુભાઈએ આ ગ્રન્થપ્રકાશનમાં મમતાપૂર્વક મદદ કરી છે તે માટે તેમનો આભાર માનુ છુ.

ભાઉભાઇ રોડ,
વિલે પારલે, મુંબઈ–૫૬
૩૧–૩–૧૯૭૦

અમૃતલાલ યાજ્ઞિક

# વિષયાનુક્રમ

## વિભાગ પહેલો : શિક્ષણ

નામ નથી આપ્યાં, તેનું કારણ સ્થળ કે વ્યક્તિ તો નિમિત્ત છે— મહત્ત્વની વસ્તુ છે માનવચિત્તના સંવેદનો, માનવસ્વભાવના આઘાત પ્રત્યાઘાતો અને તેને પરિણામે વ્યક્ત થતું માનવવર્તન આટલો ખુલાસો કરવો મને જરૂરી લાગે છે.

શ્રી જ્યોતીન્દ્ર દવેએ આ ગ્રંથ વિશે પોતાનો પ્રતિભાવ સંક્ષિપ્તમાં લખી આપ્યો છે, અને એ રીતે મારા પ્રત્યેનો સ્નેહ વ્યક્ત કર્યો છે. જ્યોતીન્દ્રભાઈ તો મારા આત્મીયજન છે એટલે તેમનો ઔપચારિક આભાર હું વ્યક્ત કરી શકું નહિ

આ પુસ્તકનું સત્વર પ્રકાશન થાય તે માટે મારા મિત્ર ડૉ. હરિવલ્લભ ભાયાણી તથા શ્રી ભૃગુરાય અંજારિયાએ દર્શાવેલા સદ્ભાવને હું કૃતજ્ઞતાપૂર્વક યાદ કર્યા વિના રહી શકતો નથી.

આ ગ્રન્થનું મુદ્રણિદિમ તેમ જ સંશોધનનું કાર્ય શ્રી તુષારકાન્ત દવેએ માથે લઈને મારો બોજો હળવો કર્યો છે. તેમના આ સહકારને લીધે ગ્રન્થ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થઈ શક્યો છે તે માટે તેમનો હું ખૂબ આભારી છું. થોડા મુદ્રણદોષો રહી ગયા છે અને જે વડે અર્થને હાનિ પહોંચે તેમ છે તે છેવટના શુદ્ધિપત્રકમાં આપ્યા છે.

શ્રી ભગતભાઈએ તથા શ્રી ધીરુભાઈએ આ ગ્રન્થપ્રકાશનમાં મમતાપૂર્વક મદદ કરી છે તે માટે તેમનો આભાર માનું છું

મીઠીબાઈ કૉલેજ,
વિલે પાર્લે મુંબઈ–૫૬
૩૧–૩–૧૯૭૦

અમૃતલાલ યાજ્ઞિક

## વિભાગ બીજો : સમાજ

## વિભાગ ત્રીજો : પ્રકીર્ણ





## શિક્ષણસૃષ્ટિનો પ્રથમ પરિચય

આજથી ત્રીસ-પાંત્રીસ વર્ષ પહેલાં, હું જ્યારે ભાવનગરની સામળદાસ કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે ત્યાંની 'દક્ષિણામૂર્તિ'માં શિક્ષણના જે નૂતન પ્રયોગો થતા હતા તેમાં કોણ જાણે કેમ પણ મને ખૂબ રસ પડતો હતો. 'દક્ષિણામૂર્તિ' ત્યારે કેળવણીના નવા પ્રયોગો કરતી ગુજરાતની સુપ્રસિદ્ધ સંસ્થા બની હતી. તેમાં થતા મૉન્ટેસરીના શૈક્ષણિક સિદ્ધાંતોના પ્રયોગોથી હું બહુ જ પ્રભાવિત થયો હતો. અલબત્ત, મૉન્ટેસરીના શિક્ષણવિષયક મૂળ ગ્રન્થો એટલે અંગ્રેજીમાં લખાયેલા ગ્રન્થો મેં વાંચ્યા નહોતા, પણ ગિજુભાઈ જે પદ્ધતિએ શિક્ષણ આપી મૉન્ટેસરી પદ્ધતિનું વિવરણ કરતા હતા તેટલું જ મારું મૉન્ટેસરી પદ્ધતિનું જ્ઞાન હતું.

ગિજુભાઈએ બાલશિક્ષણમાં નવો પ્રાણ પૂર્યો હતો અને 'શિક્ષણ એ બાળકના ઉપર લદાતો અણગમતો બોજો નથી પણ બાલવિકાસના આનંદનું રસપ્રદ સાધન છે એવા વિચાર અને આચાર તેમણે બાલશિક્ષણમાં સફળતાપૂર્વક કરી બતાવ્યા હતા. એની મારા ઉપર ઘણી ઊંડી અસર પડી હતી. નિશાળની ચાર દીવાલમાં બાળક ભયભીત બની કેદીની માફક શિક્ષણની સજા સહન કરતો હોય તેવું વાતાવરણ મેં જોયું હતું એટલું જ નહિ પણ એ વાતાવરણવાળી નિશાળમાં હું ભણ્યો હતો. તેને બદલે પ્રફુલ્લ બાળક છૂટથી હરતું-ફરતું અને રમતું હોય અને આનંદપૂર્વક નવું નવું શીખતું હોય તેવા વિચારમાં અને તેવી કેળવણીસંસ્થામાં મને ખૂબ

રસ પડે તે સ્વાભાવિક હતું ને આજે હું પશ્ચાદવલોકન કરતાં સમજી શકું છું. નિશાળને બદલે ગિજુભાઈએ આપેલું 'બાલમંદિર' નામ પણ આ નવી વિચારદષ્ટિનું જ દ્યોતક છે.

૧૯૩૬મા બી. એ. થયા પછી હું એમ. એ.નો અભ્યાસ કરવા ભાવનગર ગયો હતો. અનપેક્ષિત સંજોગોને લીધે ભાવનગર છોડી અભ્યાસ માટે મારે અમદાવાદ જવું પડયું. મારી આર્થિક સ્થિતિ ખૂબ ખરાબ હતી એટલે મારા શિક્ષણનો ખર્ચ મારે જ કઢવાનો હતો. અમદાવાદમાં મિત્રને ત્યાં રહેતો, પણ ખાસ ઓળખાણ ન હોવાને કારણે મને ટ્યૂશન કયાંથી મળે? એટલે મેં અર્ધવેળ (પાર્ટ-ટાઇમ) નોકરી કરવાનો નિર્ણય કર્યો. મને એક ઓળખીતા વિદ્યાર્થીએ માહિતી આપી કે ઘીકાંટા ઉપર 'ગુજરાત હાઇસ્કૂલ' નામની નિશાળમાં એક શિક્ષકની જગ્યા ખાલી છે. હું ત્યાં ગયો. મૅનેજર (હાઇસ્કૂલના માલિકનો એ હોદ્દો હતો)ને મળ્યો અને શિક્ષકની જગ્યા હોય તો મારે અર્ધવેળ નોકરી કરવી છે અને તે માટે અરજી કરવા આવ્યો છું એમ કહ્યું. મૅનેજરે પૂછેલા પ્રશ્નના જવાબમાં હું એમ. એ.નો અભ્યાસ કરું છું, તે માટે મારે અઠવાડિયામાં ત્રણ કે ચાર પિરિયડ જવાનું હોય છે તેથી બાકીના સમયમાં હું શિક્ષક તરીકે કામ કરવા તૈયાર છું એમ મેં કહ્યું. બી. એ.ની પરીક્ષામાં મારે કેટલા ટકા આવ્યા છે તે તેમણે પૂછ્યું. મેં એ માહિતી આપી. પછી તેમણે મને કહ્યું, 'હું તમને પાર્ટ-ટાઇમ નોકરી આપું, પણ તમારે એમ. એ. મારના વર્ગો સિવાય બાકીનો બધો સમય અહીં નિશાળમાં શિક્ષણકાર્ય કરવું પડશે. માસિક પગાર રૂપિયા ત્રીસ મળશે. છે ઇચ્છા?' પૂર્ણવેળ નોકરી કરનારને ત્રીસ-એકત્રીસ પિરિયડનું કામ હોય છે તે હું જાણતો હતો.

પણ મારે ક્યાં બીજો વિકલ્પ હતો? આર્થિક મંદીના એ દિવસો હતા. નોકરી મેળવવી અઘરી હતી. એટલે મેં તો હા પાડી દીધી. નિશાળમાં હોઈશ તો સ્વાધ્યાય મળી રહેશે એવી પણ ગણતરી

હતી. તેમણે કહ્યું, 'પણ નોકરીની એક શરત છે. હું તમને એક વર્ગમાં લઈ જાઉં, ત્યાં તમે થોડું ભણાવી જુઓ અને મને લાગે કે તમને ભણાવવું ફાવશે તો હું તમારી નિમણૂક કરીશ.' હું કબૂલ થયો એટલે તરત તેઓ મને એક વર્ગમાં લઈ ગયા. એક ચોપડી આપી. તેમાંથી અમુક પાઠ શીખવવા આજ્ઞા કરી અને મારું કાર્ય નિહાળવા એ ખુરસીમાં બેઠા. મેં શીખવવાનું શરૂ કર્યું. દસ-પંદર મિનિટ પછી તેમણે મને તેમની ઑફિસમાં આવવાનું કહ્યું. હું તેમની સાથે તેમની સૂચના પ્રમાણે ગયો. પછી તેમણે મને કહ્યું, 'મને તમારું કામ સંતોષકારક લાગ્યું છે. તમને હમણાં જ નિમણૂકપત્ર આપું છું. કાલથી તમે કામે આવી જજો. તમારું સમયપત્રક પણ તમને સાથે જ આપીશ.'

થોડી વાર પછી તેમણે મને નિમણૂકપત્ર અને સમયપત્રક આપ્યાં અને મારી પાસે સ્વીકૃતિ લખાવી લીધી. મને છઠ્ઠા ધોરણનો (અત્યારના દસમા ધોરણનો) વર્ગશિક્ષક નીમ્યો. એ ઉપરાંત બેએક પિરિયડ મૅટ્રિકના વર્ગમાં અને બીજા એકબે ત્રીજા ધોરણમાં લેવાના હતા. આ કામ મારે બીજા દિવસથી શરૂ કરવાનું હતું. હું મારી જિંદગીમાં પહેલી જ વાર શિક્ષકજીવનની શરૂઆત કરવાનો હતો તેથી મેં અપૂર્વ સંવેદન અનુભવ્યું.

આ નોકરીથી આર્થિક રાહત મળશે એ વિચારે મને સહેજ નિશ્ચિંત બનાવ્યો હતો. આગલી રાત્રે મને જે નવજીવન હું શરૂ કરવાનો હતો તેના વિચારો જ આવ્યા કરતા હતા. થોડી ઉત્સુકતા, થોડી બીક અને થોડો નવો જિંદગીનો ઉત્સાહ એ બધું હું અનુભવતો હતો અને મનમાં એ કાર્યની કલ્પના–વિચારણા કરતો હતો. મે મૉન્ટેસરી પદ્ધતિમાં રહેલા નૂતન શિક્ષણના સિદ્ધાંતો અપનાવવાનો મનસૂબો કર્યો. બાળકને કોઈ પણ પ્રકારની શિક્ષા ન કરવી જોઈએ, વઢીને માનસિક શિક્ષા પણ નહિ એવો દૃઢ નિર્ણય કર્યો. મિત્રની માફક તેમને આનંદ પડે તેવી રીતે હું શીખવીશ,

શિક્ષણ એ આનંદકાર્ય બને તેવું વાતાવરણ ઉત્પન્ન કરીશ એવી ભાવના સેવી. તેથી મારું શિક્ષણકાર્ય રસપ્રદ બને એટલું જ નહિ પણ વર્ગમાં પ્રફુલ્લતા અને પ્રસન્નતા જન્મે તેમ કરવાનું લક્ષ્ય રાખીશ એમ મનમાં નક્કી કર્યું. જે પ્રયોગો વાંચીને મને હર્ષ થયો હતો તેવા પ્રયોગો કરવાની તક મને મળશે એ વિચારથી મેં થોડો આનંદરોમાંચ પણ અનુભવ્યો. આવી આવી વિચારણાનું ભાથું લઈને હું બીજે દિવસે એ નિશાળમાં નોકરી કરવા ગયો.

પહેલો જ પિરિયડ મારે મારા વર્ગમાં (છઠ્ઠા ધોરણમાં) લેવાનો હતો. મને એ વર્ગમાં લઈ જવામાં આવ્યો અને 'આ તમારા આજથી વર્ગશિક્ષક છે,' એમ વિદ્યાર્થીઓને કહીને મુખ્ય શિક્ષક ચાલ્યા ગયા. એ વર્ગમાં મેં કેટલાક વિદ્યાર્થીઓ હૃષ્ટપુષ્ટ અને મજબૂત કાઠાના જોયા, કેટલાક ઉત્સુક અને મુગ્ધ પણ હતા. વર્ગમાં પ્રવેશ કર્યા પછી આગલી રાતે વિચારી રાખ્યું હતું તે બધા વિશે મેં એક નાનકડું 'ભાષણ' શરૂ કર્યું: 'તમે જેમ વિદ્યાર્થીઓ છો તેમ હું પણ એક વિદ્યાર્થી જ છું, કારણકે હું પણ અહીં ગુજરાત કૉલેજમાં એમ. એ.નો અભ્યાસ કરું છું. તમે મને તમારો મિત્ર માનજો. શિક્ષા કરવામાં માનતો ન હોવાથી હું તમને શિક્ષા કરીશ નહિ તેમ જ વઢીશ પણ નહિ. એટલે તમે મારાથી જરા પણ ન બીશો. તમને ન સમજાય તો તમે જરૂર મને પૂછજો. શિક્ષણ લેવું એ તો એક પ્રકારનો આનંદ છે. આપણા વર્ગમાં એવો આનંદ રહે તેમ ઇચ્છું છું.'

મને શી ખબર કે તેઓ મને 'વિચિત્ર પ્રાણી' લેખશે અને મારું ભાષણ મને જ ભારે પડશે ? મેં આ મારા વિચારો કહ્યા ત્યારે મેં કેટલાકને હસતા જોયા હતા, પણ મને એમ લાગ્યું કે મારા આદર્શ વિચારોથી પ્રભાવિત થઈને તેઓ આનંદહાસ્ય કરતા હશે. મેં એક અંગ્રેજી રીડરનો પાઠ સમજાવવાનો શરૂ કર્યો કે થોડી વાર પછી બે વિદ્યાર્થીઓ ઊઠીને બહાર જવા લાગ્યા, વળી બીજે

એક ત્રીજા જોડે વાત કરવા લાગ્યો; ત્યાર પછી ચાલ્યા ગયેલામાંથી એક વળી પાછો વર્ગમાં આવ્યો. એ વર્ગમાં પાછો આવનાર વિદ્યાર્થી કોઈક રીઢો થઈ ગયેલો મજબૂત બાંધાનો સહેજ મોટી ઉંમરનો ધીટ છોકરો હતો.

મેં એને પૂછ્યું, 'તમે મારી રજા વગર કેમ બહાર ગયા હતા? વળી પાછા રજા વિના અંદર આવ્યા! આમ કેમ વર્તો છો?' થોડા લુચ્ચા સ્મિતથી એ બોલ્યો, 'સાહેબ, તમે હમણાં જ કહ્યું હતું કે તમે અમારા મિત્ર છો. મિત્રને વળી મિત્રની રજા લેવાની હોય? વર્ગમાં ન ગમ્યું એટલે જરા નીચે ગયો હતો. પાછો ભણવા અહીં આવ્યો!' વર્ગના બધા છોકરા ખડખડાટ હસી પડ્યા. હું શું બોલું? મારું કહ્યું તેઓએ મને જ આવી રીતે પાછું આપ્યું! આવા જવાબની મેં કલ્પના જ નહોતી કરી. હું સ્તબ્ધ બની ગયો. શું બોલવું એ મને સૂઝ્યું નહિ. હું ઝંખવાણો બની ગયો. કશું જ બોલ્યા વિના મેં મારું ભણાવવાનું ચાલુ રાખ્યું.

થોડી વાર પછી બીજો એક છોકરો પોતાની પાસે બેઠેલા છોકરાની જોડે મોટેથી વાત કરતો હતો. મેં સહેજ ચિડાઈને કહ્યું, 'તમે કેમ ગરબડ કર્યા કરો છો? ભણવામાં ધ્યાન રાખવાને બદલે આવી રીતે વર્તો છો?' સ્થિતપ્રજ્ઞભાવે એણે જવાબ આપ્યો, 'તમે મિત્ર થઈને આમ મને વઢો છો? મિત્ર મિત્રને વઢે?' હું શૂન્યમનસ્ક અને વિચારમૂઢ બની ગયો. મૉન્ટેસરીની ઉદાત્ત ભાવનાની આવી ક્રૂર વિડંબના? શું કરવું કહેવું એ સૂઝતું નહોતું.

*　　*　　*

બાળકના ઉલ્લાસ અને ઉત્સાહનું અનુસંધાન કરી તેના વ્યક્તિત્વના વિકાસનું પોષણ કરતી મૉન્ટેસરી પદ્ધતિની કેળવણીની આ સ્થિતિ! મારા મનમાં મંથન જાગ્યું: કા તો મૉન્ટેસરી વિચારણામાં ખામી છે અથવા તો મારી સમજણ કે મારી પદ્ધતિ કે બીજે કશે જ કાંઈક ઊણપ છે. મૉન્ટેસરીની વિચારણામાં કેળવણી

એ ઉદાત્ત માનવીસંસ્કારનો પાયો છે એટલે એમાં કશી ભૂલ નથી એમ ઊંડો વિચાર કરતાં લાગ્યું. એટલે બીજે ક્યાંક કાંઈક ખામી છે એમ અનુમાન ઉપર મારે આવવું પડ્યું. પરંતુ મને એ બધું બરાબર સમજાતું નહોતું.

બીજી બાજુ મારી કરુણ દશા ઉત્તરોત્તર વધુ ઘેરી બનતી ગઈ. બીજા વર્ગમાં ગયો ત્યાં આવું 'ભાવણું' કરવાનો ઉત્સાહ નહોતો રહ્યો. ત્યાં કાંઈક ઠીક ચાલ્યું. બીજે દિવસે મારા વર્ગમાં હું ગયો ત્યારે જોયું કે કોઈએ વર્ગનાં બારણાં બંધ કર્યાં હતાં. સહેજ બારણું ખખડાવ્યું એટલે કોઈકે બારણાં ખોલ્યાં પણ હું દાખલ થયો કે આખો વર્ગ હસી પડ્યો. હું ખસિયાણો પડી ગયો. અપમાનનો ઘૂંટડો પી ગયો. ગુસ્સે ન જ થવું એવો ઘેરથી નિર્ણય કરીને આવ્યો હતો. પછી જે પાઠ શીખવતો હતો તેની જોડણી લખવામાં મેં પાટિયા તરફ પીઠ ફેરવી કે કોઈએ ચાકનો ટુકડો મારા પર ફેંક્યો. મેં તેમની સામે જોયું ત્યારે ફરીથી બધા હસ્યા. પછી હું લખવાને બદલે શીખવવા મંડ્યો ત્યારે પણ વાતચીત, ઘોંઘાટ અને આવનજાવન ચાલુ હતાં. થોડા વિદ્યાર્થીઓ કાળજીપૂર્વક સાંભળતા પણ હતા. પણ હું શીખવવાનો ઉત્સાહ ગુમાવી બેઠો હતો. જો હું ખિજાઈને ઠપકો આપું તો 'તમે તો મિત્ર છો, તમે આમ ખિજાઓ છો?' એ જવાબ મળશે એ હું જાણતો હતો. પણ કર્તવ્યબુદ્ધિથી આપણે આપણું કાર્ય કરવું અને એની શુભ અસર થશે જ એવી શ્રદ્ધાયુક્ત વિચારણા કરીને આવ્યો હતો એટલે એ તોફાનની ઉપેક્ષા કરીને હું મારું શિક્ષણકાર્ય કરી રહ્યો હતો.

પણ વર્ગમાં ફેલાતી અશાંતિ મને વધુ અકળાવી રહી હતી. મારી 'આબરૂ' હવે તો સારી રીતે ફેલાઈ હતી એટલે ત્રીજા ધોરણમાં પણ એક પારસી છોકરાએ મારી નકલ કરી વિદ્યાર્થીને હસાવ્યા. માત્ર મૅટ્રિકના વર્ગમાં મને મુશ્કેલી નહોતી નડતી, કારણ કે

પહેલા બે દિવસ ત્યાં મારો પિરિયડ નહિ હોવાને કારણે 'આદર્શ શિક્ષણ' વિશેનું ભાષણ નહોતો કરી શક્યો અને ત્રીજે દિવસે ગયો ત્યારે ભાષણ કરવાની હિંમત કે ઉત્સાહ નહોતાં રહ્યાં. વળી ગુજરાતી કવિતા કે રસમય પાઠ શીખવવામાં મને મજા પડતી અને વિદ્યાર્થીઓને પણ કાંઈક રસ પડતો હશે એ કારણે હોય કે બીજા કારણે હોય પણ મેટ્રિકના વર્ગમાં હું કંઈક માનસિક શાંતિ અનુભવતો હતો. પણ બીજા વર્ગમાં મને થતી હેરાનગતિ અને મારો થતો ઉપહાસ મને મૂંઝવી રહ્યાં હતાં. ઉકેલ કાંઈ સૂઝતો નહોતો.

રોજ રાત્રે નિરાશ થઈને શું કરવું એનો વિચાર કરું, પણ ઉકેલ કાંઈ મળે નહિ. હું હતબુદ્ધિ થઈ ગયો હતો. નિશાળમાં જવા તૈયાર થાઉં અને હૃદયમાં અકથ્ય મૂંઝવણ થાય અને પગ ધ્રૂજે. એ વખતે મારા મનમા જે એક સંવેદન ઊભું થતું તે મને આજેય એવું ને એવું યાદ છે: 'હું નાનો હતો ત્યારે શિક્ષકથી એવો બીતો કે નિશાળમાં જતાં ડર લાગતો; લેસન થોડું અધરું હોય ત્યારે શિક્ષકની બીકથી નિશાળમાં જતાં પગ ધ્રૂજતા. શિક્ષક સર્વસત્તાધીશ જેવો લાગતો. આજે હું શિક્ષક છું ત્યારે વિદ્યાર્થી શું તોફાન કરશે એ ડરથી નિશાળમાં જતાં મારા પગ ધ્રૂજે છે. કેવું વિચિત્ર!'

એક દિવસ હું મારા વર્ગમાં ગયો ત્યારે વિદ્યાર્થીઓએ ટેબલ ઉપર ખુરશી મૂકી ચાકના ટુકડા, કાગળિયા ઇત્યાદિ મૂકી બારણાં બંધ કર્યાં મેં જોયાં. મેં બારણાંને સહેજ ધક્કો માર્યો ને બારણાં ઊઘડી ગયા. હું ચિડાયો. મારાથી આવું ક્રોધમાં બોલાઈ ગયું: 'તમે તે કેવા જંગલી છો! તમને હું આટલી લાગણીથી ભણાવું છું પણ તમને તેની કાંઈ કદર નથી?...' પેલો ધીટ છોકરો પેટનું પાણી ન હાલ્યું હોય તેવા ઠંડા કલેજે બોલ્યો, 'તમે અમારા મિત્ર થઈને અમને જંગલી કહો છો? તમે કહ્યું હતું કે હું ચિડાઈશ નહિ પણ તમે તો ગુસ્સે થઈ ગયા!...' બધા હસી પડ્યા. 'તો

હું નહિ ભણાવું તમને. તમારે ભણવું જ નથી તો હું શું કરું ?...' એમ કહીને હું થોડી મિનિટ મૂક રહ્યો. પાંચેક મિનિટે સહેજ શાંતિ થઈ એટલે મેં પાછું ભણાવવાનું શરૂ કર્યું. પણ શાંતિ ઝાઝી ટકી નહિ. મૅટ્રિક સિવાયના કોઈપણ વર્ગમાં શાન્તિ નહોતી જળવાતી. હું શિક્ષક તરીકે સફળ હતી જ નહિ થઈ શકું એમ મને લાગવા માંડયું. શું કરવું એ સૂઝતું નહોતું. મારી નિરાશા અને મૂંઝવણનો પાર નહોતો. નિષ્ફળતાની તીવ્ર લાગણી અનુભવી રહ્યો હતો. અન્ય સાથી શિક્ષકોની પાસે મારી મૂંઝવણ વ્યક્ત કરવામાં શરમ અનુભવતો હતો. 'ન કહેવાય, ન સહેવાય' એવી સ્થિતિ અનુભવતો હતો. પણ મનમાં સમસમી રહી બધી વેદના સહેતો હતો.

આમ કરતાં લગભગ અઠવાડિયું વીતી ગયું. એક દિવસ વિશ્રાંતિ-સમય (રિસેસ) દરમિયાન હું શિક્ષકખંડમાં બીજા સહકારીઓ જોડે બેઠો હતો, ત્યારે મારા જ વર્ગનો પેલો ધીટ છોકરો 'નઈ દુનિયા બસાઈ હૈ' એ વખતનું સિનેમાનું પ્રચલિત ગાયન સાભિનય ગાતો ગાતો અંદર દાખલ થયો. હું તો કંઈક લખતો હતો. પણ મારી પાસે બેઠેલા ત્યાંના એકાદ બે વર્ષના જૂના શિક્ષક તરફ જોઈ એ ગીત ગાતો હતો તે મેં ઊંચે જોયું ત્યારે હું જોઈ શક્યો. પેલા શિક્ષકે એને કહ્યું, 'તું આ રૂમમાં ગાતો ગાતો આવે છે તેથી શરમાતો નથી ? છાનોમાનો ચાલ્યો જા અહીંથી...' બિલકુલ અસ્વસ્થ થયા સિવાય એણે જવાબ આપ્યો, 'સર, આમ કહો છો તો હું જે નવી દુનિયા વસાવવાનો છું તેમાં તમને પ્લૉટ નહિ આપું...' બીજા શિક્ષકો હસી પડયા. પછી 'એક બંગલા બને ન્યારા...' એ ગીત ગાતો ગાતો એ ચાલ્યો ગયો. આ જોઈને હું સડક થઈ ગયો. કોઈપણ વિદ્યાર્થી આવી ધૃષ્ટતાપૂર્વક શિક્ષક સાથે વર્તે એ મારે માટે અકલ્પ્ય હતું. હું કેવા વાતાવરણમાં આવી પડ્યો છું એ વિચારે અત્યંત વ્યાકુળ

બની ગયો.

મેં પેલા શિક્ષકને પૂછ્યું, 'આ છોકરો આવી ઉદ્ધતાઈ કરી ચાલ્યો ગયો તો એની સામે તમે શું પગલાં લેવાના છો ? તમે શિક્ષા કેમ ન કરી ? કોઈ વિદ્યાર્થી આમ વર્તે એ મારી કલ્પના બહારની વસ્તુ છે. આવી નિશાળમાં કેવી રીતે કામ થઈ શકે ?' એમણે મને કહ્યું, 'તમે નવા આવ્યા છો એટલે તમને અહીંની કાંઈ ખબર નથી લાગતી. આ નિશાળમાં જો તમે મુખ્ય શિક્ષકને આવી ફરિયાદ કરો તો એ તમને કહેવાના કે "તમને બરાબર શીખવતા ફાવતું નથી લાગતું. તમે ભણાવવામાં રસ પાડો તો કોઈને તોફાન કરવાનું મન જ નહિ થાય !" પેલો છોકરો તો એક બાવાનો છોકરો છે. કેવો મજબૂત છે તે તમે જાણો છો. એને હું મારું તો બહાર નીકળીને રસ્તા ઉપર એ મને મારે તેવો છે. આની રીતે બે ત્રણ શિક્ષકોએ માર ખાધેલો છે. ખરી હકીકત એ છે કે આ નિશાળ શુદ્ધ ધંધાદારીની છે. એક છોકરો નિશાળ છોડી જાય તો એમને એટલી ફી ઓછી થાય. અને એક શિક્ષક જાય તો બીજો મળી જ જવાનો છે. કદાચ સસ્તો પણ મળે. એટલે હું તો તમને સલાહ આપું છું કે તમારે અહીં જો નોકરી કરવી હોય તો માનપમાનનો વિચાર કર્યા વિના કામ કરવું. ઉપરીને ફરિયાદ કરવામાં તમારી નબળાઈ લેખાશે અને તેનું કશું પરિણામ નહિ આવે. એને મારવાથી આપણે માર ખાવો પડે એવો સંભવ છે. બીજું એ પણ તમારે મનમાં યાદ રાખવાનું છે કે આ નિશાળની કયાંય આબરૂ નથી. એટલે અહીં આવેલા કેટલાક વિદ્યાર્થીઓ તો બીજી નિશાળોમાંથી કાઢી મૂકેલા હોય છે. ગામના ઉતાર છે. આ બાવાનો છોકરો છે, એ મવાલી જેવો છે, કેટલાક છોકરાઓ માબાપને હેરાન કરીને આવ્યા હોય તેવા છે. આવા છોકરાઓએ વાતાવરણ બગાડ્યું છે. મુખ્યાધિકારીને વિદ્યાર્થીની ફી વહાલી છે, એટલે એ પક્ષ વિદ્યાર્થીનો ખેંચવાના. સારા છોકરાઓ પણ છે પણ એ બિચારા શું કરે?'

ઊલટા બગડે. માટે આ સ્થિતિ સમજીને નોકરી કરવી હોય ત્યાં સુધી આ બધું સહી લેવું. આ વર્ષે હું એલએલ.બી. થઈ જાઉં ત્યાં સુધી અહીં કામ કરવાનો છું. અહીંની સ્થિતિ બધા શિક્ષકો જાણે છે અને આવું ગેરવર્તન જુએ તો આંખમિચામણાં કરે છે, કારણ બીજે નોકરી ક્યાં સહેલાઈથી મળે છે? તમે નવા છો તેથી તમને આ હકીકતો કહું છું.'

આ સાંભળીને તો મારી મનોવ્યથા ઊલટાની વધી પડી. આવી પરિસ્થિતિમાં કામ કઈ રીતે કરી શકાય? રોજ હું ઘેરથી નિશાળમાં આવવા માટે નીકળું ત્યારે મારા પગ ધ્રૂજે અને આજે કેવું અપમાન સહન કરવું પડશે એની બીક લાગે. એ શિક્ષકે કહેલી વાતો મારા મનમાંથી ખસતી નહોતી, મને ચેન પડતું નહોતું. આખી રાત આનો વિચાર આવ્યા કર્યો, ઊંઘ પણ બરાબર ન આવી. મૉન્ટેસરીના સિદ્ધાંતો અનુસાર મેં પહેલે દિવસે ભાષણ કર્યું હતું તે યાદ આવતાં હું જ મારો ઉપહાસ કરવા લાગ્યો. અહીં આવી ભાવનાશીલતા અને આદર્શની વાતોને અવકાશ જ ક્યાં છે? એ પ્રશ્નથી મૂંઝાયો. તો પછી આવાં અપમાન અને ગેરશિસ્ત પ્રત્યે આંખમિચામણાં કરી પેટગુજારો કરવા માટે નોકરી કર્યે રાખવી? આવી રીતે નોકરી કરી મારે આત્મદ્રોહ કર્યે રાખવો? બીજો રસ્તો પણ શો? આવા આવા પ્રશ્નોએ મને અકળાવી મૂક્યો. મારું હૃદય કમકમી ઊઠ્યું. આ બધા મનોમંથનને અંતે મેં નિર્ણય કરી લીધો કે મારે આ નોકરી નથી કરવી.

*     *     *

આ નિશાળમાં શિક્ષણને અનુરૂપ વાતાવરણ નથી એટલું જ નહિ પણ સ્વમાનપૂર્વક કામ કરવું શક્ય નથી એ વિચારે રાજીનામું આપી નિશાળની નોકરી છોડી દેવાનો નિર્ણય તો લીધો, પણ મારા મનમાં એથી સમાધાન નહોતું થયું. ઊલટું, નિરાશાની લાગણી ઉત્પન્ન થઈ હતી, કારણકે અંદરથી મારા અંતરાત્મા

બોલતો હતો : 'નોકરી છોડી દેવી એટલે નિષ્ફળતાનો એકરાર. તને કેળવણીનું કાર્ય કરતાં ન આવડયું એ જ તેનો સ્પષ્ટ અર્થ. છે. વિદ્યાર્થીઓમાં તું રસ ન જન્માવી શકયો; મોટા મોટા આદર્શોના વિચારો કર્યા હતા પણ એને વ્યવહારમાં ઉતારતાં તને ન આવડયા. તારી નિષ્ફળતાને ઢાંકી દેવા તેં વાતાવરણ ઉપર દોષારોપણ કર્યું. વાતાવરણ અનુકૂળ નથી એ ખરું, પણ એ સ્થિતિમાં તું તો અનુકૂળ વાતાવરણ ઊભું ન કરી શકયો ને? નોકરી છોડવાની પીછેહઠ કરવામાં તે કઈ બહાદુરી છે? પરાજિત થઈ નોકરી છોડી દેવામાં તો લાંછન છે. કઈક રસ્તો કાઢી તેનો ઉકેલ શોધવાની શક્તિ છે? આવી રીતે નોકરી છોડીશ તો પછી તું કયે દિવસે શિક્ષકનું કામ કરી શકવાનો છે? નોકરી છોડી દેવી એટલે વાસ્તવિક સ્થિતિમાં તું માર્ગ શોધી ન શકયો એટલે છટકીને દૂર ભાગી જવાનો નિર્ણય...'

હું એ અંતરાત્માની સાથે વાતચીત કરતો : 'આવા નકામા છોકરાઓ હોય અને માત્ર વેપારીવૃત્તિથી નિશાળ ચલાવનાર સંચાલકો હોય એટલું જ નહિ પણ વિદ્યાર્થીને ગેરશિસ્તમાં રાચવાનું ઉત્તેજન મળે. તેમ તેઓ વર્તતા હોય ત્યાં કઈ રીતે કામ થાય? જો મને ભણાવતા ન આવડતું હોય તો નિમણૂક પહેલાની કસોટીમાં મને કેમ સફળતા મળી? એટલે મને ભણાવતા નથી આવડતું એમ નથી. પણ હું ભણાવી શકું તેવું વાતાવરણ નથી અલબત્ત, આ સ્થિતિમાં હું નવું વાતાવરણ નથી જન્માવી શકયો એ ખરું છે. મૉન્ટેસરી જેવા સમર્થ કેળવણીકારના વિચારોને અનુરૂપ હું કાર્ય કરવા લાગ્યો, પણ તેમાં આવી મારી ઉપહાસનીય સ્થિતિ કેમ થઈ તે જરૂર વિચારવા જેવી વાત છે. નોકરી છોડવી એટલે વાસ્તવિક સ્થિતિથી દૂર ભાગવું એ વાત પણ સાચી છે. પણ વિકૃત સ્વભાવના છોકરાઓની સાથે કામ કરતાં મને ન આવડયું એ વાત ખરી. પણ કરવું શું! માર્ગ સૂઝતો નથી...'

મુખ્યાધિકારી જ્યારે મારા શિક્ષણકાર્યની કસોટી કરવા આવ્યા ત્યારે તો વિદ્યાર્થી તદ્દન શાંત હતા. એ પંદરેક મિનિટ શીખવ્યું ત્યારે મને શીખવતાં ફાવ્યું તેનો મનેયે આનંદ થયો હતો. એ વખતે કોઈ છોકરાએ કેમ તોફાન નહિ કર્યું હોય એવો પ્રશ્ન મારા મનમાં સ્ફુર્યો પણ વિચાર કરતાં જવાબ મળી ગયો: 'મુખ્યાધિકારીની બીકથી તોફાન નહિ કર્યું હોય, એટલે એમને બીકની જરૂર છે.' તો તો મારે કોઈક વખત શિક્ષા કરવી જોઈએ એવો અર્થ થયો. પણ શિક્ષા કરીએ તો સંચાલક શું કહેશે એ મારા સહકારીએ મને કહ્યું હતું. અંતે વિચાર કરતાં લાગ્યું કે જો વિદ્યાર્થીઓની જોડે કેમ વર્તવું અને શું કરવું એની સ્વતંત્રતા ન હોય તો નોકરી છોડી દેવી. માત્ર પૈસા મળે તે માટે નોકરી ટકાવી રાખવા બધું નભાવી લેવું અને આપણા વિચારોને દબાવી રાખવા એ મને ન ગમ્યું. તેથી મેં નિર્ણય કર્યો કે મારે મુખ્યાધિકારીને મારું દૃષ્ટિબિન્દુ સમજાવવું. થોડી શિક્ષા કરવી એ સંજોગોમાં અનિવાર્ય છે એવું અનુમાન મને ન રુચે તેવું હોવા છતાં તારવ્યા વિના છૂટકો ન હતો. પણ એ શિક્ષા માત્ર ખપ પુરતી જ રહેશે એમ પણ ઠરાવ્યું. પરિણામ ગમે તે આવે પણ એવો પ્રયોગ કરવો જોઈએ એમ મને લાગ્યું. જો એમ કરવાની રજા ન મળે તો જ નોકરી છોડી દેવી. પણ એ બધું મારે મારા વિચારો મુખ્યાધિકારીની પાસે વ્યક્ત કર્યા પછી જ કરવું.

મુખ્યાધિકારી મને વિદ્યાર્થીને શિક્ષા કરવાની રજા નહિ જ આપે તે મને સ્પષ્ટ જણાતું હતું, કારણકે મારા પેલા સહકારીએ કરેલી વાતનો સંદર્ભ હું જાણતો હતો. પણ પછી હું નોકરી છોડું તો મારી પરાજિત વૃત્તિને લીધે નહિ હોય, પણ મને જરૂરી લાગતી સ્વતંત્રતા નહિ મળવાને કારણે હશે. આ વિચારથી મારા મનનું થોડું સમાધાન થયું. હું બીજે દિવસે મુખ્યાધિકારીને મળ્યો. મેં તેમને કહ્યું, 'તમારી નિશાળમાં જોડાયે મને આઠ-નવ દિવસ

ચયા. મારા વર્ગના એક-બે વિદ્યાર્થીઓ માથાભારે છે તેને પરિણામે વર્ગમાં અશાંતિ રહ્યા કરે છે. એ વિદ્યાર્થીઓને શિક્ષા કરવી મને જરૂરી લાગે છે. હું એમને કાઢી મૂકું કે મારું તો મારી શિક્ષા તમે માન્ય રાખો એવી વિનંતી કરવા આવ્યો છું. તમે ખાતરી રાખજો કે અનિવાર્ય હશે તો જ હું તેમ કરીશ. મેં સાંભળ્યું છે કે આ નિશાળમાં શિક્ષક વિદ્યાર્થીને શિક્ષા કરે તો વિદ્યાર્થી તમારી પાસે છૂટી જાય છે. અને પરિણામે એ વિદ્યાર્થીની વર્તણૂક વધુ બગડે છે અને શિક્ષક હતાશ બની જાય છે. એટલે હું જે શિક્ષા કરું તે તમે માન્ય ન રાખવાના હો તો હું રાજીનામું આપી છૂટો થવા માગું છું. તમારી પાસે ખુલ્લા દિલથી વાતચીત કરું છું. તમારા મનમાં ગેરસમજણ ઊભી નહિ થાય તેવી આશા રાખું છું.'

બીતાં બીતાં વાત તો કરી નાખી. 'તમે જવું હોય તો જઈ શકો છો, તમારી રીતે નિશાળમાં કામ ન થઈ શકે' એવા પ્રકારનો જવાબ સાંભળવાની મેં માનસિક તૈયારી કરી રાખી હતી. પછી હું મુક્ત મને છૂટો થઈ શકીશ; મારા મનમાં અસમાધાન નહિ રહે એમ વિચાર્યું હતું. મારું વક્તવ્ય સ્વસ્થ ચિત્તે સાંભળ્યા પછી મુખ્યાધિકારીએ મને કહ્યું, 'તમારું કહેવાનું હું સમજી શક્યો છું. પણ એક વસ્તુ કહી દઉં. શિક્ષા કરવાથી સારું પરિણામ આવશે એમ માનવાની જરૂર નથી. સારા શિક્ષકને શિક્ષા કરવાની જરૂર હોતી નથી એમ હું અનુભવ ઉપરથી કહી શકું છું. તમે નવા છો, બિન અનુભવી છો એટલે સલાહ આપું છું કે બને ત્યાં સુધી શિક્ષા ન જ કરશો. છતાંય કદાચ તમે શિક્ષા કરશો તો હું તેને માન્ય રાખીશ તેની ખાતરી રાખજો. અને હું તો હજી પણ શિક્ષા ન જ કરવાની સલાહ આપું છું તે ધ્યાનમાં રાખજો.' આ સાંભળીને મારા સાનંદાશ્ચર્યનો પાર ન રહ્યો! પણ મારી જવાબદારી ખૂબ વધી પડી. નોકરીમાંથી છૂટા થવું સહેલું હતું પણ આવા છોકરાઓને

શિક્ષા કરવામાં મોટું જોખમ છે તે હું જાણતો હતો અને મનમાં ખૂબ બીક લાગતી હતી. કદાચ મારે માર ખાવો પડે તેવી દહેશત પૂરેપૂરી હતી. મુખ્યાધિકારીએ છૂટ આપી તેથી મારે અગ્નિપરીક્ષા-માંથી પસાર થવું પડશે અને સફળ થઈશ કે નહિ તે વિષે હું સાશંક હતો. પણ હવે ક્યાથી છુટાય? મુખ્યાધિકારીએ મચક ન આપી હોત તો સારું થાત, તો હું આવી કસોટીમાંથી બચી જાત અને નોકરી છોડવામાં કાંઈક શહીદી કરી છે, એવું મિથ્યાભિમાન લઈ શકત. માનવમન કેવું વિચિત્ર છે! મુખ્યાધિકારીએ મેં માગી છૂટ મને આપી તે પણ મને અંદરથી ન ગમ્યું!

ઘેર જઈ બધી વિચારણા કરી લીધી. મારા વર્ગમાં સૌથી વધુ જુદી રીતે તરી આવતો પેલો ધીટ છોકરો હતો. મેં મનમાં વિચાર કર્યો: 'શિક્ષા કરવાનો પ્રસંગ આવે ત્યારે પહેલી શિક્ષા એને જ કરવી; એ એક જો ઠેકાણે આવે તો બીજા છોકરા ઉપર તેની અસર થવાની. છતાય શિક્ષા કરવી એ શિક્ષણનો ઉદ્દેશ ન જ હોવો જોઈએ.' એ તોફાની છોકરો મજબૂત હતો અને હું પણ એકત્રીસેક વર્ષનો છોકરો જ હતો ને? મનમાં થોડો ગભરાટ પણ હતો. પરંતુ વિચારને અમલમાં મૂકવાનો મેં દૃઢ નિરધાર કરી લીધો. મેં એક નાનકડી નેતરની સોટી ખરીદી લીધી. પછી બીજે દિવસે અનેક ભાવમિશ્રિત સંવેદનો સાથે હું નિશાળે ગયો.

હું વર્ગમાં દાખલ થયો ત્યારે મને જોઈને જ પેલો ધીટ છોકરો બોલી ઊઠ્યો: 'આજે તો આપણા મિત્ર સોટી લઈને આવ્યા છે!...' તરત મેં તેને સોટી મારી. તેણે વર્ગમાં જ તરત મારો સોટીવાળો હાથ પકડ્યો અને બોલ્યો, 'તમારા જેવા અનેક માસ્તરો અહીં આવ્યા અને ગયા; કોઈએ મને મારવાની હિમ્મત નથી કરી તે યાદ રાખજો' એમ કહી તે મારા હાથમાંથી સોટી લઈ લેવા ગયો. હું પણ શરીરે સાવ નબળો નહોતો; આ સ્થિતિથી ક્રોધે ભરાઈ ઉશ્કેરાયો હતો એટલે જોરથી હાથ પાછો ખેંચી લઈ

તેને સહેજ ધક્કો માર્યો. બીજા છોકરાઓ આ મારામારી જોઈને સ્તબ્ધ બની ગયા. વર્ગમાં શાંતિ ફેલાઈ ગઈ. પણ પેલો ધીટ છોકરો બોલ્યો, 'હું તમને બતાવી આપીશ કે હું શું કરી શકું છું.' મેં ઉશ્કેરાયેલા સાદે કહ્યું, 'વર્ગમાંથી બહાર ચાલ્યો જા... ગેટ આઉટ...' જરાય અકળાયા વગર એ બોલ્યો, 'તમે મને શું બહાર કાઢતા હતા! હું જ મારી મેળે ચાલ્યો જાઉં છું. હમણાં જ મુખ્યાધિકારી પાસે ફરિયાદ કરું છું. અને પછી જોઈ લેજો.' એમ કહીને એ બહાર ચાલ્યો ગયો. મોટા ભાગના વિદ્યાર્થીઓ શાન્ત થઈ ગયા—જે પ્રકૃતિથી શાન્ત સારા હતા તેઓ તથા જેઓ એ વિદ્યાર્થીની અસરથી તોફાન કરવા પ્રેરાયા હતા તેઓ પણ. પછી મેં ભણાવવાનું શરૂ કર્યું. પણ હું અસ્વસ્થ હતો. છતાં ગાડું ચાલ્યું. એક વિદ્યાર્થીએ જરા અવાજ કર્યો તેને મેં બહાર જવાનું ફરમાવ્યું. એ ચાલ્યો ગયો. પછી તો બિલકુલ શાંતિ છવાઈ ગઈ. કામ સારી રીતે ચાલ્યું.

પછી મને જાણવા મળ્યું કે પેલા છોકરાએ મુખ્યાધિકારીને મારા વિશે ફરિયાદ કરી ત્યારે મુખ્યાધિકારીએ કહ્યું હતું કે મેં એમને એમ કરવાની છૂટ આપી છે. એટલે હંમેશની માફક મુખ્યાધિકારીને એણે કહ્યું, 'તો હું આ નિશાળ છોડીને બીજી નિશાળમાં દાખલ થવા ઇચ્છું છું.' કોણ જાણે કેમ પણ મુખ્યાધિકારીએ હંમેશની માફક સમજાવી લેવાને બદલે કહ્યું, 'તું જઈ શકે છે.' અને પછી કારકુનને કહ્યું કે, 'આને લીવિંગ સર્ટિફિકેટ કાઢી આપ' એ છોકરો મૂંઝાઈ ગયો. એને કઈ સ્કૂલ સંઘરવાની હતી? આ સ્કૂલમાંથી જનારા વિદ્યાર્થીને કોઈ સ્કૂલ તો દાખલ કરે તેમ જ નહોતું. નિશાળમાંથી ચાલ્યો જાય તો ઘેર પિતાશ્રી જોડે ઝઘડો થાય એની એને બીક હોય કે ગમે તે હોય પણ સહેજ વિચાર કરી એણે મુખ્યાધિકારીને કહ્યું, 'સાહેબ, મને એક વખત જવા દો. હવે આવું નહિ કરું.' મુખ્યાધિકારીએ કહ્યું કે, 'તને

જો તારા વર્ગશિક્ષક દાખલ કરે તો મને વાંધો નથી; તું એની પાસે જા.' મુખ્યાધિકારીએ મને બોલાવી આ બીના કહી અને સમજાવપૂર્વક સલાહ પણ આપી.

* * *

વર્ગનો પેલો તોફાની છોકરો ચાલ્યો ગયો ત્યાર પછી વર્ગનું વાતાવરણ સાવ બદલાઈ ગયું. શરૂઆતમાં એક બીજો છોકરો પણ જ્યારે સહેજ કાંઈક ગરબડ કરવા ગયો એટલે મેં એને પણ વર્ગ-બહાર કાઢી મૂક્યો. પરિણામે, વર્ગમાં તદ્દન શાંતિ ફેલાઈ ગઈ. સારા વિદ્યાર્થીઓને અનુકૂળ વાતાવરણ મળ્યું. પેલાઓની અસરથી તોફાની રંગે રંગાયેલા છોકરાઓને કદાચ બીક લાગી હશે તેથી તેઓ શાન્ત બની ગયા હશે. ગમે તેમ હોય, પણ મને શીખવવાની ખૂબ મજા આવવા લાગી. કવિતા, વાર્તા, ઇત્યાદિ વિષયમાં વિદ્યાર્થીઓ મારી સાથે એકરૂપ બની ગયા હોય તેમ મેં અનુભવ્યું. વિદ્યાર્થીઓના ચહેરા ઉપર પ્રસન્નતા અને આનંદની લાગણીઓ, જ્યારે તેઓ રસમાં તન્મય હોય, ત્યારે હું જોઈ શકતો હતો. તેથી શીખવવાનો મારો ઉત્સાહ અને આનંદ બેવડાતા હતા.

હું બહારની નીકળીશ ત્યારે એ છોકરો કદાચ મારી સાથે મારામારી કરશે એવી મારા મનમાં બીક હતી. શાળાના મુખ્યાધિકારીએ તેને હું માફી આપું તો જ એ નિશાળમાં રહી શકે તેમ ચોખ્ખું કહી દીધું હતું એમ મુખ્યાધિકારીએ પોતે મને કહ્યું જ હતું. પણ એ મારી પાસે આવ્યો નહોતો. તેથી શાળા પૂરી થયે કદાચ મને હેરાન કરશે એવી મનમાં બીક લાગતી હતી. પરંતુ એના સિવાય વર્ગમાંથી કોઈ ગેરહાજર નહોતું તેથી મને થોડું સાંત્વન હતું.

સાંજના પાંચેક વાગ્યે જ્યારે નિશાળ છૂટી ત્યારે થોડા ગભરાટ સાથે હું ઘેર જવા નીકળ્યો. મારામારી થાય તો સહી લેવી, જોયું જશે—એવો વિચાર મનમાં કરી લીધો હતો. પ્રભુકૃપાએ

એવું કશું ન બન્યું. છતાં મનમાં ડર હતો કે સાંજે એ ધીટ છોકરો બીજા છોકરાઓને મળી બીજે દિવસે મને હેરાન કરવાની કશીક યોજના ઘડશે. બીજે દિવસે હું વર્ગમાં દાખલ થાઉં એ પહેલાં એ છોકરો મને વર્ગનાં બારણાં બહાર મળ્યો. મને એણે કહ્યું, 'સાહેબ, મને એક વાર માફ કરો. મારી ભૂલ થઈ, હવે તોફાન નહિ કરું.'

એને ક્યાં ખબર હતી કે એને જોઈને મારા હૃદયમાં કંઈ ઓછો ગભરાટ ઉત્પન્ન થયો નહોતો? હું માત્ર એટલું જ બોલ્યો, 'ભલે, હવે તારું વર્તન સારું રહેશે એમ આશા રાખું છું.' એ વર્ગમાં બેઠો. મેં મારું શીખવવાનું શરૂ કર્યું. વાતાવરણમાં આગલે દિવસે શાંતિ હતી તેવી જ શાંતિ છેક સુધી જળવાઈ રહી એટલું જ નહિ પણ હું જે કાવ્ય શીખવતો હતો તે બધા વિદ્યાર્થીઓ એકચિત્તે સાંભળતા હતા. મારા ચિત્તને હવે શાતા વળી. ત્યાર પછી બીજા વર્ગમાં પેલો પારસી છોકરો મારી તેમ જ અન્ય શિક્ષકની ઠેકડી ઉડાવતો હતો તે પણ તદ્દન શાંત હતો. મારી 'કીર્તિ' બધા વર્ગોમાં ફેલાઈ ગઈ હતી એ હું જોઈ શક્યો. પહેલાં જ્યારે વિદ્યાર્થીઓને મેં સાચા વાત્સલ્યથી 'તમે મારા મિત્ર છો' એમ કહ્યું હતું ત્યારે હું કોઈક વિચિત્ર પ્રાણી છું એવી 'કીર્તિ' ફેલાઈ હતી, હવે તોફાન કરનારને મારી કાઢી મૂકું તેવો છું તેથી 'કડક શિક્ષા' કરનાર કઠોર શિક્ષક તરીકે મારી 'કીર્તિ' ફેલાઈ ગઈ!

ત્યાર પછી મેં કોઈ ને કદી પણ શિક્ષા કરી નહોતી કારણકે શિક્ષા કરવાનો પ્રસંગ જ ઊભો થયો નહોતો. નેતરની સોટી પહેલા બે દિવસ પછી મેં ફેંકી દીધી હતી. પેલા વિદ્યાર્થીને મારવો પડ્યો તેનું મને દુઃખ હતું અને મારું અસ્તિત્વ નિશાળમાં સ્વમાનપૂર્વક ટકી રહે તે માટે એમ કરવું પડ્યું હતું તે હું સારી પેઠે જાણતો હતો. પણ હવે તો મારે માટે કાયમની નિરાંત થઈ ગઈ. મારા

સમાચાર અમારા શિક્ષકગણમાં પણ ફેલાઈ ગયા હતા.

ત્રણેક દિવસ પછી એક શિક્ષિકે મને કહ્યું, 'આપણા વર્ગનો અમુક છોકરો (તેનું નામ અત્યારે હું ભૂલી ગયો છું) મને પજવે છે. બધા છોકરાઓ તમારાથી ડરે છે તેમ સાંભળ્યું છે તો તેને બોલાવી તે મારા વર્ગમાં મને હેરાન ન કરે એટલું કહેશો?' મારા મનમાં હું હસી ઊઠ્યો: વિદ્યાર્થીઓને મિત્ર ગણી તેઓ મારાથી — શિક્ષકથી — કદી ન ડરે એવી ભાવનાથી મેં શિક્ષણકાર્ય શરૂ કર્યું. થોડા જ દિવસમાં હું શિક્ષા કરનાર કડક શિક્ષક તરીકે 'પ્રસિદ્ધ' થયો! કેવી વિચિત્ર ઘટના! મેં તો પેલા છોકરાને બોલાવી એ ઉપર્યુક્ત શિક્ષકને ન પજવે તેવી ચેતવણી આપી. અને સાચે જ મારું કામ ફળ્યું. પેલા શિક્ષકની પજવણી ઓછી થઈ, તેણે મારો આભાર માન્યો. એ વખતે મારા મનમાં વિચાર આવ્યો: મૉન્ટેસરી આદિ શિક્ષણકારોએ શિક્ષાનો જરાય ડર વિદ્યાર્થીને ન હોવો જોઈએ અને શિક્ષિકે વત્સલ બની બાળકો માટે સ્વતંત્રતાનું વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ એમ કહ્યું છે એ સાચું હોય તો જ્યારે મેં તેને અનુરૂપ વાતાવરણ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કર્યો ત્યારે મારો ઉપહાસ થયો, અને મારે પોતાને ડરવું પડે તેવું બન્યું હતું. જ્યારે શિક્ષણકારોની વિચારસરણી વિરુદ્ધ શિક્ષા કરી, ત્યારે મારા માટે તેમ જ અન્ય શિક્ષકને માટે અનુકૂળ વાતાવરણ ઊભું થયું અને વિદ્યાર્થીઓ પણ શિક્ષણ માટે અભિમુખ બન્યા. તો આમાં શું સાચું? મારા મનમાં આ વિચાર-સંઘર્ષ ઠીક સમય સુધી ચાલ્યો. એ વિશેનો ઉકેલ તો પછી સૂઝવાનો હતો. એ ત્યારે હું ક્યાંથી જાણું?

પણ એટલું ખરું કે મારાથી બીને વિદ્યાર્થીઓ શાંત બન્યા હતા. તેનું મારા મનમાં ખૂબ દુઃખ હતું. વિદ્યાર્થીઓને જોઈને હમેશાં મને મનમાં એમ થતું કે 'હું તમારા પ્રત્યે સદ્ભાવ અને પ્રેમથી વર્ત્યો ત્યારે તમે મને પજવ્યો. તમને શિક્ષા કરી ત્યારે તમે

ડાહ્યાડમરા બની વર્ગમાં શાંતિ રાખો છો. તમે સારા માણસો નથા.' વિદ્યાર્થીઓ ભલે હવે શાન્ત રહેતા અને તેથી વર્ગમાં હું સારી રીતે શીખવી શકતો હતો એ ખરું, પણ સારા માણસોને તેઓ પજવે એવા છે તેવા સ્વાનુભવને લીધે એમના તરફ મને ખરેખર તિરસ્કાર હતો. થોડા દિવસ પછી મુખ્યાધિકારીએ મને બોલાવ્યો અને કહ્યું, 'તમારા તરફ વિદ્યાર્થીઓને ખૂબ માન લાગે છે. કારણકે જ્યારે કોઈ શિક્ષક ગેરહાજર હોય ત્યારે તેમની બદલીમાં (પ્રોક્ષીમાં) હું તમને તેમના વર્ગમાં મોકલું એમ તેઓ મને વીનવતા હોય છે. તમે ઠીક ઠીક વિદ્યાર્થીપ્રિય બન્યા છો તે જાણીને હું ખુશ છું.'

મારા વર્ગમાં મને શાંતિથી સાંભળે છે અને મને શીખવવામાં મજા આવે છે તે હું જાણતો હતો. પણ મારા શિક્ષણકાર્યથી તેઓ ખુશ હશે તે હું નહોતો જાણતો. આ હકીકત મને મુખ્યાધિકારીએ કહી ત્યારે હું સારી રીતે શીખવી શકું છું એ જાણીને મને ખૂબ આનંદ થયો. પણ વિદ્યાર્થીઓએ મને પજવ્યો હતો, મારું અપમાન કર્યું હતું, હું વર્ગમા જતા ધ્રૂજતો હતો, એ આખું દશ્ય મારી સામે અનેક વખત તાજું થતું હતું. તેને લીધે તેમના પ્રત્યે એક પ્રકારનો છૂપો તિરસ્કાર મારા મનમાં રહ્યા કરતો હતો. વિદ્યાર્થીઓને હું ગમુ છું એ સાંભળ્યું તોયે તેમના પ્રત્યે મને પ્રેમભાવ ઉત્પન્ન ન થયો.

કોઈ કોઈ વાર વિદ્યાર્થીઓ મારી પાસે આવીને કહેતા, 'સર, સાંજે નિશાળ બંધ થઈ જાય પછી અમારી સાથે ક્રિકેટ રમવા આવો ને?' હું પણ તેમના જેવો જુવાન છોકરો જ હતો, એટલે રમવા માટે મને નોતરે એ પણ સ્વાભાવિક હતું. તેઓ આ રીતે મારા પ્રત્યે પ્રેમાદર બતાવતા હતા તેની મને ક્યાંથી ખબર હોય? હું કામનું બહાનું કાઢી ના પાડતો પણ મન બોલી ઊઠતું : 'તમે મને આટલો બધો હેરાન કર્યો છે, આવું મારું અપમાન કર્યું છે અને હવે તમારી જોડે રમું? તમારી જોડે

રમવાનું મને કેવી રીતે મન થાય?' મેટ્રિકના વર્ગમાં મને વિશેષ મઝા આવતી. બીજા વર્ગોમાં પણ વિદ્યાર્થીઓની પ્રસન્નતા હું જોઈ શકતો. હવે મને જરાય તકલીફ નહોતી. કોઈ પણ વર્ગમાં ગેરશિસ્તનો પ્રશ્ન ઉપસ્થિત નહોતો થતો. કોઈ કોઈ વિદ્યાર્થીઓ કેટલીક વાર કાંઈક મુશ્કેલીઓ પૂછવા કે કાવ્ય સમજવા કે કશાકની ચર્ચા કરવા આવતા. હું તેમને સમજાવતો. તેઓ ઘણી વાર કહેતા, 'સાહેબ, તમે શીખવો છો તેમાં અમને ખૂબ મઝા પડે છે.' તરત મને થયેલી માનહાનિનું દૃશ્ય નજર આગળ ખડું થતું; અને તેમની પ્રશંસાનો આનંદ હું નહોતો માણી શકતો. તેમના પ્રત્યે વાત્સલ્ય ઉત્પન્ન નહોતું જ થતું.

હું પૂર્વગ્રહથી દૂષિત હતો તેથી વિદ્યાર્થીઓના સદ્‌ભાવની કદર કરી શકતો નહોતો એનો મને ખ્યાલ નહોતો. ભણાવવાનો કસબ (skill) મારામાં છે એમ ઘણી વાર થતું પણ વિદ્યાર્થીઓને હું ચાહી નહોતો શકતો. તેઓ આવી પ્રશંસા કરે અથવા પોતાને શીખવવામાં પડતા રસની વાત કરે ત્યારે બાહ્ય શિષ્ટાચારથી હું કહેતો, 'તમને રસ પડે છે તેથી મને ખુશી થાય છે.' છતાં ભાવમુગ્ધ વિદ્યાર્થીઓને હું જે અન્યાય કરી રહ્યો હતો તેનું કારણ મારો પૂર્વગ્રહ હતું તે સમજી શકતો નહોતો. ઊલટું, વિદ્યાર્થીઓએ ભલે શરૂઆતમાં ગમે તે કારણે મારી હાંસી ઉડાવી હોય છતાંય તેમને સાચો રસ પડતાં તેઓ મારે માટે ખરો પ્રેમ અને આદર-વૃત્તિ વ્યક્ત કરતા હતા તેમાં તેમની સ્વભાવસહજ નિર્દોષતા તરી આવતી હતી તે હજી મારે સમજવાનું બાકી હતું. મને ક્યાં ખબર હતી કે પછી બનનારા પ્રસંગોમાં તેમની નિષ્પાપ અને ભાવનાશીલ હૃદયની મને પ્રતીતિ થવાની હતી? અને મારે જ મારા પૂર્વગ્રહનું પ્રાયશ્ચિત્ત કરવાનું હતું? હું તેમને ભણાવતો હતો, પણ હજી મારે પોતાને પરિપક્વતાના પાઠ ભણવાના બાકી છે તે હું ક્યાંથી સમજું?

પછી ત્રણ સાડાત્રણ મહિના સુધી મારું શિક્ષણકાર્ય તો શાંતિભર્યા પ્રસન્ન વાતાવરણમાં ચાલ્યું. મને વર્ગમાં ખૂબ આનંદ આવતો, વિદ્યાર્થીઓને પણ રસ પડતો હશે તે હું તેમના ચહેરા ઉપર પ્રતિબિંબિત થતી આનંદની ઝલક ઉપરથી જોઈ શકતો. પરંતુ મારું મન અંદરથી ખિન્ન રહેતું, કારણકે એ વિદ્યાર્થીઓએ મને કરેલી કનડગત હું ભૂલી શકતો નહોતો.

અમદાવાદના ખર્ચને પહોંચી વળવાની મારી મુશ્કેલી મોટી હતી. ત્યાં તો ભાવનગરથી મારા શિક્ષકે મને સંદેશો મોકલાવ્યો કે, 'હવે તમારે ભાવનગર આવવું હોય તો ખુશીથી આવશો. તમને એકાદ બે ટ્યૂશન અપાવીશ એટલે આર્થિક મુશ્કેલી તમને નહિ નડે.' એથી મને ખૂબ માનસિક રાહત થઈ. અમદાવાદમાં નોકરી કરતાં કરતાં હું મારો અભ્યાસ નિશ્ચિંતપણે કરી શકું તેમ ન હતું, કારણકે એ પગારમાં મારા ખર્ચને પહોંચી વળવું મુશ્કેલ હતું. એટલે મેં બીજી ટર્મથી ભાવનગર જવાનો નિર્ણય તરત કરી લીધો. આ સમય ઑકટોબરની શરૂઆતનો હતો, એટલે અમારા એમ.એ.ના વર્ગો બંધ થવાની તૈયારી હતી અને પહેલી ટર્મ પૂરી થતી હતી. મેં મુખ્યાધિકારી પાસે જઈને હું ભાવનગર શા કારણે જાઉં છું તે કહીને દસમી ઑકટોબરથી મારું રાજીનામું સ્વીકારવાની વિનંતી કરી. મુખ્યાધિકારીને મારા પ્રત્યે સદ્‌ભાવ હતો એટલે પાંચ-દસ રૂપિયા પગાર વધારી આપવાની તત્પરતા પણ એમણે બતાવી, પણ મારી મુશ્કેલીઓ લક્ષમાં રાખી રાજીનામું સ્વીકારવા કબૂલ થયા. નિશાળ મોડી બંધ થતી હતી તેથી ટર્મિનલ પરીક્ષાનાં પેપર કાઢીને જઈશ એવી અનુકૂળતા મેં કરી આપી એટલે છેવટે નોકરી છોડી ભાવનગર જવાનું નક્કી થઈ ગયું.

દસમી ઑકટોબર અને શનિવાર એ નિશાળમાં મારો કામ કરવાનો છેલ્લો દિવસ હતો. હું મંગળવારે ધ્રાંગધ્રા મારા ઘેર વેકેશન માટે જવાનો હતો અને બીજી ટર્મમાં તો ભાવનગર જવાનો હતો.

મુખ્યાધિકારીએ મને મારો પગાર સોમવારે લઈ જવા કહ્યું હતું. છેલ્લે દિવસે મને થયું કે, હું હવે સોમવારથી નહિ આવું પણ બીજા શિક્ષક આવશે એમ મારે વર્ગમાં કહેવું જોઈએ. મને એ વર્ગમાં છોકરાઓએ એટલો બધો હેરાન કર્યો હતો કે તેમને એ કહેવાનું પણ મન નહોતું થતું. પણ છતાંય ફરજ સમજીને મેં લગભગ છેલ્લા પિરિયડમાં કહ્યું, 'આજે તમારા વર્ગમાં હું શિક્ષક તરીકે છેલ્લો દિવસ કામ કરું છું. તમને અગાઉ કહ્યું હતું તેમ હું પણ એમ.એ.નો અભ્યાસ કરું છું. હવે મારું એમ.એ.નું શિક્ષણ હું ભાવનગર લેવાનો છું, એટલે અમદાવાદ છોડું છું તેથી નિશાળમાંથી પણ છૂટો થાઉં છું. હવે સોમવારથી તમારા વર્ગમાં મારે બદલે બીજા વર્ગશિક્ષક આવશે.' એમ કહીને હું મારું ભણાવવાનું કામ શરૂ કરતો હતો, ત્યારે એ વર્ગના બે છોકરાઓએ — જેમાં એક તો મેં જેને માર્યો હતો તે ધીટ છોકરો હતો — કહ્યું, 'સર, આજે છેલ્લો દિવસ છે, તો આજ ન ભણાવો તો ? અમે વર્ગમાં વાંચીશું.' મારે પણ નિશાળનું રજિસ્ટર પૂરું કરવાનું હતું અને અભ્યાસક્રમ કેટલો કર્યો વગેરે માહિતી તેમાં લખવાની હતી. તેથી મેં એમનું સૂચન સ્વીકાર્યું અને કહ્યું, 'ભલે, તમારી ઇચ્છા હોય તો તેમ કરીએ. પણ એક વસ્તુ કરવી પડશે : તમારે તદ્દન શાંતિ રાખવાની. હું મારું લખવાનું કામ પૂરું કરીશ, તમે વાંચજો.'

એમ કહીને મેં મારું લખવાનું શરૂ કર્યું. પાંચેક મિનિટ પછી ત્રણ છોકરાઓ આવ્યા. તેમણે કહ્યું, 'સર, અમારે થોડું કામ છે, તો થોડી વાર બહાર જઈ આવીએ ?' મેં એમને બહાર જવાની રજા આપી. પાછું મેં મારું લખવાનું કામ શરૂ કર્યું. વર્ગમાં બીજા વિદ્યાર્થીઓ શાંતિથી વાંચતા હતા. પંદરેક મિનિટ પછી એ ત્રણે છોકરા આવ્યા, પણ સાથે કરંડિયો પણ લઈ આવ્યા. એ કરંડિયો જોઈને હું ખિજાયો અને તાડૂક્યો, 'તમે તે કેવા રીત માણસો છો ? તમારી [illegible]

રજા આપી છતાં તમે મારી મશ્કરી કરવાનું છેલ્લે દિવસે પણ ચૂકતા નથી? આજે છેલ્લી વાર હું તમારા વર્ગમાં આવ્યો છું ત્યારે પણ આ કરંડિયો લઈને આવવાની મશ્કરી સૂઝી? શરૂઆતની કનડગત પછી તમે શાંત રહેતા હતા એટલે મને થયું કે તમે સુધર્યા છો, પણ તમે તો એવા ને એવા જ રહ્યા!' પેલો ધીટ છોકરો બોલ્યો, 'પણ સર, બે મિનિટ અમારું સાંભળો તો ખરા!' મેં ચીડથી પૂછ્યું, 'બોલો શું છે?' એણે કહ્યું.' તમારી રજા હોય તો બે મિનિટ મારે વર્ગ આગળ કંઈક બોલવું છે.' મેં કહ્યું, 'ભલે, તમારે જે કહેવું હોય તે કહેવાની છૂટ છે.' મને થયું કે આજ છેલ્લો દિવસ છે એટલે ભલે ને તેમને કહેવું હોય તે કહે!

બીજા બે છોકરાઓ પોતાની જગ્યાએ બેસી ગયા હતા. પેલો છોકરો બોલ્યો, 'સર અને ભાઈઓ, આપણા સર આજે આપણને છોડીને જાય છે તેથી આપણને દુઃખ થાય છે. તેઓ ભણાવતા ત્યારે આપણને કેવી મજા પડતી હતી...' હું આશ્ચર્યચકિત થઈ ગયો. એ મશ્કરી કરે છે કે સાચું કહે છે તે હું કળી શકતો નહોતો. પેલાનું ભાષણ ચાલુ જ હતું: '...તેમના જવાથી આપણને મોટી ખોટ પડશે, પણ એમને ભાવનગર જવાનું છે તેથી જાય છે એ એમણે આપણને કહ્યું છે...' આ પ્રવચનમાં મારે માટે સારાં પ્રશંસાવચનો કહ્યાં પછી છેવટે 'આપણા વર્ગ તરફથી તેમને ફૂલહાર આપું છું,' એમ કહી પેલા કરંડિયામાંથી ફૂલહાર કાઢી મને પહેરાવ્યો અને હાથમાં તૂરો આપ્યો. આખા વર્ગે ખૂબ જોરથી તાળીઓ પાડી. મારું હૃદય ભાવથી ઊભરાઈ ગયું. મારે માટે આ તદ્દન અકલ્પ્ય વસ્તુ હતી. કરંડિયો મારું અપમાન કરવા નહિ, પણ બહુમાન કરવા લાવ્યા હશે તે હું ક્યાંથી જાણું? વળી ખરી વાત તો એ હતી કે મારી જિંદગીમાં આવો ફૂલહાર પહેરવાનો આ પહેલો જ પ્રસંગ હતો. વિદ્યાર્થી તરીકે અત્યાર સુધી મેં બીજાને ફૂલહાર પહેરાવ્યા હતા. મને કોઈ ફૂલહાર પહેરાવે એવી કલ્પના

પણ તે વખતે મને નહોતી આવી. અત્યંત ભાવપૂર્વક મેં પણ તેમને જવાબ આપ્યો—મારાથી જવાબ અપાઈ ગયો.

આ પ્રસંગે મને હું મારા પૂર્વગ્રહને લીધે આ વિદ્યાર્થીઓને કેવો અન્યાય કરી રહ્યો હતો તેનું તીવ્ર ભાન થયું. એક વખત પજવ્યો હતો તેને જ હંમેશા યાદ રાખી ત્યાર પછી અનેક પ્રસંગે તેઓ મારા પ્રત્યે પ્રેમભાવ દર્શાવતા હતા તેને હું અવગણતો હતો તે મને ખૂબ સાલ્યું. ફૂલહારના ભાવપ્રાકટ્યે મારા હૃદયમાં રહેલા પૂર્વગ્રહોને દૂર કરી મને નિર્મળ બનાવ્યો એટલું જ નહિ પણ પૂર્વગ્રહ સાચી વસ્તુને કેવી વિકૃત કરી નાખે છે એ પણ સાથે સાથે શીખવ્યું. નહિતર ફૂલહારનો કરંડિયો જોઈને બીજો કશો વિચાર ન કરતાં મારું અપમાન કરવા એ લાવ્યા છે એવો વિચાર જ કેમ આવ્યો? જિંદગીનો એક મૂલ્યવાન બોધપાઠ હું આ રીતે શીખ્યો.

આ પ્રસંગ પૂરો થયો એટલે પિરિયડ પૂરો થવાનો ઘંટ વાગ્યો. હું ફૂલહાર લઈ હરખાતો હરખાતો શિક્ષકખંડમાં ગયો. ત્યાં મારી ચોપડીઓ મૂકતો હતો એટલામાં ચીડથી ઉશ્કેરાયેલ અવાજે બોલતા મુખ્યાધિકારી આવ્યા અને મને કહ્યું, 'મિ. યાજ્ઞિક, આ બધું શું છે? મેં તમને નિશાળમાંથી કાઢી મૂક્યા છે?' મેં જવાબ આપ્યો, 'સાહેબ, કેમ આમ બોલો છો? આપ તો હું રહું તેમ ઇચ્છો છો અને મારે માટે ખૂબ ભાવ રાખો છો. મારા ઉપર કેમ ચિડાયા છો?' તેમણે આવેશભરી રીતે કહ્યું, 'આમ બહાર આવી જુઓ, તમે શું કર્યું છે તે.' હું બહાર ગયો ત્યારે વિદ્યાર્થીઓનું મોટું ટોળું મુખ્યાધિકારીની ઑફિસ આગળ ઊભું હતું અને 'અમે...ને નહિ જવા દઈએ' એવાં સૂત્રો પોકારતું હતું. બનેલું એમ કે પિરિયડ પૂરો થવાનો ઘંટ વાગ્યો, ત્યારે મારા હાથમાં ફૂલહાર જોઈ તથા વર્ગમાં પડેલી તાળીઓ સાંભળી બીજા વિદ્યાર્થીઓએ તેનું કારણ પૂછ્યું. મારા વર્ગના વિદ્યાર્થીએ હું નિશાળ છોડીને જાઉં છું એમ જણાવ્યું. આ નિશાળમાંથી કોઈ

શિક્ષક જાય એટલે તેને કાઢી મૂકયો છે એવો જ તેનો અર્થ વિદ્યાર્થીઓ જાણતા હતા. તેથી મને કાઢી મૂકયો છે એમ જાણી વિદ્યાર્થીઓ મુખ્યાધિકારી પાસે મને ન જવા દેવાનું કહેવા માટે ટોળું મળીને ગયા હતા.

હું બહાર ગયો ત્યારે 'તમને નહિ...નહિ જવા દઈએ' એમ બૂમ મારતું ટોળું જોયું. ગેરસમજ થઈ હતી એ હું સમજી ગયો. ટોળા જોડે કેમ વાત થાય? એટલે હું એટલું જ મોટેથી બોલ્યો કે, 'જો તમને મારે માટે આદર હોય, તો તમે તમારા વર્ગમાં જાઓ. મારે કહેવાનું છે તે હું દરેકને વર્ગમા આવીને કહી જઈશ.' ટોળુ વિખરાયું અને વિદ્યાર્થીઓ પોતપોતાના વર્ગમા ગયા. હું દરેક વર્ગમા જઈને ખરી હકીકત કહી આવ્યો કે હુ મારા પોતાના કારણે અમદાવાદ છોડી ભાવનગર ભણવા જાઉં છું, મને અહીથી જવાનું કોઈએ કહ્યુ નથી, પણ ઊલટુ રહેવા માટે પ્રેમભર્યો આગ્રહ કરે છે...વગેરે આમ શાંતિ ફરીથી સ્થપાઈ, પરતુ આ વિદ્યાર્થીઓએ કરેલા 'નિદર્શન'ના પ્રત્યાઘાત શા આવશે તેની મને કયાંથી કલ્પના આવે? હજી મારી સમજણ પરિપકવ થવાને વાર હતી.

* * *

એ નિશાળમાં કામ કરવાનો આ મારો છેલ્લો દિવસ હતો. શનિવાર હતો. તે દિવસે નિશાળ અગિયાર વાગે બધ થતી હતી. મેં મારા વર્ગમાં, હું જવાનો છુ તે કહ્યુ અને પછી ફૂલહાર મને મળ્યા, વગેરે પ્રસંગ પૂરો થઈ ગયા પછીના પિરિયડમાં હું મોકળો હતો. એટલે મને જે માન મળ્યું તે પ્રસંગસ્મરણમાં હું મુગ્ધપણે રાચી રહ્યો હતો. ગેરસમજથી વિદ્યાર્થીઓ એકઠા થઈ 'તમને નહિ જવા દઈએ' વાળો આશ્ચર્યકારણ પ્રસંગ પણ મારા મનમાં રમી રહ્યો હતો. હું શિક્ષકોની રૂમમા બેઠો બેઠો મારે માટે બનેલા અપૂર્વ પ્રસગો વિચારતો હતો. મારું અભિમાન પણ જાગ્રત થયું અને 'હું પણ કાંઈક છુ, એવી અહંવૃત્તિમા તન્મય હતો. એ

વખતે મેટ્રિકના વર્ગના બે વિદ્યાર્થીઓ ઝરી પાસે આવ્યા. અગિયાર વાગવાને બહુ વાર નહોતી. નિશાળ બંધ થાય એટલે ઘેર જવાનું હતું. તે દિવસે મારે મેટ્રિકના વર્ગમાં પિરિયડ નહોતો તેથી એ વિદ્યાર્થીઓને જોઈ મને આશ્ચર્ય થયું.

તેમણે કહ્યું, 'સર, તમે નિશાળ છોડીને જાઓ છો તે તો તમે અમને તો કદી કહ્યું જ નહોતું! અમને કહેવું તો હતું! અમે તો હમણાં જ જાણ્યું. અમારું આ નિશાળમાં છેલ્લું વરસ છે. અમને તમારા પિરિયડમાં કેવી મજા આવતી હતી! હવે અમારું શું થશે? અમારી ખાતર તમે આ વરસ અહીં રહી જાઓ તો કેટલું સારું!' મેં જવાબ આપ્યો, 'તમારી લાગણી હું જોઈ શકું છું. પણ તમને શરૂઆતમાં કહ્યું તેમ હું પણ એમ.એ.માં ભણતો વિદ્યાર્થી છું. મને અમદાવાદમાં અભ્યાસની અનુકૂળતા નથી તેથી જાઉં છું; ગયા વગર છૂટકો નથી. સોમવારથી બીજા કોઈ સર આવશે. તે પણ તમને સારું નહિ શીખવે એમ કેમ માનો છો? એમ માનવું બરાબર નથી.' પછી એમણે કહ્યું, 'અમે અમારા વર્ગ તરફથી તમને મળવા આવ્યા છીએ. તમારો આજે છેલ્લો દિવસ છે; પછી તમે બહારગામ જવાના છો. એટલે અમારા વર્ગે તમારા માનમાં નિશાળ પૂરી થયે અગિયાર વાગ્યે એક સન્માન સમારંભ યોજ્યો છે. મુખ્યાધિકારી, હેડમાસ્તર વગેરે જે શિક્ષકો અમારા વર્ગમાં ભણાવે છે, તેઓ પણ હાજર રહેશે. અમે તેમને નિમંત્રણ આપી દીધું છે અને તે તેમણે સ્વીકાર્યું છે. દસ-પંદર મિનિટ પછી અમે તમને બોલાવવા આવીશું...' 'ભલે' કહી મેં તેમને જવાની રજા આપી. પણ મારા મનમાં આશ્ચર્ય અને આનંદના મિશ્રભાવો રમી રહ્યા હતા. મારો અહંભાવ પુષ્ટ થયો હતો.

પ્રથમ તો મારે માટે આ અપૂર્વ પ્રસંગો હતા; સાવ અનપેક્ષિત હતા. મારું ભણાવવાનું કામ વિદ્યાર્થી-હૃદયમાં આટલું બધું સ્થાન

પામ્યું છે એ હું પહેલી વાર આમ જાણી શક્યો. થોડાક વિદ્યાર્થીઓએ મને પજવ્યો તેથી બધા વિદ્યાર્થીઓ પ્રત્યે મને અણગમો થયો હતો. તેમાં રહેલો વિચારદોષ મને સમજાયો. વિદ્યાર્થીઓમાં કેવી પ્રબળ ઉદાત્ત લાગણી હોય છે અને જે શિક્ષક સારું શીખવે છે તેમને એ લાગણીનો કેટલી સહેલાઈથી ઉદાર પ્રત્યુત્તર મળે છે! ત્રણ મહિનામાં મારા કરેલા કામની આટલી બધી કદર થાય તેમાં વિદ્યાર્થીઓની સંસ્કારી લાગણીશીલતા રહેલી છે. આ ઉપરાંત મારામાં અહંભાવ જાગ્રત થયો હતો તે વધુ સતેજ બન્યો હતો. પંદરેક મિનિટ પછી સમારંભ શરૂ થયો. બે-ત્રણ વિદ્યાર્થીઓ તથા બે-ત્રણ શિક્ષકો (મૅનેજર સહિત) બોલ્યા અને મારી ખૂબ પ્રસંશા કરી. મેં વિનયથી ઉત્તર આપ્યો. ફૂલહાર પહેરાવવામાં આવ્યા. હું આ જોઈને ખૂબ લાગણીવશ બની ગયો હતો. ઘડીક વાર આ પ્રસંગો સાચા છે કે હું સ્વપ્ન જોઉં છું એ કલ્પના આવી: મારી જિંદગીમાં આવું માન પહેલું હતું. એટલું જ નહિ આવું માન મને મળે એ વસ્તુ મેં કદી કલ્પી નહોતી. સમારંભ પૂરો થયા પછી હું બહાર નીકળ્યો ત્યારે મારા વર્ગના વિદ્યાર્થીઓ હારબંધ સામસામા ગોઠવાયા હતા અને મને પ્રેમભર્યા ઉમળકાથી હાથ જોડી વંદન કરતા હતા. તેથી હું અત્યંત ભાવવશ બની ગયો. મારી આંખો ભીની બની ગઈ.

જે ખાવાના છોકરાએ મને સૌથી વધુ પરેશાન કર્યો હતો તે આમાં મુખ્ય હતો. પ્રેમાદરની આવી અભિવ્યક્તિથી હું ઘણો ભાવાર્દ્ર બની ગયો. એ મારી પાસે આવ્યો અને મને કહ્યું, 'સર, આજે તમારે ઘેર ચાલીને જવાનું નથી. અમે નીચે ઘોડાગાડી (નિશાળ પહેલે અને બીજે માળ હતી, નીચે દુકાનો હતી.) ઊભી રાખી છે તેમાં બેસીને જવાનું છે.' હું શું બોલી શકું? મને એ વખતે વિચાર આવ્યો, 'અરે, આ તે કેવું કહેવાય! હું તો આને તિરસ્કારતો હતો, કારણકે મારું અપમાન એણે સૌથી વધારે કર્યું

હતું. તે જ માણસ અને માન આપવામાં આજે મોખરે છે! આજનો આ પ્રસંગ ઉપસ્થિત ન થયો હોત તો હું એનામાં કાંઈક પણ સારપ છે એવું માનવા તૈયાર ન થાત ને મારી ભૂલ કદી ન સુધરત. આપણી સમજણ કેટલી પૂર્વગ્રહદૂષિત અને ઓછી હોય છે તે હું સ્પષ્ટતાથી જોઈ શક્યો.' બે વિદ્યાર્થીઓ ઘોડાગાડીમાં મારી સાથે આવી મને ઘેર મૂકી ગયા. પ્રેમાદરપૂર્વક થોડી વાત કરી તેઓ ગયા. તેઓ ગયા, પણ મારું પરિવર્તન કરતા ગયા; મારી દૃષ્ટિને શુદ્ધ બનાવી ગયા તેની તેમને ખબર નહોતી. તેઓ ક્યાંથી જાણે કે તેઓ મને માનવહૃદયનો એક ઉદાત્ત અને સરસ પાઠ ભણાવીને ગયા છે? તેઓ આ રીતે મારા શિક્ષક બન્યા હતા તેમની તેમને ખબર ન જ હોય. તેઓને પણ કદી મળવાનું બન્યું નથી, તેઓનાં નામ પણ આજે મને યાદ નથી, તેમને પણ કદાચ આ બધું યાદ ન હોય. પણ આજે જ્યારે હું વિદ્યાર્થીઓને વઢતો હોઉં છું કે કોપ કરતો હોઉં છું ત્યારે મારી પાસે આ વિદ્યાર્થીઓની, ખાસ કરીને પેલા ધીટ બાવાના છોકરાની, સ્મૃતિ તાજી થાય છે અને મને પૂર્વગ્રહદૂષિત ન થવાનો બોધપાઠ યાદ આવે છે. આજે જ્યારે હું ગુનેગાર વિદ્યાર્થી તરફ સમભાવપૂર્વક અને ઉદારતાપૂર્વક વર્તું છું, ત્યારે મારા સાથીઓ કહે છે કે 'ન સુધરે તેવા વિદ્યાર્થીઓને તમે કડક શિક્ષા કરતા નથી.' મારા આવા વર્તન પાછળ આ અનુભવ રહેલો છે, એથી મારા સાથીઓ હું જલદી દ્રવી જાઉં છું તેમ માને છે. પણ આ બોધપાઠે મારા ચિત્ત ઉપર એવી ઊંડી છાપ પાડી છે કે 'કદી ન સુધરે એવા વિદ્યાર્થીઓ' હોય તેમ હું માની શકતો નથી. મારે કહેવું જોઈએ કે હજી મારો વિશ્વાસ ડગ્યો નથી. ઘણીવાર ગુનામાં રીઢા થઈ ગયેલા વિદ્યાર્થીઓ સાથે કામ પડ્યું છે પણ મોટે ભાગે મને સુખદ અનુભવ થયો છે. ક્વચિત્ વર્ષાંત નિષ્ફળતા મળી છે, પણ તેને સમજાવવા જેટલી ફુરસદ નહિ મળી હોય અથવા તેનાં બીજાં પરિબળોને હું નહિ સમજ્યો

હોઉં તેથી નિષ્ફળતા પામ્યો હોઈશ એમ માનવા હું પ્રેરાઉં છું. અનેક રીઢા બની ગયેલા કદી ન સુધરે એવા (incorrigible) ગણાતા વિદ્યાર્થીઓમાં મેં અનુકૂળ પરિવર્તન જોયું છે અને તેનાં સુફળ મેં ચાખ્યાં છે. આ મારી દૃષ્ટિ-ઘડતરમાં અમદાવાદનો ઉપર્યુક્ત અનુભવ પાયામાં રહ્યો છે.

ઘેર ગયા પછી મને આ નિશાળમાં થયેલા અનુભવોનો વિચાર આવતો પણ વિદ્યાર્થીઓએ મારા પ્રત્યે જે પ્રેમાદર બતાવ્યો તેને હું પાત્ર છું કે નહિ એ વિચારને બદલે મેં જાણે કોઈ અપૂર્વ સિદ્ધિ મેળવી હોય તેવી મિથ્યાભિમાનની લાગણીએ મારા ચિત્તનો કબજો લીધો હતો. તેનાથી મારું વર્તન કેવું હાસ્યાસ્પદ બન્યું હતું તેની આજે મને યાદ આવે છે ત્યારે હું શરમાઉં છું. પ્રથમ તો આવા મળેલા અનપેક્ષિત માનથી હું એવો ફુલાયો હતો કે આખો દિવસ એ અહંભાવના કેફમાં હું ચકચૂર હતો. જે કોઈ મળે તેની પાસે ગમે તે પ્રકારે પણ આ વાત ઉખેળીને મારી બડાઈનું પ્રદર્શન કરતો. આ સન્માન અનુભવથી આનંદક્ષુબ્ધ બનેલા મારા ચિત્તને લીધે તે રાત્રે મને ક્યાંય સુધી ઊંઘ ન આવી. જેમ કોઈ અનપેક્ષિત આઘાતને લીધે મન ક્ષુબ્ધ થાય છે, તેમ અણકલ્પ્યા થયેલા આનંદથી પણ મન ક્ષુબ્ધ થાય છે, અને આ બંને પ્રસંગે ચિત્ત ક્ષુબ્ધ બનવાથી ઊંઘ નથી આવતી તેનો આ અનુભવ મારા માટે અવિસ્મરણીય બન્યો છે.

બીજે દિવસે રવિવાર હતો. અનેક મિત્રો અને સંબંધીઓને મળ્યો, કારણકે એકબે દિવસમાં હું અમદાવાદ છોડવાનો હતો. એ બધા સ્નેહીઓને શી ખબર કે હું અભિનંદન-ભૂખ્યો છું? એ કઈ રીતે જાણે કે મને આટલું બધું માન મળ્યું હતું? તેઓ નિશાળ વિશે વાત ન કાઢે તોપણ હું યુક્તિપૂર્વક વાત કાઢીને આ નિશાળના અનુભવને વર્ણવી તેમની પાસેથી શાબાશી ઉઘરાવતો તેનું મને બરાબર સ્મરણ રહ્યું છે. એ વખતે મારામાં પરિપક્વતા નહોતી

કે આવા માનને હું પચાવી શકું. એ હાસ્યાસ્પદ પ્રસંગો ઘણીવાર યાદ આવે છે ત્યારે મનમાં સમાધાન કરી લઉં છું કે માણસે એ પ્રક્રિયામાંથી પસાર થવું પડે છે, એ પ્રક્રિયામાંથી પસાર થયા પછી પણ પરિપક્વતા ન આવે તો તે ખૂબ જ શરમજનક લેખાય. શનિ-રવિના દિવસે જાણે હું કોઈ ઊંચા સ્વર્ગમાં હોઉં તેવા કેફમાં રાચતો હતો. આ કેફ ઊતરે ત્યારે કેવી નિરાશાયુક્ત વાસ્તવિક સૃષ્ટિમાં આવી પડવાનો છું તેની મને કલ્પના નહોતી. આજે બનેલી ઘટનાનું પશ્ચાદ્‌વલોકન કરતાં લાગે છે કે પરમાત્માની સૃષ્ટિની નિગૂઢ યોજના એવી છે કે ઊંચેથી નીચે ગયા પછી જ સમતોલતાનો ખ્યાલ આવે છે. નિદાન, મારે માટે તો એમ જ બન્યું છે.

* * *

શનિવારે નિશાળના વિદ્યાર્થીઓએ વ્યક્ત કરેલા પ્રેમાદરના કેફમાં હું બે દિવસ ચકચૂર રહ્યો. મેં જાણે કોઈક અપૂર્વ 'વિજય' મેળવ્યો હોય તેની ખુમારીમાં હું રાચતો હતો અને જ્યાં ત્યાં એ પ્રસંગને પરાણે ઊભો કરીને વર્ણવી હું મારો અહં અભદ્ર રીતે વ્યક્ત કરતો હતો. સોમવારે મારે નિશાળમાં પગાર લેવા જવાનું હતું. તે મુજબ હું નિશાળે ગયો અને મૅનેજર (મુખ્યાધિકારી)ની ઑફિસમાં તેમને મળ્યો. અત્યાર સુધી એ મુખ્યાધિકારીએ મારા પ્રત્યે સદ્‌ભાવ દાખવ્યો હતો અને તેમના સહકાર વડે જ હું શિક્ષણકાર્ય કરી શકયો હતો. સામાન્ય રીતે તેઓ મને જ્યારે જ્યારે મળે ત્યારે હસીને પ્રસન્નતાપૂર્વક વાત કરે એ જ મારો હંમેશનો અનુભવ હતો. છેલ્લી વખતે મળીશ ત્યારે તો હવે મેં 'વિજય' મેળવ્યો છે તેથી ખૂબ પ્રસન્નતા દાખવશે અને બે શબ્દો પ્રશંસાના કહેશે એવી આશા મનમાં સેવી હતી.

તેને બદલે મેં જ્યારે તેમને વંદન કર્યાં, ત્યારે એમના મુખ ઉપર મારે માટે અણગમો વ્યક્ત કરતા હોય તેવા ભાવ જોયા.

પછી બોલ્યા, 'તમે શિક્ષકખંડમાં બેસો, પછી હું તમને બોલાવું ત્યારે આવજો.' તેમનું આવું વર્તન કેમ હશે તે હું કલ્પી શક્યો નહિ. પણ બે દિવસ 'વિજય'ના કેફમાં હું સ્વર્ગમાં હોઉં એવો અહંભાવ મારા ચિત્તમાં હતો, તે નશો ઊતરી ગયો અને આ અપમાનથી પાછો જ્યાં હતો ત્યાં વાસ્તવિકતાની ધરતી ઉપર આવી ગયો.

હું ઊતરેલે ચહેરે શિક્ષકખંડમાં ગયો. છાપું વાંચતો હતો, પણ મન તો ખિન્ન બન્યું હતું. એટલે મારું ચિત્ત વાંચવામાં નહોતું. પાંચસાત મિનિટ થઈ હશે ત્યાં પટાવાળો આવ્યો, મળ્યાની પહોંચમાં સહી કરાવી મારા હાથમાં પરબીડિયું મૂક્યું. તેમાં નીચે મુજબનો પત્ર હતો: 'પત્ર અંગ્રેજીમાં ટાઇપ કરેલો હતો. તે પત્રનો અહીં ગુજરાતીમાં અનુવાદ અક્ષરશઃ આપું છું:

ધ ગુજરાત હાઇસ્કૂલ, ઘીકાંટા, અમદાવાદ.
તા. ૧૨ ઑક્ટો. ૧૯૩૬

*પ્રતિ.

મિ. યાજ્ઞિકને નિશાળની સેવામાંથી મુક્ત કરવામાં આવે તે પહેલાં તા. ૧૦મી ઑક્ટોબરને શનિવારે તેમણે પોતાના વર્ગમાં ફૂલહાર કેમ સ્વીકાર્યા તેનો લેખિત ખુલાસો આપવો પડશે. એ વખતે વર્ગમાં તેમણે શિક્ષણકાર્ય કરવાનું હતું. અધિકારીની રજા મેળવ્યા વિના તેમ જ તેમને માહિતી આપ્યા વિના ફૂલહાર કેમ સ્વીકાર્યા તે વિશે પોતાનાં કારણ એ લખીને જણાવે.

'શિસ્તના પગલા તરીકે આવો ખુલાસો નીચે સહી કરનારને માગવો પડે છે, તેથી તેને દિલગીરી થાય છે.

'તેમણે વિદ્યાર્થીઓને બિનજરૂરી માહિતી આપી તેથી નિશાળની શિસ્તને ખૂબ હાનિ પહોંચી છે, અને આ સંસ્થાની પ્રતિષ્ઠાને તેમણે ન ભરપાઈ કરી શકાય તેવું નુકસાન કર્યું છે.

'નીચે સહી કરનારને દિલગીરીપૂર્વક કહેવું પડે છે કે મિ.

*જ. વ. ૩

યાજ્ઞિકે તેમની આવી વિચિત્ર વર્તણૂકનો પ્રતીતિજનક અને સંતોષકારક ખુલાસો આપવો જોઈએ.

'આ મુદ્દા વિશે નીચે સહી કરનારને જો સંતોષજનક ખુલાસો નહિ મળે, તો તેમનો પગાર જપ્ત કરવામાં આવશે.

સહી...

મેનેજર'

આ કાગળમાં કરેલા અકલ્પ્ય અને અણધાર્યા આક્ષેપો વાંચીને હું ખૂબ અસ્વસ્થ બની ગયો. રિશેસમાં હું મેનેજર પાસે ગયો. મેં આવેશભર્યા અવાજે કહેવું શરૂ કર્યું, 'સાહેબ, મેં આવી નિષ્ઠાપૂર્વક...' અને બોલતો અટકાવી તેમણે કરડાકીથી કહ્યું, 'હું તમારી જોડે કશી ચર્ચા કરવા માગતો નથી. તમારી વાત મારે સાંભળવી નથી. મારે જે કહેવું છે તે મેં પત્રમાં કહ્યું છે અને તમારે જે ખુલાસો કરવો કરવો હોય તે લખીને મને આપી શકો છો. હવે તમે શિક્ષકખંડમાં જઈ શકો છો.' આવું અપમાન સહન કરવાની મારી જરાય માનસિક તૈયારી નહોતી. હું તો આગલે દિવસે અહંપ્રેમના કેફમાં રાચી બીજા પાસેથી પ્રશંસા ઉઘરાવતો હતો, તેમ આજે પણ વિદાય આપતી વખતે મુખ્યાધિકારી મારાં વખાણ કરશે તેવી અપેક્ષા સેવતો હતો.

હવે તો મારી અકળામણ અને મારા આંતરિક સંઘર્ષનો પાર નહોતો. થોડી વાર શૂન્યમનસ્ક થઈ બેસી રહ્યો. આંખમાથી દુઃખાશ્રુ પડી ગયાં. થોડી વારે સ્વસ્થ થયો. મનમાં વિચાર્યું કે મેં એવું કયું અઘટિત કાર્ય કર્યું હતું કે આવી મનોવેદના મારે ભોગવવી પડે છે? થોડી વાર પછી મન સહેજ શાન્ત થયું. મુખ્યાધિકારીના પત્રના મુદ્દાઓ વિચારી લઈ મેં ખુલાસો લખવા માંડ્યો. એ ખુલાસાવાળા પત્રની નકલ આજે પણ મારી પાસે છે. તેમાં આમ લખ્યું હતું. મેં જવાબ અંગ્રેજીમાં લખ્યો હતો. તેનો આ ગુજરાતી અનુવાદ છે:

'તમારો પત્ર મળ્યો. મેં આવી અપેક્ષા જ્હોતી રાખી તેથી

તમારા પત્રથી મને ઘણું દુઃખ થયું છે.

'તમારી નિશાળમાં મે શિક્ષણકાર્ય કર્યું તે મારી જિંદગીનો શિક્ષક તરીકેનો પહેલો અનુભવ છે. વિદ્યાર્થીઓને મેં જ્યારે વર્ગમાં મારો છેલ્લો દિવસ અને છેલ્લો પીરિયડ હતો ત્યારે સ્વાભાવિક રીતે કહ્યું કે હું સોમવારથી અમદાવાદ છોડી જવાનો હોવાથી નહિ આવું, પણ બીજા શિક્ષક આવશે. તેઓ નીચે જઈ ફૂલહાર લઈ આવ્યા હતા તે હું જાણતો નહોતો. એકાએક તેમણે થોડું બોલી મને ફૂલહાર પહેરાવ્યો. મને શી ખબર કે આ માટે તમારી પરવાનગી લેવાની હોય છે? મને નિયમની ખબર હોત તો હું જરૂર તેમ કરત. આમ અજાણતાં નિયમભંગ થયો હોય તો તે માટે હું માફી માગું છું.

'તમારી નિશાળને મેં કઈ રીતે નુકસાન પહોંચાડયું છે તે હું બિલકુલ સમજી શકતો નથી. વિદ્યાર્થીઓ શિક્ષક પ્રત્યે પ્રેમાદર બતાવે તે વસ્તુ તો નિશાળની પ્રતિષ્ઠા વધારે છે. તમારી નિશાળમાં વિદ્યાર્થીઓએ મારા જેવા શિક્ષક પ્રત્યે આદર બતાવ્યો છે તેમાં નિશાળની પ્રતિષ્ઠા વધી છે એમ હું માનું છું. તમને લાગતું હોય કે મેં નુકસાન કર્યું છે, તો તેની વિગતો આપવા વિનંતી છે.

'મેં કદાચ ફૂલહાર સ્વીકારીને તમારા નિયમનો અજાણતા ભંગ કર્યો હશે. પણ હું તમને પૂછી શકું કે મૅટ્રિકના વિદ્યાર્થીઓએ મારા માટે જે સન્માનસમારંભ યોજ્યો તેમાં તમે મારી પ્રશંસા કરી એટલું જ નહિ પણ તમે જ મને ફૂલહાર પહેરાવ્યો એ વિશે તમે શું કહેશો? નિયમભંગ કરવાને તમે જ ફૂલહાર પહેરાવો અને એ સમારંભ માટે પરવાનગી આપો અને હાજર રહો એને તમે કઈ રીતે ન્યાય્ય ઠરાવશો?

'હું તો માનું છું કે તમારી નિશાળમાં છે એવા વિદ્યાર્થીઓમાં પણ ભાવનાશીલતા જાગ્રત કરવા હું નિમિત્ત બન્યો તેથી મેં તમારા સંસ્થાની સેવા કરી છે. તેની કદર કરવાને બદલે તમે

આવો અપમાનજનક પત્ર લખ્યો છે તેથી હું દુઃખ અનુભવું છું.'

આવો લેખી ખુલાસો લખી હું મુખ્યાધિકારીને મળવા ગયો. એમના હાથમાં પત્ર મૂક્યો. એમણે વાંચ્યો. હું ઉશ્કેરાટથી બોલ્યો, 'તમે વિનાકારણ મારું અપમાન કરશો એમ મેં કલ્પ્યું નહોતું. તમે સહકાર ન આપ્યો હોત તો હું મારું શિક્ષણકાર્ય કરી શક્યો ન હોત. મારી સેવાની કદર કરવાને બદલે મારી સામે આવા આક્ષેપ?' કોણ જાણે કેમ પણ એ વખતે મારાથી વિશેષ બોલાઈ ગયું : 'પગાર ન આપો તો કાંઈ નહી', પણ હું અમદાવાદના લોકોને છાપામાં નિવેદન આપીને કહીશ કે જે નિશાળમાં વિદ્યાર્થીઓમાં જે શિક્ષક આદરવૃત્તિ ઉત્પન્ન કરે છે તે શિક્ષકને જ શિક્ષા કરવામાં આવે છે તેવી એક નિશાળ આ ગામમાં છે...'

હું આમ બોલ્યો કે તરત મુખ્યાધિકારીએ પોતાના ટેબલનું ખાનું ઉઘાડી મારા હાથમાં પગારના પૈસા મૂક્યા ને પછી કહ્યું : 'તમે ખોટું ન લગાડશો. મારે તો તમારો વિદાય સમારંભ યોજીને તમને એક ફાઉન્ટનપેન ભેટ આપવી હતી. પણ તમે ઉતાવળ કરીને બધું બગાડયું ! થયું તે ખરું. હવે તમને તમારો પગાર મળી ગયો છે એટલે મેં લખેલો કાગળ પાછો આપી દો.' મેં જવાબ આપ્યો, 'સાહેબ, હવે તમારા પત્રને હું આક્ષેપપત્ર નહિ ગણું, મને મારા શિક્ષણકાર્યનું પ્રશંસાપાત્ર મળ્યું છે એમ સમજીશ. એ પત્રનો હું દુરુપયોગ નહિ કરું.' એમ કહી મેં રજા લીધી. એ પત્રને મે કાળજીપૂર્વક મારા કાર્યની મધુર સ્મૃતિરૂપે અત્યાર સુધી સાચવ્યો છે. આજે ૩૧ વર્ષે તે પ્રસિદ્ધ કરું છું.

* * *

શિક્ષણક્ષેત્રમાં મારો આવો જે પ્રથમ અનુભવ થયો અને જે માનસિક સંઘર્ષ મારે સહન કરવો પડયો તેને હું મારું દુર્ભાગ્ય માનતો નથી, સદ્ભાગ્ય માનું છું. આ પ્રથમ અનુભવે મને એ પ્રસંગનું પૃથક્કરણ કરવા પ્રેર્યો અને ભૂલ કરતાં કરતાં અન્તે મને

કેળવણીના સિદ્ધાંતો—મૂળભૂત સિદ્ધાંતો સમજાયા તેનાથી મારું ભવિષ્યનું કાર્ય ઘણું સરળ બન્યું એટલું જ નહીં પણ હું શિક્ષક તરીકે વિદ્યાર્થીઓના માનસને સમજવા હંમેશાં પ્રયત્નશીલ રહી શક્યો. વિદ્યાર્થીઓને અન્યાય ન કરી બેસું તેની જાગ્રતિ મને મારા પ્રથમ અનુભવમાં મળી. તેને પરિણામે વિદ્યાર્થીઓની ભાવનાશીલતા અને સારપનાં અનેક મીઠાં ઉદાહરણોએ મારામા વિદ્યાર્થી પ્રત્યેની શ્રદ્ધા પોષી છે. એમાં ભાગ્યે જ મને નિરાશા સાપડી છે એમ હું આ મારાં ૩૧ વર્ષના શિક્ષણકાર્યની ફલશ્રુતિરૂપે કહી શકું છું. અત્યારે વિદ્યાર્થીની ગેરશિસ્તનું વાતાવરણ આખા દેશમા વ્યાપક બન્યું છે, ત્યારે પણ મારી શ્રદ્ધા બહુ ડગે તેવું મારે માટે બન્યું નથી. તેના પાયામાં આ પ્રથમ અનુભવે જ આપેલી દીક્ષા કાર્ય કરી રહી છે એમ હું માનું છુ.

સ્વાનુભવના પ્રસંગોના પૃથક્કરણમાંથી કેળવણીના નીચેના મૂળભૂત સિદ્ધાંતો મે તારવ્યા છે:

(૧) મોન્ટેસોરી આદિ શિક્ષણશાસ્ત્રીઓને શિક્ષા ન કરવી, ભયથી નહિ પણ પ્રેમથી શિક્ષણમાં રસ ઉત્પન્ન કરવો વગેરે સિદ્ધાંતો તો સાચા છે. પરંતુ સમધારણ વિદ્યાર્થીને લક્ષમાં રાખી એ સિદ્ધાંતો તારવ્યા છે. પણ જ્યાં વિદ્યાર્થીમાં વિકૃતિ હોય ત્યાં શિક્ષા કરવી અનિવાર્ય બને છે, પણ તે તો માત્ર એ સમધારણ કક્ષાએ પહોંચે ત્યાં સુધી જ. અંતે તો શિક્ષા કે ભયનો ત્યાગ જ ફલપ્રદ બને છે. જ્યાં સમધારણ વિદ્યાર્થીઓ ન હોય ત્યાં સહાનુભૂતિ, પ્રેમ, ઉદાત્તતા આદિ સિદ્ધાંતો પણ હાંસીપાત્ર બને છે અને તેનું દુષ્પરિણામ જ આવે છે. હું જે નિશાળમાં હતો ત્યાં કેટલાક વિકૃત અને સ્વભાવમાં રીઢા બની ગયેલા વિદ્યાર્થીઓ હતા તેથી હું હાંસીપાત્ર બન્યો અને વિદ્યાર્થીઓની હીનતાને ઉત્તેજન મળ્યું. જ્યાં સુધી વિદ્યાર્થીઓમાં કેળવણી પ્રત્યે અભિમુખ થવાની વૃત્તિ ન જાગે ત્યાં સુધી અમે ગમે તેટલી ઉત્તમ વસ્તુ તેમને આપો તો તે વસ્તુ એળે જ

જવાની. 'મારાથી ન બીશો, હું તમારો મિત્ર છું. તમારી મુશ્કેલી હોય તો વિના સંકોચે મને પૂછશો,' એવી મારી ઉદાત્ત ભાવનાની હાંસી થઈ. હું દિશાશૂન્ય બની ગયો; અને હું કદીયે શિક્ષક નહિ બની શકું એવી લાગણી ઉત્પન્ન થઈ તેનું ખરું કારણ હું જે વિદ્યાર્થીઓ જોડે કામ કરતો હતો તે સમધારણ નહોતા તે હતું. તેમને સમધારણ કક્ષાએ લાવવા મેં શિક્ષા કરી. તેનું સારું પરિણામ આવ્યું કારણ તે તો તેમને સમધારણ કરવા પૂરતી જ હતી. એકાદ બે દિવસ પછી મેં સોટી ફેંકી દીધી હતી અને પછી કોઈ દિવસ શિક્ષા નહોતી કરી. પછી તો સહાનુભૂતિભર્યા શિક્ષણે કે વિચારસે જ સાચું કાર્ય કર્યું હતું.

આ વસ્તુને સમજાવવા માટે મને એક ઉપમા સૂઝે છે. કોઈ કહે કે બદામ, કાજુ વગેરે શક્તિદાયક અને પોષક ખાદ્ય ચીજો છે અને તેનાથી શરીર તંદુરસ્ત અને મજબૂત બને છે તો તે સત્ય જ છે, પણ તે સાજા માણસને લક્ષમાં રાખી કરેલું વિધાન છે. જેનું જઠર બગડી ગયું હોય કે જે માંદો માણસ હોય તેને બદામ-કાજુ ફાયદો નથી કરતાં, એટલું જ નહિ પણ ખૂબ નુકસાન કરે છે. એટલે એ બદામ, કાજુ પચાવી શકે તે માટે પ્રથમ તો સાજું થવું જોઈએ. એને પ્રથમ માંદગી મટાડવા માટે જેમ કડવી દવાઓ લેવી પડે છે તેમ વિકૃત સ્વભાવના વિદ્યાર્થીઓ હોય તેમને સમધારણ કરવા શિક્ષારૂપી દવા આપવી પડે છે પરંતુ દવા માત્ર વિકૃતિ ટાળવા પૂરતી જ હોય. તેમ નિશાળમાં જે વિદ્યાર્થીઓ સમધારણ કક્ષાના ન હોય અથવા વિકૃત હોય તેમને માટે થોડી શારીરિક શિક્ષા જરૂરી બને છે. બાવાના પેલા ધીરુ છોકરાને શિક્ષા ન કરી હોત, તો માત્ર એને જ નહીં પણ બીજા વિદ્યાર્થીઓના શિક્ષણલાભમાં વિઘ્ન થયું હોત. બલ્કે, મારા 'આદર્શ સિદ્ધાંતો' એ બધાનું નુકસાન કર્યું હોત અને હું હાસીપાત્ર બન્યો હોત.

(૨) ગમે તેવા તોફાની કે ગુંડા જેવા રીઢા બની ગયેલા

વિદ્યાર્થીઓમાં ક્યાંક ને ક્યાંક સારપ, કાંઈક માનવી હૃદયનો ઉદાત્ત અંશ રહ્યો હોય જ છે. તે અંશને સ્પર્શી બહાર કેમ કાઢવો, તેને આકાર કેમ આપવો અને એમાં શક્તિ કેમ લાવવી એ કેળવણીનું કામ છે. અંગ્રેજી શબ્દ 'એડ્યુકેશન'નો શબ્દાર્થ પણ 'સારું બહાર કાઢવું—લાવવું' એ જ થાય છે. આ સત્ય હું ભાવાના પેલા ધીટ છોકરાના પ્રસંગથી શીખ્યો. એ છોકરામાં કંઈ પણ સારપ કે માનવી ઉદાત્તતા હોઈ શકે એમ માનવા હું તૈયાર નહોતો. હું જે વાર્તા, કાવ્ય ઇત્યાદિ દ્વારા શીખવતો હોઇશ તેનાથી તેના હૃદયના ખૂણામાં જે ઉદાત્ત અંશ ક્યાંક ઢંકાયેલો પડયો હશે તેને શુભ અસર થઈ હશે તે હું જાણતો નહોતો. ફૂલહાર લાવવામાં તેમ જ વિદ્યાર્થીઓમાં મારે માટે આદરવૃત્તિ ઉત્પન્ન કરવામાં એ જ મુખ્ય હતો. જ્યારે હું છેલ્લે દિવસે ઘેર જતો હતો ત્યારે તે મારે માટે ઘોડા-ગાડી લાવવામાં તેમ જ ભાવાર્દ્ર બનાવે તેવું ભાવનાશીલ વાતાવરણ ઊભું કરવામાં મોખરે હતો. હું તો માનું છું કે ભાવનામુગ્ધ વિદ્યાર્થીઓને માટે આપણે જો કાંઈ થોડું ઉદાત્ત કાર્ય કરીએ, તો તેઓ તેનો આપણને અનેકગણો પ્રત્યુત્તર આપે છે. માત્ર આ ભાવાના છોકરે જ નહિ, પણ ત્યાર પછીના મારા અધ્યાપનકાર્ય દરમિયાન જે વિદ્યાર્થીઓને હું ઘણુ વઢયો હોઈશ તેમણે જ મારો તરફ સ્નેહાદર વ્યક્ત કર્યો છે. તે વસ્તુ મારા આ વિધાનનું સમર્થન કરે છે. જરા પણ ઉદાત્તતા કે ભાવનાશીલતાનો અંશ ન હોય એવો ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી મને મળ્યો છે. ઊલટું, અનપેક્ષિત અને અણધારી રીતે રીઢી ગણાતી વ્યક્તિઓમાં મેં ભાવાર્દ્ર બનાવે તેવી સારપ વ્યક્ત થતી જોઈ છે. કેળવણીનું કાર્ય માનવી હૃદયમાં સુષુપ્ત રહેલી સંસ્કારિતાને પ્રગટ કરવાનું છે, તેને આકાર આપવાનું છે.

(૩) પૂર્વગ્રહનાં વાદળાં સત્યને ઢાંકી દે છે, સત્યને જોવાની દૃષ્ટિને અંધ બનાવી દે છે. પેલા વિદ્યાર્થીઓ મારે માટે જેમાં ફૂલ-હાર લઈ આવ્યા તે કરંડિયો મારી મશ્કરી કરવા માટે જ લાવ્યા

છે તેમ માની મેં તેમને ઠપકો આપ્યો. એમણે મને ક્રિકેટ રમવાનું આમંત્રણ આપે તોયે હું તેમને ખરાબ માની તિરસ્કારતો. વિદ્યાર્થીએ એકબે વાર ગમે તેવું ખરાબ વર્તન કર્યું હોય તોયે તેના પ્રત્યે પૂર્વગ્રહ રાખવાને બદલે તે સુધર્યો છે, સુધરવાની વૃત્તિવાળો છે એવી રીતે તેની જોડે વર્તવાથી તેનાં સારાં પરિણામ આવે છે. વસ્તુતઃ કિશોરાવસ્થામાં ખોટી સમજણથી કે ખોટાં મૂલ્યો સેવવાથી તેઓ ખરાબ વર્તન કરે છે. સમભાવપૂર્વક સારી દૃષ્ટિ કેળવવાથી કે સાચાં મૂલ્યો સમજાવવાથી એમનું તદ્દન પરિવર્તન થાય છે. ગાંધીજી જેને હૃદયપરિવર્તન કહેતા તેનું જ આ વિવરણ છે. આવું પરિવર્તન મેં ઘણા વિદ્યાર્થીઓમાં થતું જોયું છે.

(૪) તમે સારા માણસ છો, તમને વિદ્યાર્થીઓ તરફ દ્વેષ નથી, વિદ્યાર્થીઓનું હિત થાય એ તમને ગમે છે એટલું જો વિદ્યાર્થીઓ શિક્ષકના વર્તન ઉપરથી સમજી લે — અને એ સમજવાની સહજ શક્તિ માનવીહૃદયમાં હોય જ છે — તો તમે એમને ગમે તેટલું વઢો, તેનું અપમાન કરો તોપણ તે તમારા પ્રત્યે પ્રેમાદર રાખવાના. મેં પેલા ખાવાના છોકરાને સોટી મારી છતાં એણે મને હું બહાર નીકળ્યો ત્યારે માર્યો નહિ તેનું કારણ હું એમ સમજું છું કે મને તેના તરફ દ્વેષ ન'હતો એ તે સમજ્યો હશે; પેલે દિવસે જે મેં 'આદર્શ પ્રવચન' આપ્યું તેમાંથી ભલે તેણે મારો ઉપહાસ કર્યો પણ હું ખરાબ માણસ નથી એવી છાપ પડી હશે. બીજે દિવસે એણે માફી માગી ત્યારે તેને કશો કટાક્ષ ન કરતાં કે તેને ધમકી ન આપતાં મેં તેનામાં વિશ્વાસ મૂક્યો હોય તેવી રીતે તેને વર્ગમાં બેસવા દીધો. તેની પણ શુભ અસર પડી હોય.

(૫) કોઈ પણ વિદ્યાર્થીને વ્યક્તિગત રીતે મળીને સમજાવવાથી તેની ઉપર શુભ અસર થાય છે. મોટા ભાગના વિદ્યાર્થીઓ સારા હોય છે. પણ તેમની સારપ નિષ્ક્રિય હોય છે એકાદ બે વિદ્યાર્થીઓની દુષ્ટતા સક્રિય હોય તો સમગ્ર વર્ગમાં સારપ દબાઈ જાય છે

અને દુષ્ટતાનું વાતાવરણ પ્રવર્તે છે. શાળાના એક વિદ્યાર્થીને દાબી દેવાથી દુષ્ટતા દબાઈ, ત્યારે વિદ્યાર્થીઓમાં રહેલા શુભ અંશો કાર્ય-સાધક બન્યા અને આખો વર્ગ શિક્ષણ પ્રત્યે અભિમુખ બન્યો. આનાથી હું એક અભિપ્રાય ઉપર આવ્યો છું કે સારપ ગમે તેટલી હોય પણ નિષ્ક્રિય હોય તો એ સારપનો કશો અર્થ નથી. દુષ્ટતા કે ખરાબ અંશો સક્રિય હોય તેથી તેનું સંગઠન થાય છે તેથી તે બળવાન બને છે. સારપ નિષ્ક્રિય હોય તેથી મોટા પ્રમાણમાં હોય છતાયે તે નિર્બળ રહે છે. કેળવણીનું કામ સારપને સક્રિય બનાવવાનું છે, એમ સૂત્રાત્મક રીતે કહી શકાય.

ટૂંકામાં, કેળવણીના આટલા સિદ્ધાંતો મને મારા સ્વાનુભવના પ્રસંગોમાથી પ્રાપ્ત થયા છે. [ આથી વિશેષ વિવરણ કરવાની જરૂર નથી, પ્રસંગો પોતે જ આ રહસ્ય છતું કરે તેવા છે. ]

## ૨ શિક્ષણસૃષ્ટિનો વધુ પરિચય

હું એમ. એ. પાસ થયો એ પહેલાં શિક્ષણના વ્યવસાયમાં ન પડવાનું મેં નક્કી કર્યું હતું, કારણકે તેમાં પ્રતિષ્ઠા કે માનપ્રદ સ્થાન ન હતાં તેમ જ આર્થિક લાભ પણ સંતોષકારક ગણાય તેવો તો નહોતો જ વરતાતો. છતાંય મેં આ વ્યવસાય કેમ સ્વીકાર્યો તેનો હું વિચાર કરું છું ત્યારે મારા સ્મૃતિપટમાં અનેક પ્રસંગદશ્યો છતાં થાય છે જેણે મારો શિક્ષણ-વ્યવસાય મધુર બનાવ્યો અને જેણે મને સાત્ત્વિક આનંદ આપ્યો એ પ્રસંગદશ્યો ખાસ ખડાં થાય છે.

૧૯૩૯ની આસપાસનો સમય આપણા દેશમાં ભારે મંદીનો સમય હતો. શૈક્ષણિક લાયકાત છતાં કોઈ પણ ઠેકાણે નોકરી મેળવવી એ મુશ્કેલ વસ્તુ હતી. મારી ઇચ્છા તો કોઈ વેપારી પેઢીમાં કે એવી

બીજી સંસ્થામાં નોકરી મેળવવી અને એ માટે તાલીમ લેવી એવી હતી. એમ. એ.ની પરીક્ષા તો હું આપી ચૂક્યો હતો અને પરિણામ બહાર પડવાને એકાદ મહિનાની વાર હતી. મારે કશી લાગવગ કે ઓળખાણ નહોતી તેથી મનગમતી જગ્યાએ નોકરી ક્યાથી મળે? કોઈ પ્રકારની નોકરી મેળવવા માટે હું ફાંફાં મારી રહ્યો હતો. એક વાર જાહેરખબર વાંચીને મેં નિશાળમાં શિક્ષકની જગ્યા માટે પણ અરજી કરી. એક નિશાળમાંથી ઇન્ટરવ્યૂ માટેનો પત્ર આવ્યો. અજરદારો ઘણા હતા. ત્રણેક શિક્ષકોની જગ્યા પૂરવાની હતી. એ ત્રણ શિક્ષકોની પસંદગી થઈ તેમાં એક હું પણ હતો. નોકરી મળી તેથી રાજી થયો પણ શિક્ષક નહોતું બનવું જ્યાં બનવું પડયું તેનું દુઃખ પણ હતું. મારે નોકરી કર્યા વિના ચાલે તેમ નહોતું અને બીજી નોકરી મળી નહિ એટલે ના છૂટકે મુંબઈની પરાની નિશાળમાં આ શિક્ષકની નોકરી સ્વીકારી. પગાર રૂપિયા પંચાવન. મને નિમણૂકપત્ર આપ્યો તેમાં એમ પણ લખ્યું હતું, 'ચોવીસ કલાકની નોટિસ આપી તમને નોકરીમાંથી મુક્ત કરી શકાશે.' મારે તો નોકરીની ખૂબ જ ગરજ હતી એટલે એ વિશે કશું વિચાર્યા વિના મેં સ્વીકૃતિપત્ર લખી આપ્યો.

જુનની દસમી તારીખે શાળા ચાલુ થઈ અને મને મારા શિક્ષણ-કાર્યનું સમયપત્રક આપવામાં આવ્યું. ભાષા અને સાહિત્ય મારા અભ્યાસ અને રસના વિષયો હતા. મેટ્રિક, છઠ્ઠા અને પાંચમા ધોરણ (અત્યારનાં અગિયાર, દસ અને નવ ધોરણો)ના વર્ગોમાં અંગ્રેજી અને ગુજરાતી શીખવવાનું મને સોંપાયું હતું. મેં તો શિક્ષણકાર્ય શરૂ કીધું. મને આ વિષયો શીખવવામાં રસ પડતો હતો. અમદાવાદનો મારો પૂર્વોક્ત શિક્ષણાનુભવ એ જ મારી વ્યાવસાયિક કાર્યની મૂડી હતી. વિદ્યાર્થીઓને મારું શિક્ષણકાર્ય ગમતું હશે કે નહિ તેની તો મને એકદમ કેમ ખબર પડે? વર્ગમાં શાંતિ જળવાતી અને વિદ્યાર્થીના મુખ ઉપર અણગમાનો ભાવ નહોતો દેખાતો.

તેથી મને શીખવવાના કાર્યમાં આત્મવિશ્વાસ બેઠો. એક વાર હું શીખવતો હતો ત્યારે મારા વર્ગમાં મારા શિક્ષણકાર્યનો આંક કાઢવા પાછળના બાંકડા ઉપર આચાર્ય, સંચાલક મંડળના મંત્રી તથા એક સભ્ય આવીને બેસી ગયા. પંદરેક મિનિટ પછી જતા રહ્યા. પાછળથી કશી ટીકા ન કરી એટલે માન્યું કે મારું અધ્યાપનકાર્ય ઠીક લાગ્યું હશે.

હું શિક્ષકગણના ખંડમાં બેસતો ત્યારે શિક્ષકોની કેટલાકને માટે થતી કટાક્ષટીકાઓ થતી સાંભળતો. પણ મને મોટા ભાગના શિક્ષકો સાથે ખાસ-પરિચય નહોતો એટલે કોણ કોની ટીકા કરે છે તેનો ખ્યાલ ન આવતો; ને મને એમાં રસ પણ નહોતો. એટલું જાણી શક્યો કે શિક્ષકોમાં અંદર અંદર કશીક ખટપટ છે. એવે વખતે મને ઘણી વાર એમ થતું કે શિક્ષણના, સમાજના, રાષ્ટ્રના, સંસ્કારના કે એવા અન્ય વિષયોની ચર્ચા બદલે માત્ર આંતરિક દ્વેષ અને ખટપટની જ વાતો થાય એ કેળવણીસંસ્થા માટે આવશ્યક સંસ્કાર અને બુદ્ધિપ્રેરક વાતાવરણ ક્યાંથી ઉત્પન્ન કરે? તેનો મનમાં ઊંડો ખેદ થતો. લાંબો સમય હું ત્યાં રહ્યું તો હુંયે તેમાં ભળ્યા વિના રહી શકું એમ પણ કેમ કહી શકાય? બધાની માફક એવી વાતો મનેયે કોઠે પડી ગઈ હોત કદાચ. પણ એ વખતે એ વાતાવરણ મને ખૂંચતું હતું તે સ્પષ્ટ યાદ છે. છતાંય વર્ગમાં ખંતીલા અને ઉત્સાહભર્યા વિદ્યાર્થીઓને જોઈ આંતરિક તૃપ્તિ અનુભવતો. મારી અને વિદ્યાર્થીની ઉંમર વચ્ચે પણ બહુ ફરક નહોતો, પાંચ-સાત વર્ષનો હશે. અનિચ્છાએ નોકરી સ્વીકારવી પડી હતી તોયે શિક્ષણકાર્ય મને સારી પેઠે ગમવા લાગ્યું હતું.

તા. ૨૨મી જૂને એમ. એ.નું પરિણામ બહાર પડ્યું. બીજો વર્ગ મેળવી હું એમ. એ. પાસ થયો. કરાર મુજબ પાંચ રૂપિયા મારો પગાર વધ્યો. બેપાંચ દિવસ થયા હશે ત્યાં કોણ જાણે શા કારણથી પણ મારા અધ્યાપન વિષયો વગેરેમાં અચાનક ફેરફાર થયો.

મને ઉપલાં ધોરણમાં કામ અપાયું હતું તે ફેરવી મને પહેલા, બીજા, ત્રીજા ધોરણમાં (અત્યારના પાંચમા, છઠ્ઠા, સાતમામાં) મૂકયો. મારા શીખવવાના વિષયો પણ બદલી નાખ્યા. હું અંગ્રેજી તેમ જ ગુજરાતી શીખવતો હતો તેને બદલે મખ્યત્વે ગણિત, ઇતિહાસ અને ભૂગોળ શીખવવાનું મને સોંપાયું. મને આ ફેરફાર અપમાનજનક લાગ્યો. મારા પોતાના વિષયો, જે શીખવવામાં મને આનંદ પડતો હતો તે, શા માટે મારી પાસેથી લઈ લેવામાં આવ્યા અને તદ્દન નવા વિષયો શા માટે અપાયા તેમ જ ઉપલા વર્ગોમાંથી મને શા માટે નીચલા વર્ગમાં ખસેડવામાં આવ્યો તેનું કારણ મને ન સમજાયું. મનમાં હું તીવ્ર દુઃખ અનુભવી રહ્યો હતો. નિશાળ ઊઘડયાને માંડ ત્રણ અઠવાડિયાં થયાં હતાં તેટલામાં આવો ફેરફાર શા કારણે થયો હશે તેનો વિચાર હું કરવા લાગ્યો. આમ ફેરફાર દ્વારા મારું અપમાન થયું છે તેમ મને ચોખ્ખું લાગ્યું. તેથી શાળાના આચાર્યને મળી આ વિશે ચર્ચા કરવાનું મેં નક્કી કર્યું.

તે જ દિવસે હું આચાર્ય પાસે ગયો. મારા મનમાં વેદના અને ઉશ્કેરાટ બન્ને હતાં. મેં આચાર્યશ્રીને કહ્યું, 'મારા અધ્યાપન-કાર્યમાં એકાએક કરેલા ફેરફાર મને ખૂંચે છે. ગુજરાતી અને અંગ્રેજી મારા ખાસ વિષય છે. હું તે ઉપલા ધોરણમાં શીખવું છું. મને શીખવવામાં અને, હું માનું છું, વિદ્યાર્થીને શીખવામાં રસ પડે છે. મારા શિક્ષણકાર્યમાં ખામી હોય તો તમારે મને દર્શાવવી જોઈએ. ફેરફાર કરતા પહેલાં મારું ધ્યાન ખેંચ્યું હોત તો હું તમારા ફેરફારની પાછળનું કશુંક કારણ સમજી શકયો હોત. હવે તો તમે મને પહેલા, બીજા અને ત્રીજા વર્ગમાં ગણિત, ઇતિહાસ અને ભૂગોળ વિશેષે કરીને આપ્યા છે તે કઈ દષ્ટિથી તે મને સમજાતું નથી. આ વિષયો માટે તો કોઈ અન્ડરગ્રેજ્યુએટ શિક્ષક પણ ચાલે. તે માટે મારા જેવા ડબલ ગ્રેજ્યુએટ શિક્ષકને રાખવાનું ખર્ચ કરવાની જરૂર ખરી? મારું ઇરાદાપૂર્વક અપમાન કરવા માટે આ

ફેરફાર કર્યો હોય તેવું મને લાગે છે. એવી સ્થિતિમાં હું કઈ રીતે પ્રસન્નતાથી કામ કરી શકું ? મારી ભૂલ થઈ હોય તો તે જરૂર મને કહો.' આમ મેં મારું મનોગત સ્પષ્ટપણે કહી દીધું. મારા કહેવામાં ઉશ્કેરાટ પણ હતો જ.

મારું વકતવ્ય આચાર્યશ્રીને ગમ્યું નહિ. તેમણે જવાબ આપ્યો : "તમને કયા ધોરણમાં અને કયા વિષયો આપવા તે અમારે નક્કી કરવાનું હોય છે. તમારી કે અન્ય કોઈ શિક્ષકની ઇચ્છાને લક્ષમાં લઈ શિક્ષણકાર્ય નક્કી થતું નથી. તમારું કાર્ય તો તમને સોંપાયેલું કામ કરવાનું છે. માન-અપમાનના વિચારો તમે નાહક કર્યા કરો છો. શાળામાં કઈ લાયકાતવાળાને શું કામ સોંપવું એ વિચાર અમારે કરવાનો હોય છે. વિદ્યાર્થી અને શાળાના હિતને લક્ષમાં રાખી શું કરવું જોઈએ તેની ચર્ચા તમારે કરવાની ન હોય.' મારા મનનું સમાધાન ન થયું. વ્યાવસાયિક દૃષ્ટિએ એમની વાત બરાબર હતી. પરંતુ મારા વાંક વિના ઉપલાં ધોરણોમાંથી અને નીચે 'ધકેલ્યો' અને મારા ખાસ વિષયોને બદલે બીજા વિષયો આપ્યા તેનું કારણ કે ઔચિત્ય મને ન સમજાયું.

મેં કહ્યું, 'પણ સાહેબ, કશા કારણ વિના આવો એકાએક કરેલો ફેરફાર મને અપમાનજનક લાગે છે. મારો કામ કરવાનો ઉત્સાહ ઓછો થઈ જશે એનું મને દુઃખ છે. મારા મનનું સમાધાન થતું નથી.' આચાર્ય કડક થયા અને સહેજ મોટે સાદે બોલ્યા : 'હું તમને ફરી એક વાર કહું છું કે તમારું કામ અમે તમને સોંપીએ તે શિક્ષણકાર્ય કરવાનું છે. તે તમને ન ગમે તો આ શાળા છોડી બીજે જઈ શકો છો. હું આ વિશે વધુ ચર્ચા કરવા માગતો નથી. સાહેબની અધિકારીવાણી મને ખૂંચી : 'આ શાળા છોડી બીજે જઈ શકો છો' એ વાક્યે મને દુઃખી કર્યો. શું કરવું તે મને સૂઝ્યું નહિ નિરાશ થઈને હું શિક્ષકગણના ખંડમાં ગયો.

નિશાળની નોકરી છોડી દેવાનો વિચાર આવ્યો. સ્વમાન

જાળવવું હોય તો આવી નોકરી કેમ થાય? પણ નિશાળના કાયદાની રૂએ કયા શિક્ષકને કયું કામ સોંપવું એ આચાર્યના અધિકારની વાત હતી.. આ બન્ને વિચારો વચ્ચે હું પીસાતો હતો. વળી એમ પણ થયું કે આવેશમાં આવી નોકરી છોડી દઉં તો ક્યાં જાઉં? મારે નોકરી કર્યા વિના છૂટકો નથી. અને નીચલાં ધોરણમાં જવામાં શા માટે નાનમ માનવી? અને ગણિત, ઇતિહાસ વગેરેમાં પણ રસ છે જ. તો પછી સોંપેલું કાર્ય કરવામાં શા માટે સંકોચ અનુભવવો? છતાં પણ અધવચ્ચે કશાં કારણો વગર આવો ફેરફાર મારા માનભંગ માટે છે એ વસ્તુ મને સ્પષ્ટ લાગી. આવા વિચારોની ગડમથલ હું અનુભવતો રહ્યો.

પછી તો મેં મનમાં નક્કી કર્યા પ્રમાણે નીચલાં ધોરણોમાં શીખવવાનું કામ શરૂ કરી દીધું. જ્યાં સુધી કામ કરીએ ત્યાં સુધી પ્રસન્ન ચિત્તે જ કરવું જોઈએ એમ હું પ્રતીતિપૂર્વક માનતો હતો. મારો તો અનુભવ રહ્યો છે કે વર્ગમાં જઈએ અને વિદ્યાર્થીના મુખ ઉપર શિક્ષણથી થતો આનંદ જોઈએ, ત્યારે મનમાંનાં બધાં દુઃખો, સંઘર્ષો વગેરે વિસરાઈ જાય છે–રહે છે કેવળ સાત્ત્વિક આનંદ. વળી મને તો ગણિત, ભૂગોળ અને ઇતિહાસ શીખવવામાં પણ આનંદ આવતો હતો એટલે ઉપલાં–નીચલાં ધોરણનો ભેદ વર્ગમાં કામ કરતી વખતે તો ભૂંસાઈ જતો હતો. જલદી બીજી નોકરી મળવાના સંજોગો ઓછા હતા. હવે મનનો સંતાપ પણ બહુ નહોતો એટલે એની ઉતાવળ પણ ન હતી. પણ બીજી મળે તો આ નોકરી છોડી દેવી એ તો મનમાં હતું જ.

કેટલીક વાર આકસ્મિક ઘટનાઓ એવી રીતે અને એવા સમયે બનતી હોય છે કે તેમાં કાંઈક વિધિનો સંકેત હોય એમ માનવાનું મનને ગમે. સવાએક મહિનો આ નોકરીમાં ગાળ્યો ત્યાં તો મારા મિત્ર શ્રી મનસુખલાલ ઝવેરીએ કહ્યું, 'રૂઇયા કૉલેજમાં પાર્ટ-ટાઇમ અધ્યાપકની જગ્યા છે. તમારી ઇચ્છા હોય તો પ્રિન્સીપાલને તમારું

નામ સૂચવ્યું. પગાર રૂપિયા પચાસ મળશે. બાકીના ટાઈમમાં બીજું કામ કરી શકશો.' આવી રીતે અણુધાર્યું ભાગ્ય મારી પાસે આવે પછી મારા આનંદની અવધિ ક્યાંથી રહે! એક તો, જ્યાં અધિકારીની સહાનુભૂતિ ન હોય, થોડી અવકૃપાનો સંભવ હોય ત્યાં કામ કરવામાં આનંદ ન જ આવે એ કારણ હતું. બીજું કારણ મને કૉલેજમાં કામ કરવાની તક મળે તેથી મારો દરજ્જો અને પ્રતિષ્ઠા વધે એ, હતું કૉલેજમાં કામ કરવાનું મળે એ મારે મન અકલ્પ્ય વસ્તુ હતી. એ માટેની પાત્રતા મારામાં નથી એવી મારા મનમાં ઊંડી લાગણી હતી. ત્રીજું કારણ એ હતું કે મને એ મારા માર્ગદર્શક મિત્રની નીચે કામ કરવાની તાલીમ મળશે અને કૉલેજમાં કામ કરવાની પાત્રતા હું મેળવી શકીશ એવી આશા હતી. આ વસ્તુ મારે મન સૌથી વધુ અગત્યની હતી, કારણકે મારી શૈક્ષણિક પાત્રતાની મર્યાદાઓથી હું વાકેફ હતો. એ વખતે કૉલેજો ઓછી હતી અને કૉલેજમાં કામ કરવામાં ઊંચી પ્રતિષ્ઠા હતી. એમાં મને તક મળે તેથી ખૂબ આનંદ થાય તેમાં શું આશ્ચર્ય? મને તો મિત્રે આ વાત કહી તેને મેં ઈશ્વરકૃપા જ માની. મેં કૃતજ્ઞતાપૂર્વક હા પાડી. મિત્રના પ્રેમભર્યા સમભાવથી એ નોકરી મને મળી.

કૉલેજમાં નોકરી મળી એટલે મેં વિચાર્યું કે હવે મારે નિશાળની નોકરી છોડી દેવી જોઈએ. મેં નોકરી છોડવાનો નિર્ણય કરી નાખ્યો. કૉલેજના પ્રિન્સીપાલને કહ્યું કે મારે નિશાળની નોકરી છોડી દેવા માટે આઠેક દિવસની મુદત જોઈએ. મને એ મુદત મળી. આજે શિક્ષણક્ષેત્રમાં મને જે કાંઈ સ્થાન મળ્યું છે તેનો પાયો આ નોકરી બનશે એ કલ્પના એ વેળાએ મને નહોતી.

બીજે દિવસે જ હું ગયો શાળાના આચાર્ય પાસે અને કૉલેજની નોકરી મળે છે તેથી નિશાળ છોડી દેવા માગું છું એ વાત કરી. મારા મનમાં થયેલા દુઃખનો મેં ઉલ્લેખ ન જ કર્યો. નવી નોકરીના ઉત્સાહમાં એમ કરવાનું મન પણ ન થયું. અઠવાડિયાની

મુદત મેં કૉલેજ પાસે માગી છે એ પણ કીધું. આચાર્યે કહ્યું, 'એમ તમને જલદીથી કેમ મુકત કરાય? મહિનાની નોટિસ જોઈએ.' મેં જવાબ વાળ્યો, 'નિમણૂકપત્રમાં ચોવીસ કલાકની નોટિસ આપી મને છૂટો કરી શકાય તેમ લખ્યું છે, તો હું પણ એવી રીતે છૂટો ન થઈ શકું? કરાર તો દ્વિપક્ષી જ હોય ને? છતાંય અઠવાડિયામાં તમને કોઈ અનુકૂળ શિક્ષક મળી જ રહેશે, ત્યાં સુધી હું કામ કરીશ જ.' આચાર્ય બોલ્યા, 'તમને છૂટા કરવા માટે ચોવીસ કલાકની નોટિસનું લખ્યું છે. પણ તમારે તો મહિનાની નોટિસ આપવી જોઈએ. છતાં સેક્રેટરીને વાત કરીશ.' જતી વખતે ગૌરવપૂર્વક જવું એમ મનમાં નક્કી કર્યું હતું એટલે દલીલ ન કરી. મેં એટલું જ આચાર્યશ્રીને કહ્યું, 'નોટિસ તો બન્ને પક્ષે એક સમયગાળાની હોય એમ હું માનું છું. પણ હું કાયદાની ભાષામાં વાત કરવા નથી ઇચ્છતો. તમે કહો ત્યારે સેક્રેટરી પાસે આવવા તૈયાર છું.' આ વાત થઈ ત્યારે વીસમી જુલાઈનો દિવસ હતો. આચાર્યે કહ્યું, 'આ મહિનાની આખર સુધી તો તમારે રહેવું પડશે. દરમિયાન અમે શિક્ષક શોધી કાઢીશું.'

જુલાઈની આખર સુધી કામ કરવાનું છે એમ માની લઈને મેં મારું કાર્ય રાબેતા મુજબ કરવા માડયું. મને રૂઇયા કૉલેજમાં પાર્ટ-ટાઇમ પ્રાધ્યાપકની નોકરી મળી છે અને હવે હું નિશાળ છોડી દેવાનો છું એમ મેં મારા સાથીશિક્ષકોને જણાવ્યું હતું. ત્રણેક દિવસ પછી આચાર્ય મને પ્રમુખને ત્યાં લઈ ગયા. પ્રમુખ પ્રતિષ્ઠિત વેપારી હતા. તેમણે કહ્યું, 'શિક્ષક તરીકે તમારું કામ સારું છે એમ જાણવા મળ્યું છે. તમે શા માટે શાળા છોડી જાઓ છો? તમને પાંચ-દસ રૂપિયા પગાર વધારી આપું. તમે અમારી નિશાળમાં જ રહો એમ ઇચ્છું છું.'

મેં જવાબ આપ્યો, 'આપની શુભેચ્છા માટે આભારી છું. પણ મારો પગાર વધે છે એ ઇચ્છાથી હું નિશાળ છોડી જાઉં છું

એમ નથી. મને કૉલેજ જેવી ઉચ્ચ કેળવણીની સંસ્થામાં કામ કરવાની તક મળે છે તેથી જાઉં છું. વળી ત્યાં મને અર્ધી નોકરી મળે છે તેનો પગાર આપણી શાળાના પગાર કરતાં થોડો ઓછો છે. પણ કૉલેજમાં શિક્ષણકાર્યની સાથે સાથે હું મારું અધ્યયન પણ કરી શકીશ એ ગણતરી પણ છે. મને જલદી મુક્ત કરો એવી વિનંતી છે કારણકે કૉલેજમાં જોડાવાની મેં આઠ દિવસની મુદત માગી છે.' તેમણે કહ્યું, 'નિશાળ હોય કે કૉલેજ હોય, કામ તો નભાવવાનું જ છે ને? તમે અધવચ્ચે એકાએક જાઓ તે ઠીક નહિ. મહિનાની નોટિસ તો આપવી જોઈએ. હું તો હજી આગ્રહ કરું છું કે તમે ન જાઓ.' મેં નમ્રતાથી કહ્યું, 'કૉલેજના શિક્ષકનો હોદ્દો નિશાળના શિક્ષકના હોદ્દા કરતાં ઊંચો છે. તમને ઊંચો હોદ્દો મળે તો એ સ્વીકારવાનો વિચાર તમે ન કરો? નોટિસની મુદત તો બન્ને પક્ષે સરખી જ હોય ને? ચોવીસ કલાકે મને છૂટા કરી શકાય એમ નિમણૂકપત્રમાં લખ્યું છે. છતાં આચાર્યશ્રીની સૂચના મુજબ ૩૧મી જુલાઈ સુધી કામ કરવાનું મેં કબૂલ્યું છે. છતાંય મહિનાની નોટિસનો આગ્રહ તમે રાખતા હો તો હું કાયદાની દૃષ્ટિએ આ વસ્તુને જોતો નથી તેથી મને આ મહિનાનો પગાર ન આપશો અને તેને નોટિસની મુદત ગણી લેજો.' પ્રમુખે કહ્યું, 'ઠીક છે, તમે ઑગસ્ટની પહેલીથી છૂટા છો. બાકીનો વિચાર કમિટી કરશે અને તેમને સેક્રેટરી નિર્ણય જણાવશે.' આચાર્યશ્રીએ એ વાતનું સમર્થન કર્યું.

પછી બીજે દિવસે રુઈયા કૉલેજમાં પ્રિન્સીપાલને મેં મારે નિશાળમાં જુલાઈની આખર સુધી કામ કરવું પડશે એ વાત કહી. મને તા. ૨૫મી જુલાઈથી નિમણૂક થઈ છે એવો પત્ર આપવામાં આવ્યો હતો છતાં કૉલેજના પ્રિન્સીપાલે ત્યાં સુધી નિશાળમાં કામ કરવાની છૂટ આપી. નોટિસ બાબતમાં તો કૉલેજમાં જલદી જોડાવાના ઉત્સાહમાં નિશાળના અધિકારીઓનો માર્ગ મેં જ મોકળો

કરી આપ્યો હતો. અલબત્ત, મારા મનમાં મેં ભાવના સેવી હતી કે એમ મેં કહ્યું કે મહિનાનો પગાર નોટિસ પેટે ન આપશો, તેમ શાળા ઉદારતા બતાવી દસ દિવસ વધુ કામ કરાવ્યું છે તેથી નોટિસની મુદત પૂરી ગણશે. મારી આર્થિક જરૂરિયાત જોતા મારે મન મહિનાનો પગાર એ ઘણી મોટી રકમ હતી. નિશાળમાં આવી વાત ચર્ચાનો વિષય ન બને તે હેતુથી આ નિમણૂકપત્રમાની નોટિસની મુદત અને મારી પાસેથી મગાતી મહિનાની મુદતની વાત મેં કોઈ શિક્ષકને કરી નહિ. વળી, મહિનાનો પગાર, જો સંચાલકમંડળ મુદતનો આગ્રહ રાખે તો, મેં જ જતો કરવા સ્વેચ્છાએ ખુશી બતાવી હતી તેથી તેના પરિણામની જવાબદારી મારી જ હતી. એ માટે મેં માનસિક તૈયારી પણ રાખી જ હતી.

અમદાવાદનો અનુભવ હતો એટલે હું નિશાળ છોડીને જઉં છું વગેરે વાત વિદ્યાર્થીઓને ન કરવી એમ મેં મનથી નક્કી કર્યું હતું. પરંતુ એ સમયે જ્યારે કૉલેજોની સંખ્યા ગણીગાંઠી હતી ત્યારે કૉલેજમાં પ્રાધ્યાપક તરીકેની મારી નિમણૂક એ નિશાળના શિક્ષકગણમાં મહત્ત્વની ઘટના ગણાઈ હશે. શિક્ષકો મારી કૉલેજમાં થયેલી નિમણૂકની વાત જાણતા હતા એટલે તેમના દ્વારા સ્વાભાવિક રીતે જ વિદ્યાર્થીઓમાં વાત પ્રસરી. થોડા વિદ્યાર્થીઓએ પૂછ્યું પણ ખરું, 'સર, તમે રૂઇયા કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસર તરીકે જાઓ છો એ ખરી વાત?' મારે છુપાવવાનું હતું નહિ એટલે 'હા' એમ જવાબ આપતો. છેવટે તો જુલાઈની આખરનો દિવસ આવ્યો તે મારે માટે જીવનની રાહદર્શક એવી અવિસ્મરણીય ઘટના બનશે તે હું શું જાણું?

મેટ્રિકના વર્ગના થોડા વિદ્યાર્થીઓ મને મળવા આવ્યા. એમના નેતાએ મને કહ્યું, 'સર, આવતી કાલે અમે તમારા માનમાં વિદાયસમારંભ યોજ્યો છે. આચાર્યશ્રી તથા અન્ય શિક્ષકગણ પણ હાજર રહેશે. નિશાળ પૂરી થાય કે તરત સમારંભ શરૂ થશે. તમે વખતસર

હાજર રહો તેવી વિનંતી કરવા આવ્યાં છીએ. મારે માટે તો આ વસ્તુ અનપેક્ષિત હતી, કારણકે હું મેટ્રિકના વર્ગનો શિક્ષક એકાદ અઠવાડિયાં જ રહ્યો હતો, પછી તો નીચલાં ધોરણમાં શીખવતો હતો. મેં સાનંદાશ્ચર્યથી કહ્યું. 'પણ હવે હું ક્યાં તમારા વર્ગમાં શીખવું છું ?' એમણે જવાબ આપ્યો, 'જેટલા દિવસ તમે અમારા વર્ગમાં શીખવ્યું તે અમારે માટે કેટલા આનંદના દિવસ હતા ! તમને બીજા વર્ગમાં મોકલ્યા ત્યારે અમે બધા આચાર્યશ્રીને તમને અમારા વર્ગમાં ગમે તેમ કરી ચાલુ રાખે એવી વિનંતી કરવા ગયા હતા. આચાર્યશ્રીએ નિશાળમાંની મુસ્કેલી જણાવી એટલે અમે શાન્ત રહ્યા. તમારે આવવું જ પડશે, અમે બધાએ બધું નક્કી કરી નાખ્યું છે.' મેં હા પાડી.

બીજે દિવસે સમારંભમાં આચાર્યે તથા થોડા શિક્ષકોએ મારા કાર્યની પ્રશંસા કરી, પણ એ તો પ્રણાલીગત શિષ્ટાચાર ગણાય. પણ વિદ્યાર્થીનેતાએ જે કહ્યું તેની મારા મન ઉપર ઊંડી અસર થઈ. એણે આવી મતલબનું કહ્યું હતું : 'આ સર પ્રથમ વર્ગમાં આવ્યા ત્યારે તેઓ નવા હોવાથી અમે એમની મશ્કરી કરી એમને ચીડવવાનું નક્કી કર્યું હતું. બીજે કે ત્રીજે દિવસે મેં એક વાંસડા સાથે ઝાડુ બાંધી સરની ખુરશી ઉપર તે વસ્તુ મૂકી હતી. સર ખિજાશે ત્યારે કેવી મઝા પડશે' એમ ધારી અમે બધા શાન્ત બની વર્ગમા બેઠા હતા. સર આવ્યા. કશું જ કહ્યા વગર પ્રથમ એ ઝાડુવાળો વાંસડો એક ખૂણામા મૂકી દીધો. પછી સ્વસ્થતાથી કહ્યું, "હું ભણાવું છું તેમાં કદાચ તમને રસ પડતો નહિ હોય, પણ તેમ હોય તો તમારે એ વાત કહેવી જોઈએ. બિચારો નિર્જીવ વાંસડો શું કહી શકે ? તમને શીખવવામાં રસ ન પડ્યો હોય તો મારી શીખવવામાં ખામી હશે. તમારી મુસ્કેલી દૂર કરવી એ તો મારું કર્તવ્ય છે. તમને કાંઈ ન સમજાય તે મને પૂછજો અને હું મારી ખામી પ્રત્યે જાગ્રત રહેવાનો પ્રયત્ન કરીશ." પછી ...

કર્યું જ ન બન્યું-તેની રીતે સરે શીખવવાનું શરૂ કર્યું. હું શરમાયો. મારા પશ્ચાત્તાપનો પાર નહોતો. અમને તો ભણવામાં મજા પડતી હતી. આ તો તેમને ચીડવવા માટે જ મજાક કરી હતી. સાહેબ કાવ્ય શીખવે ત્યારે જાણે પોતે જ કવિ હોય તે રીતે તેમા તન્મય બને છે તે આપણે જાણીએ છીએ. જરા ટીખળ કરી તેમને ચીડવી વિદ્યાર્થીઓને હસાવવા માટે એ જ એમ અમે કર્યું હતું. આજે જાહેરમાં એકરાર કરી હું માફી માગું છું. એમના જેવાને દૂભવ્યા તેનું દુઃખ હજી પણ છે...'

સમારંભ પૂરો થયો. રેશમી કપડાં ઉપર હાથે લખેલું માનપત્ર આપ્યું અને સુંદર ભેટ આપી. એ માનપત્રને સાત્ત્વિક આનંદના પ્રતીકરૂપે મેં સાચવી રાખ્યું છે. સમારંભ પૂરો થયો કે છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓએ બીજે દિવસે સમારંભ યોજ્યો હતો તેનું નિમંત્રણ આપવા તેઓ આવ્યા. તેમા પણ આચાર્ય જ પ્રમુખ હતા. મેં તો કૉલેજમાં મારું કામ શરૂ કરી દીધું હતું એટલે હું માટુંગા જ રહેતો હતો; નિશાળના સમારંભ માટે મારે ખાસ આવવું પડે તેમ હતું. છતા મેં નિમંત્રણ સ્વીકાર્યું. એ ઉમળકાભર્યા સમારંભે મને વધુ ભાવાર્દ્ર અને નમ્ર બનાવ્યો.

આવી વિદ્યાર્થી-અવસ્થામા અનુકરણવૃત્તિ સારી પેઠે પ્રબળ હોય છે એમ મને લાગે છે, કારણકે ત્રીજે દિવસે પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ આવ્યા અને તેમણે સમારંભ યોજ્યો. એકદોઢ મહિનો શિક્ષણકાર્ય કર્યું હોય તેમા આવા સમારંભ હોય ? ચોથે દિવસે પાંચમા વર્ગના બીજા વિભાગે સમારંભ યોજ્યો અને હું ગયો. પછી આચાર્યની ધીરજ ખૂટી ગઈ હોય તેમ જાણ્યું.

સમારંભ પૂરો થયા પછી આચાર્યે મને કહ્યું, 'મને વહેમ છે કે આ બધા વિદ્યાર્થીઓ તમને આવું માન અને આવી ભેટો આપે છે તેનું કારણ તમે અથવા તમારા મિત્રોએ તેમને તેમ કરવા પ્રેર્યા લાગે છે. આવી રીતે થાય તે દુઃખની વાત છે.' મેં તેમને જવાબ

આપ્યો, 'પણ હું વિદ્યાર્થીને કદીને માન ઉઘરાવું અને તેઓ મને આપે તે મારા સ્વમાનને ઘાતક નથી? એમ કરવામાં હું મારું જ અપમાન કરતો હોઉં તેમ મને લાગે. તમારો આરોપ અનુદાર અને અપમાનજનક છે, મને તેનું દુઃખ છે. તમને એમ લાગતું હોય તો તમારે સમારંભની પરવાનગી જ ન આપવી જોઈએ. તમે તો પછી શા માટે હાજર રહેતા?' આચાર્યશ્રી બોલ્યા, 'તમારી વાત સાચી છે. આજથી કોઈ પણ વર્ગ આવા સમારંભ યોજે તો તેને પરવાનગી ન આપવાનું મેં નક્કી કર્યું છે. પહેલા, બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ પણ સમારંભ માટેની પરવાનગી માટે આવ્યા હતા. મેં પરવાનગી આપી નથી.' થોડી વાર પછી મેં કહ્યું, 'મેં કે મારા મિત્રોએ તેમને આવા સમારંભો યોજવા પ્રેર્યા છે તેમ તમને શા ઉપરથી લાગ્યું? હું એમ કરું તો શિક્ષક બનવાને લાયક નથી, મિત્રો એમ કરે તો તેઓ મારું અપમાન કરે છે એમ હું માનું. જ્યારે વિદ્યાર્થીઓ તમારી પાસે પરવાનગી લેવા આવતા ત્યારે તેમની ઊલટ-તપાસ કરીને ખરી હકીકત કેમ નથી જાણી લેતા?' આચાર્યશ્રીએ જવાબ આપ્યો, 'એમાં જાણવા જેવું શું છે? અત્યાર સુધી અનેક સારી લાયકાતવાળા અને સરસ શિક્ષકો આવી ગયા. તમારા કરતાં વિશેષ કાર્યદક્ષ. છતાં આવા ઉત્તમ કોટિના શિક્ષકોને પણ એકાદ સમારંભથી વિશેષ માન કોઈએ આપ્યું નથી—વર્ષોના કાર્ય પછી ગયા ત્યારે પણ. તમને આવ્યા હોઢેક મહિનો થયો છતાં આટલા બધા સમારંભો અને આવી મોટી ભેટ તેમાંથી બીજું કયું અનુમાન તારવાય? આવતી કાલે તમે જે ત્રીજા ધોરણના વર્ગશિક્ષક હતા તેમણે યોજેલો સમારંભ છે તે છેલ્લો છે. તેમને મેં પરવાનગી આપી છે કારણ તમે એના વર્ગશિક્ષક હતા.'

હું શું બોલું? ઉત્તર જડતો નહોતો. વિમાસણમાં પડ્યો. ઘડીભર થયું કે મારા વર્ગના વિદ્યાર્થીઓનું નિમંત્રણ પણ ન સ્વીકારું-

સમારંભનો સ્વાદ બગડી ગયો હતો. પણ વળી વિચાર આવ્યો કે એમનો શો વાંક? મારા વર્ગના જ વિદ્યાર્થીઓને હું દુભવું? મારા વર્ગના વિદ્યાર્થીઓ નિમંત્રણ દેવા આવ્યા ત્યારે મેં તેમને મને હવે નિમંત્રણ ન આપવા સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો. પણ તેઓ શી રીતે માને? એમને આચાર્યશ્રીની સાથેની વાત મારાથી થાય નહિ. મારે કડવો ઘૂંટડો પીધે જ છૂટકો હતો. વિદ્યાર્થીઓના પ્રેમાદરથી મારી આંખ ભીની થઈ.

પછી ઘેર જતો હતો ત્યારે મનમાં વિચાર આવ્યો : કેવી વિધિની વિચિત્રતા? મારી માનહાનિ કરવા ઉપલાં ધોરણોમાંથી મને નીચલાં ધોરણોમાં મોકલ્યો તો વિદાય વખતે મને ઉપલાં અને નીચલાં બન્ને ધોરણોના વિદ્યાર્થીઓએ માન આપ્યું! જો નીચલાં ધોરણોમાં મને ન મોકલ્યો હોત તો આટલા બધા સમારંભોનો પ્રશ્ન જ ન ઊભો થાત.

પછી તો કેઈ પણ સંજોગોમાં મેં એ નિશાળમાં ન જવાનો નિર્ણય કર્યો. કોઈ વિદ્યાર્થી કે શિક્ષક જોડે આ વિશે વાત ન કરવાનું પણ મનમાં ઠરાવ્યું. હું કૉલેજના મારા કામમાં લાગી ગયો. બે ચાર દિવસ પછી બીજા ધોરણના વિદ્યાર્થીઓનો ટપાલમાં પત્ર આવ્યો. તેમનું આવી મતલબનું લખાણ હતુ : 'અમે તમને માન આપવાનો મેળાવડો ગોઠવવાનું નક્કી કર્યું. પણ આચાર્યશ્રી રજા નથી આપતા. અમે બધાએ નક્કી કર્યું છે કે આવતા—વારે —વાગ્યે તમારી કૉલેજ ઉપર આવશું અને તમને આપવાની ભેટ સાથે લાવીશું. તમે અમારી રાહ જોઈને કૉલેજના દરવાજા પાસે ઊભા રહેજો...' તેઓ આવ્યા અને પ્રેમની અભિવ્યક્તિનું વળી એક વાર પુનરાવર્તન થયું.

આ પ્રસંગોએ મને સાત્ત્વિક આનંદનો એક એવો અનન્ય અનુભવ કરાવ્યો કે શરૂઆતમાં મેં પ્રતિષ્ઠાહીન અને અર્થ દૃષ્ટિએ ઉત્સાહપ્રેરક નહિ એવા શિક્ષણના વ્યવસાયમાં ન પડવું એવો નિરધાર

કર્યો હતો તે બદલાઈ ગયો. એટલું જ નહિ પણ જે આનંદ પૈસો, સત્તા કે પ્રતિષ્ઠા ન આપી શકે, તે વિદ્યાર્થીના ઘડતરમાં સહાયરૂપ બનીએ તેવું શિક્ષણકાર્ય આપે છે એની મને ખાતરી થઈ. મેં શિક્ષકજીવનનું ગૌરવ અનુભવ્યું અને એ જ વ્યવસાયને જીવનભર વળગી રહેવાનું નક્કી કર્યું. જ્યારે જ્યારે વિદ્યાર્થીઓ વિશેની ફરિયાદો થાય છે, ત્યારે મને તેમની ભાવનાશીલતાનું આ દૃશ્ય યાદ આવે છે. વિદ્યાર્થીઓનો દોષ જોવાને બદલે તેમને તેમ કરવા પ્રેરનારાં કારણો શોધવા તરફ મન વળે છે.

એકાદ મહિના પછી મને એ શાળાના સંચાલકમંડળના મંત્રીનો પત્ર મળ્યો. તેમાં તેમણે લખ્યું હતું : '...જણાવતાં દિલગીરી થાય છે કે તમે કબૂલ કર્યું હતું તે મુજબ તમને જુલાઈનો પગાર નહિ મળે તેમ કમિટીએ ઠરાવ્યું છે.' મારા શિક્ષણકાર્યની કદર સંચાલકોએ અને વિદ્યાર્થીઓએ જુદી જુદી રીતે કરી. તેનાં કારણોમાં ઊતરવાની કે તેનું આશ્ચર્ય અનુભવવાનીયે જરૂર નથી.

## ૩ મહારાષ્ટ્રની સંસ્કારવિભૂતિ શંકર વામન દાંડેકર

થોડા વખત પહેલાં શંકર વામન દાંડેકરના અવસાનથી મહારાષ્ટ્રે એક સંસ્કારવિભૂતિ ગુમાવી તેનો ઊંડો શોક દર્શાવતા અહેવાલો બહોળા પ્રમાણમાં વર્તમાનપત્રોમાં પ્રગટ થયા હતા. તેઓ મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ વારકરી સંપ્રદાય (ધર્મસંપ્રદાય)ના મુખ્ય પુરુષ હતા. તેઓ બ્રહ્મચારી હતા અને સત્ત્વસંપન્ન કીર્તનકાર તરીકે આખાયે મહારાષ્ટ્રમાં પ્રેમાદરભર્યું સ્થાન પામ્યા હતા. તેઓ વ્યવસાયે કૉલેજના તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક હતા. તેમના સમાગમમાં આવવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું.

૧૯૩૯માં હું એમ. એ. પાસ થયો. ત્યાર પછી થોડા દિવસોમાં જ રામનારાયણ રૂઈયા કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે મારી

નિમણૂક થઈ હતી. ૧૯૪૧માં તેઓ પૂનાની સર પરશુરામ ભાઉ કૉલેજમાંથી રૂઇયા કૉલેજમાં વાઇસ-પ્રિન્સીપાલ તરીકે આવ્યા. મારા મહારાષ્ટ્રી સહકારીઓ પાસેથી દાંડેકરસાહેબની ખ્યાતિ મેં સાંભળી હતી, પણ તેમને નિકટતાથી નિહાળવાની તક મળી ન હતી. તેમને પ્રથમ જોયા ત્યારે હું જાણે એક સાધુચરિત વ્યક્તિનું દર્શન કરતો હોઉં તેવી સ્વાભાવિક લાગણી મને થઈ હતી. ઊંચી દડીનો શરીરનો સમતોલ બાંધો, ગૌર વર્ણ, ખાદીનું ધોતિયું, લાંબો ખાદીનો કોટ અને ખાદીનો ફેંટો, તેજસ્વી ચહેરો, સ્નેહનીતરતી આંખોમાં વ્યક્ત થતી ઋજુતા, નમ્રતા અને નિખાલસતા એવું એમનું ચિત્ર પ્રથમ દર્શને મારા ચિત્તમાં અંકાઈ ગયું હતું, ને આજે પણ તેમને પ્રત્યક્ષ જોતો હોઉં એવો ભાસ થાય છે. આવી મોટી કૉલેજના વાઇસ-પ્રિન્સીપાલ આવો દેશી સાદો પોશાક પહેરે તેનું મને તે વખતે ખૂબ આશ્ચર્ય થતું. માણસનાં ચારિત્ર્ય પ્રતિભાને પહેરવેશ સાથે સંબંધ નથી એ ગાંધીજીના શિક્ષણની અસર હોવા છતાંયે બીજા બધા અધ્યાપકોની માફક હું પણ પશ્ચિમી ઢબનો પોશાક પહેરતો, નહિતર વિદ્યાર્થી ઉપર પ્રભાવ નહીં પડે એવી ભીંડી મનોવૃત્તિ કામ કરી રહી હતી. દાંડેકરસાહેબ અમારા બધાની જુદા તરી આવતા તે માત્ર પોશાકથી જ નહીં, તેમનું વ્યક્તિત્વ સમગ્ર આચરણમાં જુદું તરી આવતું.

હું તો સાવ નવોસવો અધ્યાપક અને સૌથી નાનો એટલે દાંડેકરસાહેબ સાથે વાત કરવાની મારી હિંમત ચાલતી નહીં. વિવેકપૂર્વક નમસ્કાર કરીને સંતોષ માનતો. પણ તેઓ જ અમારા જેવા નાના અધ્યાપકો પાસે આવીને વાતચીત કરતા અને અમારો ક્ષોભ ટાળતા. ધીમે ધીમે સંકોચ સહેજ ઓછો થતો ગયો તે તેમની ઉદારતાને કારણે.

એક વાર દાંડેકરસાહેબે મારી સાથે નરસિંહ, મીરાં વગેરે સંત કવિઓ વિશે વાત કાઢી. એમને વિશે અંગ્રેજીમાં લખાયું

હોય એવું સાહિત્ય મારી પાસે માગ્યું. મેં થોડીઘણી એ વિશેની સામગ્રી કૉલેજના પુસ્તકાલયમાંથી તેમને લાવી આપી. પછી એક દિવસ તેમણે અખા વિશે પૃચ્છા કરી. તેની કૃતિઓ વિશે માહિતી પૂછી. વાત કરતાં કરતાં હું ઉત્સાહના આવેશમાં બોલી બેઠો, 'બી.એ.ના વિદ્યાર્થીઓને હું અત્યારે અખાકૃત "અનુભવબિંદુ" શીખવી રહ્યો છું.' દાંડેકરસાહેબ તત્ત્વજ્ઞાનના અધ્યાપક હતા અને શંકરાચાર્યના કેવલાદ્વૈતના તત્ત્વજ્ઞાનમાં તેમને વિશેષ રસ હતો. તેમને ગુજરાતી બોલતાં આવડતું નહોતું, પણ સમજવામાં અડચણ નહોતી પડતી. તેઓ તરત બોલી ઊઠ્યા: 'તમે "અનુભવબિંદુ" કયા વારે અને કયે સમયે શીખવો છો?' મેં દિવસ અને સમય જણાવ્યા કે તરત તેમણે કહ્યું, 'તે તો હું તમારા વર્ગમાં આવી શકું તેમ છું. તમે બી. એ.ના વિદ્યાર્થીઓને શીખવતા હો ત્યારે એ વર્ગમાં હું બેસું તો તમને વાંધો નથી ને?'

હું શો જવાબ દઉં? એમની આ પૃચ્છાએ મને બેચેન બનાવી દીધો. એક તો તેઓ કૉલેજના સત્તાધિકારી અને હું નવોસવો નિમાયેલો શિક્ષક. બીજું, તેઓ તત્ત્વજ્ઞાનના જાણકાર અને મારી તો એ વિષયની મર્યાદાઓ કેટલીય! હું કાયમી શિક્ષક પણ નહોતો બન્યો. મારું પોત પ્રગટ થઈ જશે અને મારી નોકરીને આંચ આવશે એવી મારા મનમાં બીક ઊભી થઈ. મારી મૂંઝવણ હું કોને કહું? મારાથી 'અનુભવબિંદુ' હું શીખવું છું એ અતિ ઉત્સાહના તોરમાં બોલાઈ ગયું એ મારા દુર્ભાગ્યને હું નિંદવા લાગ્યો. પણ હવે શું થાય? બાણ છૂટી ગયું હતું. મારા બી. એ.ના ગુજરાતી વર્ગમાં ચારપાંચ વિદ્યાર્થીઓ હતા. પણ છૂટેલા બાણને પાછું ભાથામાં કેમ મુકાય? આ સ્થિતિમાંથી છટકવા માટે મેં તમને કહ્યું, 'સાહેબ, હું "અનુભવબિંદુ" વિશેની લખાયેલી બધી વિવેચન સામગ્રી આપું, પણ આપ મારા વર્ગમાં બેસો તેથી હું ક્ષોભ પામું અને કદાચ હું આપને જોઈને મૂંઝાઈ જઉં અને બોલી ન શકું.

વળી, વર્ગમાં મારે વિદ્યાર્થીની કક્ષાને અનુરૂપ શીખવવાનું હોય તેથી આપને કંટાળો પણ આવે. એટલે આપ વર્ગમાં ન આવો એની વિનંતી છે. હું ધારું છું આપ મારી મુશ્કેલી સમજી શકશો.' તેઓ વર્ગમાં ન આવે તેવી મારા અંતરની તીવ્ર ઇચ્છા હતી. પણ પ્રભુની ઇચ્છા જુદી હતી.

તેમણે કહ્યું, 'હું તો અખાનું તત્ત્વજ્ઞાન એના કાવ્ય દ્વારા સમજવા ઇચ્છું છું. ઊલટું, વિદ્યાર્થી સમક્ષના વિવરણથી હું અખાને વધુ સારી રીતે સમજી શકીશ. અનાયાસે આમ અખાની તત્ત્વવિચારણા પ્રત્યક્ષ સાંભળવાની મળશે તેનો મને આનંદ છે. તમારે કશો ક્ષોભ પામવાની જરૂર નથી. હું આવતા સોમવારથી તમારા વર્ગમાં આવવાનું શરૂ કરીશ.' થયું, મારે બોલવા બારી ન રહી. હવે તો પ્રાપ્ત સ્થિતિનો સ્વીકાર કર્યે જ છૂટકો.

દાંડેકરસાહેબે તો કહ્યા મુજબ મારા વર્ગમાં આવવાનું શરૂ કરી દીધું. વિદ્યાર્થીઓ — માત્ર મારા વર્ગના જ નહિ પણ બીજા બધાયે — આ કૌતુક નિહાળતા. કૉલેજના પટાવાળાઓ પણ વર્ગ પાસેથી જાય ત્યારે ઉત્સુકતા અને રમૂજથી આ દશ્ય જોઈ રહેતા. કૉલેજના વાઇસ-પ્રિન્સીપાલ અને પીઢ વિદ્વાન એક નાનકડા વર્ગમાં વિદ્યાર્થીઓની જોડે બેસે એનું આશ્ચર્ય સૌને થાય એ સ્વાભાવિક હતું. પણ મારે માટે તો એ મોટી મૂંઝવણ હતી. શીખવતી વખતે હું સભાન બનતો. બોલતાં થોથરાતો હતો. મારી ખરાબ છાપ પડશે કારણ કે મારી બાંધી મૂઠી ઉઘાડી થઈ જશે એની બીક પણ મને લાગતી હતી. થોડા દિવસ પછી આ સ્થિતિથી હું ટેવાઈ ગયો. માત્ર આશ્વાસન હતું દાંડેકરસાહેબ મારી મર્યાદાઓને ઉદારતાથી નભાવી લેશે એ વિશ્વાસનું. દોઢેક મહિના સુધી 'અનુભવબિન્દુ'નો અભ્યાસ ચાલ્યો ત્યાં સુધી નિયમિતપણે તેઓ વર્ગમાં આવતા. પછી મળે ત્યારે બીજી વાત કરતા પણ મારા વર્ગશિક્ષણ વિશે એમણે લગભગ મૌન જ સેવ્યું હતું. મારી મર્યાદાઓને તેમણે

ઉદારતાપૂર્વક નભાવી લીધી છે એમ મને લાગ્યું હતું.

દાંડેકરસાહેબ બેએક વર્ષ સુધી રૂઈયા કૉલેજમાં રહ્યા ત્યાં સુધી હું વિદ્યાર્થીઓ પ્રત્યેના આચરણને નિહાળી રહ્યો હતો. અનેક પ્રકારના વિદ્યાર્થીઓને તેમની પાસે જતાં તેમ જ વિનાસંકોચે પોતાની મુશ્કેલીઓ રજૂ કરતાં મેં નિહાળ્યા હતા. કેટલીયે વિદ્યાર્થીનીઓને પણ પોતાની વ્યક્તિગત અડચણ માટે માર્ગદર્શન લેવા જતાં મેં જોઈ હતી. દાંડેકરસાહેબના વ્યક્તિત્વમાં એવી સરળતા અને સાત્ત્વિકતા હતી કે કોઈ પણ વ્યક્તિને પોતાની મૂંઝવણ વખતે તેમની પાસે જવાનું સૂઝતું. પોતે વાઇસ-પ્રિન્સીપાલ તરીકે કામ કરતા હતા ત્યારે અનેક ગરીબ વિદ્યાર્થીઓને માત્ર કૉલેજ તરફથી જ નહીં પણ પોતાના ખિસ્સામાંથી ફી વગેરેના પૈસા આપતા મેં તેમને નજરે નિહાળ્યા છે. એમની સાત્ત્વિક પ્રતિભાની ઊંડી છાપ માત્ર વિદ્યાર્થીઓ ઉપર જ નહિ પણ સામાન્ય લોકો ઉપર પણ પડી હતી.

એ કર્યા માત્ર કૉલેજના તત્ત્વજ્ઞાનના શિક્ષક હતા; તેઓ તો સ્વભાવિક લોકશિક્ષક હતા. 'જ્ઞાનેશ્વરી' તો એમને કંઠસ્થ હતી. તેઓ કીર્તન કરે ત્યારે ભક્તની તન્મયતા અને ભાવાર્દ્રતા પ્રત્યક્ષ થતી. માધવબાગમાં તો તેમણે નિયમિત રીતે વર્ષો સુધી કીર્તન કર્યાં હતાં. એમનાં જાહેર કીર્તનો ગમે ત્યાં થાય ત્યારે તેમને સાંભળવા મોટો જનસમુદાય ઊભરાતો. કૉલેજના તેઓ આચાર્ય કે ઉપાચાર્ય છે તેની કલ્પના કરવી મુશ્કેલ હતી. ત્યાર પછી એમની બદલી પૂના સર પરશુરામ ભાઉ કૉલેજના આચાર્ય તરીકે થઈ. ગમે ત્યાં હોય પણ એમનાં કીર્તનો થયાં જ કરે; માત્ર પુના કે મુંબઈમાં જ નહિ પણ મહારાષ્ટ્રમાં અનેક ઠેકાણે થતાં. તેઓ આજન્મ શિક્ષક હતા પણ તે માત્ર કૉલેજમાં તત્ત્વજ્ઞાનના વિષયના જ નહીં, પણ જનસમુદાયને પોતાની જોશીલી અને સાત્ત્વિક વાણીથી સંસ્કારસિંચન કરનાર સંતશિક્ષક હતા. આષાઢી એકાદશીને દિવસે

તેઓ અચૂક પંઢરપુરમાં કરતાળ વગાડી કીર્તન કરી યાત્રીઓને ભક્તિરસમાં તરબોળ કરી દેતા. ધર્મના ઉત્સવદિનોએ એમનું આ સામુદાયિક શિક્ષણ હોય જ.

એમના આ વિશાળ સંસ્કારશિક્ષણનો વિચાર આવે છે ત્યારે કેટકેટલા જનસમૂહોને એમણે પોતાની ભક્તિની તન્મયતાથી રંગ્યા છે તેનું ચિત્ર ખડું થાય છે. તેઓ કૉલેજના આચાર્ય તરીકે નિવૃત્ત થયા ત્યારે તેમને હજારો રૂપિયાની થેલી અર્પણ થઈ હતી. એનો વિનિયોગ દાદેકરસાહેબે શિક્ષક અને સંસ્કારના કાર્યમાં કર્યો હતો તેનું કોઈ ને આશ્ચર્ય નહોતું. એમની નિઃસ્પૃહતા અને સાત્ત્વિકતા જનસમૂહના ચારિત્ર્યઘડતરનું પ્રેરક બળ બન્યું હતું.

મહારાષ્ટ્રની કેટલીક શિક્ષણસંસ્થાઓમાં આજીવન સભાસદની પદ્ધતિ છે. શિક્ષણ અર્થે પોતાનું જીવન અર્પણ કરીને માત્ર નિર્વાહપૂરતું જ વેતન લેવું એ આજીવ સભાસદનું લક્ષણ હતું. આવા આજીવ સભાસદોએ જ મરાઠી નિશાળો સ્થાપી હતી અને પછી કૉલેજોનું સંચાલન માથે લીધું હતું. પછી આજીવ સભાસદો નવાને ચૂંટીને નવા આજીવ સભાસદો બનાવતા. હળવે હળવે આ સભાસદો જ શિક્ષણસંસ્થાઓના સંચાલકો અને સત્તાધિકારના સ્થાને આવી શકે તેવી પ્રણાલી થઈ. મુંબઈની રૂઇયા કૉલેજ અને પોદાર કૉલેજ, પૂનાની સ. પ. કૉલેજ તથા નૂતન મરાઠી વિદ્યાલય હાઇસ્કૂલ વગેરેનું સંચાલન આજીવ સભાસદોનું મંડળ કરે છે. કૉલેજના કે નિશાળના પ્રિન્સીપાલ–વાઇસ-પ્રિન્સીપાલ વગેરે સત્તાધિકારના સ્થાન આજીવ સભાસદ જ નિમાઈ શકે એવી પ્રથા છે. આજીવ સભાસદોની સંખ્યા ત્યારે વીસેકની હતી અને બધી સંસ્થાઓનું સંચાલનકાર્ય કરવાની સત્તા તેમની રહેતી. વર્તમાન આજીવ સભાસદો હોય તેઓ પોતે જ નવા આજીવ સભાસદો ચૂંટતા. એને માટે સર્વાનુમતી અનિવાર્ય રીતે જરૂરી હતી. આવા આજીવ સભાસદો ચૂંટાવું તે બધી સંસ્થાઓના શિક્ષકોની મહત્ત્વાકાંક્ષા

રહેતી. અનેક વિદ્વાન શિક્ષકો માટે આજીવ સભાસદ બનવું એ ખૂબ અઘરું બન્યું હતું. બિનમહારાષ્ટ્રી માટે એ પદ અસંભવિત ગણાતું.

૧૯૪૮માં આજીવ સભાસદ તરીકે મારું નામ મુકાયું ત્યારે બધાને માટે એ મોટી આશ્ચર્યકારક બીના બની ગઈ. મેં તો સ્વપ્ને પણ કલ્પ્યું નહોતું કે હું કદીયે આજીવ સભાસદ બની શકું. પછી અભિલાષા તો ક્યાંથી જ સેવી હોય? એટલે આજીવ સભાસદ તરીકે મારું નામ રજૂ થાય તેનું આશ્ચર્ય મારે મન મોટામાં મોટું હતું. મને પૂનામાં ઓળખે કોણ? રૂઇયા કૉલેજમાં ગુજરાતી વિષયનું મહત્ત્વ પણ ક્યાંથી હોય? સિત્તેર ટકા વિદ્યાર્થીઓ મરાઠીભાષી હોય. પણ મારું નામ આજીવ સભાસદ તરીકે સૂચવાયું તેમાં દાંડેકરસાહેબે મારામાં મૂકેલો વિશ્વાસ કલ્યાણભૂત હતો તે મને પછી જાણવા મળ્યું હતું. તેમની પ્રત્યે બધાને પ્રેમાદરભરી શ્રદ્ધા હતી તેનો લાભ મને મળ્યો અને હું આજીવ સભાસદ ચૂંટાયો. મને તો દાંડેકરસાહેબે કહ્યું પણ નહોતું. મને જ્યારે ખબર પડી ત્યારે મેં આભારનો પત્ર લખ્યો. દાંડેકરસાહેબે મને જવાબમાં લખ્યું, 'શિક્ષણસંસ્થામાં સાત્ત્વિક પ્રકૃતિના માણસો હોવા જોઈએ. હું તમને સાત્ત્વિક પ્રકૃતિના માનું છું એટલે તમારું નામ સૂચવ્યું હતું.' સાત્ત્વિક વૃત્તિથી શિક્ષણકાર્ય કરવાની દાંડેકરસાહેબની આજ્ઞા છે એવો અર્થ મેં તેમાથી ઘટાવ્યો. એ માટેની જાગૃતિ રાખું તો જ દાંડેકરસાહેબની શ્રદ્ધાને તેમાંથી પાત્ર ગણાઉં એમ મેં વિચાર્યું.

રૂઇયા કૉલેજમાંથી સોમૈયા કૉલેજનું આચાર્યપદ મને મળ્યું તેમાં પણ દાંડેકરસાહેબની કૃપાદૃષ્ટિ એ કારણ હતું તેમ લાગે વખતે મેં શ્રી પાંડુરંગ આઠવલે શાસ્ત્રીજી પાસેથી સાંભળ્યું. 'અનુભવબિંદુ'નું શિક્ષણકાર્ય આ બધાંના મૂળમાં હશે? જે હો તે હો!

**નોંધ:**

રૂઇયાનો આજીવન સંબંધ તજીને સોમૈયા કૉલેજમાં હું કેમ જોડાયો, ત્યાંથી કેમ છૂટો થયો, મીઠીબાઈ કૉલેજના આચાર્યપદે કઈ રીતે આવ્યો વગેરે વાતો મારા અંતરબાહ્ય જીવનની, મારા શિક્ષક જીવનની અગત્યની ઘટનાઓ છે. તેમાં મારું શિક્ષકત્વ, મારું—જેવું હોય તેવું—સમગ્ર વ્યક્તિત્વ ઘડાઈ ટીપાઈને અમુક આકાર પણ પામ્યું છે. પરંતુ અહીં તે વર્ણવવાનો લોભ જતો કરવામાં ઔચિત્ય લાગે છે એટલે મારે છેવટે મીઠીબાઈ કૉલેજમાં પુનશ્ચ હરિઃ ૐ કરવાનું આવ્યું એટલું જ કહું. મારા તિતિક્ષાકાળના શુભેચ્છકો, માર્ગ- અને મિત્રોને અહીં સાદર પ્રેમભાવથી સંભારું. મારા પરમ મિત્ર [illegible] અને તે વખતના મુંબઈ યુનિવર્સિટીના રેક્ટર પ્રો. ગોવર્ધન પરીખ એ સર્વમાં અનન્ય હતા એમ પણ કહું.

## ૪ વિદ્યાર્થીઓનું ટોળાશાહી માનસ

અત્યારે માત્ર આપણા દેશમાં જ નહીં પણ આખાયે જગતમાં વિદ્યાર્થીઓ આંદોલન કરી વાતાવરણ ક્ષુબ્ધ કરી રહ્યા છે. તેમનાં તોફાનો, ભાંગફોડ હિંસક કૃત્યો વગેરેથી ઘણા હિતચિંતકો આજે સચિંત બન્યા છે તે આપણે સૌ જાણીએ છીએ. પણ આ આંદોલનો પ્રેરનર નેતાઓ કેવી રીતે આંદોલન જગાડે છે, એમાં અનેક વિદ્યાર્થીઓ કેવી રીતે તેમ જ શા માટે જોડાય છે, તે બધાના વર્તનની પાછળ કયાં પરિબળો કામ કરી રહ્યાં હોય છે તેનો પરિચય થાય તો અત્યારની આ પરિસ્થિતિ સમજવામાં તે મદદરૂપ બની શકે. આ પ્રશ્નનું હાર્દ સમજવા માટે આવાં આંદોલનોની પાછળ કેવું માનસ કામ કરી રહ્યું હોયે છે તે જાણી લેવું જોઈએ.

મારી સંસ્થામાં એક વાર મોટી હડતાળ પડી હતી ત્યારે મને જે પ્રત્યક્ષ અનુભવ થયો તે અર્થસૂચક જણાતો હોવાથી અહીં વર્ણવું છું. એ પ્રસંગઘટના દ્વારા ટોળાશાહી માનસ (Mob mentality)ની લાક્ષણિકતા વ્યક્ત થાય છે તે આ પ્રશ્નને સમજવામાં મદદરૂપ બનશે.

એ ઘટના રજૂ કરતાં પહેલાં તે વિશેની મારી પોતાની માનસિક પશ્ચાદ્‌ભૂમિકા સ્પષ્ટ કરવી જોઈએ. લોકશાહીને સફળ બનાવવા માટે લોકજાગૃતિ અને લોકકેળવણી લગભગ અનિવાર્ય છે એવી મારી પ્રતીતિ છે. એના અભાવને પરિણામે લોકશાહી જોખમમાં આવી પડે અથવા લશ્કરી સત્તા શાસનકર્તા બની જાય; આપણા દેશમાં લોકશાહી સફળ બનાવવી હોય તો તેની પૂર્વ–કેળવણીરૂપે લોકશાહી પદ્ધતિની તાલીમ નિશાળ અને કૉલેજમાં (ઘેર પણ) મળવી જોઈએ એવું હું દૃઢતાપૂર્વક માનું છું.

'લોકશાહી એ માત્ર રાજ્યશાસનનો એક પ્રકાર નથી, એ તો જીવનરીતિ છે' એ સૂત્રને હું સાચું ગણું છું. એટલે સાહિત્યિક મંડળો, ચર્ચાસભા, વિજ્ઞાન મંડળ આદિ મંડળો કૉલેજમાં હોય છે તેનું સંચાલનકાર્ય વિદ્યાર્થીઓને સોંપીને તેમને લોકશાહી પદ્ધતિથી કામ કરવાની તાલીમ આપવી જોઈએ એવી માન્યતા હું ધરાવું છું. આવું કાર્યસંચાલન કરતા વિદ્યાર્થીઓ ભૂલ કરે તોપે તેમને પોતાની ભૂલો આપમેળે સમજાય તેવી પરિસ્થિતિ સર્જવી જોઈએ. વિદ્યાર્થીઓના હાથમાં કાર્યની સોંપણી કરવામા થોડું જોખમ રહ્યુ છે, પણ લોકશાસનરીતિની તાલીમ માટે એ જોખમ ઉઠાવવું જ રહ્યું. આવું જોખમ જ કદાચ લોકશાહી માટેનો સારો બોધપાઠ આપે. આવી પ્રક્રિયામાથી પસાર થયા પછી લોકશાહીનો માર્ગ સુગમ બને તેવો સંભવ છે એમ મને લાગે છે.

આવી વિચારસરણી મારી હતી તેથી મારી કૉલેજની શરૂઆત થઈ ત્યારે તેમાં વિદ્યાર્થીમંડળની સ્થાપના કરવા આવી હતી. દરેક

વર્ગમાં ચૂંટણી થાય, દરેક વર્ગમંથી એક વિદ્યાર્થી-પ્રતિનિધિ અને એક વિદ્યાર્થિની-પ્રતિનિધિ એમ બે સભ્યો ચૂંટાય એવી વ્યવસ્થા હતી. આવા ચૂંટાયેલા સભ્યોની કાર્યવાહી સમિતિ બને. એ સમિતિ પોતાના સભ્યોમાંથી ચૂંટણી કરીને એકને મહામંત્રી પસંદ કરે. આવું બંધારણ વિદ્યાર્થીમંડળ માટે બનાવવામાં આવ્યું હતું. સમગ્ર વિદ્યાર્થીના કાર્યક્રમો યોજાય ત્યારે તેનું વ્યવસ્થાકાર્ય વિદ્યાર્થીમંડળને કરવાનું રહે. કૉલેજનો વાર્ષિક ઉત્સવદિન પણ વિદ્યાર્થીમંડળના આશ્રયે જ તૈયાર થાય. એમાં અધ્યક્ષ, અલબત્ત, કોઈ અધ્યાપક હોય અને સમિતિમાં બહુ જ ઓછા અન્ય અધ્યાપકો હોય એવી રીતે આ મંડળની રચના કરવામાં આવે. પણ અધ્યાપકનું કાર્ય માત્ર વિદ્યાર્થીને માર્ગદર્શન આપવા પૂરતું મર્યાદિત રહે. સમારંભ યોજવાનું કે પ્રસંગોની વ્યવસ્થા કરવાનું કામ તો વિદ્યાર્થીમંડળને જ સોંપાય. આવી રીતે સામૂહિક કાર્ય કરવાની તાલીમ વિદ્યાર્થીને આપવી જોઈએ, જેથી લોકશાસનની પદ્ધતિનો પ્રત્યક્ષ પરિચય તેમને મળે એવી એની પાછળ ભાવના છે. વિદ્યાર્થીને અન્યની સાથે સહકાર સાધી, અંગત મતભેદો કે રાગદ્વેષ વીસરી સોંપાયેલું કાર્ય કેમ સફળ કરવું તેનું શિક્ષણ આ રીતે મળે એવો તેની પાછળ ઉદ્દેશ રહેલો છે. લોકશાહી માટેની આ કેળવણી દ્વારા વિદ્યાર્થીને પોતાના વ્યક્તિગત સ્વભાવના ખૂણાખાંચરા ઘસીને સહકારી કામ કરવાની તાલીમ મળી શકે.

છતાં પણ આ કાર્યરીતિની મર્યાદા મારા ખ્યાલમાં છે જ. સામાન્યતઃ ચૂંટણીમાં સારા સૌજન્યશીલ સ્વભાવવાળા વિદ્યાર્થીઓ નિષ્ક્રિય હોય છે અને સક્રિય રસ લેનારાઓ મોટે ભાગે નેતા બનવાની મહત્ત્વાકાંક્ષા સેવનારા હોય છે. વાસ્તવિક રીતે જોતાં, પ્રામાણિક કાર્ય કે નૈતિક મૂલ્યોના અભાવવાળા પણ વધુ બોલકા અને મોટા ફડાકા મારનાર વિદ્યાર્થીઓ જ મોટે ભાગે ચૂંટાઈ આવે છે.

આવી પરિસ્થિતિ હોવા છતાં શિક્ષણસંસ્થામાં લોકશાસન-

રીતિની તાલીમ આપવી જોઈએ એમ હું પ્રતીતિપૂર્વક માનું છું. અલબત્ત, જ્યારે ચૂંટણી થાય ત્યારે દરેક વર્ગમાં જઈને હું વિદ્યાર્થીઓને અનુરોધ કરતો કે ખરી જવાબદારી સમજનાર વ્યક્તિને જ ચૂંટી કાઢવી જોઈએ. છતાંય ચૂંટાઈ આવનાર વ્યક્તિ મોટે ભાગે ધાંધલમાં રાચનાર અને મોટાઈમાં મહાલનાર હોય તેમ જ બનતું અને બને છે એવો મારો વર્ષોનો અનુભવ છે. છતાંયે આવી ધાંધલિયા વ્યક્તિને જવાબદારી સોંપીને એના ઉપર દેખરેખ રાખીને તેમ જ સ્નેહ તથા સમભાવપૂર્વક સમજાવીને તેનામાં રહેલા શુભ તત્ત્વો જાગૃત કરી શકાય છે એ પણ મેં ઠીક ઠીક અનુભવ્યું છે.

ખરી વાત તો એ છે યુવાનીમાં પ્રવેશ કરતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીમાં ભાવનાશીલતાનો અંશ સ્વાભાવિક રીતે રહેલો હોય જ છે. ખોટી દૃષ્ટિ કે મૂલ્યોને લીધે, બિન-અનુભવ કે સંસારી સફળતાની ખોટી ગણતરીની લીધે તેઓ ધાંધલ કે તોફાનમાં રાચતાં હોય છે; અને આંદોલન કરી પોતે કાંઈક બહાદુરીનું કામ કર્યું છે તેની ખુમારી અનુભવતાં હોય છે. પણ સાચા કેળવણીકારો સત્તાધિકારના રૂઆબથી નહિ પણ લાગણીયુક્ત સમભાવથી તેમની જોડે કામ કરે અને ધીરજથી યોગ્યાયોગ્ય સમજાવે તો તેમને સાચે રસ્તે દોરી શકે; નિર્મળ દૃષ્ટિ આપી શકે. આ પ્રમાણે કરવાની યૌવનશક્તિથી તરવરતા અને ભાવનાશીલતાથી થનગનતા વિદ્યાર્થીઓમાં કાર્યસાધક ઉત્સાહ-શક્તિ ઉત્પન્ન કરી શકાય છે સાચા શિક્ષકો આવા વિદ્યાર્થીઓના ભાવનાસ્રોતને સાચી દિશામાં વાળી તેમના વ્યક્તિત્વના અંકુરોને ખીલવે છે. આ કારણે જ આવી લોકશાહી પદ્ધતિથી કામ કરવાની તાલીમને હું કેળવણીનું મહત્ત્વનું અંગ ગણું છું. ભાવનાશીલતાનું સુભગ અને પાવનકારી દર્શન મને ઘણી વાર તોફાની કે ખરાબ ગણાતા વિદ્યાર્થીઓમાં થયું છે. એટલું ખરું કે કેટલાક ઉસ્તાદ વિદ્યાર્થીઓએ મને મુશ્કેલ સ્થિતિમાં મૂકીને તાવ્યો છે; મારી આકરી કસોટી થઈ છે; બધાંમાં જ સફળ થયો છું એવો દાવો

ફરી શકું તેમ નથી. છતાંય આવી અગ્નિપરીક્ષાએ મને મૂલ્યવાન શિક્ષણ આપ્યું છે. આ દષ્ટિએ જોતાં, અનેક વિદ્યાર્થીઓ મારા ગુરુ બન્યા છે. આવી આકરી કસોટીવાળી પ્રયોગકથા, તેથી જ, અહીં રજૂ કરું છું.

૨

અમારે ત્યાં લોકશાહી પદ્ધતિની ચૂંટણી થયા પછી વિદ્યાર્થી સભાની વિધિસરની સ્થાપના થઈ. કેટલાક વિદ્યાર્થીઓને 'હું તો કોઈની પરવા ન કરું, અધ્યાપક કે આચાર્યની પણ નહિ' એવી બડાશ મારવાની ટેવ હોય છે. આવી 'બહાદુરી'થી અંજાઈ જનાર વિદ્યાર્થીઓ પણ ઠીક સંખ્યામાં હોય છે. આવા ફડાકા મારનાર વિદ્યાર્થીઓ અધ્યાપક કે આચાર્ય પાસે કોઈક નિમિત્તે જતા હોય છે તેને લીધે પણ એ 'કંઈક' છે એમ બીજાઓ પણ માનતા થઈ જાય છે. આ પ્રકારનો એક વિદ્યાર્થી અમારી વિદ્યાર્થીસભાનો મહામંત્રી (જનરલ સેક્રેટરી) ચૂંટાઈ આવ્યો.

આ મહામંત્રી સહેજ મોટી ઉંમરનો હતો. વાતચીત કરવાની તેનામાં સારી આવડત હતી. સહેલાઈથી એ બધાનો મિત્ર બની શકતો. બીજા વિદ્યાર્થીઓએ તો તેનામાં બહાદુરી કલ્પી હતી તેથી તેની મૈત્રીમાં કેટલાક વિદ્યાર્થીઓ હૂંફ પણ અનુભવતા હશે. પાંચ સાત વિદ્યાર્થીનું જૂથ હમેશાં આ મહામંત્રીની પાસે રહેતું. કૉલેજમાં નવા આવતા ગભરુ વિદ્યાર્થીઓને મન આ 'મહામંત્રી' મોટો માણસ હતો. વિદ્યાર્થીનો લગભગ એ નેતા બની બેઠો હતો. નેતાગીરીની કુનેહ પણ તેનામાં હતી જ. કાચાપોચા શિક્ષકો પણ આ મહામંત્રીની સાથે ન ટકરાઈ જવાય તેની કાળજી રાખતા. આ બધાને લીધે એ પોતાના નેતૃત્વબળથી સભાન રહેતો. બોલેચાલે વિનયી ખરો, પણ વિનયની પાછળ છુપાયેલી એની અહંતા કે ઉદ્ધતાઈ ડોકિયું કર્યા વિના ન રહેતી.

થોડા અનુભવ પછી હું તેને બરાબર ઓળખી ગયો હતો. નેતૃત્વના ઉપર્યુક્ત ગુણો હોય અને સાચી દિશામાં કામ કરે તો આવા નેતા ખરેખર ઘણું સારું કામ કરી શકે. પણ ઘણી વખત નેતૃત્વના ગુણોવાળા વિદ્યાર્થીઓ પોતાની મોટાઈમાં રાચી એ પોતે કેવી રીતે ધાર્યું કામ કરી શકે છે એનું અભિમાન સેવતા હોય છે. શુભ વસ્તુ સમજવાની કે કરવાની તેમનામાં કદાચ શક્તિ અને સમજ ન હોય તેથી અથવા અન્ય કારણોથી તોફાન કરી બધાને ડરાવવામાં પોતાની બહાદુરી એ સમજતા હોય છે. એટલે નેતૃત્વના સ્વાભાવિક ગુણો એળે જાય છે. હું અમારા આ મહામંત્રીને બરાબર જાણવા છતાં એના હોદ્દાને ઉચિત બરાબર માન આપતો, કારણકે વિદ્યાર્થીઓ જેને ચૂંટે તેને માન્ય કરવો અને એના હોદ્દા પ્રત્યે આદર રાખવો એને હું લોકશાહીનો સિદ્ધાંત માનતો અને માનું છું. હું એને આ કારણથી માન આપતો તે વસ્તુને એણે કદાચ મારી નબળાઈ લેખી હોય તો તે અસંભવિત નથી. એ ઉંમરમાં એ સમજી શકાય એવી સ્વાભાવિક વૃત્તિ ગણાય.

એક વાર વિદ્યાપીઠે યોજેલી આંતરમહાવિદ્યાલયની નાટક, નૃત્ય ઇત્યાદિની સ્પર્ધામાં અમારી કોલેજે ભાગ લીધો હતો. એ સ્પર્ધામાં નાટક અને નૃત્યના વિભાગમાં અમારી કોલેજને પ્રથમ પદનું ઇનામ મળ્યું હતું. વિદ્યાપીઠ યોજિત એ સ્પર્ધાસમારંભમાં અમારી કોલેજના આઠ-દસ વિદ્યાર્થીઓને જ જવાની પરવાનગી મળી હતી. કારણ સ્પર્ધા માટેનો ખંડ નાનો હતો અને દરેક કોલેજમાંથી દસ દસ વિદ્યાર્થીઓ જ જઈ શકે તેમ હતું. આવી સંસ્કારકલા—પ્રવૃત્તિમાં કોલેજે પ્રથમ પદ મેળવ્યું તેથી મને આનંદ થયો અને વિચાર આવ્યો કે જે નાટક અને નૃત્યને વિદ્યાપીઠની પ્રતિષ્ઠા મળી છે તેનો લાભ કોલેજના બધા વિદ્યાર્થીઓને આપવો જોઈએ. કોલેજની શરૂઆત હતી, એટલે વિદ્યાર્થીસંખ્યા નાની હતી તેથી કોલેજના મોટા ખંડમાં નાટક અને નૃત્યનો કાર્યક્રમ યોજી

શકાય તેમ હતું.

વિદ્યાર્થી-સભાના આશ્રયે આ કાર્યક્રમ યોજાય તેમ મેં સૂચવ્યું. વિદ્યાર્થીસભાએ આ સૂચનનો સહર્ષ સ્વીકાર કર્યો. આ માટે જે થોડું ખર્ચ થાય તે વિદ્યાર્થીઓ જ ભોગવી લે તેમ ઠર્યું. તે ખર્ચ પૂરતું નામનું પ્રવેશ-મૂલ્ય રાખવું એમ નક્કી કરવામાં આવ્યું. આ કાર્યક્રમ માત્ર કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે જ હતો. બહારના કોઈ અંદર ન આવી જાય તે માટે વિદ્યાર્થીઓએ પોતાનાં ઓળખપત્રો (Indentity Cards) સાથે આવવાનું હતું. પ્રવેશદ્વાર ઉપર મારી કોલેજના એન.સી.સી.ની તાલીમવાળા અધ્યાપકને રાખ્યા હતા. એ અધ્યાપક કડક-શિસ્ત માટે જાણીતા હતા. પ્રવેશવ્યવસ્થાનું કામ એ અધ્યાપક તથા એન.સી.સી.ની તાલીમવાળા તેમના શિસ્ત-નિષ્ઠ બે વિદ્યાર્થીઓને સોંપવામાં આવ્યું હતું. એ સમારંભના ખંડમાં દાખલ થવાનાં બે પ્રવેશદ્વાર હતાં: એક વિદ્યાર્થીઓ માટે અને બીજું વિદ્યાર્થિનીઓ માટે. ખંડની અંદરની વ્યવસ્થા વિદ્યાર્થીસભાએ સંભાળવાની હતી.

આ કાર્યક્રમ સાડાચાર વાગે શરૂ થવાનો હતો. હું મારી ઓફિસમાં બેઠો હતો. સાડાચાર વાગે ત્યાં જવાનો હતો. કાર્યક્રમ શરૂ થવાને હજી પાંચ-સાત મિનિટની વાર હતી. હોલ મારી ઓફિસની નજીક હતો. એકાએક મોટી બૂમો સંભળાવા લાગી. હું ઓફિસની બહાર નીકળીને જોઉં છું તો પેલા કડક અધ્યાપક અને મહામંત્રી એકબીજા સાથે લડતા હોય તેવી રીતે ઊંચા અવાજે બોલી રહ્યા હતા. આસપાસ પચાસેક વિદ્યાર્થીનું ટોળું તેમને વીંટળાઈને આ તમાશો જોતું ઊભું હતું. હું ટોળાને ભેદીને અંદર ગયો. શું બન્યું છે તે મેં પેલા અધ્યાપકને પૂછ્યું. તેણે જવાબ આપ્યો, 'સાહેબ, આ મહામંત્રી મારી સાથે ઉદ્ધતાઈથી વર્તે છે. પોતે મહામંત્રી છે એટલે જાણે મારા ઉપરી હોય તેવી ખુમારીથી મારી સાથે બોલે છે. આપની સૂચના મુજબ પ્રવેશ આપતી વખતે ઓળખપત્રો જોઈને

જ જવા દઉં છું. એ મને કહે છે કે શા માટે આવી કડકાઈ રાખો છો? આ વ્યવસ્થા આવી રીતે કેમ કરી છે? તેની સૂચના મુજબ જાણે મારે કામ કરવાનું હોય તેવા રુઆબથી મને સવાલો પૂછે છે. હું સમજાવીને ખધું કહું છું છતાંય એની રીતભાતમાં ફેર પડતો નથી. એક પ્રવેશદ્વાર વિદ્યાર્થીઓ માટેનું છે અને બીજું વિદ્યાર્થિની-ઓ માટેનું. છતાં એ પોતે બહેનોના પ્રવેશદ્વારમાંથી જ ખંડમાં દાખલ થવાનો આગ્રહ રાખે છે અને કહે છે કે આવાં જુદાં પ્રવેશ-દ્વારો રાખવાની જરૂર નથી. મેં સમજાવીને કહ્યું કે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની સરળતા ખાતર જુદાં પ્રવેશદ્વારો રાખ્યાં છે. આમ છતાંયે એ બહેનો માટેનાં પ્રવેશદ્વારમાથી પરાણે જતો હતો ત્યારે એના ખભે ધીમેથી હાથ મૂકીને અટકાવતાં મેં એને કહ્યું કે તમે અહીંથી ન જાઓ. તેમાં તેણે આવી ધૂમરાણ મચાવી છે. મારી જોડે આવી રીતે ઊંચા અવાજે આમ બોલે છે."

મેં મહામંત્રી સામે જોયું. તેણે ઉશ્કેરાટભર્યા અવાજે કહ્યું, "સાહેબ, મારા શરીરને હાથ અડાડવાનો એમને શો અધિકાર છે? એ પ્રોફેસર રહ્યા તેથી શું મારું અપમાન કરે? હું વિદ્યાર્થીસભાનો મહામંત્રી છું, વિદ્યાર્થીઓનો મુખ્ય પ્રતિનિધિ છું. આ સાહેબે મારું અપમાન કર્યું છે. તે માત્ર મારું વ્યક્તિગત અપમાન નથી, વિદ્યાર્થીઆલમનું અપમાન છે. હું એને કઈ રીતે બરદાસ્ત કરી શકું? હું તમારી પાસે આનો ન્યાય માગું છું." મેં કહ્યું, "જુઓ, આપણા કાર્યક્રમનો સમય થઈ ગયો છે. પહેલાં આ કાર્યક્રમ પૂરો કરી લઈએ. પછી તમારી ફરિયાદની તપાસ કરીશ. તમે મહામંત્રી થઈને આવી ધાંધલ કરો તે સારું કહેવાય?" એણે ઉગ્ર અવાજે કહ્યું, "સાહેબ, પ્રથમ મને ન્યાય આપો. હું આવું અપમાન સહન કરવા તૈયાર નથી. હું અંદર નહીં આવું, કાર્યક્રમ નહિ જોઉં." મને લાગ્યું કે વિદ્યાર્થીઓના ટોળા વચ્ચે એ પોતાના પ્રભાવનું પ્રદર્શન કરવા માગે છે. એટલે એની સાથેની વાતચીત અટકાવીને

મેં ટોળે વળેલા વિદ્યાર્થીઓને હોલમાં જવાની આજ્ઞા કરી. બધા જ વિદ્યાર્થીઓ અંદર ચાલી ગયા.

હવે માત્ર મહામંત્રી જ બહાર હતો. મેં એને સમજાવટથી કહ્યું, 'જુઓ, આવો દેખાવ થાય તેમાં આપણી કોલેજની શોભા નથી. પહેલાં આ કાર્યક્રમ પૂરો થઈ જવા દો. પછી આવતી કાલે તમે મારી ઑફિસમાં આવી તમારે જે કહેવાનું હોય તે કહેજો; તમને ન્યાય મળશે જ તેની ખાતરી રાખશો. અત્યારે કશી જ ધાંધલ ન મચાવતાં કાર્યક્રમ સારી રીતે પતાવવો એ મહામંત્રી તરીકેની તમારી ફરજ નથી? તમારું તો શું પણ કોઈનું પણ અપમાન થાય એવું હું ન જ ઇચ્છું. માટે પ્રસંગ સંભાળી લો અને ચાલો અંદર. તમારી ફરિયાદ વિશે આવતી કાલે જરૂર વિચારીશું.'

૩

પરિસ્થિતિને સંભાળી લેવા મેં વિનયપૂર્વકની સમજાવટથી મહામંત્રીને કહ્યું તેથી તેમાં એણે મારી નબળાઈ વાંચી હોય અથવા બીજાં કારણો પણ હોય, પણ તેણે પોતાનું વલણ બદલ્યું નહિ. એટલું જ નહિ પણ એણે સહેજ કરડાકીથી કહ્યું, 'સાહેબ, તમે અને ન્યાય નથી આપતા એટલે એના વિરોધમાં હું અંદર નહિ આવું.' મે એને શાંતિથી કહ્યું, 'અંદર આવવું ન આવવું એ તમારી ખુશીની વાત છે. તમારી ફરિયાદને ન્યાય આપવાનું મેં કહ્યું જ છે તે મુજબ કાલે ઑફિસમાં આવજો. મહામંત્રી તરીકેની અત્યારે તમારી ફરજ આ સમારંભ સારી રીતે પતી જાય એ જોવાની છે. પછી તો તમને યોગ્ય લાગે તેમ કરવાની છૂટ છે. આવતી કાલે મારી ઑફિસમાં આવજો અને તમારી ફરિયાદની હું તપાસ કરી ઘટતું કરીશ એની ખાતરી રાખજો.'

પરંતુ હજી એ આવેશમાં હતો. એણે મને કહ્યું, 'સાહેબ, હું અહીંથી ચાલ્યો જાઉં છું...આ મારું અપમાન છે. વિદ્યાર્થીઓના

પ્રતિનિધિનું અપમાન છે...' મેં એને જવાબ વાળ્યો, 'આવી રીતે એટલે કે પડકાર ફેંકતા હો તેવી રીતે વાત કરવી એ તમારું વલણ વિદ્યાર્થીને શોભે તેવું નથી. તમને ફરી કહું છું કે કોઈ પણ વિદ્યાર્થીનું અપમાન કોઈ પણ અધ્યાપક કરે તે મને કદી જ ન ગમે. તો પછી તમારું મહામંત્રીનું અપમાન થાય એ મને ક્યાંથી જ રુચે? પણ જવાબદારીભર્યા હોદ્દાને અનુરૂપ તમારું વર્તન હોવું જોઈએ. તમારી પ્રથમ ફરજ અપમાન થયું હોય તો ક્ષણભર તેને સહન કરીનેય પ્રસંગ સારી રીતે પાર પડે તેમ કરવાની છે. એમ કરવાથી તમારી પ્રતિષ્ઠા અને શોભા વધશે. આ પ્રસંગ પતી ગયા પછી તમે મને કહ્યું હોત તોયે તમારી ફરિયાદની તીવ્રતા ઓછી ન થાત. તમે આટલા બધા વિદ્યાર્થીઓની વચ્ચે તમારા પ્રોફેસર જોડે આવી રીતે ઊંચા સાદે બોલ્યા તે શું શોભાસ્પદ વસ્તુ છે? એ પ્રોફેસરોનું અપમાન ન ગણાય? તમારા હોદ્દાને અનુરૂપ તેમ જ વ્યક્તિગત વિદ્યાર્થી તરીકે પ્રોફેસરે વિવેકભરી રીતે તમને કહેવું જોઈએ એ કબૂલ છે. પણ કઈ પરિસ્થિતિમાં તમારું માન જળવાય તેવું ન બન્યું એ બધાની તપાસ હું આવતી કાલે કરીશ એવું વચન મેં તમને આપ્યું જ છે. હું ઇચ્છું છું કે તમે હજી પણ હૉલની અંદર આવો. આપણો સમય થઈ ગયો છે.'

મારા કહેવાની કંઈ અસર થઈ હોય એમ ન લાગ્યું. મેં કહ્યું, 'ચાલો. અંદર ન આવવું હોય તો તમે બહાર જઈ શકો છો. વખત થઈ ગયો છે એટલે હવે સમારંભ શરૂ કરી દેવો જોઈએ.' મહામંત્રીએ કહ્યું, 'હું અંદર નહિ આવું. હું બહાર ચાલ્યો જાઉં છું.' મેં કહ્યું, 'તમારી મરજી.' પછી એ તથા એના એકાદ બે મિત્રો સિવાય બધા વિદ્યાર્થીઓ હૉલમાં ગયા. હું પણ હૉલમાં ગયો. એ લોકો બહાર ચાલ્યા ગયા. અંદરની વ્યવસ્થા સારી હતી. કાર્યક્રમ સારી રીતે પાર પડી ગયો. કાર્યક્રમથી બધા ખુશ હતા. કાર્ય-

ક્રમ પૂરો થયો એટલે હું મારી ઑફિસમાં બેઠો. બધા વિદ્યાર્થીઓ ઘેર જવા વિખરાઈ રહ્યા હતા. પાંચસાત મિનિટ થઈ હશે એટલામાં પેલા શિસ્તનિષ્ઠ અધ્યાપક અને તેના બન્ને સહાયક વિદ્યાર્થીઓ મારી પાસે આવ્યા. તેમના મોઢા ઉપર ગભરાટ અને ચિંતા દેખાતાં હતાં.

પેલા પ્રાધ્યાપકે મને કહ્યું, 'સાહેબ, પેલો મહામંત્રી બે-ચાર મવાલીઓ લઈ આવ્યો છે. અમે બહાર જઈએ એટલે અમને ત્રણેને મારવાનો એમણે પેંતરો રચ્યો છે. આ ખબર એકબે સારા વિદ્યાર્થીઓ અમને કહી ગયા છે;-ચેતવી ગયા છે. તમે કૉલેજની બહાર તો જુઓ! પેલું ટોળું અમારી રાહ જોતું ઊભું છે તેમાં એ લોકો છે...' અધ્યાપકની આંખમાં ડર અને અવાજમાં ધ્રુજારી હતાં. સાથેના બે વિદ્યાર્થીઓનાં મુખ ઉપર ભય અને ગભરાટની રેખાઓ હતી. હું વિચારમાં પડી ગયો. આવું કશું બનશે એની મને તો કલ્પના સુધ્ધાં નહોતી!

પેલા બે વિદ્યાર્થીઓમાંથી એકે કહ્યું, 'સાહેબ, એ મહામંત્રીને પોતાના બહારથી આવેલા બેચાર મિત્રોને હૉલમાં ઘુસાડવા હતા પરંતુ અમને મળેલી આજ્ઞા અનુસાર અમે તેમને હૉલમાં ન જવા દીધા. ત્યારે જ અમને મહામંત્રીએ ધમકી આપી હતી કે એમને અંદર જવાની ના પાડો છો તેનું પરિણામ સારું નહિ આવે તેનો વિચાર કરજો...' ફરિયાદના ઝઘડામાં મૂળ કારણ આ હતું. એને કોઈ પણ પ્રકારે ઝઘડો કરવો હતો એટલે આ અધ્યાપક સાહેબને ગમે તે રીતે ચીડવવા માગતો હતો. પછી કેવી સ્થિતિ ઊભી કરી તે તો તમે જાણો છો. પણ, સાહેબ, હવે અમે સલામત રીતે ઘરે નહીં પહોંચી શકીએ. આપણો મહામંત્રી તોફાન કરાવવામાં પાવરધો છે એ જાણીતી વાત છે. મવાલીઓને પૈસા આપીને પણ અમને માર ખવડાવશે...' આમ કહેતાં એની આંખમા ઝળઝળિયાં આવી ગયાં; પછી એણે કહ્યું, 'હમણાં જ મારા મિત્રો અહીં આવીને '

બહાર મારામારી થવાની છે તેની ચેતવણી આપીને ગયા...' હું ઓફિસની બહાર નીકળ્યો અને બહાર નજર નાંખી ત્યારે જોયું કે દોઢસોએક માણસનું ટોળું સ્થિર ઊભું હતું. તે ત્યાંથી ખસતું નહોતું. આવનાર તોફાનને હું કલ્પી શકતો હતો. પરિસ્થિતિની મને થોડી ઝાંખી થઈ ગઈ.

મારા ચિત્તમાં વેગથી વિચારો ધસવા લાગ્યા, 'આ વિદ્યાર્થીઓ તથા અધ્યાપકને હું રક્ષણ આપી ન શકું તો આચાર્યપદે રહેવાનો મને નૈતિક અધિકાર ખરો? એમને કશી હાનિ ન થાય તેમ કરવું એ તો મારી સ્પષ્ટ ફરજ હતી. તો કરવું શું? પટાવાળા પાસે ટેક્સી મંગાવી બીજે રસ્તે એમને ઘેર મોકલાવી આપવાનો વિચાર આવ્યો. પણ એમ કરું તો એવો ડર બીજી વખત ઊભો નહીં થાય તેની ખાતરી શી? વળી એ રીતે મવાલીપણાને સ્વીકૃતિ અને ઉત્તેજન મળે. વિદ્યાર્થી ઉપર પણ તેની કેવી અસર થાય? હવે તો એમને રક્ષણ આપવાની જવાબદારી મારી જ છે. મારે એમની સાથે જઈને એમને ઘરે સલામત પહોંચાડવા જોઈએ. પણ એમ કરવા જતાં મારે પણ એવા લોકોનો સામનો કરવો પડે. તેઓ મારામારી કરે અને મને પણ મારે. એમના ઉપર મારી શેહ ન પહોંચે એ પણ દેખીતી વાત છે...' આવી મારા ચિત્તમાં ગડમથલ ચાલતી હતી, પણ વિચાર કરવા જેટલો સમય જ ક્યાં હતો?' એકાએક મારાથી સ્વાભાવિક રીતે જ બોલી જવાયું, 'તમે ચિંતા ન કરશો. ચાલો હું તમારી સાથે જ આવું છું. તમને સ્ટેશન સુધી અથવા ઘર સુધી મૂકી જાઉં છું. જરા પણ ગભરાશો નહીં.' એમ કહીને હું એ ત્રણે જણ સાથે બહાર નીકળ્યો. સોએક ફૂટ દૂર પેલું ટોળું ઊભું હતું, ત્યાં અમે પહોંચી ગયા. હું સીધો ટોળામાં જ દાખલ થઈ ગયો.

ત્યાં જઈ ચારે બાજુ નજર નાંખી નિહાળ્યું તો ચારપાંચ અજાણ્યા ચહેરાઓ સિવાય બાકીના તો મારા વિદ્યાર્થીઓ જ હતા.

વિદ્યાર્થીઓ વિષે હું નચિંત હતો. મેં વિદ્યાર્થીઓને ઠપકાભર્યા અવાજે કહ્યું, 'તમે અહીં કેમ ઊભા છો? શું છે?' તરત બે-ચાર જણ બોલી ઊઠયા, 'અમે તો સાહેબ અમસ્થા જ ઊભા છીએ.' મેં એમને કહ્યું, 'આમ રસ્તા વચ્ચે ટોળે મળી ઊભવું એ ઠીક નથી. જાઓ, બધા ઘેર જાઓ,' કહેતાંની સાથે જ કોણ જાણે કેમ ટોળું વિખરાવા લાગ્યું. બેચાર મિનિટમાં ટોળું વિખરાઈ ગયું. મહામંત્રી ઉસ્તાદ હતો. એને તો કૉલેજના પ્રવેશદ્વાર પાસેથી તમાશો નિહાળવો હતો! ચારપાંચ અપરિચિત વ્યક્તિઓ ટોળું વિખરાયા પછી ઊભી રહી હતી. તોફાન કરનાર એ જ હશે એમ મેં અનુમાન કર્યું. વિદ્યાર્થીઓના ટોળાં પર મારો આવો કાબૂ જોઈ તોફાન કરવાની એમની હિમ્મત ચાલી નહિ હોય કે બીજું શું હશે તે હું જાણતો નથી પણ એમણે કશી ધાંધલ ન મચાવી. કશું જ બીજું ન બોલતાં મેં પેલા બે વિદ્યાર્થીઓ તથા અધ્યાપકને આગળ વધવાની સૂચના કરી. અમે ત્રણે સ્ટેશન બાજુ ચાલતા થયા. એ વખતે લગભગ સાંજના સાત વાગવા આવ્યા હતા. હું જરાક આગળ ગયો એટલામા પાછળથી મહામંત્રીએ મને બૂમ મારી. હું ઊભો રહ્યો. એણે કહ્યું, 'સર, મારે તમારી જોડે વાત કરવી છે.' એની બાજી ધૂળમાં મળી એ સ્પષ્ટ હતું. પણ એ તો એનો પરાજય હતો. એ કાંઈ પરાજય થોડો સહન કરે?

મહામંત્રીએ આવીને મને સહેજ રુઆબભર્યા અવાજે કહ્યું, 'સર, મારી ફરિયાદનો ન્યાય અત્યારે અહીં જ જોઈએ છે. મારું બલકે આપણી કૉલેજના સમગ્ર વિદ્યાર્થી સમુદાયનું (પેલા શિસ્તનિષ્ઠ પ્રોફેસર મારી સાથે હતા તેની તરફ આંગળી ચીંધીને) આ સરે અપમાન કર્યું છે. મારે તમારી પાસેથી અત્યારે ને અત્યારે જ ચુકાદો જોઈએ છે.' પણ હવે પેલું તોફાન અદૃશ્ય થઈ ગયું હતું એટલે હું સહેજ સ્વસ્થ બની ગયો હતો. મેં એને જવાબ આપ્યો, 'રસ્તા વચ્ચે આની ચર્ચા કરાય? મેં તો તમને કહ્યું જ

છે કે તમે આવતી કાલે મારી ઑફિસમાં આવજો.'

પરંતુ એને આ તક જવા દેવી નહોતી એમ લાગ્યું. વાતાવરણ શાંત થઈ જાય પછી આ બાબતનું મહત્ત્વ રહે નહિ અને એની બાજી ફાવે નહિ એવી એની ગણતરી હશે એમ હું હવે અનુમાન કરી શકું છું. એણે મને તરત કહી નાખ્યું, 'જો તમે અત્યારે ને અત્યારે અહીં મારી ફરિયાદનો ચુકાદો નહીં આપો તો હું ભૂખહડતાળ ઉપર ઊતરીશ.' એના જવાબરૂપે મારાથી સ્વાભાવિક રીતે જ બોલાઈ ગયું. 'મેં તો તમને ચોખ્ખું કહ્યું જ છે કે આવતી કાલે ઑફિસમાં આવી તમારે જે ફરિયાદ કરવી હોય તે કરશો. છતાંય આ બધું અવગણીને તમારે ભૂખહડતાળ ઉપર ઊતરવું હોય તો તમે તેમ કરી શકો છો. આવી રીતે રસ્તા ઉપર હું કાંઈ વિશેષ ચર્ચા કરવા માંગતો નથી.' તેણે તરત કહ્યું, 'તો હું મને થયેલા અન્યાયના વિરોધમાં ભૂખહડતાળ ઉપર ઊતરું છું — અત્યારથી જ મારી ભૂખહડતાળ શરૂ થાય છે તેવી જાહેરાત કરું છું.' તેના આ વર્તનથી હું કંટાળ્યો હતો તેથી મેં કહ્યું, 'એ તો તમારી મરજીની વાત છે' આમ કહી હું આગળ ચાલ્યો.

પહેલા ઠક્કર અને શિસ્તનિષ્ઠ અધ્યાપકને મેં સ્ટેશન ઉપર પહોંચાડ્યા. પેલા બે વિદ્યાર્થીઓનાં ઘર બહુ દૂર નહોતાં. એમણે મને કહ્યું, 'સાહેબ, અમે હવે અમારા ઘરે પહોંચી જઈશું. પણ સાહેબ, એ મહામંત્રી દુષ્ટ અને ઉસ્તાદ છે. તેનાથી ચેતતા રહેવા જેવું છે.' હું કશુંય ન બોલ્યો. મને થયું, 'આ ભયભીત વિદ્યાર્થીઓના બીકના ઉદ્‌ગાર છે, હવે તો બધું પતી ગયું છે, હવે શું ચેતવા જેવું રહ્યું છે?' મારે તો તે રાતે એક મિત્રને ત્યાં જવાનું હતું. સાંજના સાત વાગી ગયા હતા એટલે હું ત્યાં જવા માટે નીકળ્યો.

મિત્રને ત્યાંથી નિરાંતે જમી પરવારીને હું પાછો આવ્યો ત્યારે

રાતના સાડા અગિયાર થઈ ગયા હતા. ઘેર જતો હતો ત્યાં એક સુપ્રતિષ્ઠિત સ્થાનિક કાર્યકર તથા અમારી સંસ્થાના સંચાલક મંડળના એક હોદ્દેદાર મને રસ્તામાં સામા મળ્યા. એ બંનેએ મને પૂછ્યું, 'તમે અત્યારે જ આવો છો? કૉલેજમાં તો મોટી ધમાલ થઈ પડી છે? તમારી વિદ્યાર્થીસભાનો મહામંત્રી ભૂખહડતાળ ઉપર ઊતર્યો છે અને કૉલેજના મકાનમાં જ એ બેઠો છે. એ ભૂખહડતાલ ઉપર ઊતર્યો છે એ સાંભળીને વિદ્યાર્થીઓનાં તેમ જ અન્ય લોકોનાં ટોળાં આવ-જા કરતાં હતાં. અમને ખબર પડી એટલે અમે ત્યાં ગયાં અને આવું આંદોલન અને પ્રદર્શન ન કરવા સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો, પણ એ માનતો નથી. વખત થયો એટલે બધા ઘેર ગયા, પણ એ તો કૉલેજમાં જ બેઠો રહ્યો છે. આને લીધે વાતાવરણ ક્ષુબ્ધ થયું છે. આવતી કાલે સ્થિતિ કદાચ વણસે એવો સંભવ છે. અમે તમને જ શોધતા હતા, અહીં મળી ગયા તે સારું થયું. તમને આ સ્થિતિથી વાકેફ કરવા અને કશોક ઉપાય કરવાનું કહેવા અમે મળવા માગતા હતા.'

એમના કહેવામાં ચિંતા વ્યક્ત થતી હતી એ સ્પષ્ટ હતું. મેં તો આવી સ્થિતિ કલ્પી જ નહોતી. અણધારી રીતે આવી સ્થિતિ ઉત્પન્ન થઈ તેનો ગભરાટ મારા ચિત્તમાં પેઠો. હું થોડો મૂંઝાયો પણ ખરો. મેં નિખાલસતાપૂર્વક એમને બંનેને બનેલી હકીકત કહી. આવી સ્થિતિમાં બીજું કશું જ ન થઈ શકે એ મારું દૃષ્ટિબિંદુ હું એમને સમજાવી શક્યો. પેલા સંનિષ્ઠ સ્થાનિક કાર્યકરે નિખાલસતાપૂર્વક મને કહ્યું, 'તમે કહી એ સ્થિતિ હું સમજી શકું છું. આવી સ્થિતિમા હવે તમે નમતું ન મૂકી શકો એ મને સમજાય છે પણ મારે તમને એક વસ્તુથી પરિચિત કરવા જોઈએ એ મહામંત્રીને હું સારી પેઠે ઓળખું છું. એ મારો થોડો દૂરનો સગો થાય છે. ધમાલ ઊભી કરવામાં પાવરધો છે. એમ કરવામાં એને રસ પડે છે. એના ઘરમાં એ કોઈનું માનતો નથી.

માતાપિતાનું પણ નહીં. એટલે તમારે એનાથી ચેતતા રહીને કામ કરવાનું રહેશે.' પછી એમને લઈ ને હું કૉલેજમાં ગયો.

રાતના બારેક વાગ્યા હતા એટલે કૉલેજમાં આવ-જા કરતા વિદ્યાર્થીઓ તો નહોતા, પણ વિદ્યાર્થીથી સહેજ મોટી ઉંમરના બે-ત્રણ માણસો હતા. તે દિવસના મનોરંજનના કાર્યક્રમ માટે ઊભા કરેલા મંચ ઉપર પેલો મહામંત્રી સૂતો હતો. પેલો માણસો વિદ્યાર્થીઓ નહોતા અને દેખાવ ઉપરથી પણ સારા માણસો લાગતા ન હતા. મેં તેને પૂછ્યું, 'તમે કોણ છો અને આ કૉલેજના મકાનમાં શા માટે આવ્યા છો?' તેમણે જવાબ આપ્યો, 'આ ભૂખહડતાળ ઉપર ઊતરેલો વિદ્યાર્થી અમારો મિત્ર છે. એને કશી ઈજા ન થાય તે માટે અમે એની સંભાળ રાખવા માટે આવ્યા છીએ.' મેં તેમને કહ્યું, 'એ અમારો વિદ્યાર્થી છે. તેને કશી ઈજા ન થાય તે જોવાની જવાબદારી અને ફરજ અમારી છે. તમે એ વિષે ચિન્તા ન કરશો અને તમે કૉલેજના મકાનમાંથી બહાર જાઓ.' તેઓ તરત બહાર ચાલ્યા ગયા. પેલો મહામંત્રી મંચ ઉપર સૂતો હતો. મેં એને બોલાવ્યો. પોતે સૂતો હોય એવો દેખાવ હતો. જવાબ ન મળ્યો એટલે મેં ઢંઢોળ્યો એટલે હવે 'જાગ્યા' સિવાય એનો છૂટકો નહોતો.

એ જાગીને બેઠો થયો એટલે મેં તેને કહ્યું, 'તમે આ શી ધાંધલ માંડી છે? તમારા જવાબદારીભર્યા હોદ્દાને આવું વર્તન શોભે નહિ. ભૂખહડતાળ ઉપર ઊતરવા જેવું શું બન્યું છે તે જ હું સમજી શકતો નથી. મેં તમારી પાસેથી આવા વર્તનની ઉપેક્ષા નહોતી રાખી.' તેણે જવાબ આપ્યો, 'જ્યાં સુધી મને તમે મારી ફરિયાદનો ન્યાય નહિ આપો ત્યાં સુધી મારી ભૂખહડતાળ ચાલુ રહેશે. વિદ્યાર્થીઓના પ્રતિનિધિનું અપમાન મારાથી સહન ન થાય એટલે સિદ્ધાંતની ખાતર મારે આ પગલું લેવું પડ્યું છે.'

'પણ આમાં સિદ્ધાંત ક્યાં આવ્યો? મેં તમને બધા

વિદ્યાર્થીઓની હાજરીમાં વચન આપ્યું જ છે કે આવતી કાલે તમે મારી ઑફિસમાં આવી ફરિયાદ કરશો એટલે તેની તપાસ કરીશ, અને તમને ન્યાય મળશે જ. જો મેં તમને કહ્યું હોય કે શિક્ષકે કર્યું છે તે બરાબર છે, એ બાબતમાં હું કશું જ સાંભળવા માગતો નથી; તમારે જે કરવું હોય તે કરી શકો છો, તો આખરી પગલાં તરીકે તમે ભૂખહડતાળ ઉપર જાઓ તો તે સમજી શકાય. પણ રસ્તા વચ્ચે જ તમે એ ને એ વખતે ન્યાય માગો? છતાંય હું કહું છું કે આવતી કાલે ઑફિસમાં મને મળજો, તમારી ફરિયાદની તપાસ કરીને ઘટતું કરીશ. છતાં પણ તમે કહો કે કાલ નહિ પણ અહીં ને અત્યારે જ મને ન્યાય આપો, તો તે ધમકી કહેવાય એ ધમકીને વશ ન જ થવાય. તમે વિદ્યાર્થી છો, હું શિક્ષક છું, આચાર્ય છું, આપણી વચ્ચે પરસ્પર સમજ હોય, ધમકી ન હોય.' મેં કહ્યું.

અમારો સંવાદ સાંભળીને પેલા સુપ્રતિષ્ઠિત કાર્યકરે મહામંત્રીને કહ્યું, 'સાહેબની વાત સાચી છે. અમારી હાજરીમાં તમને આપેલા વચનનું પુનરાવર્તન કરે છે, પછી શા માટે આમ ભૂખહડતાળ ઉપર જઈને આવું પ્રદર્શન કરવું જોઈએ? તમારું વલણ ગેરવ્યાજબી છે.' મહામંત્રીએ જવાબ આપ્યો, 'અમારા એ શિક્ષક (પેલા એન. સી. સી. તાલીમ લીધેલા) બધા વિદ્યાર્થીઓનું અપમાન કરે છે. એક વાર અમે સાહેબને એ વિશે ફરિયાદ કરી હતી છતાં સાહેબે કશું કર્યું નહીં. હવે હું રાહ જોવા નથી માગતો. મારે માટે ભૂખહડતાળ સિવાય બીજો માર્ગ જ રહ્યો નથી.' આમ કહી તેણે પોતાના ભૂખહડતાળ માટેના નિર્ણયની મક્કમ જાહેરાત કરી. પરિસ્થિતિ વણસશે એવાં ચિહ્નો હું હવે જોઈ શક્યો.

મહામંત્રીએ પેલા એન.સી.સી.ની તાલીમવાળા પ્રોફેસર વિશે ફરિયાદ કરી તે વિશે થોડી પાશ્ચાદ્ભૂમિકા આપવી જરૂરી છે. એ પ્રોફેસરે લશ્કરી તાલીમ લીધેલી એટલે બૂમબરાડા પાડવાની એને

ટેવ હતી. વિદ્યાર્થીને ખૂંચે તેવું તેમનું વર્તન દેખાય તેમ હતું. પણ એ હું જાણતો નહોતો, એની મને કલ્પના જ નહોતી, એની નિખાલસ માણસ તરીકેની મારા મન પર છાપ હતી. એક દિવસ એ પ્રોફેસર વિરુદ્ધ એક વર્ગના કેટલાક વિદ્યાર્થીઓની સહીવાળી લેખિત ફરિયાદ મારી પાસે આવેલી. મેં એ વિદ્યાર્થીઓને કહેલું, 'એ કડક લાગતા શિક્ષક નિખાલસ હૃદયના છે એમ હું માનું છું. તમારી દુભાયેલી લાગણી વિશે હું એમને જાણ કરીશ અને તમને ખૂંચે એવું વર્તન નહીં કરવાનું સૂચવીશ. ફરી વાર તમને ફરિયાદ કરવા જેવું લાગે તો મને મળજો.' મેં એ પ્રોફેસરને બોલાવી લેખિત ફરિયાદની વાત કરી અને વિદ્યાર્થીને અપમાનજનક ન લાગે તેવી રીતે વર્તવાની કાળજી રાખવાનું કહ્યું હતું. ત્યારબાદ એ વિશેની ફરીથી ફરિયાદ નહોતી આવી. મેં માન્યું કે મારા કહેવાની અસર થઈ છે. થોડા ફેરફાર થોડા દિવસ થયો હતો તેમ મે જાણ્યું હતું. પણ પડી ટેવ એમ કાંઈ ઓછી છૂટે? આ વસ્તુ મારા લક્ષમાં નહોતી રહી એમ મારે કબૂલ કરવું જોઈએ.

મને શી ખબર એ અધ્યાપકના વર્તન પ્રત્યેના અસંતોષનો ગેરલાભ લેવાય તેવો પ્રસંગ ઉપસ્થિત થશે? એટલે મહામંત્રીએ જ્યારે એ અધ્યાપકના વર્તન વિશે ઉલ્લેખ કર્યો ત્યારે મેં તેનો જવાબ આપતાં કહ્યું, 'જે વર્ગની લેખિત ફરિયાદ આવી હતી તે વખતે તેનું નિરાકરણ કરવામાં આવ્યું હતું. પણ અહીં એ વાતને શો સંબંધ છે? તમારી ફરિયાદ વિશે મેં તમને આવતી કાલે બોલાવ્યા છે. તમને ન્યાય મળશે એવું વચન આપ્યું છે. છતાં તમે ભૂખહડતાળ પર ઊતર્યા છો એ હું કેમે સમજી શકતો નથી.' એણે કહ્યું, 'અત્યારે ને અત્યારે એ વાતનો ફેંસલો કરો. એમ નહિ કરો તો મારો નિર્ણય નહીં ફરે.'

મેં જવાબ વાળ્યો, 'આ ધમકી કહેવાય. એને વશ હું કદી ન થઈ શકું. "સિદ્ધાંત" શબ્દનો તમે કેવો દુરુપયોગ કર્યો છે! આવતી

હાલે મેં તમને મળવાનું કહ્યું જ છે. દસ–બાર કલાક મોડું થવાથી શું બગડી જવાનું છે?' પેલા કાર્યકરભાઈએ મારી વાતનું સમર્થન કર્યું પણ મહામંત્રીએ પોતાનો નિર્ણય બદલવાની ઘસીને ના પાડી. એટલે મેં દઢતાપૂર્વક સત્તાવાહી અવાજે કહ્યું, 'તમે ભૂખ-હડતાળ ચાલુ રાખી શકો છો, પણ આ કૉલેજના મકાનમાં એમ નહિ કરી શકો. તમે બહાર નહીં નીકળો તો મારે એ માટે પગલાં લેવા પડશે.' તે તરત બોલી ઊઠયો, 'તમે પોલીસને બોલાવીને મને બહાર કાઢી મૂકશો એમ જ ને? તેના કરતાં હું જ ચાલ્યો જાઉં છું.' એમ કહીને એ બહાર નીકળી ગયો. એ વખતે રાતનો એક કે દોઢ વાગી ગયો હતો. અમારી સંસ્થાના હોદ્દેદાર પાસે ગાડી હતી. અમે ત્રણે જણ એને ઘેર મૂકી આવ્યા. એને મૂકતી વખતે ફરીથી કહ્યું, 'તમે કાલે તમારી ફરિયાદ માટે મારી ઑફિસમાં આવજો.'

વહેલી સવારે ફરવા જવાની મને ટેવ હતી. સવારના ફરવા નીકળ્યો ત્યારે કૉલેજના પ્રાંગણમાં વિદ્યાર્થીઓનું મોટું ટોળું મેં જોયું. સવારમાં પ્રયોગશાળામા પ્રયોગ કરવા માટેની વિદ્યાર્થીની ટુકડી હશે એમ મેં અનુમાન કર્યું. પણ એ લોકો તો સીધા પ્રયોગ-શાળામાં જતા હોય છે. આમ ટોળે મળી કેમ ઊભા હશે?—એવો વિચાર આવતાં જ હું તેમની પાસે ગયો. ત્યાં તો મહામંત્રી મારી પાસે આવીને વિજયસ્મિત કરતાં કહે, 'તમે મને રાત્રે ઘેર પહોંચાડી ગયા હતા, પણ હું તો તરત પાછો કૉલેજમાં આવી ગયો હતો! આ બધા વિદ્યાર્થીઓ મારી સહાનુભૂતિમાં હડતાલ ઉપર ઊતરે છે. તેઓ કૉલેજમાં એટલે કે પ્રયોગશાળામાં નહીં જાય.' હું બોલી ઊઠયો, 'અમને છેતરવાની તમે ઘણી મોટી બહાદુરી કરી!' એમ કહીને મેં બીજા વિદ્યાર્થીઓ જોડે વાત શરૂ કરી. મેં કહ્યું, 'તમે શા માટે ટોળે વળ્યા છો? પ્રયોગશાળામાં

શી રીતે પ્રયોગશાળામાં કામ કરવા જઈ શકીએ ?' શું બન્યું છે તે તમે જાણો છો ? ' એમ કહીને મેં બનેલી હકીકત વર્ણવી.

છેવટે કહ્યું, 'જો મેં ન્યાય આપવાની ના પાડી હોય, તો તમે આખરી પગલાં તરીકે હડતાળ પાડો તે સમજી શકાય. મેં આજે એને મળવાનું કહ્યું જ છે. એ આવી રીતે વર્તે તે યોગ્ય કહેવાય ? કોઈ પણ વિદ્યાર્થીનું અપમાન થાય તે મને કદી પણ ન ગમે. તમારું સ્વમાન શિક્ષકના સ્વમાન જેટલું જ મહત્ત્વનું છે એમ હું માનું છું. આ તમારા પ્રતિનિધિ રસ્તા ઉપર ન્યાય આપવાની વાત કરી ભૂખહડતાળની ધમકી આપે તે તમને બરાબર લાગે છે ? મારી પાસે આવ્યા નથી. મને તપાસ કરવાની તક આપી નથી, તે પહેલાં આવું પગલું ભરે તે વ્યાજબી છે કે નહિ તેનો તમે વિચાર કરો એમ હું ઇચ્છું છું.'

આમ સમજાવટથી વાત કરી તેથી બધાંની મનોવૃત્તિ અનુકૂળ બનતી જતી હતી એમ દેખાતું હતું. એમની વિવેકબુદ્ધિને હું અપીલ કરી રહ્યો હતો તેનું શુભ પરિણામ આવ્યું. બે ત્રણ બોલી ઊઠયા, 'અમે આ બધી વિગત જાણતા નહોતા. તમે કહો છો તે બરાબર છે.' પેલો મહામંત્રી આ બધી વાતચીત વખતે ત્યાં જ હતો. તેની બોલવાની હિંમત નહિ ચાલી હોય કે ગમે તેમ હો, તે મૂક રહ્યો. મેં વિદ્યાર્થીઓને કહ્યું, 'જો મારું કહ્યું તમને બરાબર લાગતું હોય તો પ્રયોગશાળામાં જઈ તમારું કામ શરૂ કરો, આપણી સંસ્થાને ન શોભે તેવો દેખાવ ન કરો.' તરત બધા પ્રયોગશાળામાં ચાલવા ગયા. માત્ર પેલો મહામંત્રી એકલો પડી ગયો.

મને સંતોષ થયો. મેં જોયું કે ટોળાશાહી માનસ લાગણીના ઉશ્કેરાટમાં ખોટે રસ્તે દોરવાઈ જાય છે. પરંતુ વ્યક્તિગત રીતે વિવેકબુદ્ધિને સ્પર્શે તેવી સમજાવટથી વાત કરીએ તો તેની શુભ અસર થાય જ છે. મારા અનુભવ ઉપરથી હું માનતો થયો છું કે દરેક વ્યક્તિમાં વિવેકબુદ્ધિને અનુસરવાની સ્વાભાવિક શક્તિ હોય,

છે. પણ ટોળામાં લાગણીનો ઉશ્કેરાટ ઉત્પન્ન થાય ત્યારે કોઈ પણ વ્યક્તિ વિવેકી વ્યક્તિ મટી ટોળાશાહી માનસ (mob mentality) પ્રાપ્ત કરે છે. ટોળાશાહી માનસ ઉપર વિવેકબુદ્ધિની અસર થતી નથી. ટોળાને તો લાગણીના ઉશ્કેરાટથી જ ઘેરી શકાય-કોઈ વાર શુભ ઉદ્દેશ હોય તો શુભ રસ્તે પણ. હું આ ટોળાને પ્રયોગશાળામાં જવાનું સમજાવી શક્યો તેનું કારણ તેમની જોડે વ્યક્તિગત વાત કરીને તેમની વિવેકબુદ્ધિને હું જાગ્રત કરી શક્યો અને તેમની ટોળાશાહી મનોવૃત્તિને દાબી શક્યો, એમ હું માનું છું.

પછી હું મહામંત્રીને અવગણીને ફરવા ચાલ્યો ગયો. વળતી વખતે પણ કશા આંદોલનનાં ચિહ્નો ન દેખાયાં. વાતાવરણ શાંત સૂન્યું છે એમ મેં માન્યું. હું ઘેર ગયો. ઘરેથી જમીને કોલેજના શરૂ થવાના સમયે આવીને જોયું તો કોલેજની અંદર અને બહાર વિદ્યાર્થીઓનાં ટોળાં એકઠાં થયેલાં જોયાં. ટોળામાં સૂત્રો પોકારાતાં હતાં, 'અમારે પ્રોફેસર...' 'નહીં જોઈએ.' પેલા કડક પ્રોફેસરનું નામ ઉચ્ચારાતું હતું. હું એક ટોળામાં ગયો અને તેમની જોડે વાત કરી. મારા કહેવાની અસર થઈ. મેં તેમને કોલેજના વર્ગમાં જવાનું સૂચવ્યું. તેઓ ગયા પણ ખરા. ત્યાં તો બીજા ટોળામાંથી ઉપર મુજબનું સૂત્ર ઉચ્ચારણ થવા લાગ્યું. જ્યાં વાત કરવી શરૂ કરું કે વળી બીજેથી સૂત્રના પોકારો સંભળાવા લાગે. હવે વ્યક્તિગત રીતે વાત કરવી અશક્ય લાગી. કારણકે વિદ્યાર્થીઓ વિવેકી વ્યક્તિઓ મટી તેનું ટોળું (Mob) બની ગયું હતું. હવે તેમના ઉપર કાબૂ લાવવો અસંભવિત હતો. ચારે બાજુ કોલાહલ વધવા માંડ્યો. મોટે મોટેથી સૂત્રો પોકારાવા લાગ્યાં: 'We don't want '... 'Prof...' વાતાવરણ ઉગ્ર બન્યું. તોફાનનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. મને થયું કે તોફાન વધશે, પથ્થરફેંક વગેરે ચાલુ થશે. એટલે મેં બધા વિદ્યાર્થીઓને સંબોધી જાહેર કર્યું કે 'આજે કોલેજ બંધ છે. બધા ઘેર જાઓ.'

હડતાળની ઉશ્કેરાટભરી પરિસ્થિતિનું માપ કાઢી 'આજે કૉલેજ બંધ છે.' એવી જાહેરાત કરી એટલે વિદ્યાર્થીઓ બહાર જવા લાગ્યા. મેં વર્ગોનાં દ્વાર બંધ કરાવ્યાં. સૂત્રોનો પોકાર ચાલુ જ હતો. હું મારી ઑફિસમાં આવ્યો. થોડા સાથીઓને બોલાવી પરિસ્થિતિની ચર્ચા કરી. ત્યાં તો કૉલેજ કમ્પાઉન્ડની બહારની ખુલ્લી જગ્યામાં વિદ્યાર્થીઓની સભા ભરાઈ હતી તે મેં મારી ઑફિસની બારીમાંથી જોયું. એ સભાને સંબોધતા મહામંત્રી તેમ જ તેના એકબે મિત્રોને જોયા. વાતાવરણ બગડતું જતું હતું એ સ્પષ્ટ હતું.

મેં મારા સાથી એક પ્રૌઢ અધ્યાપકને એ ટોળામાં જવાનું કહ્યું અને મહામંત્રી સહિત પાંચ-સાત પ્રતિનિધિને બોલાવી લાવવા સૂચવ્યું. 'તમારી ફરિયાદની ચર્ચા કરવા પાંચ-સાત પ્રતિનિધિને મળવા પ્રિન્સિપાલ બોલાવે છે. ત્યાં તમે તમારું વક્તવ્ય રજૂ કરી શકશો' એમ કહી પેલા અધ્યાપકે મારી દરખાસ્ત મૂકી. થોડી વારમાં એ અધ્યાપક મહામંત્રી સમેત સાત પ્રતિનિધિઓને મારી પાસે લઈ આવ્યા. તેમાં બે બહેનો પણ હતી. પેલા સ્થાનિક નેતા તથા મંડળના હોદ્દેદાર ભાઈને પણ મેં બોલાવી લીધા. આ પ્રમાણે એ બે વ્યવહારવિદો, સાત વિદ્યાર્થી પ્રતિનિધિઓ અને હું આ પ્રશ્નની વિચારણા માટે એકઠા મળ્યા. મેં આ મતલબનું વિદ્યાર્થીઓને કહ્યું, 'તમારા મહામંત્રીની ફરિયાદ માટે મેં તેમને આજે ઑફિસમાં મળવા કહ્યું હતું. પણ તેમણે તો ગઈ કાલે રસ્તા ઉપર મને અત્યારે ને અત્યારે મારી ફરિયાદનો ચુકાદો આપો, નહિતર હું ભૂખહડતાળ ઉપર જ છું એવું વલણ દર્શાવ્યું એ તમને વ્યાજબી લાગે છે? ન્યાય મેળવવા માટે પ્રથમ જરૂરી તપાસનો પણ અવકાશ આપ્યા સિવાય આમ ભૂખહડતાળ પર ઉતરાય? તમે બધા પ્રશ્નને સમજવાની દરકાર કર્યા વિના આવાં સૂત્રો ઉચ્ચારો અને આંદોલન કરો તે વ્યાજબી છે? તમે મને જવાબ આપો તે પહેલાં

તમારી જાતને જવાબ આપો.'

મારા કહેવાની કશીક અનુકૂળ અસર થતી જણાઈ એટલે મેં કહ્યું, 'હવે બનેલી ઘટના જુઓ. (મેં વિગતો કહી) તમારા અધ્યાપક મહામંત્રીને ખભે હાથ અડાડીને દૂર રહેવાનું કહ્યું એમાં એમણે એવો તો કયો મોટો ગુનો કરી નાખ્યો? તેમ છતાંય એ વિશે તપાસ કરી ઘટતું કરવાનું તો મેં વચન આપ્યું જ છે, હવે તમે તમારું દૃષ્ટિબિન્દુ મને સમજાવો.'

એક જણે કહ્યું, 'એ અધ્યાપક વર્ગમાં સહેજ પણ અવાજ થાય તો બૂમબરાડા પાડે છે અને દમદાટી આપે છે એટલું જ નહીં પણ અમારા પ્રત્યે અપમાનજનક વર્તન દાખવે છે. અમારે ક્યાં સુધી એ સહન કરવું?'

હજી એ બોલવાનું પૂરું કરે તે પહેલાં જ મહામંત્રી બોલી ઊઠ્યો, 'સાહેબ, આખી વિદ્યાર્થીકોમ તેનાથી ત્રાસી ગઈ છે. જ્યાં સુધી એ અમારી માફી ન માગે ત્યાં સુધી કૉલેજમાં હડતાળ પાડવાની વિદ્યાર્થીઓની પ્રતિજ્ઞા છે.'

મેં એને કહ્યું, 'તમે આ બીજા મિત્રને વાત તો કરવા દો.' મેં ફરી મારું વક્તવ્ય શરૂ કર્યું, 'એ અધ્યાપકના વર્તન વિશે થોડા વખત પહેલાં મારી પાસે ફરિયાદ આવી હતી. એ વિષે મેં એને ઘટતી સૂચના કરી હતી. એકાદ વાર કોઈ વિદ્યાર્થીને પૂછતાં જાણવા મળ્યું હતું કે એમનામાં કશોક ફેર પડચો છે. છતાં પણ એમનું અપમાનજનક વર્તન લાગતું હોય તો તમે શા માટે મારી પાસે ન આવ્યા? એના વર્તનનું સમર્થન કરીને હું તમને તમારી ફરિયાદની દાદ ન આપતો હોઉં અને તમને બીજો કશો માર્ગ ન રહે અને આખરી પગલાં તરીકે હડતાળ ઉપર ઊતરો તો તે હું સમજી શકું. એ પ્રશ્નને આ શિસ્તના પ્રસંગ જોડે સાંકળો છો તે અયોગ્ય છે. એક બીજા દૃષ્ટિકોણથી તો વિચારો! તમારાં માતાપિતા કોઈ વાર ગુસ્સે થઈને તમારું અપમાન કરે તો તમે તેમની પાસેથી

માફીની અપેક્ષા રાખશો? તમારા શિક્ષક પણ તમારા વડીલ ન ગણાય? તમારા પ્રત્યે એમને શા માટે તિરસ્કાર હોય? હા, એમણે લશ્કરી તાલીમ લીધી છે તેથી-તેમની તાસીર અપમાનજનક લાગે તેવી રીતે બોલવાની હશે તે હું કલ્પી શકું છું. પણ એ સરળ-હૃદયી માણસ છે એમ હું માનું છું.' ત્યાં તો તડૂકીને મહામંત્રી બોલી ઊઠયો (મારા કહેવાની અનુકૂળ અસર વિદ્યાર્થી ઉપર થતી જતી હતી તે કારણે પણ હોય), 'સાહેબ, અમારાં માબાપ કદી અમારું અપમાન કરતાં નથી. એ અધ્યાપક સાહેબ જ્યાં સુધી જાહેર માફી ન માગે ત્યાં સુધી સમાધાન નહીં થાય એવો અમારો નિર્ણય છે.'

મેં કહ્યું, 'અમારો એટલે કોનો? તમારાં માબાપે તમારું કોઈ વખત પણ અપમાન ન કર્યું હોય તો તમે બડા ભાગ્યશાળી છો. મારાં માબાપે તો કોઈ વાર મારું અપમાન કર્યું છે અને હું પે ઉશ્કેરાટમા કોઈ વાર મારાં દીકરા-દીકરીનું અપમાન કરી બેસું છું. પણ કર્યા પછી મને જ એ માટે વધુ પસ્તાવો થાય છે. તમારો મત તો મેં જાણ્યો. તમારા આ મિત્રોનો મત તો જાણવા દો.' મેં વિદ્યાર્થીઓને પૂછ્યું, 'મારા ન્યાય આપવાના વચન છતાં હડતાળ પાડવાનું તમારા મહામંત્રીનું પગલું વાજબી છે એમ તમે માનો છો? હું એને ન્યાય આપું છું કે નહીં એ તો એણે જોવું જોઈતું હતું ને?' તરત જ એક વિદ્યાર્થી બોલી ઊઠયો, 'અમને આ હકીકતની ખબર નહોતી. તમે ન્યાય આપવાનું વચન આપ્યા છતાં હડતાળ પાડવી એ ખોટું છે એમ હું કબૂલ કરું છું. પણ અમારા એ સરના વર્તન વિશે કશુંક થવું જોઈએ.'

હું બોલ્યો, 'એમના વર્તનની વાત આપણે થોડી વાર પછી કરીશું. પહેલાં હડતાળના પ્રશ્નનો જવાબ આપો.' પેલો વિદ્યાર્થી બોલી ઊઠયો, 'હડતાળ પાડવી બરાબર નથી એમ તો મેં તમને કહ્યું ને?' મેં કહ્યું, 'મારે તમારા બધાનો વ્યક્તિગત અભિપ્રાય જોઈએ છીએ.' મહામંત્રી સિવાય મેં દરેક વિદ્યાર્થીને વ્યક્તિગત

પૂછ્યું અને બધાંએ કહ્યું કે હડતાળ નહોતી પાડવી જોઈતી.

પછી મેં કહ્યું, 'હવે પેલા અધ્યાપક વિષેની વાત કહું. મેં એમને વાત કરી ત્યારે એમણે કહ્યું, "વિદ્યાર્થીઓને હું મારા વર્તનથી આટલો દૂભવી રહ્યો છું એ મારી કલ્પના બહારની વસ્તુ હતી. મને વિદ્યાર્થીઓ તરફ આદર છે. હું તેમનું શા માટે અપમાન કરું? હું હવે ખાસ કાળજી રાખીશ."' પછી મેં વિદ્યાર્થીઓને કહ્યું કે એ અધ્યાપકને અહીં જ બોલાવું છું. પટાવાળાને મોકલી એને બોલાવ્યા. એમને મેં વાત કરી અને વિદ્યાર્થીઓની જોડે એ સંબંધે વાત કરવાનું કહ્યું. એણે કહ્યું, 'તમને મેં આટલા દૂભવ્યા છે તેની મને કલ્પના નહોતી. હું તો તમને મારાં નાનાં ભાઈબહેન ગણું છું. મારા વર્તનથી તમને દુઃખ થયું છે એ જાણી મને દુઃખ થાય છે. હવે તમને એ વિશે ફરિયાદ કરવાનું કારણ નહિ રહે તેની ખાતરી રાખશો.' મેં વિદ્યાર્થીઓને પૂછ્યું, 'તમને સંતોષ થયો?' તરત જ બધાં બોલી ઊઠયાં: 'હા, સાહેબ.' 'તમે હડતાળ પાડી એ ખોટું કર્યું એમ તમે માનો છો ને?' મેં પૂછ્યું. જવાબ મળ્યો, 'હા, સાહેબ.' માત્ર મહામંત્રીએ ચૂપ રહેવાનું પસંદ કર્યું હતું. મેં કહ્યું, 'આપણે બધાં એક કુટુંબનાં સભ્યો જેવાં છીએ. જે નીકટભરી સમજણથી આપણે એકબીજાને સમજી શકયાં છીએ તેથી હું આનંદ પામું છું. આ આંદોલનની એ શુભ ફલશ્રુતિ માનું છું. તમારી સંસ્કારિતાને હું અભિનંદું છું.'

૭

વાતાવરણ અનુકૂળ રીતે બદલાયેલું જોઈ મેં માનસિક રાહત અનુભવી. બધું સારી રીતે પાર પડયું તેથી મારું ચિત્ત પ્રસન્ન બન્યું. પછી મેં તેમને કહ્યું, 'જુઓ, અહીં તમારી સાથે કરેલી વાતચીત વ્યક્તિગત નથી, પણ વિદ્યાર્થીના પ્રતિનિધિ તરીકેની છે. તમે પણ જે કાંઈ કહો છો તે વિદ્યાર્થીઓના પ્રતિનિધિ તરીકે

બોલી રહ્યાં છો એમ હું સમજું છું. બરાબર છે ને?' બધાં કહે, 'હા.' મેં પૂછ્યું, 'તો પછી બહાર જઈને હડતાળ તમે પાછી ખેંચી લીધી છે તથા કયાં કારણોસર પાછી ખેંચી લીધી છે તે સમજાવવાની જવાબદારી તમારી છે અને તમારે જ એ કાર્ય કરવાનું છે. બરાબર છે ને?' બધાં બોલી ઊઠયાં, 'હા.' મેં મહામંત્રીને પૂછ્યું, 'તમે પણ સંમત છો ને?' એ શું બોલે? એનાથીય બોલાઈ ગયું, 'હા, જી.' તેમને બધાંને સુખદ અન્ત માટે અભિનંદન આપીને મેં કહ્યું, 'હવે આપણે વિખરાઈએ. બહાર તમારા મિત્રો રાહ જોઈ રહ્યાં છે. તમે તેમને સમજાવવાનું કામ માથે લીધું છે તે કરો.'

એમ કહી વિખરાતાં હતાં ત્યાં એક વિદ્યાર્થીએ કહ્યું, 'સાહેબ, હવે મહામંત્રીની ભૂખહડતાળનો અંત આપના હાથે પાણીનો પ્યાલો પાઈને લાવીએ.' મેં હસીને કહ્યું, 'જરૂર.' એક વિદ્યાર્થી પાણીનો પ્યાલો લઈ આવ્યો, મેં હસીને એને પાણી પાયું. પછી અમે સૌ જુદાં પડયાં. પેલા સ્થાનિક કાર્યકર તથા મંડળના ભાઈ પણ આ સુખદ અંતથી ખુશ થયા. પણ આમાં ફરી પલટો આવશે એની મને કલ્પના સુધ્ધાં નહોતી. પણ આપણને કલ્પના ન હોય એવું ક્યાં ઘણી વખત નથી બનતું? દુનિયાના રંગ એ રીતે જ આપણને જાણવા મળે છે.'

બધા વિદ્યાર્થીઓ સમજી ગયા. હડતાળનો અંત સુખદ આવ્યો તેનો આનંદ અનુભવતો હું ઘેર ગયો. મેં પરિસ્થિતિને ઠીક સંભાળી લીધી એવા વિચારે થોડો અહંભાવ પણ મારામાં જામત થયો હતો. પણ આ આનંદ ક્ષણજીવી નીવડ્યો. મેં ઘેર જઈ થોડો આરામ લીધો. સાંજના ફરવા નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં ત્રણ વિદ્યાર્થીઓ આવી પહોંચ્યા. એ ત્રણમાં એક તો સાત પ્રતિનિધિઓમાંનો હતો.

પેલા પ્રતિનિધિ વિદ્યાર્થીએ વાત કરી, 'સાહેબ, હું તમને

એક ખાનગી બાતમી દેવા આવ્યો છું'. 'તમારી જોડે બધું સમાધાન થઈ ગયા પછી અમે બહાર નીકળ્યા ત્યારે પેલા મહામંત્રીનો એક સાગરિત મિત્ર અમારી વાટ જોઈને ઊભો હતો. બીજાં ચાલ્યાં ગયાં પછી મહામંત્રી અને હું બાકી રહ્યા હતા ત્યારે એણે પૂછ્યું, 'શું થયું ?' અમે બધાને પછી બન્યું હતું તે બધું કહ્યું. તે તો ઊકળીને બોલવા લાગ્યો, 'તમને પ્રિન્સિપાલે ઉલ્લુ બનાવ્યા. પેલા અધ્યાપકે માફી તો ન માગી પણ તમે ઊલટું ખોટું કર્યું એવું કબૂલ્યું. આ તો આપણી પૂરેપૂરી હાર થઈ કહેવાય. આવી હાર આપણે કદીયે ન સહેવી જોઈએ. આપણે તો લડીને વિજય મેળવવો જોઈએ. અત્યારે તો મોટા ભાગના વિદ્યાર્થીઓ ઘેર જતા રહ્યા છે. હવે કાલે ઊઘડતી કૉલેજે તેઓ આવે તે પહેલાં પૂરી યોજના આપણે ઘડી કાઢવી જોઈએ. તમારા પ્રતિનિધિમંડળમાંનાં ઘણા વિદ્યાર્થીઓને બધાં ઓળખતાં નથી. આપણે કાલે એવી વાત ફેલાવવી કે પ્રિન્સિપાલે અમને સાંભળ્યા નહિ, તુમાખીથી વાત કરી અને પેલા અધ્યાપકના વર્તનનો પણ બચાવ કર્યો. એ અધ્યાપક વિદ્યાર્થીઓમાં અપ્રિય છે તેથી આપણું કામ સરળ બનશે. આપણે કાલે સંપૂર્ણ હડતાળ પાડવી, થોડા મવાલીઓને કામમાં લેવા, હડતાળ ભાંગનારને દમદાટી દેવી. કોઈ કૉલેજમાં જાય તો તોફાન કરીને ધાંધલ મચાવવી....આવી વાત કરતા હતા. બીજી બાજી પણ ગોઠવાશે. આ સાંભળીને હું ગભરાયો. આ મિત્રોને વાત કરી. તેમણે કહ્યું કે આપણે જાણીએ છીએ એટલું સાહેબને જણાવવું જોઈએ. એટલે અમે આવ્યા છીએ... પણ સાહેબ, અમારા નામની કોઈને ખબર ન પડવી જોઈએ, નહિતર અમારું આવી બનશે' પેલા બે જણાએ પણ ઉમેર્યું, 'સાહેબ, એ લોકો ભારે ખટપટી અને તોફાની છે. અમારું નામ કોઈ ન જાણે તે જોજો.'

એમની વાતથી હું સ્તબ્ધ બની ગયો. થોડી વાર પછી મેં એમને કહ્યું, 'આવા થોડા વિદ્યાર્થીઓનું નાનકડું જૂથ આવા જક્કાણાં

ફેલાની તોફાન મચાવે અને તમે બીજા લોકો ખરી ઘટના જાણવા છતાં એને અટકાવી ન શકો ? સારા વિદ્યાર્થીઓએ એમાં ન ભળવું જોઈએ એમ સમજાવી ન શકો ? એમણે કહ્યું, 'સાહેબ, એમનું નાનકડું જૂથ સંગઠિત છે. પ્રચારની કળા તેઓ સારી રીતે જાણે છે. કોને દમદારી દેવી એની તેમને જાણ છે. અમારા પ્રતિનિધિમંડળમાંના બીજા સારા છે, સરળ છે, પણ તેઓ છૂટાછવાયા છે. બીજાને શું કહેવું કે શું ન રહેવું એ તેઓ જાણતા નથી, સ્વભાવે શાન્ત છે. તેઓ કોઈને કંઈ કહે તે પહેલાં આ લોકોએ જહાણું સિફતથી ફેલાવ્યું હશે. આવતી કાલે તોફાન થશે, હડતાળ પડશે. મવાલીઓને પણ મેળવાશે. અમે કહ્યું જ કાલે નહીં બોલી શકીએ, મૂંગા રહેવું પડશે. હડતાળની વિરુદ્ધ છતાં અમેય કોલેજમાં નહીં આવીએ, એમની ખટપટ સામે ટક્કર ઝીલવાની અમારામાં તાકાત નથી...'

આ સાંભળીને ક્ષણભર હું અન્યમનસ્ક બની ગયો. મારા ગભરાટનો પાર નહોતો. મને થયું કે જો આ બધું સાચું હોય તો ભયંકર ગણાય. એનો કશોક ઉકેલ કાઢવો જોઈએ. એમ વિચાર્યું. આ વિદ્યાર્થીઓનો આભાર માની મને થયું કે હું કોલેજના વિદ્યાર્થીઓને તો કદાચ સંભાળી શકું, પણ બહારનાં અનિષ્ટ તત્ત્વો ઉપર મારો શો કાબૂ ? મકાનને કે ફરનિચરને નુકસાન થતું અટકાવવું જ જોઈએ. આવી મવાલીગીરીનો ગમે તે ભોગે સામનો કરવો જોઈએ.

ફરવા જવાને બદલે હું ગયો પોલીસ ચોકીએ. અમલદારને બધી વાત કરતાં કહ્યું, 'બહારના મવાલીઓ ઉપર મારો કાબૂ ન જ હોય તેથી તે માટે હું તમારી મદદની આશા રાખું છું. મારા વિદ્યાર્થીઓ વિશે હું નચિંત છું. કાલે સવારે પ્રયોગશાળાનું કામ આઠ વાગ્યે શરૂ થાય તે પહેલાં પોલીસનો બંદોબસ્ત કરવાની વિનંતી કરું છું'. પોલીસ અમલદાર બધી પરિસ્થિતિ કળી ગયા. મારા પ્રત્યે

સહાનુભૂતિ દર્શાવીને કહ્યું, 'હું સવારે સાત વાગ્યે વાયરલેસ પોલીસ-વાન મોકલી આપીશ. થોડા પોલીસો અને એક સબ-ઇન્સ્પેક્ટર સાથે હશે.' મેં તેમનો આભાર માનતાં કહ્યું, 'સાહેબ, પણ આપની બધી મદદ એક શરતે માગું છું, કૉલેજની અંદર એક પણ પોલીસ દાખલ ન થાય તે. વિદ્યાર્થીઓને કશું ન કરે, બહારના માણસોને હું તેમને સોંપું, તેમને તેઓ સમાલે. પોલીસને જોતાં વિદ્યાર્થીઓને ઉશ્કેરાટ ન વધે તે માટે આ જરૂરી છે.' તેમણે મને કહ્યું, 'કૉલેજની બહાર તથા આવવા-જવાના રસ્તા ઉપર ઊભશે. જરૂર પડે તો અને ત્યારે તેમને બોલાવજો. રસ્તા ઉપરની ગરબડ અટકાવવાની જવાબદારી અમારી છે.'

આ બધી વાતચીત થયા પછી હું ઘેર ગયો. પણ હું ખૂબ અસ્વસ્થ બની ગયો હતો. પછી તો ન ખાવુંપીવું ભાવે, ન કશું બીજું સૂઝે. બીજે દિવસે શું થશે તેનો ભય અને ચિંતા મારા મનને કોતરી ખાતાં હતાં. ઊંઘ શેની આવે? રાતે એક ક્ષણ પણ આંખ ન મીંચાઈ. કશું જ ચેન નહોતું પડતું. બીજે દિવસે શું થશે તેની ભૂતાવળ જ મનમાં રમ્યા કરતી અને સતાવ્યા કરતી હતી.

૮

સવારના સાતેક વાગ્યે હું કૉલેજમાં પહોંચી ગયો. થોડી મિનિટો પછી આગલે દિવસે ચેતવવા આવ્યા હતા તેમાંથી એક વિદ્યાર્થીનો ટેલિફોન આવ્યો. 'સાહેબ, સ્ટેશન અને બસ પાસેના રસ્તાઓ ઉપર એ લોકોએ બરાબર બંદોબસ્ત કરી રાખ્યો છે. એક પણ વિદ્યાર્થી કૉલેજમાં ન આવે તે માટે તકેદારી રાખી છે. પોલીસ-વ્યવસ્થાની એમને જાણ છે. કૉલેજમાં કોઈ જ નહિ આવે. પેલા અધ્યાપકને કાઢી નહિ મુકાય ત્યાં સુધી હડતાળ ચાલુ રહે તેવી માગણી કરશે. અમે પણ કૉલેજ નહિ આવી શકીએ, પણ અમારાં નામ કોઈ ન જાણે.' મેં ઘટતો જવાબ આપ્યો.

પોલીસ-વાન બરાબર સાત વાગ્યે આવી પહોંચી હતી. સબ-ઇન્સ્પેક્ટરે મને ચિંતા ન કરવા કહ્યું. કૉલેજના મકાનમાં કોઈ પોલીસ નહીં આવે, માત્ર તોફાનીઓને પકડવા સિવાય કશું નહીં કરે તેની ખાતરી આપી. સવારના આઠ-સાડા આઠ વાગ્યા. બે-ચાર વિદ્યાર્થીઓ હિંમત કરીને કૉલેજમાં આવ્યા. કોઈને કૉલેજમાં આવવા નથી દેતા અને સરને કાઢી મૂકે નહીં ત્યાં સુધી કૉલેજમાં હડતાળ ચાલુ રાખવાનો પ્રચાર કરે છે એમ તેમની પાસેથી જાણ્યું. દસ વાગ્યા સુધીમાં માત્ર અધ્યાપકો આવ્યા. મેં સભા બોલાવી બધી સ્થિતિ સમજાવી. મવાલીગીરીનો કોઈ પણ ભોગે સામનો કરવો જ જોઈએ એ બાબતમાં બધા અધ્યાપકો મારી સાથે પૂરેપૂરા સંમત હતા.

કૉલેજના નિયમ સમયે વિદ્યાર્થીઓનાં ટોળાંઓ રસ્તા ઉપર એકઠાં થયાં હતાં. 'અધ્યાપક...' 'નહિ જોઈએ'નાં સૂત્રો પોકારાતાં સંભળાતાં હતાં. અનેક લોકો એ જોઈ રહ્યા. ગામના કેટલાક લોકો વિદ્યાર્થીની જોડે કોઈ પણ રીતે સમાધાન કરી લેવાની સલાહ આપતા હતા. એક પ્રૌઢ અને અનુભવી જને મને કહ્યું કે મામલો વીફરે તો તમારી અને ગામની બન્નેની આબરૂ જશે માટે 'સમજી' જવા મને સલાહ આપી તો બીજા કેટલાક લોકો જરાય ન નમતું આપવાનું સૂચવી ગયા અને કહેતા કે એક વાર નમતું મૂકશો તો હંમેશની આફત વહોરવી પડશે. હું તો મૂંઝાયેલો હતો, દિશા સૂઝ પડતી નહોતી. આવી પરસ્પર વિરુદ્ધ સલાહો મારો માનસિક સંઘર્ષ વધારતી હતી. પરિસ્થિતિ વિકટ બની ચૂકી હતી.

મેં મનમાં વિચાર્યું, 'સહુ પોતપોતાની રીતે આ પરિસ્થિતિને જુએ છે, સલાહ આપે છે. પરસ્પર વિરોધી સૂચનો થાય છે એ જ દર્શાવે છે કે કોઈ એક સૂચન સ્વીકારાય નહીં. એટલે આખી પરિસ્થિતિનો મારે જ વિવેકબુદ્ધિયુક્ત વિચાર કરીને શું કરવું અને શું ન કરવું તેનો વિચાર કરવો. બધાની સલાહ સાંભળવી.

તેમાંથી કોઈ પણ મુદ્દો કે દષ્ટિબિન્દુ મળે તો મારે મારી વિચારણામાં વણી લેવો. કોઈનાથી દોરવાવું નહીં કે અનિવાર્ય ન હોય તો ચર્ચા પણ કરવી નહીં.'

બધા અધ્યાપકો સચિંત હતા : એક અધ્યાપકને દૂર કરવાના આંદોલનમાં બધાની ભાવિ સલામતીનો પ્રશ્ન સંકળાતો હતો. એક અધ્યાપકે મને પૂછ્યું, 'સાહેબ, હું પેલા ટોળાના નેતાઓને મળી વાતચીત કરું? તેમને સમજાવું? અને અહીં તમારી પાસે લઈ આવું?' મેં જવાબ આપ્યો, 'બહુ ખુશીથી જાઓ. આપણી તો એક જ વાત છે. ગઈ કાલે વિદ્યાર્થીપ્રતિનિધિઓએ સ્વીકારેલો નિર્ણય અમલમાં મૂકવો જોઈએ. એ માટે સ્પષ્ટતાની જરૂર લાગે તો આપણે તૈયાર છીએ. જાહેરમાં આપેલા વચનનું પાલન કરાવવાની તેમની ફરજ સમજાવવી જોઈએ.' એ અધ્યાપક વિદ્યાર્થીઓના ટોળામાં ગયા. તેટલીવારમાં મંડળના એક પીઢ સભાસદ આવ્યા અને મને કહ્યું, 'જુઓ, તમે નવા છો. કૉલેજ હમણાં શરૂ થઈ છે. કુનેહથી વિદ્યાર્થીને કોઈ પણ ભોગે સમજાવી લ્યો. પછી ચળવળિયાને જે કરવું હોય તે કરજો. સંસ્થાને નુકસાન ન થાય એ જોવું તમારી ફરજ છે. તમારી કારકિર્દીનો પણ સવાલ છે. કડકાઈને વળગી ન રહેતાં વ્યવહારુ બનો. તમે જરાક નમતું આપી પ્રથમ હડતાળ બંધ કરાવો, પછી કડકાઈ કરજો.'

હું મૂંઝાયેલો હતો પણ ઉતાવળમાં એવું પગલું ન લેવું કે જેથી કાયમી મુશ્કેલી ઊભી થાય. મેં વિવેકપૂર્વક તેમને જવાબ આપ્યો, 'હું જે કરીશ તેમાં સંસ્થાના હિતની દષ્ટિ જ મુખ્ય હશે. ખોટી વસ્તુને નમતું અપાય નહીં. તેમ કરું તો મેં ખોટી કેળવણી આપી કહેવાય. જૂઠાણાં કે ધમકીને હું કેમ વશ થાઉં? વિદ્યાર્થીઓને તેમના વચનનું પાલન કરવાનું મારે શીખવવું જોઈએ. વિદ્યાર્થીઓને મનાવવાનો સવાલ નથી, યોગ્ય દોરવણી આપવાનો સવાલ છે.' તેમને મારી વાત રુચિ હોય, તેમ જણાયું નહીં. બીજા

લોકો પણ આવી ગયા, પોતાનો અભિપ્રાય અને સલાહ આપી ગયા. મેં તેમને વિવેકથી સાંભળ્યા. મારો રસ્તો ખોટો ન જણાય ત્યાં સુધી હું તેને છોડવા તૈયાર નહોતો.

એટલામાં પેલા અધ્યાપક પાછા આવ્યા. એ કહે, 'અમે ત્રણ-ચાર શિક્ષકો ગયા અને વિદ્યાર્થીનેતાઓ જોડે ચર્ચા કરી પણ તેઓ કહે છે કે અમારે આચાર્ય પાસે આવવું નથી, પેલા પ્રોફેસરને કૉલેજમાંથી દૂર કરાય તો જ હડતાળ પાછી ખેંચાશે. તેમણે સ્થાનિક આંદોલનકુશળ...ને પોતાના મુખી નીમ્યા છે. તેઓ કહે છે કે આચાર્યને વાટાઘાટ કરવી હોય તો તેમની જોડે કરે. અમે અમારો કેસ તેમને સોંપ્યો છે.' મેં તેમને કહ્યું કે, હું એ મુખીને સારી પેઠે ઓળખું છું અને ચિંતા કરવાની જરૂર નથી. હું વિશેષ વ્યગ્ર બનતો જતો હતો. કારણ હડતાલ ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી હતી, પરિસ્થિતિનો ઉકેલ દેખાતો નહોતો. પોલીસો ફરતા દેખાતા હતા, દૂર વિદ્યાર્થીઓ સૂત્રો પોકારતા હતા. વાતાવરણ આ પ્રકારે અત્યંત ક્ષુબ્ધ બન્યું હતું.

પેલા કડક અધ્યાપક નરમઘેંસ બની ગયા હતા. મારી પાસે આવ્યા અને ગળગળા થઈ કહેવા લાગ્યા, 'સાહેબ, મેં તમને બધાને ખૂબ તકલીફમાં મૂકયા છે. તમે કહો તો રાજીનામું આપું. સંસ્થાને કે તમને કંઈ નુકસાન ન થાય તેની મને ચિંતા છે.' મેં જવાબ આપ્યો, 'તમારી હાલની મનોદશા સમજી શકું છું. અત્યારે તો તમે નિમિત્ત બન્યા છો. તમે ચિંતા ન કરો અને તમારા નામનાં સૂત્રોથી ન ગભરાઓ. અલબત્ત, તમે ભલે અજાણતાં પણ વિદ્યાર્થીઓને કેટલા દૂભવ્યા છે તેનું આપ જોઈ શકો છો. એમના સ્વમાન ઉપરના પ્રહારોને લીધે તમારી પ્રત્યેનો વિરોધ થયો છે તે તો તમે સમજી શકયા હશો. પણ અત્યારે તો તમે એમના મિત્રોને પ્રવેશવા ન દીધા તે મારેનું આ તોફાન છે. વિદ્યાર્થી સિવાય કોઈને પ્રવેશવા ન દેવા મેં જ આજ્ઞા દીધેલી હતી અને તેનું તમે કડક પાલન

કર્યું તે માટે તમને અભિનંદન ઘટે છે. તમારા અગાઉના સામાન્ય વર્તનથી જે વિદ્યાર્થીઓમાં અસંતોષ હતો તેનો આ ધાંધલમાં ઉપયોગ કરાયો છે. પણ અત્યારે આવી ચર્ચા કરવાનો અવકાશ નથી. તમે જરા પણ ચિંતા કરશો નહિ. એ માટે તમારે કૉલેજ છોડવાની હોય નહિ. તમે તો મારી આજ્ઞા પ્રમાણે વર્ત્યા તેથી તો મારે છોડવી પડે.' એમ કહી મેં તેમને હિંમત આપી. તેઓ જરા સ્વસ્થ થયા અને પોતાના રૂમમાં ગયા.

થોડી વાર પછી પેલા 'મુખી'નો ટેલિફોન આવ્યો. તે બોલ્યા, 'કેમ સાહેબ, કૉલેજની આ શી ધમાલ છે? તમારો એક અધ્યાપક વિદ્યાર્થીઓ પ્રત્યે અપમાનજનક વર્તન કરે છે તેથી છેવટે તંગ આવી જઈ વિદ્યાર્થીઓ હડતાળ ઉપર ઊતર્યા છે. તેઓએ "લવાદ" તરીકે કામ કરવાની મને વિનતી કરી છે. મેં એ કાર્ય સ્વીકાર્યું છે. તેઓએ કુલ સત્તા મને આપી છે. તમારી ઇચ્છા હોય તો હું તે માટે ત્યાં આવું.' મેં આશ્ચર્યકારક સ્વરે જવાબ આપ્યો, 'લવાદ? આ કયાં કોઈ નોકર માલિકનો ઝઘડો છે કે એના પ્રશ્નની પતાવટ માટે લવાદી નીમવી જોઈએ? હું ધારું છું કે તમે શું બન્યું છે તેની બધી હકીકતથી પરિચિત નથી. તમે ખુશીથી આવો. તમે અહીંના પ્રતિષ્ઠિત કાર્યકર છો અને મંડળના સભાસદ છો. પ્રશ્ન લવાદીનો નથી, તેમને ખરી સમજણ આપવાનો છે. પણ એ વિશે ટેલિફોનમાં વાત ન થાય. તમે અહીં આવો અને આ પ્રશ્નને સમજી લ્યો એવી હું વિનંતી કરું છું.'

૯

એકંદર પરિસ્થિતિ નિરાશાજનક હતી. અધ્યાપકોને પણ આ સ્થિતિથી ચિંતા નથી હતી. મને આખી રાતનો ઉજાગરો હતો. મારા મન ઉપર તાણ હતી અને શું કરવું તે સૂઝતું નહોતું. છતાંય મનની સમતોલતા ગુમાવવી પાલવે તેમ નહોતું. તેમ થાય

તો વસ્તુ વણસી જાય તેવી બીક હતી. આવા વિચારોમાં મસ્ત હતો ત્યાં તો પેલા ‘મુન્શી’ આવી પહોંચ્યા. મેં તેમને સવિગત હકીકત કહી. પણ તેઓ વાટાઘાટ માટે આવ્યા હતા એટલે તેઓ એમની વાતમાં મસ્ત હતા. તેમણે કહ્યું, ‘આવું અપમાનજનક વર્તન કરનાર અધ્યાપક આપણે ત્યાં ન શોભે. વિદ્યાર્થીઓ સાથે ઉદ્ધત વર્તન રાખે તેમ તો ન જ થવું જોઈએ ને? એક ઉકેલ મને સૂઝે છે. એ અધ્યાપકને કાઢી મૂકવાનો પ્રશ્ન નહિ રહે. પણ વિદ્યાર્થીઓની જાહેર સભામાં એ અધ્યાપક પોતાના વર્તન માટે દિલગીરી વ્યક્ત કરે તો હું મામલો પતાવી દઉં. વિદ્યાર્થીઓમાં ઘણો ઉશ્કેરાટ છે. પરિણામ સારું નહીં આવે. બીજી કોઈ રીતે તેમને મનાવી શકાશે નહીં. તમે જો આટલું કરવામાં સંમત હો તો હું વિદ્યાર્થીઓ પાસે જાઉં અને પ્રશ્ન પતાવી દઉં.’

મેં સ્પષ્ટતાપૂર્વક મક્કમપણે કહ્યું, ‘તમે વકીલની રીતે વિચાર ન કરો એમ હું વિનવું છું. મારો પક્ષ બીજો પક્ષ નથી વિદ્યાર્થી અને શિક્ષક એક પક્ષના—કૉલેજના—છે. આમાં હિતસંઘર્ષનો સવાલ જ ક્યાં છે? તમને હમણાં સમજાવ્યું તેમ એ અધ્યાપકનું વર્તન આ ઘટનામાં તો માત્ર બહાનું જ છે. ગઈ કાલની વિદ્યાર્થી પ્રતિનિધિઓની સભામાં શું બન્યું તે મેં તમને કહ્યું જ છે. તમારી ફરજ સ્થાનિક નેતા તરીકેની ફરજ, આપેલું વચન પળાવવામાં રહી છે એમ હું માનું છું. તમે સાચા માર્ગદર્શક નેતા તરીકે એમને સ્પષ્ટ કહો કે ગઈ કાલે નક્કી કર્યા પછી તોફાન ફેલાવી વચનભંગ કરનાર ઉપર વિશ્વાસ શી રીતે રખાય? તેમને સાચી દિશા બતાવવામાં તમારું નેતૃત્વ શોભશે. તમે કહો છો કે ઉશ્કેરાટ છે અને પરિણામ સારું નહીં આવે તો હું સ્પષ્ટપણે કહેવા માગું છું કે ગમે તેટલું તોફાન થાય, તેને લીધે મારી કારકિર્દી તો શું પણ મારી જિંદગી જોખમાય તોયે બીકને વશ થઈ હું મારા પદને અને સંસ્થાને લાંછન નહીં લગાડું. પ્રતિનિધિઓ આપેલું વચન પણ ન પણ

પાળે? પેલા અધ્યાપકે ગઈ કાલની એ બેઠકમાં કહ્યું હતું કે હું વિદ્યાર્થીઓને મારાં નાનાં ભાઈબહેન ગણું છું અને હવે એમને ખૂંચે નહીં તેમ વર્તવા માટે સાવધ રહીશ. આથી વિશેષ કહેવાની જરૂર છે? જાહેર દિલગીરીની વાત કરો છો? શિક્ષકનું જાહેર અપમાન કરાવવામાં હું કદી પણ ભાગીદાર નહીં બનું. જો શિક્ષકનું જાહેર અપમાન થાય તો આ સંસ્થામાં તે કઈ રીતે ગૌરવપૂર્વક કામ કરી શકે? ભવિષ્યમાં કાયમી ગેરશિસ્તનાં બીજો રોપવામાં હું, કોઈ પણ ભોગે, ભાગીદાર નહીં જ થાઉં. હું તો તમને અપીલ કરું છું કે તમે તેમને સાચી રાહબરી આપી આપેલું વચન તમને શીખવો અને વચનનું મૂલ્ય સમજાવો.

મારી વાતની તેમના ઉપર અસર થયેલી મને જણાઈ. તેમણે કહ્યું, 'પણ તેઓ બીજું કશું સાંભળે તેવી તેમની મનોવૃત્તિ (Mood) નથી. કાલે તેઓ બધાએ તમને આ પ્રકારની કબૂલાત આપી હતી તે હું જાણતો જ નહોતો.' મેં તેમને કહ્યું, 'તમે એમ કરો ગઈ કાલના સાતેય પ્રતિનિધિઓને અહીં લઈ આવો. અહીં બધાને લઈ આવશો એટલે પ્રશ્નનું નિરાકરણ આવી જશે એવો મને વિશ્વાસ છે. મારી હાજરીમાં ગઈ કાલની વાત તેમને પૂછો. તમે તેમને બધાને લઈ આવો.'

પેલા મુખી પેલા ટોળા પાસે ગયા. તેમણે વિદ્યાર્થીઓની સભા ભરી. તેમાં કહ્યું, 'હું તમારો પ્રશ્ન જાણું છું. તમારા નેતાઓએ મને તમારા મુખી તરીકે તમારા આચાર્ય સાથે વાટાઘાટ કરવા નીમ્યો છે. તમારા વતી તમારા હિતાર્થે એ કામ મેં સ્વીકાર્યું છે. આચાર્યને હું મળ્યો. મસલત માટે ગઈ કાલે તમારી સભાએ ચૂંટેલા બધા સભ્યોને મારે મળવું જરૂરી છે. આચાર્યની સાથેની આખરી વાતચીતમાં તેમની જરૂર છે. આ સભા પૂરી થયે તેઓ મને મળે. પછી તેઓની સાથે હું આચાર્યને મળીશ. દરમિયાન સૂત્રો પોકારવાં બંધ કરો. તમને શોભે તેવું શિસ્તબદ્ધ વર્તન રાખો એમ ઇચ્છું

તો વસ્તુ વધુસી જાય તેવી બીક હતી. આવા વિચારોમાં મસ્ત હતો ત્યાં તો પેલા 'ત્રુપી' આવી પહોંચ્યા. મેં તેમને સવિગત હકીકત કહી. પણ તેઓ વાટાઘાટ માટે આવ્યા હતા એટલે તેઓ એમની વાતમાં મસ્ત હતા. તેમણે કહ્યું, 'આવું અપમાનજનક વર્તન કરનાર અધ્યાપક આપણે ત્યાં ન શોભે. વિદ્યાર્થીઓ સાથે ઉદ્ધત વર્તન રાખે તેમ તો ન જ થવું જોઈએ ને? એક ઉકેલ મને સૂઝે છે. એ અધ્યાપકને કાઢી મૂકવાનો પ્રશ્ન નહિ રહે. પણ વિદ્યાર્થીઓની જાહેર સભામાં એ અધ્યાપક પોતાના વર્તન માટે દિલગીરી વ્યકત કરે તો હું મામલો પતાવી દઉં. વિદ્યાર્થીઓમાં ઘણો ઉશ્કેરાટ છે. પરિણામ સારું નહીં આવે. બીજી કોઈ રીતે તેમને મનાવી શકાશે નહીં. તમે જો આટલું કરવામાં સંમત હો તો હું વિદ્યાર્થીઓ પાસે જાઉં અને પ્રશ્ન પતાવી દઉં.'

મેં સ્પષ્ટતાપૂર્વક મક્કમપણે કહ્યું, 'તમે લવાદની રીતે વિચાર ન કરો એમ હું વિનવું છું. મારો પક્ષ બીજો પક્ષ નથી વિદ્યાર્થી અને શિક્ષક એક પક્ષના—કૉલેજના—છે. આમાં હિતસંઘર્ષનો સવાલ જ ક્યાં છે? તમને હમણાં સમજાવ્યું તેમ એ અધ્યાપકનું વર્તન આ ઘટનામાં તો માત્ર બહાનું જ છે. ગઈ કાલની વિદ્યાર્થીપ્રતિનિધિઓની સભામાં શું બન્યું તે મેં તમને કહ્યું જ છે. તમારી ફરજ સ્થાનિક નેતા તરીકેની ફરજ, આપેલું વચન પળાવવામાં રહી છે એમ હું માનું છું. તમે સાચા માર્ગદર્શક નેતા તરીકે એમને સ્પષ્ટ કહો કે ગઈ કાલે નક્કી કર્યા પછી જુઠ્ઠાણું ફેલાવી વચનભંગ કરનાર ઉપર વિશ્વાસ શી રીતે રખાય? તેમને સાચી દિશા બતાવવામાં તમારું નેતૃત્વ શોભશે. તમે કહો છો કે ઉશ્કેરાટ છે અને પરિણામ સારું નહીં આવે તો હું સ્પષ્ટપણે કહેવા માગું છું કે ગમે તેટલું તોફાન થાય, તેને લીધે મારી કારકિર્દી તો શું પણ મારી જિંદગી જોખમાય તોયે બીકને વશ થઈ હું મારા પદને અને સંસ્થાને લાંછન નહીં લગાડું. પ્રતિનિધિઓ આપેલું વચન પણ ન પણ

પાળે? પેલા અધ્યાપક ગઈ કાલની એ બેઠકમાં કહ્યું હતું કે હું વિદ્યાર્થીઓને મારાં નાનાં ભાઈબહેન ગણું છું અને હવે એમને ખૂંચે નહીં તેમ વર્તવા માટે સાવધ રહીશ. આથી વિશેષ કહેવાની જરૂર છે? જાહેર દિલગીરીની વાત કરો છો? શિક્ષકનું જાહેર અપમાન કરાવવામાં હું કદી પણ ભાગીદાર નહીં બનું. જો શિક્ષકનું જાહેર અપમાન થાય તો આ સંસ્થામાં તે કઈ રીતે ગૌરવપૂર્વક કામ કરી શકે? ભવિષ્યમાં કાયમી ગેરશિસ્તનાં બીજો રોપવામાં હું, કોઈ પણ ભોગે, ભાગીદાર નહીં જ થાઉં. હું તો તમને અપીલ કરું છું કે તમે તેમને સાચી રાહબરી આપી આપેલું વચન તમને શીખવો અને વચનનું મૂલ્ય સમજાવો.

મારી વાતની તેમના ઉપર અસર થયેલી મને જણાઈ. તેમણે કહ્યું, 'પણ તેઓ બીજું કશું સાંભળે તેવી તેમની મનોવૃત્તિ (Mood) નથી. કાલે તેઓ બધાએ તમને આ પ્રકારની કબૂલાત આપી હતી તે હું જાણતો જ નહોતો.' મેં તેમને કહ્યું, 'તમે એમ કરો ગઈ કાલના સાતેય પ્રતિનિધિઓને અહીં લઈ આવો. અહીં બધાને લઈ આવશો એટલે પ્રશ્નનું નિરાકરણ આવી જશે એવો મને વિશ્વાસ છે. મારી હાજરીમાં ગઈ કાલની વાત તેમને પૂછો. તમે તેમને બધાને લઈ આવો.'

પેલા મુખી પેલા ટોળા પાસે ગયા. તેમણે વિદ્યાર્થીઓની સભા ભરી. તેમાં કહ્યું, 'હું તમારો પ્રશ્ન જાણું છું. તમારા નેતાઓએ મને તમારા મુખી તરીકે તમારા આચાર્ય સાથે વાટાઘાટ કરવા નીમ્યો છે. તમારા વતી તમારા હિતાર્થે એ કામ મેં સ્વીકાર્યું છે. આચાર્યને હું મળ્યો. મસલત માટે ગઈ કાલે તમારી સભાએ ચૂંટેલા બધા સભ્યોને મારે મળવું જરૂરી છે. આચાર્યની સાથેની આખરી વાતચીતમાં તેમની જરૂર છે. આ સભા પૂરી થયે તેઓ મને મળે. પછી તેઓની સાથે હું આચાર્યને મળીશ. દરમિયાન સૂત્રો પોકારવાં બંધ કરો. તમને શોભે તેવું શિસ્તબદ્ધ વર્તન રાખો એમ ઇચ્છું

છું. થોડી વારમાં જ તમે જાણશો.' (આ મતલબની વાત મુખીએ જ મને કહી હતી.)

હવેની સભા માટે મેં અમારા આધ્યાપકગણમાંથી ચાર-પાંચ જ્યેષ્ઠ અધ્યાપકોને હાજર રહેવાનું કહ્યું હતું. મુખી તેમ જ સાત વિદ્યાર્થીપ્રતિનિધિઓ હાજર રહેવાના હતા. થોડી વારમાં જ એ મુખી પ્રતિનિધિઓને લઈ મારી ઑફિસમાં આવ્યા. સભાનું કાર્ય મેં શરૂ કરતાં કહ્યું, 'તમે તમારા મુખી નીમ્યા એ વિશે મારે કશું કહેવાનું નથી. પરંતુ ગઈ કાલે આપણે નિખાલસ દિલે ચર્ચા કરી. (તેનો ટૂંક સાર મેં ફરી ત્યાં કહ્યો.) આપણને બધાંને સંતોષ થાય તે પ્રમાણે આપણે તોડ કાઢ્યો. બધા વિદ્યાર્થીઓને સમજાવી હડતાળનો અંત લાવવાનું તમે વચન આપ્યું...' પછી મુખીને મેં કહ્યું, 'તમે આ બધાંને જે મેં કહ્યું તે બન્યું હતું કે કેમ તેમ પૂછી શકો છો. તમે એ પણ બધાંને પૂછો કે નક્કી કર્યા પછી એવું શું બન્યું કે ફરી આંદોલન અને હડતાળ શરૂ કર્યાં?' તરત મહામંત્રીએ કહ્યું, 'કાલે નક્કી થયા પછી વધુ વિચાર કરતાં અમને એ ઉકેલ સંતોષકારક ન લાગ્યો. આપણા લાડીલા વડાપ્રધાન જવાહરલાલ નહેરુએ પણ કહ્યું હતું કે "There is nothing final in democracy." અમે તેથી વિચાર ફેરવ્યો. જ્યાં સુધી એ અધ્યાપક હશે ત્યાં સુધી અમને સંતોષ નહીં થાય. છેવટે બીજું કશું નહિ પણ એ અધ્યાપકે વિદ્યાર્થીની જાહેર સભામાં એમના વર્તન માટે માફી માગવી જોઈએ...'

મેં એને બોલતાં અટકાવી કહ્યું, 'એ વાત પછી કરીશું. પહેલાં તમે બધાંએ વચન આપ્યું હતું એ હકીકત તમે શા માટે તમારા મુખીને ન કહી? તમે જેમને તમારા મુખી નીમો છો તેમનાથી શા માટે ખરી હકીકત છુપાવી? મેં જે કાલની વાત કહી તે બરાબર છે કે નહીં તેની દરેકે તમારા મુખીને ખાતરી કરાવી દેવી જોઈએ. આ તમારા મહામંત્રી અહીં સભાના પ્રતિનિધિ તરીકે

અત્યારે આવ્યા છે એટલે તમે બધાં સમાન ભૂમિકા ઉપર છો.' પછી મેં મહામંત્રી સિવાયના અન્ય સભ્યોને (એક પછી એકને) વ્યક્તિગત પૂછ્યું, 'ગઈ કાલે સભામાં થયેલી મેં વાત કરી-તે બરાબર છે? તમે હડતાળ પાછી ખેંચી લઈ પૂર્વવત્ કૉલેજ ચાલુ થાય તેમ અન્ય વિદ્યાર્થીઓને સમજાવવાની જવાબદારી લેવાનું વચન આપ્યું હતું?' હારમાં બેઠેલાંમાંનાં પ્રથમ એક બહેન હતાં તેમને મેં પૂછ્યું. એટલે તેમણે હકારમાં માથું ધુણાવ્યું. ત્યાર પછી દરેકે મારા પ્રશ્નનો જવાબ 'હા, જી' આપી બનેલી હકીકત સ્વીકારી. પછી મેં તેમને (મહામંત્રી સિવાયનાને) પૂછ્યું, 'તો પાછી ફરી આંદોલન કેમ શરૂ કર્યું?' તેમણે કહ્યું, 'ત્યાર પછી બીજી બનેલી ઘટના અમને કહેવામાં આવી.' મેં કહ્યું, 'ત્યાર પછી કોઈને મળવાનું બન્યું જ નથી; અત્યારે જ મળીએ છીએ.' પછી મુખીએ ચિડાઈને મહામંત્રીને પૂછ્યું, 'કાલની વાત અહીં કહી તે બરાબર છે?' તેણે માથું હલાવી હા પાડી.

૧૦

બધી હકીકતો જાણ્યા પછી મુખીનું વલણ બદલાયેલું માલૂમ પડ્યું. તેમણે તેમનો દૃઢ અભિપ્રાય વ્યક્ત કરતા હોય તેવા સૂરે કહ્યું, 'તો પછી તમારે તમારા વચનનું પાલન કરવું જ જોઈએ. તમારા આચાર્યશ્રીએ કહ્યું તે પ્રમાણે જો પેલા અધ્યાપકે તમને ખાતરી આપી હોય તો પછી હવે તેમણે જાહેર માફી માગવી જોઈએ એવી તમારી માગણી વાજબી નથી. મારી સલાહ છે કે તમે હડતાળ પાછી ખેંચી લ્યો અને વર્ગમાં જાઓ.' આ સાંભળીને મહામંત્રી બોલી ઊઠ્યો, 'અધ્યાપકે આપેલી ખાતરીનું તેઓ પાલન કરશે એવો અમને બધાને વિશ્વાસ આવતો નથી. તેથી બધા વિદ્યાર્થીઓ ઇચ્છે છે કે તેમણે જાહેરમાં એ કહેવું જોઈએ. અમે તો વિદ્યાર્થીઓના પ્રતિનિધિ રહ્યા. અમારે તો તેઓ કહે તેમ કરવું જોઈએ.'

પછી મુખીએ મારી સામે જોયું એટલે મેં કહ્યું, 'બધા પ્રતિનિધિઓએ મારી હાજરીમાં એ અધ્યાપક કહ્યું તે માન્ય કરીને હડતાળ પાછી ખેંચી લેવાનું અને બધા વિદ્યાર્થીઓને એ સમજાવવાનું વચન આપ્યું છે. પ્રથમ તો એમણે પોતાના વચનનું પાલન કરવું જોઈએ. બીજું, એ અધ્યાપકે મારી તેમ જ સ્થાનિક કાર્યકર, મંડળનાં હોદ્દેદાર સમક્ષ આ પ્રતિનિધિઓને કહ્યું છે. એટલે જો અધ્યાપક કહ્યા પ્રમાણે ન વર્તે તો તે માટે હું પણ બેઠો જ છું ને ? પ્રતિનિધિઓનું કાર્ય આ દૃષ્ટિબિન્દુ સમજાવવાનું છે. પ્રતિનિધિઓએ માન્ય કરેલી વાતને વિદ્યાર્થીઓ ન સ્વીકારે તો તેથી પ્રતિનિધિઓનું પણ અપમાન નથી ? વિદ્યાર્થીઓ વચનભંગ કરે એ શોભાસ્પદ કહેવાય ? જવાહરલાલ નહેરુના પ્રખ્યાત શબ્દો "There is nothing final in democracy."નો ઉપયોગ વચનભંગ માટે કરાય ? એવી કઈ ઘટના બની છે, કે કઈ બાબતથી તેઓ અજાણ હતા કે અત્યારે આ પ્રતિનિધિઓએ કરેલી સમજૂતીને ફેરવે એ વાજબી કહેવાય ? હું તો મારું દૃષ્ટિબિન્દુ વ્યક્ત કરીને સ્પષ્ટ કહું છું કે હડતાળ લંબાય તો ભલે ગમે તે પરિણામ આવે તેની જવાબદારી સહેવા હું તૈયાર છું પણ અઘટિત વસ્તુમાં મારી સંમતિ નહિ જ હોય. મારો તો દૃઢ અભિપ્રાય છે કે હડતાળ પાછી ખેંચી લઈ કાલે કરેલા નિર્ણય અનુસાર બધાએ વર્ગમાં જવું એ જ માનભર્યો અને યોગ્ય માર્ગ છે.' પછી મેં એક પછી એક તે પ્રતિનિધિઓને પૂછ્યું, 'તમને શું લાગે છે ?' એકે તરત જવાબ આપ્યો, 'સાહેબ, તમારી વાત સાચી છે. હડતાળ પાછી ખેંચી લેવી જોઈએ.' ત્યાર પછી મહામંત્રી સિવાય અન્યને મેં પૂછ્યું. તેમણે બધાએ એ જ જવાબ વાળ્યો.

હજી પણ મહામંત્રી પોતાના વલણમાં ફેરફાર કરવા ઇચ્છતો ન હતો. એણે કહ્યું, 'હું એમાં સંમત નથી. બધા વિદ્યાર્થીઓ, જો હડતાળ પાછી ખેંચી લઈએ તો નારાજ થાય. પેલા અધ્યાપકે

દિલગીરી જાહેરમાં કરવી જોઈએ.' હવે તો મુખીનું દૃષ્ટિબિન્દુ બદલાયું હતું એટલે મારે કહેવાપણું બહુ ન રહ્યું. મુખીએ કહ્યું, 'તમારી આ વાત ગેરવાજબી છે, તમે હડતાળ પાછી ખેંચી લ્યો અને વર્ગમાં જાઓ. જો તેમ નહીં કરો તો તમારો વિરોધ કરીશ. તમારા વિદ્યાર્થીઓનો તમને સાથ નહીં મળે. આ પ્રતિનિધિઓ બધા સંમત છે એ શું સૂચવે છે? બોલો, હડતાળ પાછી ખેંચી લ્યો છો કે નહીં?' મહામંત્રી મૂંઝાયો. પછી ગભરાઈને બોલ્યો, 'હું પણ બધાની જેમ હડતાળ પાછી ખેંચી લેવી જોઈએ એમ માનું છું. પણ હવે મારું કોઈ નહીં સાંભળે. હું બીજા વિદ્યાર્થીઓને નહીં સમજાવી શકું.' મેં કહ્યું, 'હવે એ કામ હું કરીશ.' મેં બહાર ઊભેલા ટોળાને સંબોધીને કહ્યું, 'તમે બધા વર્ગમાં જાઓ. શું બન્યું છે તે તમારા વર્ગમાં આવીને હું સમજાવીશ. તમારા પ્રતિનિધિઓ પણ પોતપોતાના વર્ગમાં જશે.' વિદ્યાર્થીઓ ટપોટપ વર્ગમાં જવા લાગ્યા.

પછી પેલો મુખીનો એમનાં મક્કમ વલણ અને સલાહ માટે મેં આભાર માન્યો. પોતાની પાસે મહામંત્રીએ હકીકતો છુપાવીને કેવી વિકૃત વાત કરી હતી તે તેમણે મને જણાવ્યું. સુખદ અંતથી બધા ખુશ થયા. ત્યાર પછી દરેક વર્ગમાં જઈને મેં હકીકતોનો સારાંશ કહ્યો: 'હડતાળમાં જોડાતાં પહેલાં હકીકત સમજી લેવી જોઈએ. હડતાળ એ તો છેવટનું જ પગલું હોય. ન્યાયની ખાતરી આપવા છતાં આ ઘટના બની તે કમનસીબ છે. શિક્ષક અને શિષ્યનો સંબંધ સાંસ્કારિક છે, કુટુંબ જેવો ગણાય. આપણી સંસ્થાને કેટલી હાનિ પહોંચી અને શા માટે? તમારા બધાની જોડે વાત કરતાં હું એક વસ્તુ જોઈ શક્યો કે મોટા ભાગના વિદ્યાર્થીઓ દમદાટી કે ધમકીથી ડરીને જોડાયા. આનો અર્થ એ થયો કે અનિષ્ટ તત્ત્વો સંગઠિત થઈ પોતાનું બળ દાખવી અનર્થ પેદા કરે છે. શુભ તત્ત્વો વેરવિખેર હોવાથી નિષ્ક્રિય બની જાય છે. અનિષ્ટ વસ્તુ

જાણવા છતાં તેનો સામનો કરી શકતાં નથી...' પછી તો શાન્તિ અને શિસ્ત પ્રસરી રહ્યાં.

હું નિશ્ચિંત બની ઘેર ગયો. શાન્તિદાયક ઊંઘ લીધી બીજે દિવસે પેલા 'કડક' અધ્યાપક મારી પાસે આવ્યા, રડી પડ્યા અને બોલ્યા, 'તમે જ મને બચાવી લીધો. મારે લીધે આવી સ્થિતિ ઊભી થશે એની મને કલ્પના નહોતી. તમે મારી માનહાનિ અટકાવી. મારી લાજ નહીં જળવાય તેની મને ભીતિ હતી. મે ત્રણ દિવસથી બરાબર ખાધું નથી, ઊંઘ્યો નથી. મારા હૃદયમાં વિદ્યાર્થી માટે પ્રેમ જ હતો, પણ મારી રીતભાત આવી રીતે ખૂંચશે તેની મને કલ્પના નહોતી...' પછી ચારપાંચ અધ્યાપકો આવીને કહેવા લાગ્યા, 'તમે પ્રોફેસર...ની જ નહીં, પણ અમારી આબરૂ જાળવી છે. સહેજ ઢીલું મૂક્યું હોત તો તે અધ્યાપકગણ માટે ખતરનાક બનત. આ સહામંત્રી 'ઉસ્તાદ' હતો અને તેણે હકીકતને વિકૃત કરી કૉલેજને નુકસાન કર્યું છે. તેને કૉલેજમાંથી બરતરફ કરવો જોઈએ. એને શિક્ષા નહીં થાય તો એ હજી પણ તોફાન કરશે.

મેં જવાબ આપ્યો, 'આપણી શિક્ષણસંસ્થા છે. આપણું કામ ખરી કેળવણી આપવાનું છે. એનું પોકળ ખુલ્લું થયું એ જ એને મોટી શિક્ષા છે. એને અદૃષ્ટ શિક્ષા મળી ચૂકી છે. ઊલટું, ઉદારતાભર્યા આપણા વલણમાંથી એના ઉપર અનુકૂળ અસર પણ થાય—દૃઢતાભરી ઉદારતા, પરાજિત પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણ કદાચ ફલપ્રદ બને. છતાંય હૃ સજાગ તો રહીશ જ.'

એક શિક્ષકે કહ્યું, 'પણ બીજી વાર કૉલેજને નુકસાન કરવાની શા માટે એને તક આપવી? ઉદારતાને એ નબળાઈ લેખશે, અને બીજા વિદ્યાર્થીઓ ઉપર અનિષ્ટ અસર થશે...' મેં એને જવાબ આપ્યો, 'તમારી ચિન્તા અને દૃષ્ટિબિન્દુ હું સમજી શકું છું. પણ એનો પરાજય અને એની ભોંઠપથી વિશેષ શિક્ષા શી કરવાની હોય? અનિષ્ટ આપમેળે મરે છે એ ફિલસૂફીમાં હું માનું છું. અત્યારે

શિક્ષા કરીએ તેના પ્રત્યાઘાતની કડવાશ કડવાશ એને વધુ વિકૃત ન બનાવે? આપણી સ્થિતિમાં ઉદારતા જ આપણને શોભે. એના ઉપર નજર રાખીશું. એના વર્તનમાં ફેરફાર નહીં થાય તો આવતે વર્ષે એને દાખલ નહીં કરું.'

આ પ્રકરણનો શુભ અન્ત આવ્યો પણ પ્રસંગોની ફલશ્રુતિ મહત્ત્વની છે. (૧) દરેક વ્યક્તિ સામાન્યતઃ વ્યક્તિ તરીકે સારી હોય છે. વિવેકભરી સમજાવટથી શુભ અસર થાય છે. (૨) લાગણી દ્વારા ઉશ્કેરેલી હીનવૃત્તિ એ ટોળાશાહી માણસનું વલણ છે. વ્યક્તિ આવા ટોળામાં ભળે છે, ત્યારે એ વ્યક્તિગત વિવેકબુદ્ધિ ગુમાવી દઈ ટોળાની ગાડરિયાવૃત્તિ ધારણ કરે છે તેથી વિવેકબુદ્ધિની અસર ટોળાશાહી માનસ ઉપર થતી નથી. તેમની જોડે જુદી રીતે કામ લેવું જોઈએ. (૩) ટોળાશાહી માનસ જાગ્રત કરનારાં અનિષ્ટ તત્ત્વો વ્યવસ્થિત કે સંગઠિત બને છે; વેરવિખેર પડેલાં શુભ તત્ત્વો સામનો કરવાની હિંમત કરી શકતાં નથી, કદાચ તેઓ ટોળાને વશ થાય છે અથવા મૂંગાં કે નિષ્ક્રિય થઈ જાય છે. કેળવણીનું કાર્ય વિવેકબુદ્ધિ જાગ્રત રાખી ટોળાશાહી માનસને અક્રિય બનાવી દેવાનું હોવું જોઈએ. (૪) પરાજિતો પ્રત્યે વેરભાવ કે તિરસ્કાર ન દાખવતાં ઉદારતાભર્યું પણ સજાગ વલણ અપનાવવું જોઈએ. અનિષ્ટને આપમેળે મરવા દેવું ઇષ્ટ છે. જૂઠાણાનો સામનો સાચ છે, શિક્ષા નહીં (૫) અનિષ્ટ કે હીન માણસોની ચાલબાજી સમજી લેવા જેટલી કલ્પનાશીલતા કેળવી લેવી જોઈએ. (૬) કટોકટીની કે ભયજનક પરિસ્થિતિમાં ન મૂંઝાતાં મનની સમતુલા જાળવી રાખવી જોઈએ અને બીજાના અભિપ્રાયોથી દોરવાઈ ન જતાં તેની ચકાસણી કરી યોગ્ય પગલું જ ભરવું જોઈએ. આ લખાણમાં વર્ણવેલા પ્રસંગોમાં આ બધી વિચારણા આવી જાય છે, છતાંય સારાંશરૂપ મર્મ આ મુદ્દાઓમાં એકત્ર કર્યો છે.

## ભાવનાશીલતાનું સૌંદર્ય

યુવાન વિદ્યાર્થીઓમાં, ખરું કહીએ તો યુવાનોમાં, થનગનતી શક્તિ તથા ઉદાત્ત ભાવનાશીલતા સ્વભાવસહજ હોય જ છે. પરંતુ બહુધા એ સુષુપ્તાવસ્થામાં હોય જ છે. યોગ્ય વાતાવરણ અથવા અવકાશ મળતાં તેનાં સુંદર દર્શન થાય જ છે. જ્યારે તેમને યોગ્ય વાતાવરણ કે અવકાશ મળતાં નથી. ત્યારે ઘણી વાર ખોટી સમજણ કે ખોટાં મૂલ્યોને લીધે અથવા અન્ય કારણોસર તેમની શક્તિ ખોટે માર્ગે વળે છે. આવે વખતે તેઓમાં ગેરશિસ્તની વિરૂપતાનાં કે વર્તનની અભદ્રતાનાં દર્શન થાય છે. આવું થાય ત્યારે નેતાઓ અને શિક્ષકો અકળાઈને તેમની સામે ફરિયાદ કરે છે, નિરાશાના ઉદ્‌ગારો કાઢે છે. પરંતુ યુવાનોની થનગનતી શક્તિને તથા તેમની

જન્મજાત ભાવનાશીલતાને યોગ્ય રીતે વ્યક્ત થવા માટે યોગ્ય તક અને વાતાવરણ કેમ ઊભાં કરવાં તેનો યોગ્ય વિચાર બહુ ઓછો થતો હોય છે. યુવાનોને વિશે નિરાશા સેવવાનું ખરેખરું વાજબી કારણ હોતું નથી એ નિદાન કેળવણીકારોએ તો સમજી લેવું ઘટે છે.

આ વસ્તુની પ્રતીતિ મને અનેક વખત અનેક પ્રસંગોએ થતી જ રહી છે એટલે મારે માટે એ શ્રદ્ધાનો વિષય બની ગયો છે. આનો સચોટ ખ્યાલ આપે તેવો પ્રસંગ મેં ૧૯૫૯ના ડિસેમ્બરમાં મુંબઈમાં ઑલ ઇન્ડિયા સાયન્સ કોંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે અનુભવ્યો છે. એની ઊંડી છાપ મારા ચિત્તમાં એવી અંકાઈ ગઈ છે કે વિદ્યાર્થીઓ કે યુવાનોને વિશે હું નિરાશા સેવી શકતો નથી. અત્યારે દેશમાં વિદ્યાર્થીઓનાં ઉદ્દંડ વર્તન અને ભાંગફોડના વ્યાપક બનતા બનાવો સાંભળું છું ત્યારે મારો શ્રદ્ધાદીપ ઓલવાતો નથી એટલું જ નહીં પણ એવે ટાણે મારા ચિત્ત સમક્ષ અનેક ઉદાત્ત પ્રસંગો ખડા થાય છે અને તેમાં ઉપર્યુક્ત સાયન્સ કોંગ્રેસવાળો પ્રસંગ મુખ્ય હોય છે. એ પ્રસંગ યુવાનોમાં રહેલી જન્મજાત ભાવનાશીલતા તેમ જ કાર્યશક્તિનું સૂચન કરે તેવો લાક્ષણિક હોવાથી હું અહીં તેને રજૂ કરું છું. માબાપ, કુટુંબવડીલો, સમાજનેતાઓ અને, વિશેષે કરીને, શિક્ષકોને આ પ્રસંગનું વર્ણન યુવાનહૃદયને સમજવા માટે ઉપયોગી થશે એમ હું માનું છું.

ઉપર કહેલા સાયન્સ કોંગ્રેસના અધિવેશનની બધી વ્યવસ્થા સંભાળી લેવાનું કાર્ય મુંબઈ યુનિવર્સિટીએ સ્વીકાર્યું હતું. આ અધિવેશનમાં હાજર રહેનાર બહારગામના ડેલિગેટોના રહેવાકરવાની વ્યવસ્થા જુદી જુદી કૉલેજોની હોસ્ટેલોમાં કરવાનું ઠરાવ્યું હતું. હું એ વખતે મુંબઈની રામનારાયણ રૂઇયા કૉલેજની હૉસ્ટેલ–વસતિગૃહનો ગૃહપતિ હતો. અમારા વસતિગૃહમાં પચાસેક ડેલિગેટોની વ્યવસ્થાનું કાર્ય મને સોંપાયું હતું. ડેલિગેટોની સરભરા વ્યવસ્થાની વિચારણા માટે મેં હોસ્ટેલના વિદ્યાર્થીઓની સભા બોલાવી હતી.

આ કાર્ય કરવા જેઓ ખુશીથી તૈયાર હોય તેવા પાંચ સ્વયંસેવકોની મેં માગણી કરી. પાંચ વિદ્યાર્થીઓએ સ્વેચ્છાએ પોતાનાં નામ આપ્યાં. આમ તો હું વસતિગૃહના દરેક વિદ્યાર્થીને ઓળખતો હતો અને મેં કોઈ પણ વિદ્યાર્થીઓને કામ સોંપ્યું હોત તોપણ તેઓ કરત જ. પરંતુ સ્વેચ્છાપૂર્વક નામ આપનારાઓ કામની જવાબદારી પોતાની મેળે ઉપાડી લે છે, મારી આજ્ઞા કે ઇચ્છા મુજબ જ તેમને કામ કરવાનું નહીં રહે એ તાત્પર્ય મેં તેમને સૌ પ્રથમ સમજાવ્યું હતું.

એ પાંચે સ્વયંસેવકોને મેં મારે ત્યાં બોલાવીને કહ્યું: "તમે સ્વેચ્છાએ કામ કરવાનું સ્વીકાર્યું તેથી હું રાજી થયો છું. બહારગામથી આવનારા ડેલિગેટો જુદી જુદી યુનિવર્સિટી કે કૉલેજોના વિજ્ઞાન-શિક્ષકો હશે. તમારે તેમની સરભરા કરવાની છે. આપણા વસતિગૃહમાં રહે તે દરમિયાન તેમની શી સરભરા કરવી તે વિશે હું તમને કશું કહેવાનો નથી. તેઓ આપણા મહેમાનો થશે. તમારાં કાર્ય અને વર્તન ઉપરથી તેઓ માત્ર તમારા વિશે જ નહીં, પણ આપણી હૉસ્ટેલ, કૉલેજ અને યુનિવર્સિટી વિશે અભિપ્રાય બાંધશે, અને બીજે જઈને એની વાત કરશે. આપણા બધાની પ્રતિષ્ઠાનો આધાર તમારા કાર્ય ઉપર રહેશે, તમને યોગ્ય લાગે તે રીતે વ્યવસ્થા કરશો. જરૂર પડચે મને પૂછી શકો છો. આપણી શોભા વધે તેમ તમે સૌ કામ કરશો એવો મને વિશ્વાસ છે. પણ એ બધું હું તમારા ઉપર છોડું છું.'

ડેલિગેટો આવવાને ચાર પાંચ દિવસની હજી વાર હતી. મારી પાસેથી ગયા પછી એ પાંચે જણે સાથે બેસી મસલત પોતપોતાની રીતે કરી હશે. બીજે દિવસે સાંજે પાંચે જણ્યો મારી પાસે આવીને કહે, 'સર, આપણા બગીચાના કેટલાક છોડોને સરખા કરવા પડશે, જેથી તેની શોભા વધે. અમને કાપકૂપ કરવાની છૂટ છે ને? બગીચામાં આપણા બાંકડાને અમે જરા વધુ સારી લાગે તેમ ગોઠવવા

ઇચ્છીએ છીએ. થોડી સાફસૂફી પણ કરવી પડશે, બહારના મહેમાનો આવે ત્યારે આપણી હોસ્ટેલ સારી દેખાય એમ કરવાનું અમે વિચારી લીધું છે. દરેક રૂમની બારીમાં નાના પડદા રાખ્યા હોય તો સુંદર લાગશે. એમ કરવા માટે અમે ખાલી કરેલી દરેક રૂમના વિદ્યાર્થીઓને પૂછીને આવા પડદા બનાવવા માટેની સંમતિ લઈ લીધી છે. (અર્ધી સંખ્યાની રૂમો, ખાલી કરાવી ડેલિગેટોને આપવાનું ઠરાવ્યું હતું.) એનો રૂમ દીઠ માત્ર અઢી રૂપિયા ખર્ચ થશે. મહેમાનો જતા રહેશે પછી રૂમની શોભા તો રહેવાની જ તેથી અમારી સૂચના બધાને ગમી છે. ખાલી કરેલી પચીસ રૂમોમાંથી માત્ર ચાર જણે પડદા કરાવવાની અનિચ્છા બતાવી છે. પરંતુ અમે એની જોગવાઈ કરી લીધી છે. બાજુની હોસ્ટેલના ચાર મિત્રો એ પડદા ખરીદવા તૈયાર છે. માત્ર ભોજનખંડ, પ્રતીક્ષાલય તથા નિસરણી ઉપરની બારીઓના પડદાનો સવાલ છે.'

પોતાને ત્યાં કોઈ શુભ અવસરે મહેમાનો આવવાના હોય તેવી આત્મીયતાથી તમને કામ કરતા જોઈને મેં પ્રસન્નતા અનુભવી; થોડો આનંદરોમાંચ અનુભવ્યો. આવી રીતે આ વિદ્યાર્થીઓ પોતાની મેળે ઉત્સાહપૂર્વક કામ કરવા લાગશે એ મારી કલ્પના બહારની વસ્તુ હતી, મેં પણ એટલા જ ઉત્સાહથી એમના કાર્યને વધાવી લઈ કહ્યું, 'તમે ભોજનખંડ ઇત્યાદિની બારીઓ માટે પડદા કરાવી લેશો, એનું ખર્ચ કૉલેજ આપશે. વળી, સાફસૂફી માટે જરૂર પડયે એકબે મજૂરોને રોકી લેજો. કૉલેજ એ માટે પૈસા ખર્ચશે. પટાવાળાઓ તમારી મદદે રહેશે જ. તમને યોગ્ય લાગે તેમ ખુશીથી ગોઠવણી કે ફેરફાર કરશો. મારી સંમતિ છે.'

પછી તો તેમનો ઉત્સાહ અનેકગણો વધેલો મેં જોયો. તેમણે બગીચાને સરસ શોભે તેવો બનાવ્યો. પડદાઓ બનાવી લીધા. પરંતુ હોસ્ટેલની સાફસૂફી કરવાનું કામ તેમણે પોતે કરવા માંડયું ત્યારે મેં ગૌરવપૂર્ણ આનંદાશ્ચર્ય અનુભવ્યું. મજૂરોને રાખી લેવાનું કહ્યું હતું

ખૂણાંયે ખૂણેખાંચરેથી કચરો સાફ કરવાનું કામ તેમણે ઉપાડી લીધું. એક નાનકડી ઑફિસ બનાવી લીધી. વ્યવસ્થાની રૂપરેખા તેમણે જ નક્કી કરી લીધી હતી. પૂછતાછ કર્યા થાય, મહેમાનોના પત્રની વ્યવસ્થા ભોજન અંગેની ગોઠવણ એ બધું તેમણે નક્કી કરી નાંખ્યું. મારી જરૂર પડી ત્યાં મેં મદદ કરી. પણ ડેલિગેટો આવી પહોંચે તે પહેલાં મકાન સુઘડ અને સુંદર બની ગયું. બે દિવસમાં તો હૉસ્ટેલનાં રૂપરંગ ફરી ગયાં! પૈસા ખર્ચી મજૂરો કે પટાવાળા પાસે કામે કરાવ્યું હોત તોયે આવું કામ ન થાત. સંડાસ, બાથરૂમ, વાસણ માંજવાની જગ્યા વગેરે આ વિદ્યાર્થીઓએ જ સાફ કર્યાં હતાં. આપમેળે કામ કરવાની ઇચ્છા અને સૂઝ તેમનામાં હશે તેમ મેં ધાર્યું જ નહોતું. બલ્કે, તેમની શક્તિનો અને શ્રમગૌરવનો આ સાક્ષાત્કાર મારે માટે તદ્દન અનપેક્ષિત હતો. આ વિદ્યાર્થીઓ કાંઈ ગાંધીવાદી નહોતા! પણ યુવાનોમાં કાર્યશક્તિ અને શ્રમગૌરવની વૃત્તિ સુષુપ્ત હોય જ છે. ગાંધીજીએ ઉપદેશથી જનસમુદાયમાં એ જગાડી તેથી એવા લોકોને આપણે ગાંધીવાદી કહ્યા હું કંઈ તેમને ઉપદેશ આપવા નહોતો ગયો! પણ તેઓની સ્વાભાવિક ભાવનાવૃત્તિ જાગૃત થઈ હતી.

છેવટે અધિવેશનનો દિવસ આવી પહોંચ્યો. જુદાં જુદાં સ્થળેથી ડેલિગેટો આવવા માંડ્યા. સ્ટેશન ઉપરના સ્વયંસેવકો ટેક્સીમાં મહેમાનોને લાવે કે તરત અમારી હૉસ્ટેલના સ્વયંસેવકો દોડે. મહેમાનોનું સ્વાગત કરી તેમને આરની રૂમમાં લઈ જાય. હૉસ્ટેલના નોકરો સામાન ઉપાડી લાવતા. પણ નોકરો ન હોય. તેવે વખતે મહેમાનો આવી પહોંચે તો તેમનો સામાન પણ અમારા સ્વયંસેવકો ઉપાડી લેતા. સામાન ઉપાડવામાં એમને નાનમ ન લાગી એટલું જ નહીં પણ કર્તવ્યના આનંદની ઝલક એમની મુખમુદ્રામાં દેખાઈ આવતી. ડેલિગેટોને જોઈતી માહિતી આપે, તેમની સગવડો સાચવે. ડેલિગેટો પણ અમારા સ્વયંસેવકો ઉપર બહુ ખુશ હતા તે હું

તેમના દ્વારા જાણી શક્યો.

મારો એક શિરસ્તો હતો. દરરોજ રાતે હું એક આંટો મારતો, અને ડેલિગેટોને કશી અગવડ તો નથી ને તે પૂછતો. કલકત્તા યુનિવર્સિટીના ડેલિગેટો મને કહે: ' અમે દર વર્ષે સાયન્સ કોંગ્રેસમાં જઈએ છીએ. આજ સુધીનો અમારો અનુભવ એવો હતો કે અમારે સ્વયંસેવકોને કામ માટે શોધવા નીકળવું પડતું. જોકે તેઓ ભાગ્યે જ હાથમાં આવતા. ઘણી વાર સ્વયંસેવકોને કશુંક કામ ચીંધીએ ત્યારે હા કહીને જાય પણ પછી તો એમનો પત્તો જ ન લાગે. પણ તમારા સ્વયસેવકોનો અનુભવ અમારે માટે અપૂર્વ છે. સવાર-સાંજ તેઓ " કાંઈ કામ છે ? " એમ પૂછી જાય છે. અમને જરાય અગવડ નથી પડી. ઊલટું, અમારી સગવડ સાચવવા તેઓ સદા તત્પર હોય છે. આની સુખદ સ્મૃતિ હંમેશ માટે અમારા મનમાં અંકાઈ જવાની. દર વર્ષે આવી વ્યવસ્થા થતી હોય તો કેવું સારું !'

આ અધિવેશનના મુખ્ય સ્થળે મને પણ કામ સોંપાયું હતું. જ્યાં ત્યાં સ્વયસેવકોની બેપરવાઈ કે તોછડાઈની ફરિયાદો સંભળાતી. તેઓ પણ અમારી કૉલેજના વિદ્યાર્થીઓની માફક અન્ય કૉલેજના વિદ્યાર્થીઓ જ હતા. છતાંય કેવો ફેર ! હું મારા સાથીઓને અમારી હોસ્ટેલના સ્વયંસેવકોની વાત કરતો ત્યારે તેમને આશ્ચર્ય થતું. આશ્ચર્ય તો મનેય કયાં ઓછું થયું ? મેં એમને કોઈ સૂચનો કર્યાં નહોતાં, કોઈ આજ્ઞાઓ આપી નહોતી, એમને કોઈ ઉપદેશ નહોતો આપ્યો. હા, મેં એમના ઉપર બધું છોડયું હતું ! એ રીતે કાર્ય-ગૌરવની વૃત્તિ તેમનામાં જાગ્રત કરી હતી. કોઈ કોઈ અન્ય સ્થળે બીજા સ્વયંસેવકો વિશે પણ સંતોષ વ્યક્ત થતો હતો, પણ એકંદરે ફરિયાદનું પ્રમાણ વધારે હતું.

બેએક દિવસ પછી સ્વયંસેવકોના મુખીઓની અમારી

મિટિંગ મળી. અધિવેશન કાર્યમાં કામ કરતા બધા સ્વયંસેવકોને ચાપાણી માટે દરરોજના બે રૂપિયા આપવાનું નક્કી થયું. મને મનમાં થયું કે આજે સાંજે હોસ્ટેલમાં જઈને અમારા સ્વયંસેવકોને આ ખુશખબર આપીને રાજી કરીશ. સાંજે મેં એ પાંચેને બોલાવીને કહ્યું, 'તમારા વર્તન અને કાર્યથી આપણે ત્યાં આવેલા મહેમાનો ખુશ થયા છે. તમને ધન્યવાદ એમણે પાઠવ્યા છે તમારા આવા કાર્યથી હું ગૌરવભર્યો આનંદ અનુભવું છું. તમારી નિષ્ઠા, સેવા અને સાંસ્કારિક વર્તણૂક હું પ્રત્યક્ષ જોઈ રહ્યો છું અને આનંદ પામું છું. હવે તમને એક ખુશખબર આપવાના છે. આજે અમે મિટિંગમાં ઠરાવ્યું છે કે દરેક સ્વયંસેવકને દરરોજના રૂપિયા ચાપાણી માટે આપવા. તમને પણ મળશે.' એમના મુખ ઉપર કોઈ ખુશીની મુદ્રા ન જોઈ. હું સમજી ન શક્યો.

હું વિચારમાં પડી ગયો. મેં પૂછ્યું: 'કેમ શાંત છો?' એક જણે કહ્યું, 'સર, અમે કાંઈ કાર્ય પૈસા માટે નથી કરતા! અમારે તો મહેમાનોનું કામ કર્યાનો આનંદ છે. આ જુદી જુદી વિદ્યાપીઠોના અધ્યાપકોનો પરિચય થયો કામ નિમિત્તે એનો અમને આનંદ છે. એ બધા અધ્યાપકોએ અમારા તરફ પ્રત્યે ખૂબ સદ્ભાવ દાખવ્યો છે, અમારી જોડે વાતો કરી છે. અમારે મન એ બધાનું ઘણું મહત્ત્વ છે. અમે ચા-પાણી માટે નક્કી થયેલા પૈસા નહીં સ્વીકારીએ, અમારા વતી આપ આભાર ના પાડજો. ચા-પાણીનું ખર્ચ અમારે થયું નથી કારણકે ચા-પાણી તો હમેશની માફક પીએ જ છીએ. સ્વયંસેવકના કામ અર્થે કશું ખર્ચ થયું નથી.'

એમના આ ઉદ્ગારો સાંભળી હું લજવાયો. હું સંસારી રંગે રંગાયેલો હતો એટલે મેં માનેલું કે ચાપાણીના દરરોજના બે રૂપિયા આપવાનું નક્કી થયું છે એ સમાચારથી તેઓ ખુશ થશે. યૌવનસહજ મુગ્ધ હૃદયમાથી જન્મતી ઉદાત્ત ભાવનાઓને હું ભૂલી ગયો હતો. ઘણી વાર એમને કર્તવ્ય કર્યાનો સાત્ત્વિક સંતોષ મળતો

હતો અને સાંસારિક ગણતરીથી તેઓ કામ કરતા નહોતા એ મારા ખ્યાલ બહાર રહી ગયું હતું. હું તેમના કાર્યને સાંસારિક દૃષ્ટિએ તોળી રહ્યો હતો તેની શેહ્રપ મેં ત્યારે અનુભવી. તેમના યૌવનમુગ્ધ હૃદયની ભાવનાશીલતાનું દર્શન કરીને પાવન થયો અને ઘડીભર મારો સંસારી મેલ ધોવાઈ ગયો.

મેં તેમને કહ્યું, 'તમારી ભાવનાશીલતાએ મને ભાવાર્દ્ર બનાવ્યો છે. તમારી વિશુદ્ધ કર્તવ્યબુદ્ધિની હું ઊંડી કદર કરું છું અને તમારા ઉદ્ગારોને યથાર્થ રીતે સમજી શકું છું. પણ મારે એક જુદા દૃષ્ટિકોણથી આ વાત સમજાવવાની છે. બધા સ્વયંસેવકોને ચાપાણી આપવાની વ્યવસ્થા યુનિવર્સિટી કરવાની હતી, પણ બધા મળી ૪૦૦ જેટલા સ્વયંસેવકોને માટે વ્યવસ્થાગત મુશ્કેલીઓને લક્ષમાં લઈ દરેકને દરરોજના બે રૂપિયા આપવાનું ઠરાવ્યું છે, હવે બીજા સહુને આપવાનું નક્કી થયું હોય ત્યારે તમારા પાંચ માટે હું ના પાડું એ સારું નહીં લાગે. કદાચ અનર્થ થાય: બીજા પૈસા લે તેમના પ્રત્યે આપણે નાપસંદગી દર્શાવતા હોઈએ એમ લાગે. માટે તમે પણ સ્વીકારો એવી મારી તમને વિનંતી છે.'

તેઓ કશું બોલ્યા નહી, મારું કહ્યું સાભળી રહ્યા. મે તેમને પૂછ્યું, 'કેમ કાંઈ બોલતા નથી? તમને મારું કહ્યું માન્ય તો છે ને?' તેમણે ઉત્તર આપ્યો, 'હા, તમારું કહેવાનું અમે સમજીએ છીએ. અમે પૈસા સ્વીકારીશું.' પછી તેઓ પાછા પોતાના કામમાં લાગી ગયા. પછી તો કોંગ્રેસનું અધિવેશન પૂરું થયું. ડેલિગેટોએ ખુશ થઈને વિદાય લીધી. અમારે ત્યાં આત્મીયતાનું વાતાવરણ વરતાઈ આવતું હતુ. બધા મળીને કુલ ૧૦ દિવસ સ્વયંસેવકોએ કામ કર્યું હતું. આ ગણતરી મુજબ સો રૂપિયા અમારા વિદ્યાર્થીઓને મળતા હતા. હિસાબ કરી એ રૂપિયા યુનિવર્સિટીએ મને મોકલ્યા અને મેં મારા વિદ્યાર્થીઓને આપ્યા. ત્યારે વળી કાવ્યમય આશ્ચર્યભર્યો અનુભવ થયો.

મેં એમને બોલાવી યુનિવર્સિટીએ મોકલેલા સો રૂપિયા આપી દીધા. તેમણે લઈ લીધા. જતાં જતાં તેમણે કહ્યું, 'અમારે થોડી વાત કરવી છે, આપને ક્યારે મળીએ?' મેં તે દિવસે રાતનો સમય આપ્યો. તે મુજબ તેઓ મળવા આવ્યા. તેમાંના મુખ્ય વિદ્યાર્થી શ્રી વર્ગિઝે વાત ઉપાડી, 'સાહેબ, અમે પાંચે જણે ભેગા મળીને વિચાર કર્યો છે તે જણાવવા આવ્યા છીએ. આપ જાણો છો કે અમે પૈસા લેવાના નહોતા. આપની સલાહ અનુસાર અમે સ્વીકારી લીધા છે. અમારા બધાની ઇચ્છા છે કે આ કાર્ય અમે વસતિગૃહના વિદ્યાર્થીઓ વતી કર્યું છે એટલે આ પૈસાનો ઉપયોગ હોસ્ટેલના વિદ્યાર્થીઓ માટે કરવો જોઈએ. અમે જે રૂમમાં કૅરમ રમીએ છીએ અથવા છાપાઓ વાંચીએ છીએ તેમાં વિશેષ સગવડ થાય તે માટે આ રકમ આપ વાપરજો. તે માટે આ પૈસા આપને પાછા આપી દેવાનું અમે ઠરાવ્યું છે.' એમ કહી તેણે સો રૂપિયા મારા હાથમાં મૂકયા.

ક્ષણભર હું આનંદસ્તબ્ધ બની ગયો. આ પૈસાનો આવો વિનિયોગ થશે એ મેં કલ્પ્યું નહોતું. મને લાગ્યું કે હું તેમના શબ્દો નહીં પણ ભાવનાશીલતાનું કાવ્ય સુણી રહ્યો છું. મેં તેમને કહ્યું, 'તમારી સંસ્કારી આદર્શશીલતાએ મને આનંદમુગ્ધ બનાવી દીધો છે. તમે સૂચવો છો તે પ્રમાણે પૈસામાંથી વિદ્યાર્થીઓને વધુ સગવડ મળે તેમ કરીશ જ. પણ તમારામાંથી કોઈય આવતા વર્ષે અહીં હોસ્ટેલમાં નહીં હો, કારણકે તમે ઇન્ટર સાયન્સમાં છો અને સારા ગુણ સાથે પાસ થઈ જશો એટલે દાક્તરી કે ઇજનેરી લાઈનમાં જતા રહેશો. તમારા પૈસામાંથી શી સગવડ મળી છે તે તો તમે જોઈ શકશો નહીં અને તમારા પૈસામાથી લાભ લેનાર તમને જોશે નહીં, એ વિચાર કર્યો છે?'

તેમનામાંથી એકે કહ્યું, 'પણ અમે કીર્તિ મેળવવા કે બીજાની વાહવાહ મેળવવા માટે આ કાર્ય કરતા નથી. અમે તો અમારા

હૉસ્ટેલના મિત્રો વતી કાર્ય કર્યું છે તેથી એ પૈસાનો ઉપયોગ વિદ્યાર્થીઓ અર્થે થવો જોઈએ એટલે જ આમ વિચાર્યું છે. એટલે જ પૈસા આપને આપી દઈએ છીએ.' તેમની નિષ્કામ વૃત્તિની મારા ઉપર ઊંડી અસર થઈ. હું બોલ્યો, 'તમારી સ્વાભાવિક નમ્રતા માટે આનંદ વ્યક્ત કર્યા સિવાય બીજું શું કહું? તમારી ઇચ્છા મુજબ બધાને આરામ અને સગવડ મળે તેવું ફર્નિચર વસાવીશું. તમે વિચાર કરી રાખજો સો રૂપિયા સંસ્થામાથી અપાવીશ તેથી આપણે બસો રૂપિયાનો ખર્ચ કરી શકીશું. બેચાર દિવસ પછી મને મળજો.'

મે અમારી સંસ્થાને આ વાત કરી. તેઓ વિદ્યાર્થીની આ ભાવનાથી ખુશ થયા. તેમને માટે અભિનંદનનો ઠરાવ કર્યો અને સવાસો રૂપિયા સંસ્થા તરફથી આપવાની મને સત્તા આપી. ચારપાચ દિવસ પછી એ વિદ્યાર્થીઓ મને મળ્યા ત્યારે મેં આ વાત કહી. પછી અમે બધાએ મળી શી સગવડ કરવી એ નક્કી કર્યું. વિદ્યાર્થીઓ આરામથી બેસી શકે તે માટે સોફા અને વચ્ચે ટિપોય રાખવાનુ નક્કી કર્યું. તેઓ પ્રસન્ન ચિત્તે જવાની તૈયારી કરતા હતા ત્યારે એક વિદ્યાર્થીએ કહ્યુ, 'સાહેબ, કેવી વિચિત્ર વાત છે કે આપણી હૉસ્ટેલના થોડા ભાઈઓ અમને ગુલામી મનોવૃત્તિવાળા કહી પાછળથી અમારી મશ્કરી કરે છે. તેઓ કહે છે અમે સાહેબની એટલે કે આપની ખુશામત કરવા માટે સ્વયંસેવકો તરીકે દોડાદોડ કરી નોકરની માફક વર્તીએ છીએ. પૈસા મળ્યાનુ તેમણે જાણ્યું ત્યારે અમે પૈસાના લોભથી કર્યું એમ ટીકા કરે છે. અલબત્ત, તેઓ અમને મોઢે નથી કહેતા પણ પાછળથી અમારા મિત્રોને કહે છે. અમે તો ટીકા સબંધે મૌન જ સેવીએ છીએ.'

મે કહ્યુ, 'પણ તમે તો તેમની સગવડ માટે આ બધુ કરી રહ્યા છો! આ ટીકા જાણ્યા પછી વિચાર બદલવા ઇચ્છા છે?' તેઓ તરત જ જોરથી બોલી ઊઠ્યા, 'ના, રે ના ખરું કહીએ તો

આવી ટીકાથી અમારું મનોબળ વધે છે. અમે જે કર્યું છે કે કરી રહ્યા છીએ તે કાંઈ તેમની શાબાશી કે પ્રશંસા મેળવવા નથી કરતા. અમારે તેમની પ્રશંસા નથી જોઈતી, અમારા અંતઃકરણનું પ્રમાણ-પત્ર જોઈએ છે. તેથી અમે જે નક્કી કર્યું છે તેમાં ફેરફાર કરવાનો વિચાર જ નથી આવ્યો. આ તો અમસ્થું કહ્યું કે કેટલાક લોકો સારી વસ્તુને પણ કેવી વિકૃત રીતે જુએ છે! અમને તો તેથી મનુષ્ય-સ્વભાવનું જ્ઞાન મળે છે.'

મેં કહ્યું, 'તમારા ઉદ્ગારો તમારા કાર્યને અનુરૂપ જ છે. આવી ટીકા કરનારા છે એ જાણી મને નવાઈ નથી લાગતી. તમારી ઉદારતા સમજવાની એમનામાં કલ્પના નથી. એમની ટીકામાં એમનાં મૂલ્યોનું પ્રતિબિંબ પડે છે. આવી ટીકાની પડછે તમારું ઉદાત્ત કાર્ય વધુ શોભી ઊઠે છે. આવી ટીકાઓ દ્વારા તમને સાચું સંસ્કાર-શિક્ષણ મળે છે. જે મહાપુરુષોએ માનવજાતિના ઉત્કર્ષ માટે આત્મ-ત્યાગ કર્યો છે તેમને માટે તેમના જમાનામાં તેમની અનુદાર ટીકા અને પજવણી થતી હતી તેની ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે. તો પછી તમારી ટીકા થાય તે શી વિસાતમાં?'

થોડી વાર વાતો કર્યા પછી મેં કહ્યું, 'આવી ટીકા છતાં તમે જે રીતે વિદ્યાર્થીઓ માટે પ્રેમ પ્રગટ કરો છો તેથી તેમનું હૃદય નિર્મળ બનશે. તમારા કાર્યની હું જ્યારે આપણી સભામાં જાહેરાત કરીશ ત્યારે તેનો પ્રત્યાઘાત પડ્યા વિના નહિ રહે. એનોય વિચાર કરવાની જરૂર નથી. ગીતાનું मा फलेषु कदाचन એ કથન કેવું ચરિતાર્થ થાય છે! પણ મને એક બીજા કારણે આનંદ થાય છે. તમે તમારા આ ઉદાત્ત કાર્ય દ્વારા અહીં રહેનાર ભાવિ વિદ્યાર્થી-ઓને માટે સંસ્કાર-પ્રણાલીની તેજરેખા દોરી રહ્યા છો. તમારા અનુગામીઓને એ પ્રેરણારૂપ બનશે.'

તેમાંથી એકે કહ્યું, 'સાહેબ, આ તો નાની વાત છે. એમાં અમે એવું તે શું કરી નાખ્યું છે? અમે પૈસા લીધા નહિ એટલું

જ ને? પહેલાં સ્વયંસેવક તરીકે નામ આપ્યું ત્યારે પૈસા મળશે એમ અમે ક્યાં જાણતા હતા? વળી, અમે અમારી પાસેથી તો કશું જ આપ્યું નથી! અમને જે થોડી અગવડો સાલતી હતી તે અમારા જેવા ભવિષ્યમાં આવનાર વિદ્યાર્થીઓને ન પડે તેથી આવો વિચાર આવ્યો. તેથી આપની પાસે વાત કરી...'

જ્યારે કોઈ વેળા રૂઇયા કૉલેજની હૉસ્ટેલમાં જવાનું થાય છે અને પ્રતીક્ષાલયમાં એ ફર્નિચર જોઉં છું ત્યારે પેલી ભાવનાશીલતાનું મધુર ચિત્ર મારા ચિત્ત સમક્ષ ખડું થાય છે. અને હું હૃદયમાં પ્રસન્નતા અનુભવું છું.

આપણા દેશમાં જવાહરલાલ નહેરુની જન્મજયંતી બાલદિન તરીકે ઊજવીએ છીએ, પણ બાલવિકાસમાં રસ ધરાવતા સહુ કોઈ બાળકની મનોભૂમિ સમજી લઈને તેનાં શક્તિઓને કઈ રીતે પાંગરી શકે તે જાણીએ તો બાલદિનની ખરી ઉજવણી કરી એમ ગણાય. બાલદિનની ઉજવણી માનવી-વિકાસનાં મૂળની ઉજવણી છે. તે સાર્વજનિક અને સર્વદેશીય છે.

કેળવણીનો પાયો જ બાળકેળવણી છે. ઉચ્ચ શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાર્થીની ઘડતરરેખા નક્કી થઈ હોય છે તેથી કદાચ શિક્ષકની સહાય ઓછી હોય તોયે વિદ્યાર્થી સ્વબળે પોતાનું ઘડતર કરી શકે. કેળવણીના પ્રથમ સંસ્કાર બાળકેળવણીમાં આપવાના હોય છે;

તેનામાં સંસ્કાર અને બુદ્ધિવિકાસ પ્રત્યેની અભિરુચિ જાગૃત કરવાની હોય છે. તેથી શિક્ષકનું માર્ગચીંધનું મહત્ત્વ ઘણું મોટું છે. બાળક સૃષ્ટિથી અપરિચિત હોય છે તેથી तमसो मा ज्योतिर्गमयનું કાર્ય શિક્ષક કરવાનું હોય છે. તેથી પ્રાથમિક શાળામાં શિક્ષકની પસંદગી મહત્ત્વની ગણાવી જોઈએ. બાળકનાં મનને અનુકૂળ હોય તેવી રીતે જિજ્ઞાસારસ ઉત્પન્ન કરી શકે તેવા કુશળ બાળશિક્ષકો શોધી કાઢવા જોઈએ. માત્ર શૈક્ષણિક લાયકાત ઉચ્ચ કોટિની હોય છતાં બાળક પ્રત્યે સ્વાભાવિક અને સમજદારીભર્યો સમભાવ એ બાલશિક્ષકની પાત્રતાનાં મૂલગત તત્ત્વો છે.

બાળકેળવણી વિશે બે-ત્રણ પાયાની વસ્તુઓ આપણે સ્પષ્ટતાથી સમજી લેવી ઘટે છે: બાળક શાળામાં દાખલ થાય છે ત્યારે તે કાંઈ ખાલી વાસણ જેવું નથી હોતું કે શિક્ષક તેમાં પોતાનું વિદ્યાજળ ભરે ને કામ પતી જાય. શિક્ષણ માટેનો અંગ્રેજી શબ્દ અર્થસૂચક છે: તે 'એજ્યુકેશન' છે. તેનો શબ્દાર્થ 'બાહર કાઢવું' એ છે. એટલે કે બાળકમાં જન્મજાત શક્તિ હોય જ છે, શિક્ષક તેને બહાર કાઢે છે અને આકાર આપે છે. પ્રાથમિક શાળાના શિક્ષકે હમેશાં એ યાદ રાખવું ઘટે છે કે બાળકની અંદર શક્તિનાં સુષુપ્ત બીજો હોય જ છે. શિક્ષણરીતિની કુનેહથી અને બાળચિત્તની ખરી સમજણથી શિક્ષકે બાળકની અંદર રહેલ શક્તિને બહાર કાઢવાની ને તેને પ્રવૃત્ત કરવાની હોય છે. બાળકને કશુંક ન આવડે તો તે मंद बुद्धि ज छे એમ न मानी लेतां आपणी शिखववानी पद्धति એની शक्तिने वहार काढवामां सफळ नथी थई; चालो वीजी रीते એને वहार लाववानो प्रयास करीએ એવી મનોવૃત્તિ શિક્ષકોએ રાખવી જોઈએ.

અલબત્ત, આનો અર્થ કોઈ એમ ન કરે કે કોઈ જ બાળક મંદગતિક નથી હોતું. કેટલાંક બાળકો વધુ તેજસ્વી હોય છે એમ કેટલાંક બાળકો મંદ પણ હોય છે. પણ સામાન્ય રીતે મંદ લેખાતાં

બાળકોને યોગ્ય પ્રકારની સંભાળથી અને પ્રોત્સાહન આપી તેજસ્વી બનાવી શકાય છે એ હકીકત પણ છે જ. માનસશાસ્ત્રીઓએ પ્રયોગો કરી આ સિદ્ધ કર્યું છે. સમજુ શિક્ષકોએ પણ સફળતાપૂર્વક આવા પ્રયોગો કર્યા છે. આપણે વિદ્યાર્થીઓનું સમગ્રતયા અવલોકન કરીશું તો જણાશે કે કેટલાંક મંદ ગણાતાં બાળકો આગળ જતાં શિક્ષણમાં તેજસ્વી બન્યાં છે. નિશાળમાં પહેલો નંબર રાખનારાં અને તેજસ્વી ગણાતાં બાળકો કોલેજોમાં પાછળ પડી ગયેલાં પણ જોવા મળે છે. ભણવામાં સામાન્ય અથવા પછાત ગણાયેલા લોકો પણ પાછળથી જિંદગીમાં મહાન બન્યાનાં ઉદાહરણો છે. આ બધું બાળકમાં શક્તિબીજનાં મૂળ હોય છે અને શિક્ષકનું કાર્ય તેની માવજત કરી તેનો વિકાસ કરવાનું છે એ વસ્તુનું સમર્થન કરે છે.

ખરી હકીકત એ છે કે બાળક જન્મે છે ત્યારે તેનામાં વિકાસશીલ ચેતનાબીજ અંતર્ગત રહેલું હોય જ છે — જેમ પક્ષીનાં ઈંડાંમાં સજીવ કોષો અંતર્હિત થયેલાં હોય છે તેમ. ઈંડાને યોગ્ય પ્રકારે સેવવાથી જેમ તેમાંથી પંખીનો જન્મ થાય છે, તેમ બાળકને પણ યોગ્ય પ્રકારના શિક્ષણ દ્વારા ‘સેવવા’થી તેનું બૌદ્ધિક અને સાંસ્કારિક વ્યક્તિત્વ આવિર્ભૂત થાય છે. આ જ વસ્તુને વધારે સ્પષ્ટ કરવા વૃક્ષની ઉપમા કદાચ વધુ ઉપયોગી થશે. જેમ બીજમાં વૃક્ષનાં થડ, શાખા, પ્રશાખા, પાંદડાં, ફૂલ આદિના વિકાસની શક્તિ અંતર્હિત હોય છે, તેમ બાળકમાં પણ તેના બૌદ્ધિક અને સાંસ્કારિક વિકાસશક્તિ અંતર્ભૂત હોય છે. બીજ જે જમીનમાં વવાય અને તેના ઊગમકાળમાં પાણીનું સિંચન થાય તેના ઉપર જેમ વૃક્ષના વિકાસનો આધાર રહે છે, તેમ બાળક જે કુટુંબભૂમિમાં ઊગમ પામ્યો હોય તેમ જ ઘર, શાળા, સમાજ વગેરેમાંથી જે સંસ્કારજળનું સિંચન મેળવ્યું હોય તેના ઉપર તેના વ્યક્તિત્વવિકાસનો આધાર રહે છે. અલબત્ત, બીજમાં રહેલી શક્તિમાં જ

ક્ષતિ હોય એટલે કે બીજ પોતે જ અધું ખરડાયેલું કે ખામીવાળું હોય તો તેટલે અંશે જમીન ગમે તેટલી ફળદ્રુપ હોય કે જળ-સિંચન અનુકૂળ પ્રમાણમાં થયું હોય છતાંયે ધારેલી સિદ્ધિ ન થાય. પણ આવા બીજની સંખ્યા બહુ મર્યાદિત હોય છે. તેવી રીતે બીજ સારું હોય પણ અનુકૂળ જમીન ન હોય કે પાણીનું બરાબર સિંચન ન થયું હોય તોયે તેનો વિકાસ કુંઠિત થાય છે.

એ વસ્તુ પણ લક્ષમાં રાખવી ઘટે છે કે બાળક જન્મ પામે એટલે કે આ જગતમાં આવે ત્યારે તેનામાં રહેલી જન્મજાત ચેતના ચંચલ બને છે અને તેના સંપર્કમાં આવતી બધી વસ્તુઓ વિશે સ્વાભાવિક જિજ્ઞાસા જાગે છે. તેથી જ તે આસપાસની બધી વસ્તુઓને આશ્ચર્યથી અને આનંદથી નિહાળે છે. પછી તે બોલતાં શીખે છે ત્યારે અગાઉ તેની આંખોમાં વ્યક્ત થયેલાં વિસ્મય અને જિજ્ઞાસાને વાચા આપી અનેક પ્રકારના પ્રશ્નો માબાપને તેમ જ આસપાસનાં સ્વજનોને પૂછવા પ્રેરાય છે. બાળમાનસની ઉત્સુકતાને યોગ્ય વહનમાર્ગ પૂરો પાડવો તે તેના ચિત્ત-વિકાસને સાચી દિશા ઉઘાડી આપ્યા બરાબર છે. બાળકનો જિજ્ઞાસારસ કેવો ઉત્કટ હોય છે ને અનેક પદાર્થો વિશે એ ડાહ્યાં માણસોને પણ ઘડીક મૂંઝવણમાં મૂકી દે એવા તેના પ્રશ્નો ઉપરથી સમજી શકાશે.

પરંતુ માબાપ કે શિક્ષકની જિજ્ઞાસાની ધાર બુઠ્ઠી થઈ ગઈ હોય તો એ બાળકના પ્રશ્નોનું ખરું મર્મ ગ્રહણ કરી શકતાં નથી અને બાળકના પ્રશ્ન બાલિશ ગણી કાઢવાની બાલિશતા કરી બેસે છે. એટલું જ નહીં પણ બાળકને ચુપ કરી દઈને પોતાનું 'વડીલપણું' કૃતાર્થ થયું એમ ગણે છે. ઘણી વાર બાલિશ લાગતા પ્રશ્નોમાં શાણપણ છુપાયેલું હોય છે. જે શાણા શિક્ષક કે માબાપની પણ કસોટી કરે છે. એ વખતે પોતાના અજ્ઞાનને ઢાંકવા માટે 'નકામી ટક્ ટક્' બંધ કરવાનો હુકમ કોઈ કરે તો તેમાં અધમતાનો જ એકરાર છે. બાળકની કુદરતી જિજ્ઞાસાને ઉત્તેજન કે

પોષણ ન મળે તો તે ચીમળાવા જ માંડે. જો થાય તો એના સ્વાભાવિક વિકાસ માર્ગ આડે પથ્થર મુકાયા જેવું જ થાય. પ્રત્યેક શિક્ષક અને માતપિતા બાળક જોડેના પોતાના કે નૈમિત્તિક વહેવારમાં પૂરેપૂરી જાગૃતિ રાખે તે અત્યંત જરૂરનું છે. એમની આવી જાગૃતિ બાળકના ચિત્તવિકાસની અનિવાર્ય આવશ્યકતા રૂપે સમજાય તો બધાં રૂડા વાના થાય

## ૭ શ્રમગૌરવ

બાળકની ચૈતન્યશક્તિ શુદ્ધ હોવાથી સંસારી પૂર્વગ્રહોના રંગથી એ રંગાયેલાં નથી હોતાં. આ દૃષ્ટિએ બાળકના સ્વાભાવિક આચરણનું નિરીક્ષણ કરવા જેવું છે. તેમાથી માનવી ચૈતન્યની સ્વાભાવિકતાનું દર્શન કરી શકાય છે. મારા ઘરની જ વાત કરું : મારી દોઢ-બે વર્ષની પૌત્રી બધાં બાળકોને જોઈ તેની સાથે રમવા તૈયાર હોય છે. મારે ત્યાં અમારા ઝાડુવાળા હરિજનની નાની દીકરીને જોઈને ખુશખુશાલ થઈ તેની સાથે રમવા જાય છે, ત્યારે ઘરનાં માણસો એને એનાથી દૂર રહેવાનું સૂચવે છે. પેલો હરિજન નોકર પણ તેને દૂર રહેવા વારંવાર સૂચવે છે. પણ આપણે ઊભા કરેલા ઉચ્ચ નીચ કોટિના ભેદ મારી પૌત્રીને સમજાતા જ નથી, તેથી

નોકરના છોકરાઓથી પોતે કંઈક ઉચ્ચ વર્ગની છે તેમ ઘરનાં માણસો સમજાવે તોયે તે સમજી શકતી નથી. એ તો આડુવાળાની ઘરકામ કરનાર નોકરની, માળીની કે અન્ય કોઈ સેવકની સાથે નિ:સંકોચપણે ભળે છે, રમે છે, મજા કરે છે અને એ બધાની સાથે માનવીઐક્ય અનુભવે છે. આપણાથી એમની સાથે ન રમાય એવી વાતની એના ઉપર કશી અસર થતી નથી, કારણકે એ વાતની તેને ઘેડ જ બેસતી નથી.

હું આ દશ્ય જોઉં છું ત્યારે મને જવાહરલાલ નહેરુએ કાઢેલા ઉદ્ગારો યાદ આવે છે: 'મોટેરાંઓ પોતાની જાતને જુદાં જુદાં જૂથોમાં અને વર્તુળોમાં પૂરી દેવાની વિચિત્ર જીવનપદ્ધતિ અખત્યાર કરે છે. તેઓ આવા સંકુચિત વાડાઓ બાંધે છે. અને પછી પોતાના વાડાની બહારનાંને પારકાં ગણે છે અને એ પારકાંઓ તરફ અણગમો કેળવવાની ફરજ સમજે છે. આ વાડાઓ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે: ધર્મ, નાતજાત, રંગ, પક્ષ, રાષ્ટ્ર, પ્રદેશ, ભાષા, રીતરિવાજ અને ગરીબ–પૈસાદારના જુદા જુદા વાડાઓ તેમણે બાંધ્યા હોય છે. આવી રીતે તેઓ પોતે બાંધેલી જેલમાં રહે છે. સદ્ભાગ્યે બાળકો માનવીઓને એકબીજાથી જુદા કરતા વાડાઓથી અણજાણ હોય છે. તેઓ બધાં જોડે રમે છે અને બધાં સાથે કામ કરે છે. બાળકો જ્યારે મોટાં થાય છે ત્યારે જ વડીલો પાસેથી આવા વાડાઓનું જ્ઞાન મેળવે છે.'

બાળક વિશેનું એક બીજું નિરીક્ષણ પણ નોંધપાત્ર છે. બાળકને શારીરિક કામ કરવામાં ખૂબ મજા આવે છે. શારીરિક કામ હલકું છે એમ બાળકને લાગતું જ નથી. કોઈ પણ ઘરમાં નજર નાંખીશું, તો ઊગતું બાળક વાસણ માંજવામાં, સંજવારી કાઢવામાં કે બીજાં આવાં કોઈ કામ કરવા ઉત્સુક હોય છે તે તરત જ જોવામાં આવશે. ના પાડીએ તોયે તે કામ કરવા તે ઇચ્છતું જ હોય છે: શરીરનાં અંગોપાંગોની કેળવણી મળી રહે છે તે તો

કરણીનું અનુકરણ કરવામાં આપણે ગૌરવ લઈએ છીએ, તે દેશોમાં શ્રમકાર્યોની અપ્રતિષ્ઠિત ગણાતાં નથી; ત્યાં તો કામ કરનાર નોકરો જ ઓછા હોય છે. પોતાનું કામ પોતે કરવું જોઈએ એવી સ્થિતિ વ્યાપક હોવાથી શ્રમની પ્રતિષ્ઠા કેમ ઓછી લેખાય? ત્યાં સ્ટેશનો ઉપર મજૂરો હોતા નથી, ઘરકામ કરનાર નોકરો જૂજ હોય છે. રાંધવાનું, વાસણ માંજવાનું, સાફસફાઈનું બધું કામકાજ મોટે ભાગે મોટા ગણાતા બધા લોકો ખુશીથી કરતા હોય છે. અલબત્ત, ઔદ્યોગિક સમાજમાં આવી સ્થિતિ સ્વાભાવિક રીતે જ આવે છે. તેમાં શ્રમકાર્ય ગૌરવભર્યું છે એવી ખરી સમજણથી શ્રમ કરાય છે એમ નથી, પણ સમાજની અર્થવ્યવસ્થાની રચનાએ શ્રમ કરવો જરૂરી છે એ સ્થિતિ ઉપજાવી છે. આપણા વિદ્યાર્થીઓ પરદેશ જાય છે, ત્યારે ત્યાં આવું વાસણ માંજવા આદિનું કામ કરવામાં નાનમ ગણતા નથી. હોટેલોમાં કામ કરે છે, પૈસા કમાય છે, ભણે છે. પણ અહીં પાછા આવે છે ત્યારે પાછી વળી અહીંની શ્રમની અપ્રતિષ્ઠિતતા એમના ચિત્તને રહે જ કરે છે.

બાળકના મનમાં સ્વાભાવિક રીતે જ મોટેરાંઓએ ઊભા કરેલા આવા વાડાબંધીના કે શ્રમની અપ્રતિષ્ઠિતતાના ખોટા ખ્યાલો નથી હોતા. ચૈતન્યના શુદ્ધ સ્વરૂપની જ તેમનામાં ઝાંખી થતી હોય છે. ભાગવતકારે બાળલીલાનું રસભર્યું ચિત્રણ કરીને આપણી મોટી સાંસ્કારિક સેવા કરી છે. એક ઠેકાણે તો ભાગવતના મહાકવિએ કહી નાખ્યું છે: 'नमः शिशुभ्यः ।' શ્રીકૃષ્ણની બાળલીલા ગાઈને ભાગવતકારે મનુષ્યહૃદયમાં રહેલી સ્વાભાવિક વાત્સલ્યની ભાવનાને પોષી છે; તેનું ઊર્ધ્વીકરણ કર્યું છે. પણ ભાગવતકારની ખૂબી એ છે કે દશમ સ્કંધમાં બાળ-કૃષ્ણનાં તોફાનોનું રસિક ચિત્રણ કર્યું છે તેની સાથે સાથે દુષ્ટતાનો પરાજય કરવાનું તેનું પરાક્રમ પણ વર્ણવ્યું છે. કૃષ્ણ એક બાજુથી માખણ ચોરે છે, દાણલીલા કરે છે, સંગીત-નૃત્ય કરી રસિકોના ચિત્તને આકર્ષે છે, તો બીજી બાજુ કાલીય

જેવા ઝેરી નાગને નાથે છે અને લોકોને ભયમુક્ત બનાવે છે.

બાળકેળવણીમાં કેળવણીની પદ્ધતિનું મહત્ત્વ છે તેના કરતાંયે કેળવણી આપનાર શિક્ષકનું વિશેષ મહત્ત્વ છે. વસ્તુતઃ માત્ર શિક્ષકનું જ નહિ, પણ ઘરમાં મા-બાપનું તેનાથીયે વધુ મહત્ત્વ છે. આપણે બાળકનું સહેજ ઝીણવટથી નિરીક્ષણ કરીશું તો જણાશે કે બાળકમાં અનુકરણવૃત્તિ પ્રબળ રહેલી હોય છે. મોટેરાંઓ જે કરે છે તેમને સહેજે અનુસરવામાં તે ખૂબ આનંદ મેળવે છે. મોટેરાંઓની માફક તેઓ કામ કરવા ઇચ્છે છે. મોટેરાંઓ છાપું વાંચતાં હોય તો દોઢ-બે વરસનું બાળક પણ એવી જ રીતે છાપું લઈને વાંચવાનો અભિનય કરે છે. પિતાની માફક ટેલિફોન કરવાનોયે દેખાવ કરે છે. ટૂંકમાં કહીએ તો, બાળકની પ્રથમ વૃત્તિ આસપાસની બધી વસ્તુઓને કૌતુકથી નિહાળવાની હોય છે. અને પછી તેનું અનુકરણ કરવામાં તે અકથ્ય આનંદ મેળવે છે. આ અનુકરણવૃત્તિ જ કેળવણીનો મૂળ પાયો બને છે. અનુકરણ કરીને જ બાળક પોતાની આંતરિક ચેતનાને પ્રગટ કરતાં ને ઘડતાં શીખે છે.

આ પ્રકારની અનુકરણવૃત્તિ જ મોટે ભાગે મોટપણમાં પણ તેના આચરણમાં કાર્ય કરી રહી હોય છે. બાળક નાનું હોય ત્યારે માબાપનું અનુકરણ કરી પોતે પોતાની જાતને તે અનુસાર ઘડે છે પછી નિશાળમાં જાય ત્યારે શિક્ષકની ઊંડી અસર તેના ઘડતર ઉપર થાય છે. તે સાથે જ તે પોતાની આજુબાજુનું કેટલુંય જોયા કરતું હોય છે. સમાજમાં મોટા ગણાતા માણસોનું નિરીક્ષણ કરે છે અને તે કરતાં હોય અથવા કહેતા હોય તેમ કરવા પ્રેરાય છે. મિત્રોની, સિનેમાની, નેતાઓની એમ અનેક વ્યક્તિઓની અસર તેના વર્તનને ઘડી રહી હોય છે. જ્યારે બાળકમાંથી ચૈતન્ય બહાર આવતું હોય છે ત્યારે તેની આસપાસની સૃષ્ટિની ઘણી ઊંડી અસર પામતું હોય છે. મોટપણમાં 'મોટા ગણાતા' લોકોની અસર થતી હોય છે. ગીતાના કવિએ આ વસ્તુનું ઊંડું દર્શન કર્યું જણાય

છે. અને તેથી કોઈપણ વ્યક્તિ પોતાનું ઘડતર કઈ રીતે કરે છે તેનું વર્ણન કરતાં યોગ્ય જ કહ્યું છે : यद्यदाचरति श्रेष्ठः तद्तदेवतरोजनः । સમાજમાં શ્રેષ્ઠ જન જે જે આચરે છે તેનું અન્યજનો અનુસરણ કરે છે. આ દૃષ્ટિએ માબાપ કે શિક્ષકની શિખામણો કરતાં તેમના આચરણની જ ઊંડી અસર થાય છે.

મોટપણમાં આપણી ચિંતાઓ, આપણી મનોવિકૃતિઓ, આપણા માનસિક રોગો વગેરેનું મૂળબીજ બાળપણમાં રોપાયું હોય છે. તે ફ્રોઇડ આદિ માનસશાસ્ત્રીઓએ ઉદાહરણો આપી, વૈજ્ઞાનિક પ્રયોગો કરી બતાવી પુરવાર કર્યું છે. આપણી જીવનનિસરણીનું પ્રથમ સોપાન બાળક છે એ હવે સુવિદિત છે. તેથી જ કેળવણીના કેન્દ્રસ્થાને બાળકને રાખવાનું મહત્ત્વ આજે સમજાવા લાગ્યું છે. બાળકની અંદર રહેલી ચેતનશક્તિનો આવિષ્કાર થતો હોય છે તેને ખરી કેળવણીએ યોગ્ય ઘાટ આપવાનો હોય છે. તેની કુદરતી શક્તિને અનિરુદ્ધ રીતે વિકાસ પામવાની અનુકૂળતા કરી આપવા માટે માબાપ અને શિક્ષક સજાગ રહે તો દેશસેવા જ નહીં પણ માનવસેવા પણ કર્યાનો નિર્મળ આનંદ તેઓ અનુભવી શકે.

ભાગવતકારે नमः शिशुभ्यः । કહીને તેની કુદરતી ચેતનાશક્તિનું પૂજન કર્યું છે. આ ચેતનશક્તિ જ સૃષ્ટિની આશા અને શ્રદ્ધા છે. રવીન્દ્રનાથ ટાગોરે યોગ્ય જ કહ્યું છે કે 'આ જગતમાં બાળકોનું પ્રાગટ્ય એ માનવજાતિમાં હજુ પરમેશ્વરને શ્રદ્ધા રહી છે તેનું દ્યોતક છે.' આપણે પણ આ नमः शिशुभ्यः ની યથાર્થતા સમજીએ અને કેળવણીમાં તેનું મહત્ત્વ સ્વીકારીએ.

અને મિથ્યાગ્રહદૂષિત ખ્યાલો અને આચરણોથી પરહેજ થતાં એમને બચાવી લઈએ. શ્રમમાહાત્મ્યની સ્વાભાવિક સમજનો ઉત્કર્ષ આ દિશામાં પહેલું પગલું ગણી શકાય.

'કેળવણીનો ઉદ્દેશ માત્ર પરીક્ષામાં સારી સફળતા મેળવવી એ નથી, પણ જ્ઞાનની અભિરુચિ જાગ્રત કરી વિદ્યાર્થીઓનું બૌદ્ધિક અને સાંસ્કારિક વ્યક્તિત્વ ખીલવવું એ છે એવી એવી મોટી વાતો અમે શિક્ષકો જાહેર વ્યાખ્યાનોમાં કે લખાણોમાં કરતા હોઈએ છીએ, પણ આચરણમાં તો કેળવણીને પરીક્ષાકેન્દ્રી લેખતા હોઈએ છીએ અને કાર્ય કરતા હોઈએ છીએ; પરિણામ તો કાર્યમાંથી જ ઉદ્ભવે છે અને છતાં પણ એમાંથી જે પરિણામ આવે તે પ્રત્યે અસંતોષ દર્શાવી બીજા ઉપર દોષારોપણ કરી આજનું શિક્ષણ કેવું ખરાબ બની રહ્યું છે તેનું વર્ણન કરીએ છીએ. પરંતુ શિક્ષણ આપતી વખતે અમે કેવી દૃષ્ટિ અને કેવું વલણ રાખીએ છીએ તેનો

અમને ખ્યાલ નથી હોતો. એકાએક એક પ્રસંગમાંથી આ તથ્ય કેવી રીતે પ્રકાશી ઊઠ્યું તે હું ભૂલી શકયો નથી: શિક્ષણના ધોરણ અને ગુણવત્તાની વાત કરતી વખતે એ પ્રસંગનું મને સ્મરણ થયા વિના રહેતું નથી. એ પ્રસંગ મારે માટે રહસ્યસૂચક બન્યો છે.

ઇન્ટર આર્ટ્સમાં ભણતી એક તેજસ્વી વિદ્યાર્થિની અમારા લત્તામાં જ રહેતી હતી તેથી તેને હું ઓળખતો હતો. કોઈ કોઈ વાર કોઈ આભ્યાસિક મુશ્કેલી હોય તો તેની ચર્ચા મારી સાથે કરતી. ચર્ચામાં જ તેની બૌદ્ધિક ગુણવત્તા ઊંચા પ્રકારની છે તે હું જોઈ શકયો હતો. યુનિવર્સિટીની પરીક્ષામાં તે બીજા વર્ગમાં સારા ગુણો મેળવી પાસ થઈ અને તેને શિષ્યવૃત્તિ મળી તેથી મને નવાઈ નહોતી લાગી કારણકે એની ગુણવત્તાથી અમે સૌ શિક્ષકો પરિચિત હતા. ત્યાર પછી જુ. બી. એ.માં એણે તત્ત્વજ્ઞાનનો ખાસ વિષય પસંદ કર્યો હતો. એક વર્ષ વીતી ગયું ત્યાર બાદ વેકેશનમાં હું એક બગીચામાં બેઠો હતો ત્યારે એ પણ ત્યાં ફરવા આવી હતી. મને જોઈને 'નમસ્તે' કહી મારી પાસે આવી. મેં પૂછ્યું: 'તમારો અભ્યાસ કેમ ચાલે છે? તમે તમારી પસંદગીનો વિષય લીધો છે એટલે તેમાં તમને હવે વધુ રસ પડતો હશે. ઇન્ટર સુધી તો બધા વિષયો ફરજિયાત હોય છે, પણ બી. એ.માં તો તમારો પસંદગીનો વિષય હોય એટલે તે તમને વિશેષ ફાવે.'

એના મુખ ઉપર સહેજ ગમગીનીની રેખા અંકાતી મેં જોઈ. એણે વિનયપૂર્વક મને જવાબ આપતાં કહ્યું, 'સર, મને એમાં બહુ મજા આવતી નથી. કેટલીક વસ્તુઓ મારા મનમાં સ્પષ્ટ નથી થતી તેથી તેનો મારા મનમાં થોડો અસંતોષ રહે છે.' મારે માટે આ જવાબ સાવ અણધાર્યો હતો. કૉલેજમાં પ્રવેશથી જ હમેશાં ગુણવત્તાદર્શક શિષ્યવૃત્તિ મળતી હતી, ઇન્ટરમાં પણ એણે સારા ગુણો મેળવી શિષ્યવૃત્તિ અને પારિતોષિક મેળવ્યાં હતાં. બી એ.માં તો એણે પોતાને મનગમતો વિષય પસંદ કર્યો હતો. એ વિષયમાં

એને રસ ન પડે એ કેમ બને ? મને બરાબર સમજણ ન પડી એટલે સ્વાભાવિક રીતે જ મારાથી પુછાઈ ગયું, 'આપણી કૉલેજમાં હમણાં જ વાર્ષિક પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું છે. તમને કેટલાક માર્કસ મળ્યા ? તમારું કેવું પરિણામ આવ્યું ?' એણે જવાબ આપ્યો, 'સર, મારું પરિણામ તો સારું જ આવ્યું છે, મને પ્રથમ વર્ગ મળ્યો છે એટલું જ નહીં પણ મારા વર્ગમાં પણ હું પહેલે નંબરે જ પાસ થઈ છું. એમ તો મને સત્રાંત (ટર્મિનલ) પરીક્ષામાં પણ પ્રથમ વર્ગ અને પહેલો નંબર મળ્યો છે. યુનિવર્સિટીની પરીક્ષામાં પણ મને કદાચ પ્રથમ વર્ગ મળશે. પરીક્ષાની દૃષ્ટિએ મને કશો વાંધો નહીં આવે. એની મને જરાય ચિંતા નથી...'

હું આશ્ચર્ય પામ્યો. પ્રથમ વર્ગ અને પહેલો નંબર મળે એવું પરિણામ આવ્યું છે છતાં તેના મોઢા ઉપર ગમગીનીની રેખા કેમ ! સમજ ન પડી. એ આગળ બોલે તે પહેલાં જ હું બોલી ઊઠ્યો, 'આવું સરસ પરિણામ મેળવો છો તો પછી તમને કેમ આનંદ નથી થતો ? તમારી શી મુશ્કેલી છે ?' તેણે જવાબ આપ્યો, 'હું એ જ કહેતી હતી. પરીક્ષાની દૃષ્ટિએ મને કશી મુશ્કેલી નથી. પણ મને મારા વિષયની સૂક્ષ્મ વિચારણા સ્પષ્ટ નથી થતી. મારા વિષયમાંની કેટલીક વિભાવના (concepts) મને બરાબર સમજાતી નથી. ઉદાહરણ તરીકે Being અને Becoming વચ્ચેનો ભેદ મારા મનમાં સ્પષ્ટ નથી થતો. તેવી જ રીતે Reality, Absolute જેવી વિચારસરણીઓ પણ થોડી ઘણી અસ્પષ્ટ રહી જાય છે. એટલે જ્યાં સુધી આવી તાત્ત્વિક વિચારણામાં તત્ત્વબિંદુઓ પૂરાં સ્પષ્ટ થતાં નથી ને મારા મનનું સમાધાન થતું નથી. હું એ જ્ઞાનનું અંતર પકડી શકતી નથી. અમારા શિક્ષક કહે છે તે મને યાદ રહે છે અને પરીક્ષામાં એ વિષે કઈ રીતે પ્રશ્ન પુછાય અને તેનો કઈ રીતે જવાબ અપાય એ બધું તો મને આવડે છે. મારી સ્મૃતિ સારી છે પણ તેથી હું એ બધી વિચારસામગ્રી પરીક્ષામાં યથાર્થ

રીતે વ્યક્ત કરી શકું છું. એ બધું ગોખેલું લખું છું એમ પણ નથી. મારા મનને એ વિચારો અસ્પષ્ટ રીતે સમજાય છે પણ ખરા, પણ સ્થિરપણે તે બધા તેમાં વસી જતા નથી. આ વિચારો અમૂર્ત છે, તેની સૂક્ષ્મ વિચારછાયાના ભેદ–પ્રભેદનું મારાથી બરાબર આકલન થતું નથી. જે બધી સામગ્રી મારે વાંચવાની હોય છે, યાદ રાખવાની હોય છે, જે ક્રમમાં નિરૂપવાની હોય છે તેની ગમ પડે છે એટલે પરીક્ષામાં મારું ગાડું ઠીક રીતે ચાલે છે, ને મને સારા ગુણો પણ મળે છે, અને વર્ગમાં મારો પહેલો નંબર રહે છે. પણ તેથી મારા મનનું સમાધાન થતું નથી, વિચારો આત્મસાત થવાનો આનંદ હું અનુભવી શકતી નથી. મને એ ખૂંચે છે. એ જ્ઞાન મારા વ્યક્તિત્વના અંશરૂપ કે અંગત નથી બની જતું, મારું ચિત્ત તેનાથી જાણે અસ્પૃષ્ટ જ રહે છે તેનો મને અસંતોષ છે. મને પ્રથમ વર્ગ કે પ્રથમ નંબર લાવવામાં કશો સ્વાદ રહેતો નથી.'

એના કહેવાનો મતલબ હું બરાબર સમજી શક્યો. હું શિક્ષક અને કેળવણીમાં રસ ધરાવનાર હોવા છતાં જ્યારે એણે કહ્યું કે મને મેં પસંદ કરેલા વિષયમાં મઝા નથી આવતી, ત્યારે મેં એને પરીક્ષામાં કેટલા ગુણ મળ્યા વગેરે પૂછ્યું એ જ સૂચવે છે કે મારું શૈક્ષણિક મૂલ્ય પણ તે વખતે પરીક્ષાકેન્દ્રી હતું. હું તેથી લગાર શરમ અનુભવતો હતો. પણ બીજી બાજુથી એ વિદ્યાર્થિની માત્ર 'પરીક્ષાર્થી' નથી, પણ સાચી રીતે 'વિદ્યા–અર્થિની' છે એ વિચારે આનંદ પણ અનુભવતો હતો. વિદ્યાર્થી અને પરીક્ષાર્થી વચ્ચેનો ભેદ મને આ વિદ્યાર્થિનીએ સ્પષ્ટપણે શીખવ્યો. ઘણીવાર આની રીતે શિક્ષકો વિદ્યાર્થીઓ પાસેથી શીખતા હોય છે અને પોતાનું શિક્ષણ જ્યારે વિદ્યાર્થીઓમાં વિદ્યાપ્રેમ ઉત્પન્ન કરે છે અથવા વિદ્યાનો નિર્મળ આનંદ વિદ્યાર્થીને આપી શકે છે ત્યારે જ શિક્ષણ સાર્થક બને છે એ વસ્તુને લક્ષમાં રાખી પોતાની શિક્ષણપદ્ધતિ તેને અનુકૂળ બનાવે છે. આની રીતે શિક્ષણકર્મમાં શિક્ષક અને વિદ્યાર્થીની આદાન–

પ્રદાન ક્રિયા ચાલે તો જ શિક્ષણ—કેળવણી—સજીવ બને.

પછી મે આ વિદ્યાર્થિનીને કહ્યું, 'તમને જે વસ્તુ બરાબર ન સમજાતી હોય તેની ચર્ચા તમે તમારા શિક્ષક સાથે કેમ નથી કરતાં? તમારું કહેવાનું હું બરાબર સમજી શકું છું. પરંતુ જે વસ્તુ તમને બરાબર સ્પષ્ટ ન થતી હોય તે વિશે તમારે તમારા શિક્ષકની જોડે ચર્ચા કરી લેવી જોઈએ.'

એ બહેને વિનયપૂર્વક જવાબ વાળ્યો, 'તાત્ત્વિક વિચારણાનું હાર્દ સમજવા માટે મેં પ્રથમ તો મારી જાતે જ વિચાર કર્યો. એ ન સમજાયું એટલે અમારા પ્રોફેસર પાસે ગઈ. તેઓ મને સમજાવવાનો ખૂબ પ્રયાસ કરતા હતા, પરંતુ તેથી મને પૂરો પ્રકાશ પડતો નહોતો. સ્પષ્ટીકરણ માટે તેઓ વારંવાર એની એ જ વાત જુદી જુદી રીતે કહેતા. વિચારબિન્દુ તાત્ત્વિક અને સૂક્ષ્મ હોવાથી તેઓ મારી સમજણ ઉપર પ્રકાશ પાડી શકતા નહોતા; મારી સ્થિતિ એની એ જ રહેતી.

મેં એને કહ્યું, 'તત્ત્વજ્ઞાનનો વિષય સમજવો અઘરો છે જ. વળી તેની તાત્ત્વિક વિભાવનાઓ (concepts) તો જેમ જેમ વિષયમાં ઊંડો પ્રવેશ થાય તેમ તેમ જ સ્પષ્ટ થતી આવે. તમારી વિદ્યા માટેની અંતરખોજ તમને જરૂર જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત કરાવશે. વસ્તુ સમજવા માટેની તમારી નિષ્ઠા અને નિરંતર ખોજ જોઈને હું ઘણો આનંદ અનુભવું છું. મને સૉક્રેટિસની ઉક્તિઓ યાદ આવે છે. એ હમેશાં એમ કહેતા કે, "મારામાં ઘણું અજ્ઞાન છે; સમજાતું નથી એટલું જેમને સમજાય તેઓ જરૂર જ્ઞાનપ્રદેશમાં પ્રવેશના અધિકારી છે." એ વિદ્યાર્થિની તો પછી ચાલી ગઈ, પણ મને ઊંડો વિચાર કરતો કરી ગઈ. પરીક્ષાની સફળતા માટે વિદ્યાર્થીને અભિનંદન આપતો હોઉં ત્યારે તો આ પ્રસંગ મનમાં ઝબક્યા વિના રહેતો જ નથી.

'વિદ્યાર્થી' અને 'પરીક્ષાર્થી' વચ્ચેનો ભેદ આ પ્રસંગ પાધરો કરી આપે છે.

## ૯ ગેરવર્તનના મૂળમાં

કોઈપણ વિદ્યાર્થી નિશાળમાં કે કૉલેજમાં ગેરવર્તન કરે કે અપરાધ કરે, ત્યારે આપણે એણે એવું શા માટે કર્યું હશે, કઈ મનોવૃત્તિએ એને તેમ વર્તવા પ્રેર્યો હશે, તેનો વિચાર ખરી કેળવણી આપવા ઇચ્છતા દરેક શિક્ષકે કરવો જરૂરી છે. ગેરવર્તન કરનાર વિદ્યાર્થીને માત્ર શિક્ષા કરીને સુધારવાનો પ્રયત્ન કરવાથી કશું સત્ પરિણામ આવવાનો સંભવ નથી. માર અથવા અન્ય શિક્ષાની બીકથી આવો વિદ્યાર્થી બહારથી સારો દેખાવાનો પ્રયત્ન કરશે અથવા ડરને લીધે તોફાનમસ્તી કદાચ નહીં કરે, પરંતુ તોફાન કરવાની એની મનોવૃત્તિ તો એવી ને એવી જ રહેશે. બીકથી દબાવેલી એવી મનોવૃત્તિ કદાચ વિકૃત પણ બને. કેળવણીકારનું કાર્ય

તો તોફાન-મસ્તી કે અન્ય અપરાધ કરનાર વિદ્યાર્થીનું માનસ સમજવાનો પ્રયત્ન કરવાનું છે. પછી જે ખોટી સમજણથી કે દૃષ્ટિથી એ ગેરવર્તન કરવા પ્રેરાતો હોય તેનું પૃથક્કરણ કરી તેની સમજણ કે દૃષ્ટિ સુધારવાથી તે વિદ્યાર્થી સુધરશે અને યોગ્ય આચરણ કરવા પ્રવૃત્ત થશે.

ઘણીવાર વિદ્યાર્થીના વર્તનનું સમભાવપૂર્વક નિરીક્ષણ અને પૃથક્કરણ કરવાથી વિદ્યાર્થી કઈ રીતે અયોગ્ય કે ખોટું કાર્ય કરવા પ્રેરાયો છે તે જાણવું રસપ્રદ પણ બને છે. મને એક એવો રસપ્રદ કિસ્સો યાદ આવે છે. ૧૯૪૫ની વાત છે. આજે જેને આપણે એસ. એસ. સી ની પરીક્ષાને નામે ઓળખીએ છીએ તે તે વખત મૅટ્રિક્યુલેશન પરીક્ષા કહેવાતી. મુંબઈ યુનિવર્સિટી તે વખતના સમગ્ર મુંબઈ પ્રાન્તની તેમ જ અન્ય નિશાળોની મૅટ્રિકની પરીક્ષનું સંચાલન કરતી. માટુંગાની રૂઈયા કૉલેજ એ દાદર કેન્દ્રનું એક પરીક્ષાસ્થાન હતું અને ત્યાંની પરીક્ષાનું સંચાલનકાર્ય મને સોંપાયું હતું. જુદા જુદા વર્ગોમાં વિદ્યાર્થીઓ પરીક્ષાલેખન કરતા હતા અને નિયમ મુજબ તે માટે નિરીક્ષકો પોતાનું કાર્ય કરતા હતા. પરીક્ષાનું કાર્ય બરાબર ચાલે છે કે કેમ તે જોવા માટે હું એકાદ આંટો મારતો. આંટો મારતો હતો ત્યારે એક વર્ગમાં એક વિદ્યાર્થી વારંવાર હથેલીમાં જોયા કરતો હતો તેના ઉપર મારી નજર પડી. શા માટે હથેલીમાં જોતો હશે એવો વિચાર આવતાં હું તેની પાસે ગયો, અને વિદ્યાર્થીને એની હથેલી બતાવવા મેં કહ્યું. તેણે હથેલી બતાવી ત્યારે મેં જોયું કે તેણે તેમાં બીજગણિતની સંજ્ઞાઓ (ફૉર્મ્યુલા) લખી હતી. તે હથેળીમાં જોઈને પેપરમાં તે કૉપી કરતો હતો. મેં એને પૂછ્યું, 'હથેળીમાં જોઈને કઈ કઈ વસ્તુ પેપરમાં લખી છે?' તે ગભરાઈ ગયો. આંખમાં આંસુ લાવી દયાર્દ્ર અવાજે તેણે મને કહ્યું, 'સાહેબ, મેં થોડુંક લખ્યું છે, મારી ભૂલ થઈ છે. મને માફ કરો; મને એક વાર માફ કરો...'

અમારી આ વાતચીતથી અન્ય પરિક્ષાર્થીઓને દખલ થવા લાગી. આખો વર્ગ અમારી તરફ જોઈ રહ્યો. પરીક્ષાર્થીઓને વધુ વાર દખલ ન થાય તે માટે મેં એ વિદ્યાર્થીને પેપર લઈને મારી સાથે બહાર આવવા કહ્યું. હું એને નજીક જ મારી ઑફિસ હતી ત્યાં લઈ ગયો. મેં તો નિયમ મુજબ તેને કહ્યું, ' તેં કૉપી કરવાનો ગુનો કર્યો છે એટલે હવે તું એ ગુનાનો લેખિત એકરાર મને આપ. હવે પરીક્ષાખંડમાં જવાની તને મનાઈ છે. અને હવે બાકીના કોઈ પણ વિષયના પેપરની પરીક્ષા પણ નિયમ મુજબ તું નહીં આપી શકે. એ વિશે મારે રિપોર્ટ કરવાનો છે તે હું કરીશ. તેં શા માટે આમ કર્યું ? તારું માત્ર આ વર્ષ જ નહીં પણ બીજાં પણ બે વર્ષ બગડશે! કૉપી કરવાના ગુનાની શી શિક્ષા થાય છે એનો પણ તેં વિચાર ન કર્યો ? ' આ છોકરાની ઉંમર પંદર કે સોળ વર્ષની હશે. એના મોઢા ઉપરથી એ સારો હોવાની છાપ પડતી હતી. મેં એને ઉપર મુજબ કહ્યું ત્યારે તે જોરથી રડી પડ્યો અને કરગરી મને કહેવા લાગ્યો, ' સાહેબ, મને એક વાર માફ કરો. હું સમજાઈ ને કહું છું કે હું જિંદગીમાં કદી આવું કામ નહીં કરું. મારી જિંદગી બગડી જશે, મને બચાવો. ' એના હૃદયદ્રાવક અવાજથી અને એની આંખમાં ઊભરાતાં આંસુથી મને દયા આવી, પણ દયા બતાવવાનો મને અધિકાર નહોતો. મારી ફરજ તો પરીક્ષામાં કોઈએ ગેરસાધનીનો ઉપયોગ કર્યો હોય તો તેને નિયમ મુજબ પરીક્ષાખંડની બહાર કાઢી મૂકવો અને પછીની પરીક્ષામાં બેસવા ન દેવો તથા યુનિવર્સિટીને તે વિશે રિપોર્ટ કરવો એ જ હતી. મેં એને કહ્યું, ' તેં અપરાધ કર્યો છે તો તેના પરિણામરૂપે શિક્ષા તારે સહન કરવી જ જોઈએ, હવે રડવાથી કશું વળશે નહીં. એક વખત જે ભૂલ કરી છે તેનું ફળ કેવું આવે છે તે લક્ષમાં રાખી ફરીથી એવી ભૂલ ન થાય તેવી માનસિક દૃઢતા તારે કેળવવી જોઈએ. '

પરંતુ એ છોકરો ખૂબ ગભરાઈ ગયો હતો. આંખમાંથી છલકાતી આંસુની ધાર સાથે એ મને ગળે પડ્યો અને બોલ્યો, 'સાહેબ, હું ઘેર જઈ શું મોઢું બતાવું ? તમને હું પગે લાગું, મારા ઉપર એક વાર દયા કરો અને આ મારો ગુનો માફ કરો. હું પરમાત્માના સોગન ખાઈને વચન આપું છું કે હું હવે આવું નહીં કરું...' હું નિરુપાય હતો. વ્યક્તિગત વિવેકબુદ્ધિ વાપરી મને ઘટતું કરવાની છૂટ નહોતી. એને ત્રણ વર્ષ સુધી પરીક્ષામાં બેસવા દેવામાં નહીં આવે તે સ્પષ્ટ હતું. મેં એને આટલું જ કહ્યું, 'આ બાબતમાં હું કશું કરી શકું નહીં...મને કશું કરવાનો અધિકાર નથી. ભૂલની શિક્ષા સહન કરવાની હિંમત તારે કેળવવી જ જોઈએ. તું હવે ઘેર જઈ જે બન્યું છે તે તારાં મા-બાપને કહેજે...' રડતો રડતો અંતે એ ગયો, લેખિત કબૂલાત પણ મને એ આપી ગયો હતો.

હું મારી ઑફિસમાં ગયો. એના વિશેનો રિપોર્ટ તૈયાર કરી રાખ્યો. આવા ગભરુ છોકરા પરીક્ષામાં કેવી રીતે ગેરસાધનોનો ઉપયોગ કરવા પ્રેરાય છે અને પછી એને કેવી શિક્ષા થાય છે!... એવા એવા વિચાર મારા મનમાં આવતા હતા. ગુનો કરતાં તો કરી નાખ્યો, પણ એની સરળતા જોતાં એ એકંદરે સારો છોકરો હતો એમ ચોખ્ખું જણાતું હતું. શિક્ષા વિશેના વિચાર પણ મારા મનમાં ઘોળાઈ રહ્યા હતા ત્યાં પટાવાળાએ આવીને કહ્યું કે પેલો છોકરો તમને મળવા માગે છે. હું બહાર ગયો અને પૂછ્યું, 'શું છે ?' એણે અત્યંત નમ્રતાપૂર્વક કહ્યું, 'સર, મારે તમને એકલા ખાનગીમા મળવું છે.'

એ વખતે દરવાજા આગળ પટાવાળો હતો અને મારી સાથે મારા એક સહકારી હતા. હું આશ્ચર્યસ્તબ્ધ બની બોલ્યો, 'મને ખાનગીમાં મળવું છે ? મને એકલા મળવું છે? શું કામ છે ?' એમ કહી મારી ઑફિસમાં હું એને લઈ ગયો અને મેં કહ્યું,

'બોલ, શું છે?' એણે ફરીથી દયાર્દ્રસ્વરે મને કહ્યું, 'સાહેબ, આ બધું લો અને મને એક વખત બચાવવાની દયા કરો.' એમ કહી એણે પોતાની ડોકમાં પહેરેલી સોનાની સાંકળી, પોતાની કાંડા-ઘડિયાળ અને શેફર પેન મારી સામે ધર્યાં. ક્ષણભર તો હું દિઙ્મૂઢ બની ગયો! પંદર-સોળ વરસનો એક ગભરુ છોકરો મને લાંચ આપવાની હિંમત કરી શકે એ અકલ્પ્ય અને ન માન્યામાં આવે તેવી વસ્તુ હતી. એના મોઢા ઉપરના ભાવો જોઈને મને ગુસ્સો ન થયો, પણ દયા આવી. હસીને મેં એને કહ્યું, 'ભાઈ, તું શું બોલી રહ્યો છે તેનું તને ભાન નથી. પહેલાં તેં કોપી કરી એ પરીક્ષાની દષ્ટિએ કરેલો એક ગુનો હતો. હવે તું જે બીજો ગુનો કરી રહ્યો છે તે તું જાણતો નથી. અત્યારે તું મને લાંચ આપી રહ્યો છે તે પણ એક મોટો ગુનો જ છે. તને પરીક્ષાના ગુનાની શિક્ષા તો કરી, પણ હવે તું મને લાંચ આપે છે તેની શિક્ષા પણ કરવી જોઈએ. પણ હું જાણું છું તું શું કરી રહ્યો છે તે તું જાણતો નથી. ઘેર જઈ લાંચ આપવાની વાત કરતાં તને શરમ કેમ થતી નથી? પણ એ ગુનો મારી સામેનો છે તેથી તે માફ કરવાનો મને અધિકાર છે. એટલે હું તે તને માફ કરું છું. પરમાત્મા તને સદ્બુદ્ધિ આપો!' એમ કહી મેં એને ઘેર જવા ફરમાવ્યું.

પણ પછી વિચાર આવ્યો. પંદર-સોળ વરસના ગભરુ છોકરાને આવું ક્યાંથી સૂઝ્યું હશે? એના મુખ ઉપર ખંધાઈ કે દુષ્ટતા નહોતી. એ સરળ દેખાતો હતો. પણ એ કોઈ શ્રીમંત વેપારીનો દીકરો હશે એ સ્પષ્ટ હતું. એ સમયે ચાલી રહેલા બીજા વિશ્વ-યુદ્ધમાં લાઈસન્સો કે પરમિટો અપાતાં હતાં. લાંચ આપી લાઈસન્સ મેળવવાની એ એવીતેવી વાતોની ડંફાસ ઘેર એના પિતાશ્રી મારતા હશે. આ છોકરાએ એ બધું સાંભળ્યું હશે. એટલે જતાં જતાં કદાચ એને એમ થયું હશે કે પિતાશ્રી જેમ દાંશિયારીથી કોઈને બેટસોગાદ ઇત્યાદિ આપી પોતાનું કામ કાઢી લે છે, તેમ હું પણ

આ વસ્તુઓ આપીને જો બચી જતો હોઉં તો શું ખોટું? આ મારું તારવેલું અનુમાન છે. જો આવું કંઈક હોય તો પંદર-સોળ વરસની કાચી ઉંમરનો સરળ અને નિર્દોષ લાગતો આ છોકરો પરીક્ષાના સંચાલકને લાંચ આપવાની ધૃષ્ટતા કઈ રીતે કરી શકે? મારા કહ્યા પછી એના મોઢા ઉપર ભોઠપ અને મૂંઝવણની રેખાઓ મારા અનુમાનને પુષ્ટિ આપતી હોય એમ મને ભાસ્યું. ઘરના કે આસપાસના વાતાવરણની અદષ્ટ અસર બાળકો ઉપર કેવી પડે છે તેના ઉદાહરણરૂપ આ બનાવને હું ઘટાવું છું. વિદ્યાર્થીના ગેરવર્તનની પાછળનું માનસ જોવાથી આપણે એને યથાર્થ રીતે સમજી શકીએ. પણ એવું કેટલું ઓછું થાય છે કે થઈ શકે છે!

થોડા દિવસ પહેલા અમે ત્રણ ચાર શિક્ષકો મારે ઘેર એક શિક્ષણકાર્ય વિશે ચર્ચા કરતા હતા. એટલામા મારા મિત્ર ડૉ. કામદાર આવી ચડ્યા. ડૉ કામદારના રસનુ ક્ષેત્ર વિશાળ છે, અને માનસશાસ્ત્ર તથા માનસોપચારમા એમને વિશિષ્ટ રસ છે. હું તો ઘણા વખતથી એમને જાણતો હતો અમને જોઈને તેમને એક વિદ્યાર્થીને નિશાળમા માર પડ્યો હતો તેને પરિણામે વિદ્યાર્થી અને તેનાં માબાપ પર કેવા પ્રત્યાઘાત થયેલા પ્રસગ યાદ આવ્યો. ડૉ. કામદારે એમની પોતાની અનોખી ઢબે એ પ્રસગ અમને કહ્યો એ પ્રસગ શિક્ષણસસ્થામા કામ કરતા આચાર્ય તથા શિક્ષકોને માર્ગદર્શક થઈ પડે તેવો છે, એટલુ જ નહી, પણ વિશેષ તો માબાપને

માટે દૃષ્ટિપ્રેરક બને તેવો છે. મારા પોતાના મનમાં શારીરિક શિક્ષા વિશે જે પ્રશ્નો ઘોળાતા હતા તેના ઉપર પણ આ પ્રસંગથી સારો પ્રકાશ પડે છે.

ડૉ. કામદારે તે પ્રસંગ આવી રીતે વર્ણવ્યો હતો : 'આઠ-દસ દિવસ પહેલાં મારા ઉપર અમારા એક ઓળખીતાં બહેનનો ટેલિફોન આવ્યો. એ બહેને કહ્યું, "ડૉક્ટર સાહેબ, મારા દીકરાને એની નિશાળના માસ્તરે માર માર્યો છે; મારે તે તમારી પાસેથી દાક્તરી સર્ટિફિકેટ જોઈએ છે. તો તમે આપશો ને?" એ બહેનના અવાજમાં ક્રોધ અને ઉશ્કેરાટ વરતાઈ આવતા હતા. મેં એમને કહ્યું, "અત્યારના જમાનામાં વળી નિશાળમાં છોકરાને માર મારે તે બહુ વિચિત્ર વસ્તુ કહેવાય. પણ સર્ટિફિકેટનું તો આપણે પછી જોઈશું. પહેલાં તમે તેને અહીં દવાખાને લઈ આવો. એને માર વાગ્યો હોય તો તેને તપાસીને પહેલાં તેની દવા કરીએ. માટે તેને લઈ ને તમે જલદી અહીં આવો."

'થોડી વાર પછી મા-બાપ તેમના દીકરાને લઈ ને મારે દવાખાને આવ્યાં. હું બીજા દરદીઓને તપાસતો હતો. "બધાને તપાસી લીધા પછી તમારા દીકરાને નિરાંતે તપાસું તો વાંધો નથી ને?" એમ મેં એ બહેનને પૂછ્યું. મારા મનમાં એમ કે થોડો સમય જાય એટલે એમના મનનો ઉશ્કેરાટ ઓછો થાય. છેવટે બધા ગયા એટલે મેં છોકરા જોડે વાત શરૂ કરી. મેં એને પૂછ્યું, "કેમ ભાઈ, તને માસ્તરે કેમ માર્યો? કાંઈક તોફાન કરતો હોઈશ." એ છોકરાએ તો સહજ ભાવથી કહ્યું, "મેં તોફાન કર્યું જ નહોતું. અમારા વર્ગમાં બધા ગરબડ કરતા હતા તેથી સર ખિજાયા. મેં કાંઈ જ ગરબડ કરી નહોતી. મને ખોટી રીતે માર્યો!" પછી મેં હસીને કહ્યું, "બધા વર્ગમાં ગરબડ કરે તો માસ્તર કઈ રીતે ભણાવી શકે? ગરબડ બંધ થાય તે માટે માસ્તરે કોઈકને તો મારવો જ જોઈએ ને!" એ છોકરો બોલ્યો, "એ ખરું; પણ મેં ગરબડ કરી ન હોય

તો હું શું કામ માર ખાઉં? ગરબડ કરનારને માસ્તરે પકડી પાડવો જોઈએ અને તેને મારવો જોઈએ?"

'પછી મેં સમજાવટથી કહ્યું, "તારી વાત સાચી, પણ બધા ગરબડ કરતા હોય ત્યારે માસ્તર શી રીતે જાણી શકે કે તેં ગરબડ નથી કરી? તને ન માર્યો હોત તો બીજા કોઈકને મારવો પડત. એકાદ બે જણ ગરબડ કરે તો માસ્તર પકડી શકે. પણ બધા વાતો કરી શોર મચાવે તો પછી માસ્તર શું કરે? તું જ કહે." છોકરો બોલ્યો, "પણ બીજો કોઈ હાથમાં ન આવ્યો તેથી મને એ મારે એ કેમ સહન થાય?" મેં કહ્યું, "વર્ગની શાન્તિ માટે કોઈકને મારવો જરૂરી હતો એ તો તું જ કહે છે ને? બીજા કોઈકને બદલે તેં માર ખાધો એટલું જ ને? પણ પછી વર્ગના બધા છોકરાઓ શાંત થઈ ગયા હતા?" છોકરે કહ્યું, "હા, પછી તો બધા શાંત થઈ ગયા. પણ મને માર પડ્યો તેનું શું?" મેં તેને કહ્યું, "તો તો તને શાબાશી આપવી જોઈએ. તેં તારા વર્ગના બધા છોકરાઓ માટે ભોગ આપ્યો કહેવાય. બધા વતી તેં માર ખાઈ લીધો અને બીજા છોકરાઓ બચી ગયા એ માટે તો તારે ગર્વ લેવો જોઈએ." છોકરામાં થોડું અનુકૂળ પરિવર્તન થતું હતું તે હું જોઈ શક્યો. પછી મે કહ્યું, "ખરે! તું તો કેવો મજબૂત અને હિંમતવાન છે! તું કોઈ વાર રમતાં પડી જાય છે ત્યારે તને નથી વાગતું? એવી રીતે વાગે ત્યારે તને કંઈ જ ફાયદો નથી થતો. આ તો તેં વર્ગના છોકરાઓને મારથી બચાવી લીધા! એટલે તારા વર્ગ-મિત્રોને ફાયદો થયો કે નહીં? તેં તો તારા આખા વર્ગ વતી માર ખાધો તેથી આખો વર્ગ તારો આભારી ગણાય."

'એ છોકરાની મુખમુદ્રામાં ફરક દેખાયો. એણે કહ્યું, "પણ મે માર ખાધો એટલે મે ગરબડ કરી છે એવો અર્થ બધા કરે. તેનું શું? માસ્તર પણ માને કે મેં જ તોફાન કર્યું હશે." મેં કહ્યું, "એ માટે હું તને રસ્તો બતાવું. તેં ગરબડ નથી કરી તે બધા

છોકરાઓ તો જાણે જ, છતાંયે તું કાલે નિશાળે જઈને માસ્તરને કહેજે, 'સર, મેં ગરબડ કરી જ નહોતી. તમે મને માર્યો, પણ મેં તોયે માર આખા વર્ગની ખાતર સહન કર્યો છે. મારા વર્ગ-મિત્રો માટે મેં એટલો ભોગ આપ્યો છે.' માસ્તર પણ બધું સમજી જશે.'' મેં આવી રીતે કહ્યું એટલે છોકરાના મનમાંથી પોતે અપમાન સહન કર્યાનો ડંખ નીકળી ગયો અને માસ્તર તરફનો રોષ ચાલ્યો ગયો. ફરીથી એ હતો તેવો બની ગયો. પછી મેં હસીને એની બાને કહ્યું, ''તમારો દીકરો તો બહાદુર છે. એણે ક્લાસ વતી માર ખાઈને બીજાને બચાવી લીધા છે. એને ખાસ વાગ્યું નથી. નાનાં છોકરાંઓ અમસ્થા પણ ક્યાં પડતાં આખડતાં નથી ? આને માટે દાક્તરી સર્ટિફિકેટની જરૂર નથી. પણ આ વિશે કાલે તમારે ત્યાં આવીને હું વાત કરીશ.''

'પછી હું છોકરાનાં માબાપને એમને ત્યાં મળ્યો. મેં તેમને બધી વાત સમજાવતાં મારું દૃષ્ટિબિંદુ કહ્યું, ''તમારો દીકરો કહે છે તેમ એના વર્ગના ઘણાબધા છોકરાઓ ગરબડ કરતા હતા. આવે વખતે શાન્તિ લાવવા માટે માસ્તર શું કરે ? કોણે ગરબડ કરી છે એ માસ્તર શી રીતે જાણી શકે ? કોઈકને મારવા સિવાય ઉપાય નહોતો. એમાં કદાચ તમારા દીકરાને માર્યો હોય તો તમારે આખી પરિસ્થિતિ સમજી લેવી જોઈએ. તમે દાક્તરી સર્ટિફિકેટ લઈને એ શિક્ષક વિરુદ્ધ ફરિયાદ કરશો તો કદાચ શિક્ષકને ઠપકો મળશે કે દંડ થશે. પણ તમારો દીકરો તો એ નિશાળમાં રહેશે. પછી એ છોકરો શિક્ષક તરફ કઈ રીતે જોશે ? બીજાને પણ કહેશે કે મેં માસ્તરને કેવા શાંત કરી દીધા ! અને શિક્ષકને એને માટે કેવી લાગણી થશે ? વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે સંબંધ નિર્મળ રહે, વિદ્યાર્થી શિક્ષક પ્રત્યે આદર દાખવે તો જ એ ખરી કેળવણી પામે. માટે તમે શિક્ષક વિરુદ્ધ ફરિયાદ કરીને તમારા દીકરાના કોમળ મગજમાં શિક્ષક વિરુદ્ધ ફરિયાદ ઊભી કરો તે યોગ્ય નથી.'

'"તમારે ત્યાં ચારપાંચ બાળકો હોય અને એ તોફાન કે ધાંધલ મચાવી રહ્યાં હોય ત્યારે તમે ખિજાઈને એકાદ બેને નથી મારતાં ? આપણી માફક શિક્ષક ભૂલ કરી હોય તો સહેજ મીઠાશથી ચોખવટ કરો તેટલું પૂરતું છે. વસ્તુતઃ તમારે જવાની જરૂર નથી. તમારા દીકરાને મેં જે રીતે કહ્યું છે તેટલું અને તેવી રીતે શિક્ષકને કહે એટલું બસ છે." મારા કહેવાની માબાપ ઉપર શુભ અસર થઈ. તેથી હું રાજી થયો. છોકરાના મનનું તો ક્યારનુંયે સમાધાન થઈ ગયું હતું.'

ડૉ. કામદારે વર્ણવેલો આ પ્રસંગ અનેક માબાપોને માટે ખરો માર્ગદર્શક થઈ પડે છે એમ હું માનું છું. ખાસ કરીને અત્યારના જમાનામાં માબાપ પોતાનાં બાળકો પ્રત્યેની વધુ પડતી આસક્તિને લીધે આવી રીતે જાણે-અજાણ્યે પોતાના બાળકનુંયે અહિત કરી રહ્યાં હોય છે તે તેમના ખ્યાલમાં જ નથી આવતું. આપણે સાંભળીએ છીએ કે બાળકને કોઈ વાર માસ્તરે આવી રીતે માર્યો હોય તો ઘણી વાર માબાપ કાગનો વાઘ કરી દાકતરી સર્ટિફિકેટ લઈ શિક્ષકની વિરુદ્ધ ફરિયાદ કરે છે. પોતે પણ કોઈ વાર ઉશ્કેરાટમાં પોતાના સંતાનને ખોટી રીતે મારી બેસે છે, એટલું તેઓ યાદ રાખે તોયે ઘણું છે. આ પ્રસંગમાં વ્યક્ત થતો ડૉ. કામદારનો અભિપ્રાય દુરસ્ત અને અભીષ્ટ છે. સૌથી વિશેષ નોંધપાત્ર તો ડૉ. કામદારે માર ખાધેલા એ છોકરાના મનદુઃખનું ઉદાત્તીકરણ કર્યું એ છે. એમ કરીને એમણે છોકરાના મનમાંથી માર ખાધાના દુઃખનો કાંટો કાઢી નાખ્યો એટલું જ નહીં; પણ એ છોકરાના ચિત્તમાં ઉદાત્ત સંસ્કારનું બીજ પણ વાવ્યું, એ ચીજનું મૂલ્ય કાંઈ ઓછું છે? આ પ્રસંગવર્ણનમાં કે અહીં મેં કરેલી રજૂઆતમાં શારીરિક શિક્ષાનો બચાવ નથી, વિદ્યાર્થી-શિક્ષકના સંબંધો દૂષિત ન થાય તેની સામે ચેતવણી છે.

પણ છેવટે પ્રસંગોત્તર નિરીક્ષણ વિશેનું ડૉ. કામદારનું સૂચન

ખૂબ મહત્ત્વનું છે : ' શિક્ષા વખતે વિદ્યાર્થી શિક્ષકનાં ચિત્ત સમ-ધારણ ન હોય. બીજે દિવસે તેની સમીક્ષા શિક્ષકે વર્ગમાં કરવી જોઈએ. આ પ્રસંગ બન્યા પછી વિદ્યાર્થી શિક્ષકને કહે કે હું નિર્દોષ હતો, મેં મારા વર્ગની ખાતર માર ખાઈ ભોગ આપ્યો છે વગેરે, ત્યારે બીજે દિવસે શિક્ષકે એની મીમાંસા વર્ગમાં કરવી જોઈએ—પછી છોકરો દોષિત હોય કે નિર્દોષ. ઉ. ત. આ પ્રસંગે શિક્ષક વર્ગમાં બીજે દિવસે કહે કે ઘણા વિદ્યાર્થીઓ ગરબડ કરે ત્યારે આ વિદ્યાર્થીની માફક કોઈકે નિર્દોષને સહન કરવું પડે છે : આ વિદ્યાર્થીએ એનો અવળો અર્થ ન કર્યો, પણ વર્ગના મિત્રોને ભાઈઓ માની બધા વતી શિક્ષા સહન કરી તેથી તેને શાબાશી આપું છું : આપણે બધાં એક કુટુંબનાં સભ્યો છીએ. બાપ પણ ખોટી રીતે દીકરાને શિક્ષા કરે છે ત્યારે દીકરાને ઘડીભર દુઃખ થાય છે. છતાંય છેવટે એને યાદ તો રહેશે પિતાનો પ્રેમ જ. બાપને પણ પોતાના દીકરાને ખોટી રીતે માર્યાનો પશ્ચાત્તાપ થાય જ છે. આવી રીતે જ કુટુંબમાં પ્રેમનું વાતાવરણ સ્થપાય છે. આપણે ત્યાં આવું કૌટુંબિક વાતાવરણ છે એ આનંદની વાત છે પછી ચાલો હવે આપણે આપણું ભણવાનું કાર્ય શરૂ કરીએ, એમ કહી વર્ગનું કામ શરૂ કરે. આવા કોઈ કમનસીબ પ્રસંગે આવી રીતે વર્ગમાં સમાલોચના થાય તેથી સંસ્કારી વાતાવરણ સરજાય છે; શિક્ષક શિષ્યના નિર્મળ સંબંધમાં વિક્ષેપ નથી પડતો અને જો પડ્યો હોય તો દૂર થઈ જાય છે.

## ૧૧ અંગ્રેજી માધ્યમની શાળાઓનો મોહ

અત્યારે એક બાજુથી શિક્ષણના તમામ સ્તરે શિક્ષણનું માધ્યમ માતૃભાષા કે પ્રાદેશિક ભાષા હોવી જોઈએ તેવી ઘોષણાઓ થાય છે અને ગંભીરપણે તેની વિચારણા કરાય છે, ત્યારે બીજી બાજુએ શહેરમાં વસતાં મા-બાપોમાં પોતાનાં બાળક અંગ્રેજી દ્વારા શિક્ષણ લે એ મનોવૃત્તિ અને તદનુસાર પ્રવૃત્તિ વધતી જાય છે. વિધિની આ કેવી વિચિત્રતા છે! મુંબઈ, અમદાવાદ વગેરે શહેરોમાં અંગ્રેજી માધ્યમવાળી નિશાળો વધતી જાય છે. એટલું જ નહિ પણ વધુ ફી કે પૈસા આપીને પણ એવી નિશાળોમાં પોતાનાં બાળકોને દાખલ કરીને તેમનું હિત સાધ્યાનો સંતોષ મા-બાપ મેળવે છે.

જે બાળકોએ આવી અંગ્રેજી માધ્યમવાળી નિશાળોમાં શિક્ષણ લીધું હોય તેમનું વ્યક્તિત્વઘડતર, તેમની રહેણીકરણી, રીતભાત, વિચારપદ્ધતિ અને માનસ કેવું થાય છે તેનું નિરીક્ષણ કરીને આવી રીતે શિક્ષણ આપવું કેટલે અંશે ઇષ્ટ છે તેનો મા-બાપ અને સમાજ વિચાર કરે તો યથાર્થ સ્થિતિ સમજાય.

મોટા શહેરોમાં ઘણીખરી અંગ્રેજી માધ્યમવાળી નિશાળોનું ખ્રિસ્તીધર્મી મંડળો સંચાલન કરે છે. આખુંય વાતાવરણ અંગ્રેજી ભાષા ઉપર કાબૂ મળે તેવા પ્રકારનું હોવાથી આવી નિશાળોમાં ભણતા બાળકો અંગ્રેજી ભાષા સરસ છટાથી બોલતાં શીખી જાય છે એ હકીકત છે શિક્ષકો પણ મોટા ભાગના પશ્ચિમી સંસ્કારોથી સજ્જ હોય છે, એટલે બાળકના ઘડતરમાં એવી રીતભાવ સ્વાભાવિક રીતે જ આવે છે. પણ બાળકના ઘરમાં વાતાવરણ જુદું જ હોવ છે. તેની ભાષા, તેના સામાજિક રીતરિવાજો અને જીવનપદ્ધતિ ભારતીય રંગે રંગાયેલાં હોય છે. આને પરિણામે બાળકના ઘડતરમાં એક પ્રકારની વિસંવાદિતા ઊભી થાય છે. ઘરનું સાંસ્કારિક શિક્ષણ નિશાળમાંથી તદ્દન જુદું હોય છે. નિશાળમાં અપાતુ શિક્ષણ વ્યવસ્થિત પ્રકારતુ ને દૃઢ હોવાથી તેની છાપ બાળકના ઘડતર ઉપર વિશેષ પડે છે, તેથી તેની શક્તિનો સ્રોત એ દિશામાં વિશેષ બળથી વહેતો થાય છે. પરિણામે ઘરમાં કે કુટુંબમાં બોલાતી ભાષા ઉપર તેનું લક્ષ બહુ રહેતું નથી. એટલે બાળક માતૃભાષા દ્વારા પોતાના ભાવો, વિચારો વગેરે યથાર્થ રીતે વ્યક્ત કરી શકતો નથી. ઘરમા આપણી સંસ્કૃતિમાથી ઉપસ્થિત થયેલા રીતરિવાજો, વિચારઢબો અને સામાજિક વિચારણા તેની ઉપેક્ષા પામે છે અને તેનુ માનસ તેથી વેગળું થતું જાય છે. તેનું બૌદ્ધિક અને સાસ્કૃતિક ઘડતર આપણા કૌટુમ્બિક વાતાવરણથી જુદા પ્રકારનું થાય છે, તેથી એ બાળક ઘરમાં કુટુંબ સાથે એકરૂપ બની શકતો નથી ને તે અતડો થતો જાય છે.

આપણી જીવનપદ્ધતિ અને આપણાં સાંસ્કૃતિક મૂલ્યો તેને સમજાતાં નથી. તેનો શાળાઉછેર જ એવા પ્રકારનો બને છે કે તેને નિશાળમાંથી મળેલા સંસ્કારોને અનુરૂપ જેઓ હોય તેમની સાથે જ તેની સંવાદિતા સધાય છે અને પોતાનાં સ્વજનો તેને પરાયાં લાગે છે. પોતાની માતૃભાષા અંગ્રેજી ભાષા જેટલી સરળતાથી એ બોલી શકતો નથી, એટલું જ નહિ પણ પોતાના ભાવ કે વિચારોની અભિવ્યક્તિ માટે પોતાની માતૃભાષા એને અડવી, અધૂરી ને અકળાવનારી લાગે છે. ગુજરાતીમાં બોલતાં અંગ્રેજી શબ્દો એ ઘણા વાપરે છે, એટલું જ નહિ પણ અંગ્રેજીમાં વ્યક્ત થતી વિચારઢબને ગુજરાતીમાં વ્યક્ત કરવા જતાં વિચિત્રતાનું પ્રદર્શન કરી બેસે છે. જાણે કોઈ પરદેશી ગુજરાતી બોલતો હોય તેવી તેની સ્થિતિ થાય છે.

આ તો થઈ બાહ્ય વાત. પણ જે સંસ્કાર અને વાતાવરણમાં આપણે જીવન જીવીએ છીએ તેનાથી ભિન્ન પ્રકારે તેનો માનસપિંડ બંધાયો હોય છે એટલે કુટુંબ તથા સમાજ સાથે તે માનસિક જુદાઈ પણ અનુભવે છે. એક ઉદાહરણ દ્વારા આ વસ્તુ સ્ફુટ કરું: એક વર્ષ પહેલાં મારા એક મિત્ર અમદાવાદમાં રહે છે તેના ઘેર હું ગયો હતો ત્યારે તેના બુદ્ધિશીલ પુત્ર સાથે મારે વાતચીતનો પ્રસંગ આવેલો. એ છોકરો ત્યાંની અંગ્રેજી માધ્યમવાળી નિશાળમાં એસ.એસ.સી માં ભણતો હતો. અંગ્રેજી ભાષા ઉપર તેનો કાબૂ સરસ હતો. તેની રીતભાતમાં પણ વિનયશીલતા તેમ જ સ્વસ્થતા દેખાતી હતી.

મેં એને અંગ્રેજીમાં પૂછ્યું, 'મહાત્મા ગાંધીનું નામ તો સાંભળ્યું જ હશે?' એણે કહ્યું, 'હા, રાષ્ટ્રપિતાનું નામ કોણ ન જાણે?' પછી પૂછ્યું, 'અને જવાહરલાલનું?' જવાબ મળ્યો, 'ભારતના પ્રથમ વડાપ્રધાનને તો આપણે સૌ ઓળખીએ જ.' એના ઉદ્‌ગારોમાં ભાવનાશીલતાનો સ્પર્શ નહોતો અનુભવાતો;

એને મન એ બધી ઐતિહાસિક માહિતી હતી. રાષ્ટ્રપિતા અને વડાપ્રધાન કોણ છે તેની પછી મેં પૂછ્યું, 'રવિશંકર મહારાજ કોણ છે અને તેમની શી સેવા છે તે કહીશ ?' એ મારા સામું જોઈ રહ્યો. એણે એમનું નામ જ સાંભળ્યું નહોતું. પછી એમની સેવા વિશે શું કહે? ત્યાર પછી મેં દયાનંદ સરસ્વતી કોણ હતા અને આર્યસમાજની સ્થાપના કેમ થઈ તે પૂછ્યું. પણ તે વિશે પણ તેની પાસે કશી માહિતી નહોતી. આપણા લોકસાહિત્યમા ઝવેરચંદ મેઘાણીનો શો ફાળો છે તે પૂછ્યું. પણ તેના વિશે પણ ભાગ્ય જ એને કશી માહિતી હતી. મેઘાણી કવિ હતા, એની તેને ઝાંખી પાંખી માહિતી હતી ખરી, કારણ કે નીચલી કક્ષાના ગુજરાતી વિષયમાં એનું કશુંક કાવ્ય એને આવ્યું હતું. સારાંશ એ કે આ તેજસ્વી વિદ્યાર્થી હોવા છતાં તેને ગુજરાતની સામાજિક, સાંસ્કૃતિક કે સાહિત્યકીય મહિતી નહોતી. પછી એને ગુજરાત પોતાનું છે એવી ભાવના ક્યાંથી જાગે ? ભારતીય સંસ્કૃતિને પણ એ ક્યાંથી સમજે ?

આમાં એ વિદ્યાર્થીનો કશો દોષ નહોતો. જે વાતાવરણમાં તે ઊછરતો હતો તેમાં પોતાના સમાજ કે સંસ્કૃતિ વિશેની સામગ્રી જ નહોતી. ગુજરાતમાં રહેતો હતો, પણ એ તો એના સ્થૂળ જીવન પૂરતું જ. એનું બૌદ્ધિક અને સાંસ્કૃતિક પોષણ ગુજરાત બહારની આબોહવાથી થતું હતું. આવી નિશાળોમાં ભારતીય સંસ્કૃતિનો પરિચય આપતી વાર્તાઓ શીખવાય છે, પણ એ તો જે રીતે, આપણે ગ્રીક કે યુરોપિયન સસ્કૃતિની વાર્તાઓ શીખીએ છીએ તે રીતે. મેં આવા અનેક અંગ્રેજી માધ્યમમા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ જોડે વાત કરી છે ત્યારે આવી જ લાગણી અનુભવી છે. રામ અને રાવણની વાર્તા જાણે છે, પણ 'રામા' અને 'રાવણા' એવા વિચિત્ર ઉચ્ચારો જ આપણા સંસ્કાર વિશેની એની પરકીયતા દાખવે છે. આપણને જેમ ટ્રોયના યુદ્ધમાં હેલન, હેક્ટર એકીલીસ લાગે છે તેમ.

એટલે આવી નિશાળોમાં બાળકોને મોકલવાથી આપણે આપણાં બાળકોને આપણા ઘરમાં અને કુટુંબમાં 'પરદેશી' બનાવીએ છીએ એ હકીકત લક્ષમાં રાખવા જેવી છે. અંગ્રેજી ભાષા શીખે તેનો જરાય વાંધો નથી, પણ સ્વકીય સંસ્કારો ભૂંસી નાખે તેવી શિક્ષણપ્રથા તેના વ્યક્તિત્વને વિસંવાદી બનાવે છે. એનું સાંસ્કારિક વ્યક્તિત્વ નથી રહેતું આપણા દેશનું કે નથી પૂરું બની શકતું પશ્ચિમી. કેટલીક વાર 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો' જેવી એની સ્થિતિ થાય છે. આ પરિસ્થિતિનો સામનો કરવા આપણા લોકોએ અંગ્રેજી માધ્યમવાળી નિશાળોનું સંચાલન શરૂ કર્યું છે. આવી નિશાળોમાં આપણું વાતાવરણ રહે છે અને પરકીય સંસ્કારોની બીક ઓછી થાય છે એ ખરું, પણ બાળકની સ્વાભાવિક પ્રગતિને આવી પરદેશી ભાષાના માધ્યમવાળી નિશાળો રૂંધે છે, અડચણરૂપ બને છે. આ પ્રકારનું શિક્ષણ બાળકને પોતાની સામાજિક વ્યવસ્થાના ઘટકરૂપ નથી બનાવી શકતુ. સામાજિક કે સાંસ્કારિક ઐક્યને વિઘાતક સ્થિતિ ઊભી થાય છે.

કેળવણીની બાબતમાં એક પાયાની હકીકત યાદ રાખવી જરૂરી છે. બાળક જન્મે છે ત્યારે તેનો ઉછેર જેમ આસપાસની આબોહવાને અનુરૂપ થતો હોય છે, તેમ એનો સામાજિક અને સાંસ્કારિક ઉછેર પણ આસપાસની સામાજિક અને સાંસ્કારિક આબોહવા ઉપર આધાર રાખે છે. ભાષા—માતૃભાષાએ બાળકના ઊર્મિતંત્રને તથા ચિત્તતંત્રને ઘડવાનું, વિકાસવાનું અને સંસ્કારવાનું કુદરતી સાધન છે. પોતાનાં સ્વજનોનો પ્રેમ અને લાગણી માતૃભાષા આ દ્વારા મેળવે છે, તેમ માતૃભાષા દ્વારા તેનાં પોતાનાં સંવેદન, ઊર્મિઓ, અભિલાષાઓ, સ્વપ્નો, મનીષાઓ એ સ્વાભાવિક રીતે વ્યક્ત કરે છે. એટલે કે માતૃભાષાનું મહત્ત્વ અન્ય ભાષા કરતા ઘણુ વિશિષ્ટ પ્રકારનું હોય છે. બાળપણમાં જ માનવી ગુણોનાં બીજ રોપાય છે અને માતૃભાષા દ્વારા જ એનું સિંચન અને પોષણ

થાય છે, તેથી પ્રાથમિક શિક્ષણ માતૃભાષામાં જ થવું જોઈએ એમ શિક્ષણશાસ્ત્રીઓ અને માનસશાસ્ત્રીઓ કહે છે તે યોગ્ય જ છે.

પ્રાથમિક શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાથી બાળકનો માનસિક અને બૌદ્ધિક વિકાસ ઝડપી અને સમતોલ બને છે, સ્વાદી બને છે. બાળક નિશાળમાં શિક્ષણ લે છે, તેમ તે કુટુંબમાં તથા સમાજમાં પણ હરતોફરતો હોવાથી તેની કેળવણીને અનુરૂપ અદૃષ્ટ સંસ્કારો મેળવે છે. પ્રાથમિક શિક્ષણમાં અન્ય કોઈ ભાષા શીખવાની આવશ્યકતા નથી બાળકના સમગ્ર વ્યક્તિત્વનો પાયો આ અવસ્થાએ નખાતો હોવાથી માતૃભાષા જ એને સુદૃઢ કરી શકે છે. અંગ્રેજી ભાષા દ્વારા બાળકને પ્રાથમિક શિક્ષણ આપવાથી આપણે તેને પોતાના જ ઘરમાં, સમાજમાં અને રાષ્ટ્રમાં પરાયા જેવો બનાવી મૂકીએ છીએ, 'પરદેશી' બનાવીએ દઈએ છીએ આ હકીકત માબાપો ને અંગ્રેજી માધ્યમની શાળાના સંચાલકો સત્વર સમજી લે તેમાં જ બાળકનું, સમાજનું, આપણું સર્વેનું સાચું હિત રહેલું છે. વિદેશી શિક્ષણ માધ્યમ દ્વારા રાષ્ટ્રની બાલશક્તિનો કેટલો દુર્વ્યય થાય છે તે આજેયે આપણને સમજાતું ન હોય તો આપણે ખરેખર ભારે મોહમાં પડચા છીએ. તેમાથી નીકળી જવું, ને તેયે ઝટપટ, એ રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ કર્તવ્યરૂપ છે.

બીજા વિશ્વયુદ્ધ પછી આપણે ત્યાં કાળાબજાર, પાઘડી વગેરે અનેક અનિષ્ટો આવ્યાં અને રહી પડ્યાં તેમાં શિક્ષણસંસ્થાઓમાં લેવાતાં 'ડોનેશન'ને પણ ગણી શકાય. જેટલા પ્રમાણમાં વસ્તી વધી છે તેટલા પ્રમાણમાં નિશાળો વધી નથી—ખાસ કરીને શહેરોમાં. પરિણામે, સારી કે પ્રતિષ્ઠિત ગણાતી શાળામાં વિદ્યાર્થીઓને પ્રવેશ મેળવવાનું ખૂબ અઘરું થઈ પડ્યું છે. પૈસાદાર માબાપ પોતાનાં બાળકોને આવી નિશાળોમાં દાખલ કરવા માટે દાન ('ડોનેશન') આપે છે અને શાળાના સંચાલકો ડોનેશન સ્વીકારે છે અને માગે પણ છે. આ ડોનેશનયુક્તિ પહેલી કોને સૂઝી હશે—શાળાના સંચાલકોને કે વાલીઓને? ગમે તેને સૂઝી હોય, પણ આ પ્રથા મોટાં

શહેરોમાં વ્યાપક બની છે.

કોઈ પણ કામ કરવા માટે તેના અધિકારીને પૈસા આપી કામ કરાવી લઈએ તો તેને માટે આપણે લાંચ શબ્દ વાપરીએ છીએ, અને લાંચ લેનારને ને દેનારને નિંદ્ય ગણીએ છીએ. એવી જ રીતે પોતાના બાળકને પ્રવેશ મળે તે માટે નિશાળને કોઈ પૈસા આપે તેને દાનનું રૂપાળું નામ આપવામાં આવે છે, પણ ખરી રીતે તે લાંચ જ છે. લાંચ લેનાર વ્યક્તિ હોય છે ને 'ડોનેશન' લેનાર સંસ્થા હોય છે એટલો જ ફેર. હા, સંસ્થા ડોનેશનની પહોંચ આપે છે અને ડોનેશન કાયદેસર બની જાય છે. આવાં ડોનેશન આપનાર વ્યક્તિ અને તે લેનાર સંસ્થા પોતાની આવી કાર્યસાધક વ્યવહારકુશળતા માટે પોતાની જાતને અભિનંદન પણ આપતાં હશે.

ખરું જોતાં, આવાં સંસ્થાગત ડોનેશન લાંચનો એક પ્રકાર જ છે. ઘણાને આ સમજાતું નથી અથવા સમજવા જેવું લાગતું નથી અને ડોનેશન પ્રતિષ્ઠિત વસ્તુ બની ગઈ છે. વધુ દુઃખની વાત તો એ છે કે ધાર્મિક પ્રેરણાથી દોરવાઈને સંચાલન કરનાર નિશાળના સંચાલકોને પણ આવાં ડોનેશન લેવામાં કશું ખોટું કર્યાનું દુઃખ લાગતું નથી. અંગ્રેજી માધ્યમવાળી આવી અનેક નિશાળો આવી ધર્મપ્રેરણાના પાયા ઉપર રચાઈ હોય છે અને તેના મુખ્યસંચાલકો સંસારત્યાગી ધર્મપુરુષો હોય છે. તેઓ પણ આવા ડોનેશન લે છે, ત્યારે દુઃખદ આશ્ચર્ય થાય છે. ડોનેશન સ્વીકારનારમાં અંગત સ્વાર્થ નથી હોતો તેથી તે નિર્દોષ ઠરતાં નથી. ગરીબ લોકોને ગરીબાઈને કારણે પ્રવેશ ન મળે, પણ પૈસાદારને પૈસાના જોરે પ્રવેશ મળે એ કઈ રીતે ધર્મ કે નીતિ કે કેળવણી સાથે પણ સુસંગત છે? ઈસુના અનુયાયીને ઈસુના પેલા સુપ્રસિદ્ધ શબ્દો કેમ નહીં યાદ આવતા હોય? "ઊંટ સોયના નાકામાંથી પસાર થઈ શકે તે શકય છે, પણ પૈસાદાર તો સ્વર્ગના

દ્વારમાં કદી નહીં પ્રવેશી શકે.' ગરીબોનો ઉદ્ધાર કરનાર ઈસુ પોતાના અનુયાયીઓને પૈસાને મહત્ત્વ આપી પૈસાદારનાં સંતાનોને પ્રવેશ આપતાં જોઈને અને ગરીબોને ગરીબીને કારણે પ્રવેશ ન મળેલો જોઈ ને, કેવું દુઃખ અનુભવતા હશે ?

જ્યારે જ્યારે આવી અનિષ્ટ પ્રથા વ્યાપક બને છે, ત્યારે એની અનિષ્ટતા મોટા ભાગના લોકોને ખૂચતી નથી. એટલું જ નહીં પણ એ સામાન્ય અને શિષ્ટ વ્યવહાર બની જાય છે. આજે મકાનને માટે પાઘડી લેવી–દેવી એ જેમ શિષ્ટ વ્યવહાર બની ગયો છે તેમ. ખરું જોતાં, આવી વસ્તુ સમાજની અધોગતિનું પ્રમાણ કેટલું વધી ગયું છે તે સૂચવે છે. મારા એક પરિચિત સજ્જન અને સુસંસ્કારી સ્નેહી એક મકાનના ટ્રસ્ટી છે. ટ્રસ્ટ ધર્માદાનું છે. એ મકાનમાં જ્યારે કોઈ ઓરડી ખાલી પડે ત્યારે તે જેને આપે તેની પાસેથી પાઘડી નહીં પણ ડોનેશન લે છે. તેમની જોડે એ વિશે વાતચીત કરતાં એમણે કહેલું કે આવું ડોનેશન લેવામાં કશું ખોટું થાય છે એમ હું માનતો નથી, કારણકે અંતે તો એ પૈસા ટ્રસ્ટના ફંડમાં જાય છે. આવા વાતાવરણમાં સાધનશુદ્ધિની વાત સમજાવવી અઘરું કાર્ય બની જાય છે. ખરાબ વસ્તુ વધુ વ્યાપક બની જવાથી સારી વસ્તુ નથી બની જતી એ સમજાવવાનું અઘરું બની જાય છે, વિશેષે કરીને ધાર્મિક કે કેળવણી સંસ્થાઓમાં પણ સાધન-શુદ્ધિનું મહત્ત્વ ન સમજાય એ દેશની સંસ્કૃતિ માટે વિઘાતક વસ્તુ છે. મારું વક્તવ્ય એક ઉદાહરણ દ્વારા સ્પષ્ટ કરું :

દસેક વર્ષ પહેલાંની વાત છે. રૂઈયા કૉલેજમાં અમુક વર્ગોમાં પ્રવેશ આપવાનું કામ મને સોંપાયું હતું. પ્રવેશ માટે ધસારો ખૂબ હતો. વિદ્યાર્થીને મેળેલા ગુણો ઇત્યાદિને લક્ષમાં રાખી પ્રવેશનું ધોરણ મેં નક્કી કર્યું હતું. એક ભાઈ તેમની પુત્રીના પ્રવેશ માટે મને મળવા આવ્યા. ગુણ ઓછા હતા તેથી પ્રવેશ મેળવવાનો સંભવ

નથી એમ મેં એ ભાઈને જણાવ્યું. એમણે તરત કહ્યું, 'સાહેબ, મારી દીકરીને પ્રવેશ આપો તો હું ડોનેશન આપવા તૈયાર છુ.' મેં એમને કહ્યું, 'એટલે તમે એમ કહેવા માગો છો કે બીજા સારા ગુણવાળા વિદ્યાર્થીને બદલે તમારી પુત્રીને પ્રવેશ આપું તો તેના બદલામા તમે મને પૈસા આપવા તૈયાર છો—અલબત્ત મને અંગત નહી, પણ સંસ્થાને એમ જ ને?' એમણે કહ્યું, 'હા, એમ જ. તમે મારુ આટલું કામ કરો તો મારે પણ કશુંક કામ કરવું જોઈએ ને? આ તો વ્યવહારની સાદી વાત છે' મે કહ્યુ, 'પણ તમે ડોનેશન (જેનું શુદ્ધ ગુજરાતી 'દાન' થાય છે.) કરવા માગતા હો તો તેનો અર્થ હું એમ સમજું છું કે અમારી સંસ્થા કેળવણીનું સારું કામ કરે છે તેની કદર રૂપે તમે સંસ્થાને પૈસા આપી કાર્યને ઉત્તેજન આપો છો. પણ અહી તો હું તમારી દીકરીને પ્રવેશ આપુ અને બીજા તેનાથી સારા ગુણવાળા વિદ્યાર્થીને પ્રવેશ ન આપું તે માટે તમે મને પૈસાનુ પ્રલોભન આપો છો વ્યક્તિગત પૈસા આપતા હોત તો તો તે લાચ કહેવાત; સંસ્થાને આપો છો તેથી તે ડોનેશન કહેવાય છે. આમ ડોનેશન લેવા તે સંસ્થાને શોભે ખરા?' એમણે જવાબ આપ્યો, 'એમા શું? આ તો વ્યવહારની વાત છે. મારે પ્રવેશની જરૂર છે, સંસ્થાને પૈસાની જરૂર છે આપણે પરસ્પરનુ કામ કરીએ છીએ તેમાથી તમે નાહક અનર્થ ઊભો કરો છો!'

આ વ્યવહારપુરુષનુ દૃષ્ટિબિંદુ મારે ગળે ઊતરે તેમ નહોતું અને મારુ દૃષ્ટિબિન્દુ એમને ગળે ઊતરે તોયે તે ઉતારવા માગતા નહોતા. અલબત્ત, મે તે માટે મહેનત તો કરી જ, પણ તે કારગત ન નીવડી એમ મારે કબૂલવુ જોઈએ. અનિષ્ટને પણ નભવા માટે ઇષ્ટનો પહેરવેશ ધારણ કરવો પડે છે. પણ શૈક્ષણિક સંસ્થા અને વિદ્યાર્થીઓના સંબંધના સાચી નિરામયતા આણવી હોય ને સાચવવી હોય તો રૂપાળાં થઈ ગયેલા આ ડોનેશનો જેવાં

અનિષ્ટોને દૂર કર્યે જ આરો છે.

એ વાત ખરી છે કે વ્યવહારમાં આવાં ડોનેશન અનિષ્ટ નથી ગણાતાં, પણ વ્યવહારને શુદ્ધ કરવાનું કાર્ય ધર્મ અથવા સંસ્કારમૂલક કેળવણીનું છે. જો શિક્ષણગંગોત્રીનું સ્રોત જ મલિન હોય તો વ્યવહારગંગા ક્યાંથી નિર્મળ બને ?

## ૧૩ પરદેશમાં આપણા વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો

મારા એક સહકારી અંગ્રેજી સાહિત્યના મર્મજ્ઞ અભ્યાસી છે ને ઇંગ્લાંડ–અમેરિકામાં સાહિત્યના અધ્યાપક તરીકે થોડું કામ કરી આવેલા છે. એમનું બુદ્ધિમાન વ્યક્તિત્વ, એમની વિદ્વત્તા અને બહુશ્રુતતા જાણીતાં છે. આપણા દેશમાં શિક્ષણનું સ્તર ઊંચું આવે તે માટે શું કરવું જોઈએ તેની ચર્ચા તેમની સાથે કરતો હતો ત્યારે એમણે કહેલી વાત અર્થસૂચક તેમ જ શિક્ષણ માટે માર્ગસૂચક બને તેવી છે.

યુનેસ્કોના કાર્યક્ષેત્ર અનુસાર દેશોના પરસ્પર સાંસ્કારિક સંબંધો વધારવા માટે શિક્ષકોનો વિનિમય કાર્યક્રમ (Exchange programme) નક્કી થયો છે તે જાણીતી હકીકત છે. એ કાર્યક્રમની

રૂએ અમેરિકન અધ્યાપકો આપણી યુનિવર્સિટીઓમાં આવે છે. અને આપણા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ત્યાંની યુનિવર્સિટીઓમાં અધ્યાપન અને અધ્યયન કાર્ય માટે જાય છે. અહીંથી શિક્ષકોને ત્યાં મોકલતાં પહેલાં અમેરિકન કચેરી તરફથી ત્યાં જવા ઇચ્છતા અને યોગ્ય લાયકાત ધરાવતા શિક્ષકોને બોલાવી તેમની ચકાસણી કરી પસંદગી કરવામાં આવે છે. એ પસંદગી કરનાર સમિતિમાં અહીંનો વિદ્વાન અધ્યાપકોને નીમે છે. મારા ઉપર્યુક્ત સહકારી એ પસંદગી સમિતિના સભ્ય છે. આપણા અધ્યાપકો વિશેનાં તેમનાં નિરીક્ષણો અને અભિપ્રાય રસપ્રદ છે. એ વિશે આનુષંગિક વાત કરતાં ત્યાંના શિક્ષણપદ્ધતિને લીધે આપણા વિદ્યાર્થી અને પ્રાધ્યાપકમાં કેવો આશ્ચર્યજનક ફેરફાર થાય છે તેની સમીક્ષા માર્ગસૂચક બને તેવી હોવાથી તેમના શબ્દોમાં જ કહું :

'અમેરિકાની વિદ્યાપીઠમાં અધ્યાપન-કાર્ય કે અધ્યયન-કાર્ય માટેનું ધોરણ ઊંચું હોય છે, તેથી અહીંથી ત્યાં જનારની લાયકાતનું ધોરણ તેને અનુરૂપ હોય તેની કાળજી રખાય છે. એમ.એ. માં પ્રથમ વર્ગ કે બીજો વર્ગ જેમણે મેળવ્યો હોય તેમને જ ઇન્ટરવ્યૂ માટે બોલાવવામાં આવે છે. કેટલાકને કૉલેજમાં ત્રણચાર વર્ષનો અધ્યાપનનો અનુભવ હોય છે. પસંદગીસમિતિના સભ્ય તરીકે મેં આપણા ઘણા અધ્યાપકોનો ઇન્ટરવ્યૂ લીધો છે. મને કહેતાં ખેદ થાય છે કે મોટા ભાગના આપણા અધ્યાપકોમાં ખરી વિદ્યાપ્રીતિ કેળવાઈ નથી હોતી. તેમની બુદ્ધિશક્તિ સારી હોય છે પણ તેનો વિનિયોગ વિદ્યાઅભ્યાસમાં થયો નથી હોતો.' સહેજ વિચાર કરીને વળી તેમણે કહ્યું :

'મારે તો અંગ્રેજી સાહિત્યના અધ્યાપકોનો ઇન્ટરવ્યૂ લેવાનો હોય છે એટલે મારે એ વિશેના જ પ્રશ્નો પૂછવાના હોય. પરીક્ષામાં મેળવેલી લાયકાત અને અધ્યાપનના અનુભવની ઔપચારિક વાત પછી હું મોટે ભાગે આ પ્રશ્ન પૂછતો : "તમે અંગ્રેજી સાહિત્યને

લાગતાં કયાં કયાં સામયિકો વાંચો છો ?" આ રીતે પ્રશ્ન પૂછવાની પાછળ હેતુ એ કે "લાઈફ" કે "ટાઈમ" જેવાં સામયિકનાં નામ ન દે. આશ્ચર્યની વાત એ હતી કે મોટા ભાગના એક પણ સામયિકનું નામ નહોતા દઈ શકતા! વાચે તો દે ને? અને આ બધી વ્યક્તિઓ આપણા ઉચ્ચ શિક્ષણની કોટિમાં ઉચ્ચ સ્તરની હતી! સમય મળતો નથી એમ કોઈ કહેતા તો, કોઈ માત્ર મૌન સેવતા. પણ આમાંથી હકીકત એ તરી આવે છે કે આ અધ્યાપકો અંગ્રેજી સાહિત્યનું અધ્યાપન કરાવતા હોવા છતાં પોતાના વિષયને લાગતી અભ્યાસસામગ્રી મેળવવાની મનોવૃત્તિ નહોતા ધરાવતા. ઉચ્ચ લાયકાત મેળવી હતી એટલે તેમની બુદ્ધિમત્તા વિશે શંકા ન હતી. શિક્ષણવ્યવસાયમાં કામ કરનાર માણસો પોતાની વ્યાવસાયિક વફાદારી પણ નહોતા દાખવતા એ વસ્તુ ખેદજનક જ નહીં પણ દુઃખદ ગણાય.'

નિઃશ્વાસ નાખી તેમણે આગળ ચલાવ્યું, 'મેં મારા પ્રશ્નને વધુ સ્ફુટ કરતા કહ્યું, "તમે જાણો છો કે અંગ્રેજી સાહિત્યનાં સામયિકોમાં 'લંડન મેગેઝીન', 'લિટરરી સપ્લીમેન્ટ', 'લિસનર' આદિ મહત્ત્વનાં છે. તમે આમાથી કોઈ પણ સામયિક નિયમિતપણે વાંચો છો?" ભાગ્યે જ કોઈએ હા કહી હોય. રૂઢ થયેલી પદ્ધતિ પ્રમાણે વર્ગમાં પાઠ્ય પુસ્તકો વાંચી જવાં, રૂઢ પદ્ધતિ પ્રમાણે વર્ગમાં વિવેચન અને વિવરણ કરી જવું એવી પ્રણાલીથી કાર્ય કરતા અધ્યાપકો પાસેથી વિશેષ અપેક્ષા રાખવા જેવું રહ્યું નહોતું. છતાંય આમાંથી જે સંખ્યાની પસંદગી કરવાની હોય તે તો અમારે કરવી જ પડતી. અમેરિકા જનાર આ અધ્યાપકો ભારતના અધ્યાપક પ્રતિનિધિઓ તરીકે જતા હતા. છતાંય મારે કહેવું જોઈએ કે આ જ અધ્યાપકો ત્યાં ઉચ્ચતર અભ્યાસ માટે જતા ત્યારે ઘણું સરસ કામ કરતા અને અમેરિકન અધ્યાપકોની પ્રશંસા મેળવતા. હું કેટલાકને નિકટતાથી ઓળખતો એટલે ત્યાં ગયા પછી તેમને

વિશે મને મળેલા પ્રમાણભૂત અહેવાલોને આધારે હું આ કહું છું.'

'એમ? એનું શું કારણ?' હું બોલી ઊઠયો.

તેમણે જવાબ આપતાં પોતાનું વક્તવ્ય ત્યાં સ્ફુટ કર્યું, 'એમાં આશ્ચર્ય પામવા જેવું ખાસ નથી. આપણે ત્યાં વિદ્યાભ્યાસને પ્રેરક કે પોષક બને તેવા અભ્યાસશ્રમની પદ્ધતિ નથી એટલે આપણી બુદ્ધિશક્તિનો પૂરેપૂરો ઉપયોગ આપણી વિદ્યાસંસ્થાઓમાં થતો નથી. અમેરિકા અને ઇંગ્લાંડની શિક્ષણસંસ્થાઓમાં પદ્ધતિ જ એવી છે કે અભ્યાસશ્રમ લેવો જ પડે. હું અમેરિકાની વિદ્યાસંસ્થામાં રહ્યો છું એટલે સ્વાનુભવથી આમ કહી શકું છું. આપણે ત્યાં કૉલેજોમાં વિદ્યાવિષયો વિશે પ્રવચનો અપાય છે અથવા અધ્યાપકો પાઠ્ય પુસ્તક વાંચતા જાય અને સમજાવતા જાય છે. એવી પદ્ધતિ ત્યાં નથી. ત્યાં તો દસ-પંદર વિદ્યાર્થીઓના જૂથને મદદ કરનાર ટયૂટર (શિક્ષક) હોય છે. તે દરેક વિદ્યાર્થીને બેત્રણ પુસ્તકો વાંચી લાવવાં કહે અને અઠવાડિયાના અંતે એ બધા મળે ત્યારે એ વિષયની ચર્ચા એ પુસ્તકોને કેન્દ્રમાં રાખી કરે. દરેક જણ પોતપોતાનું દૃષ્ટિબિન્દુ કે વિવેચન કરતો જાય અને ટયૂટર એમને દોરવણી આપતો જાય. આવી અભ્યાસચર્યામાં વિદ્યાર્થી અને શિક્ષક સહભાગી બનતા હોય છે.'

આ પદ્ધતિનું વિવરણ કરતાં તેમણે કહ્યું, 'આ શિક્ષણપદ્ધતિને હોવાને કારણે કોઈ વિદ્યાર્થી વાંચીને પૂર્વ તૈયારી કર્યા વિના આવે જ નહીં. અભ્યાસચર્યામાં બધા વિદ્યાર્થીઓ સક્રિય ભાગ લેતા હોય ત્યારે એક વિદ્યાર્થી મૌન કેમ રહી શકે? ટયૂટર પૂછે ત્યારે વાંચ્યું નથી એમ કેમ કહી શકે? વાંચ્યા વગર ત્યાં કોઈ આવે જ નહીં, એવો રિવાજ જ નથી. વાંચ્યા વગર આવનારને પોતાને જ શરમ થાય. બેત્રણ વાર વગર તૈયારીએ આવે તો સંસ્થા છોડવી પડે. ટયૂટરે કહ્યું તે પ્રમાણે અભ્યાસતૈયારી કરીને આવવું જ પડે. ત્યાં બધા વિદ્યાર્થીઓ આ પ્રમાણે મહેનત કરે એ જોઈને

અહીંથી ગયેલો વિદ્યાર્થી, ભણવું હોય તો, મહેનત કરે જ. ત્યાંની શિક્ષણની આબોહવા જ એવી હોય છે. તેથી અહીંથી અમે પસંદ કરેલા અધ્યાપકો ત્યાં જાય એટલે ત્યાંની આબોહવાને અનુરૂપ તેઓ બની જ જાય છે. બુદ્ધિમત્તાની દૃષ્ટિએ અગાઉ કહ્યું તેમ તેઓ સારી કોટિના હોય જ છે. માટે જ ટ્યૂટર આવી વ્યવસ્થિત મહેનત કરાવે તેથી તેઓ ત્યાં ઝળકી ઊઠે છે. આપણા ઘણા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ત્યાંની શૈક્ષણિક કારકિર્દીમાં સારી પ્રગતિ દાખવે છે તે આ કારણે...'

તેમની આ વાત સાંભળતાં ત્યાં ગયેલા મારા અનેક વિદ્યાર્થીઓ તેમ જ સંબંધીઓનાં પુત્ર-પુત્રીઓના મારા ઉપર આવતા પત્રો સાંભર્યા. તેઓ લખતાં કે પંદર-સોળ કલાક રોજ વાંચવું પડે છે, તેથી પત્ર લખવાનો પણ ઘણી વાર સમય નથી રહેતો. મારા નિકટના એક ઇજનેરી અધ્યાપક મિત્ર પૂર્વ જર્મની ગયા હતા ત્યારે તેમણે મને લખેલું તે મારા સ્મરણપટમાં સ્પષ્ટ રમી રહ્યું: 'હું દરરોજ લગભગ સોળ કલાક વાંચું છું, વાંચવું પડે છે. બધા આવી મહેનત કરતા હોય એટલે આટલા કલાક વાંચવાની અહીં સ્વાભાવિક પ્રણાલી બની ગઈ છે. મેં ભારતમાં હું ભણતો હતો ત્યારે કે ત્યાર પછી આટલું બધું વાંચ્યું હોય એમ બન્યું નથી; પરીક્ષાકાળ દરમિયાન પણ નહીં. વાંચીને આટલી બધી મહેનત થઈ શકે એની કલ્પના પણ મને આપણા દેશમાં આવી નથી. હું આટલું બધું વાંચી શકું છું તેનું મને જ આશ્ચર્ય ઘણી વાર થાય છે! મને આપણા દેશમાં કોઈએ કહ્યું હોત તે પરદેશમાં વિદ્યાર્થીઓ સોળ કલાક કે તેથી વધુ વાંચે છે તો મને માન્યામાં ન આવત. અહીંનું વાતાવરણ એવું છે કે આવા અભ્યાસશ્રમનું કોઈને આશ્ચર્ય નથી થતું.'

આ વાત કરતાં મેં મારા સહકારીને કહ્યું, 'તમારી વાતનું મને પણ સમર્થન મળે છે. પણ આનો અર્થ એ થયો કે આપણો

સામાન્ય વિદ્યાર્થી પરદેશના વિદ્યાર્થીની સરખામણીમાં બુદ્ધિશક્તિની દષ્ટિએ ઊતરતો નથી. કોઈ વાર ચડિયાતો પણ હોય છે. આ બરાબર છે?'

મારા સહકારીએ જવાબ આપતાં કહ્યું, 'તમે કરેલી તારવણી બરાબર જ છે. સરખામણીની વાત જતી કરીએ તોપણ અહીંના સામાન્ય લેખાતા વિદ્યાર્થીઓ અમેરિકા કે ઇંગ્લાંડની શિક્ષણસંસ્થાઓમાં ઘણી વાર ઝળકી ઊઠે છે અને શૈક્ષણિક સિદ્ધિ પ્રાપ્ત કરી સારી કારકિર્દી મેળવે છે. આપણી વિદ્યાસંસ્થાઓમાં વિદ્યાભ્યાસને પ્રેરક અને પોષક વાતાવરણ નથી, પરિશ્રમ કરવાની વિદ્યાર્થીને ટેવ નથી પડતી તેથી વિદ્યાર્થીની શક્તિઓનો વિદ્યાભ્યાસમાં વિનિયોગ થતો નથી. આપણે ત્યાં તો પરીક્ષા આવે તેમ વિદ્યાર્થીઓનો અભ્યાસવેગ વધતો જાય છે એ કોણ નથી જાણતું ? વર્ગમાં આવતાં પહેલાં વિદ્યાભ્યાસની પૂર્વ તૈયારી કરીને આવવું જોઈએ એવી મનોવૃત્તિ આપણા વિદ્યાર્થીમાં કેળવાઈ નથી હોતી. એ દૃષ્ટિએ જોતાં આપણા વિદ્યાર્થીની શક્તિને ચાલના મળે તેવી પ્રથા કે વાતાવરણ આપણી શિક્ષણસંસ્થાઓમાં નથી. વર્ગમાં અભ્યાસક્રમ પૂરો થાય એટલે જ વંચાય, પરીક્ષાને કેન્દ્રમાં રાખીને જ એને જરૂરી હોય એવું જ વંચાય એવી મનોવૃત્તિ આપણા વિદ્યાર્થીઓમાં વ્યાપક છે. તેથી પરીક્ષા આવે ત્યારે ઉજાગરા કરીને ખૂબ વાંચવાની પ્રથા આપણે ત્યાં રૂઢ બની છે. તે પહેલાં રગશિયું ગાડું ચાલતું હોય છે. આપણે ત્યાં વિદ્યાભ્યાસ માટેનું યોગ્ય વાતાવરણ ન હોવાને કારણે વિદ્યાર્થીમાં રહેલી સુષુપ્ત શક્તિઓને પ્રગટ થવાનો અવકાશ મળતો નથી. અહીં અતિસામાન્ય ગણાતા વિદ્યાર્થીઓ પરદેશની વિદ્યાસંસ્થાઓમાં જઈ ને ઘણી વાર આશ્ચર્યકારક પ્રગતિ દાખવે છે તેનું કારણ ત્યાંની શિક્ષણપદ્ધતિ તથા વિદ્યાપ્રેરક અને પોષક વાતાવરણ મુખ્ય ગણાય. ત્યાં જઈ ને તેજસ્વી કારકિર્દી પ્રાપ્ત કરેલી વ્યક્તિઓને હું ઓળખું છું એટલે સ્વાનુભવે આમ કહી શકું છું.'

આ વાતચીતનો ફલિતાર્થ એ છે કે આપણી અધ્યયન અને અધ્યાપનની પ્રચલિત પ્રણાલિને નવો ઝોક આપવા ઉદ્યમી થવું. વહેલી તકે એવો ઝોક અપાય અને આપણું બુદ્ધિધન ચક્રવૃદ્ધિ વ્યાજ આપતું બને તે આપણી રાષ્ટ્રસમૃદ્ધિને માટે અત્યંત આવશ્યક ગણાવું જોઈએ. આ દૃષ્ટિએ આપણી ઉચ્ચ કેળવણીની સમસ્યાઓનું પૃથક્કરણ થાય અને નિરાકરણ વિચારાય એ અત્યારની મુખ્ય શૈક્ષણિક જરૂરિયાત છે.

## ૧૪ અભ્યાસપ્રેરક વાતાવરણની જરૂર

અમેરિકાની કેટલીક શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાપ્રેરક વાતાવરણ તેમ જ વિશિષ્ટ પ્રકારની શિક્ષણપદ્ધતિને લીધે આપણા વિદ્યાર્થીઓની શક્તિ કેવી ખીલી નીકળે છે તેની વાત મારા સાથી સાથે કરતો હતો ત્યારે આપણે ત્યાં એવું વાતાવરણ સર્જવા શું કરવું જોઈએ એવો સ્વાભાવિક વિચાર મને આવ્યો જ હોય. આપણે ત્યાં જે વિદ્યાર્થીઓ સામાન્ય શક્તિવાળા ગણાય છે. પણ ત્યાંના વિદ્યાપ્રેરક વાતાવરણને લીધે તેઓની સુષુપ્ત શક્તિઓને એવી રીતે જાગ્રત કરી કામે લગાડવામાં આવે છે કે તેઓ ઝળકી ઊઠે છે. તો આપણે એવી રીતે તેમની શક્તિઓને જાગ્રત કરી અભ્યાસ-કેન્દ્રિત ન કરી શકીએ? આ વિચાર કરી રહ્યો હતો. પણ સ્મૃતિની

ગતિ અને દિશા કેવી વિલક્ષણ હોય છે! ઉપરના વિચારની સાથે જ વાતાવરણ માણસની મનોવૃત્તિ કેવી ઘટે તે વિશેની વર્ષો પૂર્વે મિત્રની જોડે થયેલી વાત એકાએક યાદ આવી.

થોડા વર્ષો પૂર્વે મારા એક નિકટના સ્નેહી લંડનથી આવ્યા પછી બીજે ત્રીજે દિવસે મને મળ્યા. વાતવાતમાં મેં પૂછ્યું, 'આપણા દેશ અને ઇંગ્લાંડ વચ્ચે એકદમ તરી આવે એવો તફાવત તમને કયો લાગે છે?' તેમણે તરત જ હસીને જવાબ આપ્યો, 'હમણાં જ, એટલે કે અત્યારે જ, મને એ તફાવત સચોટ દર્શાવે એવો અનુભવ થયો છે તેથી એની જ વાત કરું. લંડન કે યુરોપનાં કોઈપણ શહેરમાં જાઓ તો કામ કરનાર માણસ પોતાનું કામ પ્રસન્નતાથી અને આનંદપૂર્વક કરતો હોય તેમ જણાશે; આપણે ત્યાં કામ કરનાર માણસને પરાણે કામ કરવું પડતું હોય તેવો કંટાળાનો ભાવ નજરે પડશે. અત્યારે હું પોસ્ટ ઑફિસમાં પોસ્ટકાર્ડ ને ટિકિટો લેવા ગયો હતો. ટપાલ-ઑફિસની બારીમાં સ્ટેમ્પ વેચનાર કારકુન પાસે મેં સ્ટેમ્પ વગેરે માગ્યાં ત્યારે પ્રથમ તો એણે જાણે સાંભળ્યું જ ન હોય તેમ એકાદ બે મિનિટ મારી સામે જ ન જોયું. બીજી વાર કહ્યું ત્યારે સામે જોયું તે પણ એવી રીતે કે એની આંખો જાણે મને ઠપકો આપી એમ ન કહેતી હોય કે અત્યારે મને હેરાન કરવા શું કામ આવ્યા છો? મેં પૈસા આપ્યા, એણે સ્ટેમ્પ આપ્યા—અત્યંત શુષ્ક ભાવે. લંડનમાં કોઈ પણ પોસ્ટ-ઑફિસે જઈએ એટલે સ્ટેમ્પ, કાર્ડ ઇત્યાદિ વેચનાર કારકુન સમભાવપૂર્વક વિનયથી કહેશે, "સાહેબ, હું તમને શી મદદ કરું? (વ્હોટ કેન આઈ ડુ ફૉર યુ, સર?)." હસીને મીઠાશથી કામ કરશે; પોતાનું કામ કરવામાં એ રીતે તે કામ કર્યાનો સંતોષ અનુભવશે. આ ભેદ આપણી મનોવૃત્તિનો સૂચક છે.'

એણે આ વાત કરી કે તરત જ સરકારી નોકરીનાં દશ્ય

મારી સમક્ષ ખડાં થયાં. સ્ટેશન ઉપર ટિકિટ લેવા જઈએ ત્યારે, પોસ્ટમાં થયેલા અનુભવનું પુનરાવર્તન થાય છે. સરકારી કોઈપણ ઑફિસમાં જઈએ ત્યારે પણ એ જ મનોવૃત્તિનું દર્શન થાય. કારકુનો એકબીજા જોડે ગપ્પાં મારી વખત ગાળતા હોય, પણ આપણું કામ હાથ ધરવાનું એને સૂઝે જ નહીં. આપણે જાણે તેના દુશ્મનો હોઈએ તેમ આપણા પ્રત્યે બેદરકારી (અને કોઈ વાર ઉદ્ધતાઈ પણ) દાખવે. જે કામ કરવા માટે તેમની નિમણૂક થઈ હોય અને જેને માટે એને પગાર મળતો હોય તે કામ જાણે વેઠ વળગી હોય તેમ કરે. સમયના દુર્વ્યયની એને શી ફિકર હોય? સરકારી કે જાહેર ક્ષેત્રના કોઈપણ કામના સ્થળે આવો જ અનુભવ થવાનો. આપણા પોલીસો પણ જાણે તેઓ સત્તાધારીના પ્રતિનિધિઓ જ હોય તેવી જ રીતે લોકો જોડે વર્તે. તેઓ પ્રજાના સેવકો છે એવી મનોવૃત્તિ તેમનામાં કેળવાઈ જ હોતી નથી. લોકશાહીના યુગમાં પણ જાણે તેઓ તો લોકો ઉપર માત્ર અંકુશ રાખવા જ નિમાયા હોય તેમ વર્તતા જોવામાં આવે છે. અન્ય દેશોમાં સરકારી નોકરી કરતા માણસો કે પોલીસ લોકો જોડે સમભાવ અને વિનયથી વર્તે છે તેનું પરદેશ જઈ આવેલા સમર્થન કરે છે. વાતાવરણ મનોવૃત્તિ કેળવવામાં કેવો ભાગ ભજવે છે તેના ઉદાહરણરૂપે મારી સ્મૃતિએ પોતાનો ભંડાર ઉઘાડી પંદર-વીસ વરસ પહેલાંની આ વાત મારી પાસે રજૂ કરી.

ફરીથી હું મારા મુદ્દાની વાત ઉપર આવ્યો. મેં મારા સાથીને કહ્યું, 'જો આપણા વિદ્યાર્થીઓ અમેરિકાના શૈક્ષણિક વાતાવરણમાં પોતાનું હીર બતાવી શકે, તો આપણે પણ એવું વાતાવરણ કેમ ઊભું ન કરી શકીએ, જેથી તેઓની શક્તિ અહીં પણ પ્રગટ થાય? "આપણે" એટલે "શિક્ષકો"ની વાત હું કરું છું. ત્યાંની અમેરિકી શિક્ષણપદ્ધતિનો વિનિયોગ આપણે આપણા શિક્ષણકાર્યમાં ન કરી શકીએ? અલબત્ત, એ તો સ્પષ્ટ છે કે ત્યાં જેમ ટ્યૂટર

દસ-બાર વિદ્યાર્થીઓના જૂથને આભ્યાસિક માર્ગદર્શન આપે છે, તેમ આપણે ત્યાં થવું શક્ય નથી; કારણકે આપણે ત્યાં મોટા સો-દોઢસોની સંખ્યાના બનેલા વર્ગો હોય છે. પણ બી.એ. અથવા એમ.એ.ના વર્ગોમાં, જ્યાં સંખ્યા મર્યાદિત હોય ત્યાં, આપણે પ્રયોગ કરીએ તો ?'

'શી રીતે ?' સાથીએ પૂછ્યું.

'જ્યાં આપણા વિશિષ્ટ વિદ્યાવિષયોના વર્ગો દસબાર વિદ્યાર્થીઓના બનેલા હોય, ત્યાં આપણે પણ ટચટરની માફક અઠવાડિયામાં તેઓ બેએક ચોપડીઓ વાંચી લાવે અને પછી દસબાર વિદ્યાર્થીઓના જૂથમાં તેની ચર્ચા-વિવેચના-વિચારણા કરીએ તો ? તેઓ પાઠ્યપુસ્તકો પોતાની મેળે વાંચે. પોતાની રીતે તે સમાજવાનો પ્રયાસ કરે, તેનું પૃથક્કરણ કરે, વિચારે અને પછી આપણે સાથે ચર્ચા કરીએ, તો જરૂર વિદ્યાપ્રાપ્તિને યોગ્ય વાતાવરણ ઊભું કરી શકાય.' મારા સૂચનનું વિવરણ કરતાં મેં કહ્યું.

'આપણે ત્યાં એ વાતાવરણ ઊભું કરવું અસંભવિત જણાય છે. પ્રથમ તો, યુનિવર્સિટી-શિક્ષણને યોગ્ય હોય તેવા જ વિદ્યાર્થીઓએ યુનિવર્સિટીમાં જવું જોઈએ તેવી સ્થિતિ આપણે ત્યાં કર્યાં છે ? જેને પાઠ્યપુસ્તક વાચવામાં પણ મુશ્કેલી પડતી હોય તેવા વિદ્યાર્થીઓ પણ યુનિવર્સિટીની પદવી મેળવવા દાખલ થાય છે. ગાઈડો વાંચી પરીક્ષા પાસ કરનારા વિદ્યાર્થીઓ પાઠ્યપુસ્તકનું એક પણ પાનું વાંચતા નથી એ તો જાણીતી થઈ ગયેલી વાત છે. પરીક્ષા પાસ કરવા માટે પાઠ્યપુસ્તક વાંચવાની પણ જેમને જરૂર નથી લાગતી, એવા વિદ્યાર્થીઓને વાંચતાં કેમ કરવા ? વળી આપણા શિક્ષકોની પણ વૃત્તિ અને અભિરુચિ કેવી છે તે તો તમે જાણો જ છો. અમેરિકામાં જે વિદ્યાર્થીઓ ઝળકી ઊઠે છે તે અહીં ના પણ સારા વિદ્યાર્થીઓ હોય છે. વ્યવસ્થિત પરિશ્રમ તેમ જ વિદ્યાયોગ્ય પ્રોત્સાહન વાતાવરણના અભાવે જેઓની શક્તિ અવિકસિત

રહી હોય છે. તેઓને ત્યાં પ્રેરક વાતાવરણ મળતાં અને પરિશ્રમ વ્યવસ્થિત રીતે કરવો પડે તેવી પદ્ધતિને લીધે તેમની શક્તિ દીપી નીકળે છે. અહીંની શૈક્ષણિક આબોહવામાં સિદ્ધિ મેળવવી સહેલી નથી અને આપણે ત્યાં વિદ્યાર્થીઓ અને શિક્ષકની ઘડાઈ ગયેલી મનોવૃત્તિને ફેરવવી અઘરી છે.' તેમણે ભારપૂર્વક કહ્યું.

'પણ થોડા તેજસ્વી વિદ્યાર્થીઓને માટે તો આપણે કાંઈક કરવું જ જોઈએ. બી.એ. કે એમ.એ.માં જે વિદ્યાર્થીઓ પોતાની રુચિ અનુસાર વિષયની પસંદગી કરે છે તેમને તો આપણે યોગ્ય રીતે તૈયાર કરવા જ જોઈએ. આપણી પદ્ધતિ અને વાતાવરણ વિદ્યા-પ્રેરક કે વિદ્યાપોષક નથી એ વાંચીને શીખવવું સાચું છે. બી.એ.માં પણ નવલકથા કે નાટક વર્ગમાં વાંચીને શીખવવું પડે એ તો શરમજનક ગણાવું જોઈએ—અને તે પણ સ્વભાષાનાં પુસ્તકો! બી.એ. અને એમ.એ.ના વિદ્યાર્થીઓ પણ નિયત 'પાઠ્ય પુસ્તકો'માંથી કેટલાં ન વાંચીએ ('ઓમીટ' કરીએ) તો ચાલે, એમ પરીક્ષા વખતે પૂછે છે, ત્યારે શિક્ષણની વિડંબના વ્યક્ત થાય છે તેનું તીવ્ર દુઃખદ ભાન થાય છે. આ બધું જાણવા છતાં થોડા વિદ્યાર્થીઓ—તેમની સંખ્યા ભલે ઘણી ઓછી હોય—એવા હોય છે, જેમનામાં સાચી વિદ્યાપ્રીતિ હોય છે, તેમને માટે કશીક વ્યવસ્થા કરવી જોઈએ.' મેં મારા મંતવ્યને સ્ફુટ કરતાં કહ્યું.

'પણ આવી સંખ્યા જૂજ જ રહેવાની. જેમનામાં સાચી વિદ્યાપ્રીતિ છે, તેઓ તો આવી વિષમ પરિસ્થિતિમાં પણ વાંચે છે, વિચારે છે અને પોતાના વિષયને લગતાં સંદર્ભ પુસ્તકો પણ વાંચે છે. તેમનામાં કુદરતી બુદ્ધિમત્તાનું વલણ હોવાથી પોતાની મેળે જ તેઓ પોતાનો માર્ગ શોધી લે છે. પણ વર્ગમાં જ્યાં બધા વિદ્યાર્થીઓ હોય ત્યાં પૃથક્કરણ, વિવેચન અને ચિંતનને બહુ અવકાશ નથી તેથી અત્યારની પરિસ્થિતિમાં વિશેષ કરવું સહેલું નથી.' એમણે પોતાનું દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું.

'અત્યારની સ્થિતિની મર્યાદા ઓળખી લઈને પણ જેમનામાં બૌદ્ધિકતાનું વલણ હોય તેમને જુદા તારવી તેમની પાસે વ્યવસ્થિત પરિશ્રમ લેવરાવી તેમની શક્તિને આકાર આપી શકાય તેવો પ્રબંધ કરવો જોઈએ. પણ મારે મન ચિંતાનો વિષય અધ્યાપકો છે. જે અધ્યાપકોમાં પ્રગતિગત બૌદ્ધિક વલણ હોય છે, તેઓ પોતાના અભ્યાસમાં મગ્ન રહે છે. કોઈ જાય તો તેમને માર્ગદર્શન આપે છે. પરંતુ પોતાની અધ્યાપકીય ફરજમાં બૌદ્ધિક વલણવાળા વિદ્યાર્થીને શોધી કાઢી, તેને અનુકૂળ સામગ્રી ઉપલબ્ધ કરી આપી, થેડું પ્રોત્સાહનભર્યું માર્ગદર્શન આપીને તેના વ્યક્તિત્વને આકાર આપવાનું હોય છે એમ સમજી સક્રિય થનારા કેટલા ? જોકે આવા જ્ઞાનનિષ્ઠ વિદ્યારસિક અધ્યાપકો પણ બહુ જ ઓછા હોય છે.' મેં મારું મનોગત વ્યક્ત કર્યું.

'આ સંવાદની ફલશ્રુતિ એ છે કે આપણા પરીક્ષાકેન્દ્રી વાતાવરણની મર્યાદામાં રહીને પણ વિદ્યાપ્રીતિ અને શક્તિનાં બીજ હોય તેવા વિદ્યાર્થીઓની યોગ્ય માવજત કરવા પ્રવૃત્ત થવું: અને તે કાર્ય એમના વિદ્યાપરિશ્રમને વ્યવસ્થિત કરવાના વિવિધ ઉપાયો દ્વારા જ થઈ શકે.'

## ૧૫ ઉચ્ચ શિક્ષણક્ષેત્રે થતા દુર્વ્યયનો પ્રશ્ન

સામાન્ય પ્રણાલી અત્યાર સુધી એવી હતી કે પદવીદાન સમારંભો ઉચિત ગંભીરતાપૂર્વક ઉજવાતા. રાષ્ટ્રના ઉચ્ચ વિદ્યાપુરુષો કે રાષ્ટ્ર-નેતાઓ તે પ્રસંગે પદવીધરોને માર્ગદર્શક બને તેવાં દીક્ષાન્ત પ્રવચનો આપતા. વિદ્યાર્થીઓ અત્યંત આદરયુક્ત ધ્યાનથી તે પ્રવચનો સાંભળતા. આ વર્ષથી વિદ્યાર્થીઓએ આવા સમારંભોમાં સામાન્ય પ્રણાલીઓનો ભંગ કરી ધાંધલ મચાવવાનું અને સૂત્રો પોકારવાનું શરૂ કર્યું છે. એ સૂત્રો બધે એક જ પ્રકારની તેમની મનોવૃત્તિ વ્યક્ત કરે છે. તેઓ કહે છે: 'અમારે નોકરીઓ જોઈએ છે, પદવીઓ કે પ્રવચનો નહીં.' (we want jobs, we do not want degrees and addresses.)

આમ કેમ બન્યું ? આનું તત્કાળ કારણ તો જાણીતું છે. આપણા વિકસતા જતા ઉદ્યોગોમાં મંદી આવી અને ઇજનેરોને નોકરીઓ મળવી બંધ થઈ એ હતું, પરંતુ એ કારણનું મૂળ તપાસીએ તો આવી સ્થિતિ હળવે હળવે કેમ ઊભી થતી ગઈ તેનો ખ્યાલ આવશે. સ્વતંત્રતા મળ્યા પછી આપણે દેશમાં ઉદ્યોગો વિકસાવવાની નીતિ અપનાવી. કહેવાની જરૂર નથી કે આ નીતિના નેતા જવાહરલાલ નેહરુ હતા. આપણી અર્થરચના ઉદ્યોગમંડિત થાય તે માટે આયોજન પંચ નિમાયું અને પંચવર્ષી યોજનાઓ શરૂ થઈ એ હકીકત આપણે સૌ જાણીએ છીએ.

ઉદ્યોગોની શરૂઆતમાં ઇજનેરોની ખૂબ જરૂર હતી તેથી ઇજનેરી કૉલેજો અને પૉલિટેકનિકોની સંખ્યા વધી. રશિયા તેમ જ અમેરિકાની સહકારી મદદથી ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑફ ટેકનોલૉજી (આઈ. આઈ. ટી.)ની ચારેક સંસ્થાઓ સ્થપાઈ. શરૂઆતમાં ઇજનેરોની માગ હતી તેથી તેમને મોટા પગારવાળી નોકરીઓ મળવા માંડી. દેશભરમાં યુવાન વિદ્યાર્થીઓને પોતાની ઉજ્જવળ કારકિર્દી માટેનું આ ક્ષેત્ર લલચાવનારું થઈ ગયું. પરિણામે, એસ.એસ.સી. પાસ થઈને અનેકોએ ઇજનેરી સંસ્થાઓ તરફ આંધળી દોટ મૂકી. સરકારે ઉદ્યોગોને માટે ઇજનેરી સંસ્થાઓ અને ઇજનેરોની જરૂરિયાતનો અંદાજ આંક્યો નહોતો. બીજા શબ્દોમાં કહીએ તો, આયોજન પંચે ઇજનેરોની જરૂરિયાતને લક્ષમાં રાખી વ્યવસ્થિત આયોજન કર્યું નહોતું. દર વર્ષે દેશમાં હજારો ઇજનેરો તૈયાર થવા લાગ્યા. હવે ઇજનેરોનો જે વધારો રહ્યો અને ઉદ્યોગોમાં મંદી આવી તેણે મોટી સમસ્યા ઊભી કરી છે: શિક્ષિત બેકારોની સંખ્યા વધારી દીધી; પણ કરોડો રૂપિયા ખર્ચીને ઊભી કરેલી ઇજનેરી સંસ્થાઓનું શું કરવું ? આવી સ્થિતિમાં હતાશ થઈ ગયેલા ઇજનેરોએ 'અમારે નોકરી જોઈએ છે' સૂત્રની શરૂઆત કરી હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? બીજી વ્યવસાયી લોકો એમને અનુસરે તો

તેમાં અસ્વાભાવિકતા શી હોય?

આ રોગનાં મૂળ ઘણાં ઊંડાં છે. કેળવણીનો ઉદ્દેશ રાષ્ટ્ર કે સમાજિક જરૂરિયાત પ્રમાણે તાલીમ આપી શિક્ષિતોને તૈયાર કરવા એ પણ છે. આ હકીકત પ્રત્યે આપણે દુર્લક્ષ કર્યું છે તેમાંથી અનેક સમસ્યાઓ ઊભી થઈ છે. એક બાજુથી દેશ સ્વતંત્ર થયા પછી કેળવણીની ભૂખ જાગી છે (અને એ ઇષ્ટ અને આશાપ્રેરક વસ્તુ છે), તો બીજી બાજુથી રાષ્ટ્રીય કે સામાજિક જરૂરિયાતને અનુરૂપ વ્યાવસાયિક શિક્ષણની કશી સુયોજિત રચના નથી કરી. પરિણામે, જે વ્યવસાયમાં કૌશલની જરૂરિયાત છે તેવા માણસો નથી મળતા, તો બીજી બાજુ ઉચ્ચ કેળવણી પામેલાને કામ નથી મળતું. આપણા દેશમાં શિક્ષણની દિશામાં સૌ આંધળી દોટ મૂકે છે. નિશાળમાં શિક્ષણ પૂરું થાય કે પાસ થયેલાં બધાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ ઉચ્ચ શિક્ષણ લેવા માટે યુનિવર્સિટી તરફ પગલાં ભરે છે. પોતાની રુચિ-શક્તિના વલણનો વિચાર કર્યા વિના ઘણાં-ખરાં વિજ્ઞાનશાખામાં પ્રવેશ મેળવવા પડાપડી કરે છે, કારણકે તેઓ બધાં ઇજનેર (ગયા વરસથી આ માટેનું વલણ બદલાયું છે) કે દાક્તર થવાનાં સ્વપ્નાં સેવે છે. એમાં મર્યાદિત સંખ્યા લેવાની હોય એટલે બાકીનાં બધાં વિજ્ઞાનની પદવી માટેનો અભ્યાસ કરે છે. જેઓ કલા કે વાણિજ્યની શાખામાં જાય છે તેઓની સ્થિતિ પણ તેનાથી જરાય સારી નથી હોતી. એક એવી ખોટી માન્યતા પ્રચલિત થઈ છે કે જેઓમાં વિશેષ શક્તિ ન હોય તેઓ જ કલાશાખામાં જાય જાણે અર્થશાસ્ત્રી, કાયદાશાસ્ત્રી, વિચારક, સાહિત્યિક, સંચાલક આદિની જરૂર જ ન હોય!

આને લીધે શિક્ષણક્ષેત્રમાં રાષ્ટ્રીય શક્તિ અને સંપત્તિનો દુર્વ્યય કેટલો થાય છે એ ઊંડો વિચાર માગી લે તેવો પ્રશ્ન છે.

થોડાં વર્ષો પહેલાં મુંબઈ યુનિવર્સિટીએ પ્રગટ કરેલા કલા, વાણિજ્ય અને વિજ્ઞાનશાખામાં થતા દુર્વ્યય (wastage)ના

આંકડા રહસ્યસૂચક છે એટલું જ નહીં પણ કોઈપણ હિતચિંતકની આંખો ઉઘાડે તેવા છે. એસ.એસ.સી. પાસ થયા પછી આ શાખાઓમાં પ્રવેશ લેનાર વિદ્યાર્થીઓમાં, એક પણ વર્ષ ગુમાવ્યા વિના પાસ થનારનાં છેલ્લાં દસ વર્ષના સરેરાશનાં પરીક્ષા–પરિણામોના આંકડા તૈયાર કરવામાં આવ્યા હતા. તે અનુસાર કલા-શાખામાં પાસ થનાર ૧૫ ટકા, વાણિજ્યમાં ૩ ટકા અને વિજ્ઞાનમાં ૧૬–૧૭ ટકા પરિણામ હતું. આટલો દુર્વ્યય દુનિયાની કોઈપણ વિદ્યાપીઠમાં જાણ્યો નથી, સાંભળ્યો નથી. એસ.એસ.સી નું પરિણામ પણ ૫૦ ટકાની આસપાસ હોય છે. બાકીના ૫૦ ટકા વિદ્યાર્થીઓ શું કરે છે તેમના વિશેની અભ્યાસ–તપાસ થઈ નથી. આવી રીતે શિક્ષણમાં જે દુર્વ્યય થાય છે તેનો અભ્યાસ કરવો ઘટે છે. ઇજનેરી અને દાક્તરી શાખામાં પણ બહુ સારા ગુણ મેળવેલા વિદ્યાર્થીઓને પ્રવેશ મળે છે છતાં શૈક્ષણિક કોટિ નીચી ગઈ છે એમ તદ્‌વિદો કહે છે.

હમણાં હમણાં આપણે ત્યાં એક પ્રથા એવી પડી છે કે પ્રગતિનું માપ ગુણવત્તાને બદલે આંકડા ઉપરથી કાઢવામાં આવે છે. યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનના અહેવાલ ઉપરથી આપણી શૈક્ષણિક પ્રગતિ કેટલી થઈ છે તે દર્શાવવા યુનિવર્સિટીની સંખ્યા કેટલી વધી, કૉલેજોમાં કેટલો વધારો થયો, અને વિદ્યાર્થીઓની સંખ્યાઓ કઈ કઈ વિદ્યા-શાખાઓમાં કેટલી વધી છે તેનો કોઠો આપવામાં આવે છે. આ બધામાં ઘણો વધારો થયો છે એ આંકડાઓ બોલે છે, પણ ગુણવત્તા કે રાષ્ટ્રીય જરૂરિયાતની દૃષ્ટિએ એ ક્ષેત્રમાં કેટલી સિદ્ધિ મેળવી છે તેનો નિર્દેશ નથી હોતો. લોકશાહી કે પ્રજાશાહી રાજ્યમા તેની સફળતા માટે કેળવણીનું પ્રમાણ ઘણું વધારે હોય તે અનિવાર્ય લેખાય. આટલા બધા લોકો (અને તે માત્ર મધ્યમ વર્ગના જ નહીં પણ પછાત કોમના તેમ જ અનુસ્યૂત કોમનાં પણ) કેળવણી પામે છે તે આશાપ્રેરક વસ્તુ છે. પરંતુ આ કેળવણીમાં આટલો મોટો

અક્ષમ્ય દુર્વ્યય થાય છે તેને અટકાવી કેળવણી યોગ્ય માર્ગે રાષ્ટ્રીય અને સામાજિક જરૂરિયાત મુજબ અપાય તેનો નથી વિચાર થયો કે થતો. અવ્યવસ્થિત રીતે અપાતી આવી કેળવણી શિક્ષિત બેકારો ઊભા કરે છે અને રાષ્ટ્રીય શક્તિસંપત્તિનો મોટો દુર્વ્યય કરે તેવી સ્થિતિ પેદા કરે છે. અલબત્ત, શુદ્ધ જ્ઞાન ( Pure Knowledge) -નું પણ સ્થાન છે જ, પણ એ તો જેમની સ્વાભાવિક વૃત્તિ શુદ્ધ જ્ઞાનમાં રાચવી હોય તેવા વિદ્વાનોને માટે અવકાશ રાખવો જ જોઈએ. આપણે ત્યાં જે રીતે સ્નાતકની પદવી માટે તથા સંશોધન માટે ગતાનુગતિક ન્યાયે શિક્ષણ લેવાની રીત છે. તેનાથી કેળવણીનું ધોરણ નીચે આવતું જાય છે એ હકીકત લક્ષમાં રાખવી ઘટે છે. આપણી યુનિવર્સિટીની પહેલી પદવી ઇંગ્લાંડ અમેરિકાની યુનિવર્સિટીઓની પ્રથમ પદવીની સરખામણીમાં નીચા ધોરણવાળી છે એ સર્વસ્વીકૃત હકીકત છે. કેવળ બુદ્ધિની દૃષ્ટિએ જોઈએ તો આપણો સર્વસામાન્ય વિદ્યાર્થી ઇંગ્લાંડ અમેરિકાના વિદ્યાર્થી કરતાં જરાય નીચી કક્ષાનો ન હોવા છતાં આવી સ્થિતિ છે.

તો પછી આનો ઉપાય શું? આ પ્રશ્નના નિરાકરણ માટે શિક્ષણની આયોજનામાં ધરમૂળથી ફેરફાર કરવો પડશે. પ્રાથમિક શિક્ષણ ફરજિયાત હોવું જોઈએ એ ઇષ્ટ વસ્તુ છે. માધ્યમિક શિક્ષણ સૌ લઈ શકે તેવી પરિસ્થિતિ ઊભી કરવી જોઈએ. -શાળાન્ત પરીક્ષા પછી વ્યાવસાયિક શિક્ષણ માટેના જુદા જુદા અભ્યાસક્રમો યોજાય અને સાથે સાથે એ માટેની શિક્ષણ (વ્યાવસાયિક)ની સંસ્થાઓ પણ શરૂ થાય અને આ સંસ્થાઓ રાષ્ટ્રીય જરૂરિયાતને લક્ષમાં રાખી વ્યાવસાયિક તાલીમ આપે તેવી રીતે ચાલે તેમ થવું જોઈએ. આ વિચાર નવો નથી, આવા અભ્યાસક્રમો તૈયાર થયા છે, પરંતુ એવી સંસ્થાઓ ઊભી થઈ નથી અથવા વિદ્યાર્થીઓ જુદી જુદી જાતની વ્યાવસાયિક તાલીમ લે તેવી હવા ઊભી થઈ નથી. આપણે મહારાષ્ટ્ર-ગુજરાતની વાત કરીએ તો

એસ.એસ.સી.ના અભ્યાસક્રમમાં લગભગ સિત્તેર વિષયો છે અને એમાં વ્યાવસાયિક તાલીમ માટેના થોડા વિષયોનો સમાવેશ થાય છે. પણ આ બધું માત્ર કાગળ ઉપર રહે છે, કારણકે લગભગ બધી જ નિશાળો, યુનિવર્સિટીમાં પ્રવેશ મળે તે માટેના શૈક્ષણિક વિષયો જ શીખવે છે. શાળાન્ત પરીક્ષા માટેનો અભ્યાસક્રમ કોઈ વાંચે તો એને લાગે કે જુદી જુદી જાતની તાલીમ માટે સારી યોજના થઈ છે. પણ હકીકતમાં તો એવી તાલીમ નિશાળમાં મળી શકતી જ નથી. એસ.એસ સી.માં બેસનાર વિદ્યાર્થીઓના અભ્યાસ-વિષયો જોઈશું તો મોટે ભાગે સિત્તેરમાંથી દસ-પંદર વિષયો લેનાર વિદ્યાર્થીઓ જ હોય છે. વિવિધલક્ષી ( Multipurpose) નિશાળોમાં યુનિવર્સિટી શિક્ષણ માટેની ત્રણ શાખાઓમાં પ્રવેશ મળી શકે તેવી કલા, વાણિજ્ય અને ઈજનેરીના વિષયોવાળા વિભાગો હોય છે. બાકીના વ્યાવસાયિક વિષયો માત્ર અભ્યાસક્રમના કાગળ ઉપર રહે છે.

આ વસ્તુનો એક બીજી રીતે વિચાર કરવો ઘટે છે. સમાજ કે સરકાર પણ, સામાન્ય કારકુન માટેની નોકરીઓ માટે પણ પસંદગી કરવાની હોય ત્યાં શાળાન્ત પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થીઓ કરતાં પદવીધર વિદ્યાર્થીઓને વધુ પસંદ કરે છે. બેન્ક, પોસ્ટ કે અન્ય પેઢીઓ કે સંસ્થાઓમાં કારકુન જેવી નોકરીઓ, જે સામાન્ય એસ.એસ.સી. સુધીની તાલીમ પામેલો વિદ્યાર્થી કરી શકે છતાં ત્યાં ગ્રેજ્યુએટને શા માટે પસંદગી અપાય? આમ થાય છે એટલે ઉચ્ચ વિદ્યાભિરુચિ ન હોય તોયે ગ્રેજ્યુએટ થવા માટે યુનિવર્સિટીમાં પડાપડી કરે છે. ઠીક મોટી સંખ્યાના વિદ્યાર્થીઓમાં ઉચ્ચ શિક્ષણ માટેની મનોવૃત્તિ કે લાયકાત ન હોય છતાં યુનિવર્સિટીમાં દાખલ થાય એટલે શિક્ષણનું ધોરણ નીચું લાવવું પડે તેવી સ્થિતિ ઊભી થાય છે. યોગ્ય ધોરણ પ્રમાણે પરીક્ષા-પરિણામ અપાય તો પરીક્ષાનું પરિણામ નીચું આવે અને એવું નીચું પરિણામ આવે

તો વિદ્યાર્થીઓની ' કરલે આમ 'ની ફરિયાદો અને તોફાની આંદોલનો થાય. એને ટાળવા માટે શિક્ષણનું ધોરણ નીચું આવે તો હરકત નહિ, પણ નકામી આફત શા માટે ઊભી કરવી એવી મનોવૃત્તિ શિક્ષણસંચાલકોમાં ઊભી થયેલી હોય છે. એના સૂચક ઉદાહરણ તરીકે ગુજરાત યુનિવર્સિટીનાં પરિણામો તરફ નજર નાખીશું તો જણાઈ આવશે કે પ્રથમ વર્ગમાં પાસ થનારની મોટી સંખ્યા હોય છે, બીજા વર્ગમાં પાસ થનાર પણ ઘણા હોય છે અને ઓછામાં ઓછી સંખ્યા ત્રીજા વર્ગમાં પાસ થનારની હોય છે. કોલેજોનાં પરિણામો ૯૦ થી ૯૯ કે ૧૦૦ ટકા હોય છે! આવાં પરિણામો હોઈ શકે, પણ એ તો જ્યારે ખરેખરી બુદ્ધિશક્તિની અને એવી રુચિની લાયકાત કે કોટિ હોય ત્યારે બીજી વિદ્યાપીઠોમાં પણ પરિસ્થિતિ બહુ જુદા પ્રકારની નથી હોતી. આથી વિશેષ ઉચ્ચ શિક્ષણની વિડંબના કઈ હોઈ શકે ? ' શિક્ષિત ' બેકારોની સંખ્યા વધે અને 'અમારે નોકરી જોઈએ છે, પદવી નહીં'નાં સૂત્રો સાંભળવા મળે તો તે વસ્તુસ્થિતિનું અનિવાર્ય પરિણામ છે એમ સમજી લેવું જોઈએ.

આનો ઉપાય એ છે કે એસ.એસ.સી. પાસ થયા પછી જે ક્ષેત્રમાં જે પ્રમાણે જરૂર હોય તે પ્રમાણેના સર્ટિફિકેટ ડિપ્લોમા માટેના અભ્યાસક્રમો યોજવા જોઈએ. એસ.એસ.સી. પાસ થયા પછી જેમની જેવી રુચિ હોય તેવી તાલીમ આપનારી સંસ્થાઓ (જરૂર છે તેવા વ્યવસાયોને અનુલક્ષીને) હોવી જોઈએ. આમ થાય તો યુનિવર્સિટી તરફની આંધળી દોટ અટકે અને પોતપોતાની રુચિ-શક્તિ અનુસાર સહુ તાલીમ લઈ શકે તેમ જ નોકરી કે વ્યવસાય મેળવી શકે. અમેરિકા અને યુરોપના દેશોમાં આમ હોય છે તેથી શિક્ષિત (!) બેકારી બહુ જ ઓછી હોય છે. આપણે ત્યાં સામાન્ય કારકુન માટેની જગ્યા માટે પદવીધરને લેવામાં આવે તેમાં યુનિવર્સિટીનું શિક્ષણ એળે નથી જતું ? આ રીતે થતા રાષ્ટ્રીય સંપત્તિના

દુર્વ્યયનો ખરો ખ્યાલ બહુ ઓછા લોકોને હોય છે.

એક અનુષંગિક વસ્તુનો નિર્દેશ કરવો ઘટે છે. આપણે ત્યાં એક એવી સમજ–ગેરસમજ–વ્યાપક બની છે કે ઉચ્ચ કેળવણી લેનારે શારીરિક શ્રમ કરવાની જરૂર નથી બલ્કે, શારીરિક શ્રમનું કાર્ય હલકું ગણાય અને શિક્ષિતો એ કરે તો શરમરૂપ લેખાય. કૉલેજોમાં ભણનાર વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને શારીરિક મહેનતનું કામ ન આપવું જોઈએ એમ માત્ર વિદ્યાર્થીઓ જ નહિ પણ તેમનાં માબાપો અને સમાજ પણ જાણ્યે–અજાણ્યે માને છે. કૉલેજમાં ભણતી વિદ્યાર્થિનીઓ ઘરકામ કે રાંધવાનું કામ કરે તે યોગ્ય નથી, ન કરવું જોઈએ એવી મનોવૃત્તિ વ્યાપક બની છે. પરિણામે, જેમાં શારીરિક શ્રમ કરવાનો હોય તેવા શિક્ષણ માટેની અભિરુચિ કેળવાતી નથી. સુતારી, લુહારી, કૃષિકાર્ય, વણાટકામ વગેરેની તાલીમ લેવાનું કામ જાણે હલકું હોય તેમ માનવામાં આવે છે. જોકે 'શ્રમગૌરવ'નું મહત્ત્વ ઠસાવવા (કે દર્શાવવા?) કૉલેજના વિદ્યાર્થીઓ અભ્યાસકાળ દરમિયાન કૉમ્યુનિટી પ્રોજેક્ટ એટલે કે ગામડાંના રસ્તાઓ કે ઘરના બાંધકામ માટે આઠ-દસ દિવસ ગાળે છે અને શ્રમગૌરવ (dignity of labour)ના કાર્યનો સંતોષ મેળવે છે. આ કૃત્રિમ ભાસ જ છે એ કહેવાની જરૂર છે? શ્રમગૌરવ એ પ્રોજેક્ટ પૂરતું જ હોય છે, જીવનમાં એનું સ્થાન નથી એ કોણ નથી જાણતું? ગાંધીજીએ શ્રમગૌરવને સાચું સ્થાન આપ્યું અને શ્રમમૂલક કેળવણી (પાયાની કેળવણી–basic education)ની યોજના કરી તેનું મૂળ, બુદ્ધિમાનો શ્રમ ન કરે કારણ્કે તે હલકું કામ છે, એવી સમાજવ્યાપી મનોવૃત્તિમાં રહેલું હતું. એટલે સામાજિક કે રાષ્ટ્રીય જરૂરિયાતવાળાં કામમાં શારીરિક શ્રમ કરવાનો હોય તો તેને અનુરૂપ તાલીમ અપાય અને તેવા તાલીમાર્થીઓને ઉત્તેજન અપાય તેવી વ્યવસ્થા કરવી જરૂરી છે.

ટૂંકામાં કહીએ તો, આપણા શિક્ષણની યોજનામાં યુનિવ-

સિટીમાં મુકાતી આંધળી દોટ અટકે અને રાષ્ટ્રીય કે સામાજિક જરૂરિયાત મુજબ તાલીમ આપે તેવી અનેકવિધ સંસ્થાઓ ઊભી થાય કે જેથી વિદ્યાર્થીઓ પોતાની શક્તિ-રુચિ અનુસાર તેમાં જોડાઈ શકે અને પછી કામ મેળવી શકે તેમ કરવું જરૂરી છે. શીગતાં વિદ્યાર્થીઓને માટે રુચિ હોય કે ન હોય છતાં યુનિવર્સિટી જ લક્ષ્ય હોય તેવી પરિસ્થિતિ બદલવી જોઈએ અને અનેક પ્રકારનાં કૌશલ (skills) ની તાલીમ મળે તેવી વિવિધ શિક્ષણસંસ્થાઓ સ્થાપવી જોઈએ. જેમની રુચિ શુદ્ધ જ્ઞાન કે સંશોધન માટેની હોય તેમને માટે યુનિવર્સિટીઓ સગવડ આપે તે પણ એટલું જ જરૂરી છે.

એ ઉપરાંત, આપણા શિક્ષણક્ષેત્રમાં થતા દુર્વ્યયનું એક કારણ આપણી પરીક્ષાકેન્દ્રી શિક્ષણપદ્ધતિ પણ છે. વિદ્યાર્થીની શક્તિના આવિર્ભાવને પૂરેપૂરો અવકાશ મળે તેવી શિક્ષણપદ્ધતિનો વિનિયોગ હજી આપણે કર્યો નથી. આપણી ચાલી આવતી ચીલાચાલુ પરીક્ષાલક્ષી શિક્ષણરીતિને લીધે વિદ્યાર્થીની બુદ્ધિશક્તિને પ્રોત્સાહક ચાલના મળતી નથી તેથી તે અણુવિકસિત રહે છે. આપણા સામાન્ય ગણાતા વિદ્યાર્થીઓ જ્યારે અમેરિકા જાય છે અને ત્યાંની શિક્ષણપદ્ધતિનો લાભ મેળવે છે ત્યારે તેમની શક્તિ પાંગરી ઊઠે છે અને સરસ વિકાસ સાધે છે. અહીં પાછા આવે છે ત્યારે માત્ર પદવી મેળવીને જ નહીં પણ જે વિષયના જ્ઞાન માટે ગયા હોય તે વિષયનું સારું જ્ઞાન મેળવી પાછા આવે છે. ઘણી વાર અમારા જેવા શિક્ષકોને આવા વિદ્યાર્થીની તેજસ્વી કારકિર્દી જોઈને સાનંદાશ્ચર્ય થાય છે કે અહીં જે સામાન્ય કક્ષાનો વિદ્યાર્થી હતો તેણે હવે કેવી ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી છે! અહીંના સારા વિદ્યાર્થીઓ ત્યાં નામના મેળવે છે અને ઉચ્ચસ્થાન મેળવે છે તે પણ જાણીતી વાત છે. આવા સરસ પરિવર્તનનું કારણ ત્યાંની જ્ઞાનવિકાસક અને પોષક શિક્ષણપદ્ધતિ છે. આમાંથી એ પણ સિદ્ધ થાય છે કે આપણો સરેરાશ વિદ્યાર્થી યુરોપ-અમેરિકાના વિદ્યાર્થીની તુલનાએ જરાય ઊતરતો

નથી. એટલે જ જો આપણું શિક્ષણ વિવિધલક્ષી વ્યાવસાયિક બને અને આપણી શિક્ષણપદ્ધતિ પણ વિદ્યાર્થીની આંતરિક શક્તિને જાગ્રત કરી આકાર આપનારી બને તો આપણા ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં થતો દુર્વ્યય અટકે એટલું જ નહીં પણ આપણી સાચી રાષ્ટ્રીય સંપત્તિ વધે.

અલબત્ત, અહીં તો ઉચ્ચ કેળવણીની સ્થિતિની સામાન્ય રૂપરેખા આપી છે અને સૂચનોનો નિર્દેશ કર્યો છે, વિગતો અને હકીકતોની પૂરેપૂરી માહિતી તેમ જ અન્ય પરિબળોનું વર્ણન કર્યું નથી. છતાંય આપણી કેળવણીનાં ક્ષેત્રોનાં વાસ્તવિક ચિત્રણનો ખ્યાલ તેમાથી મળી રહેશે અને શું કરવું જોઈએ તેનું કંઈક દિશાસૂચન પણ થશે એમ હું માનું છું.

## ૧૬ ભાષા જ્ઞાનનું વાહન છે, બુદ્ધિ સંપત્તિ નથી.

કૉલેજોમા પ્રવેશ મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓએ કૉલેજમાં આચાર્યને 'ઇન્ટરવ્યૂ' આપવો જોઈએ એવી પ્રથા બધે ચાલુ થઈ ગઈ છે. આ 'ઇન્ટરવ્યૂ' ઉપરથી એ વિદ્યાર્થી કઈ સંસ્થામાંથી આવે છે તેનું થોડું પ્રતિબિંબ દેખાઈ આવે છે. ઉદાહરણ તરીકે, વિદ્યાર્થી આવતા જ 'ગુડમોર્નિંગ, સર' કહીને સ્વસ્થ અને ટટ્ટાર ઊભો રહે એટલે એ કોઈ અંગ્રેજી માધ્યમવાળી કૉન્વેન્ટ નિશાળ-માંથી આવે છે તેમ સહેલાઈથી પરખાઈ જાય. આવા વિદ્યાર્થીઓ સારી રીતભાત દાખવે છે અને તેમની શિસ્તની સુંદર છાપ પાડે છે. પણ જ્યારે કોઈપણ વિદ્યાર્થી ઢંગધડા વિનાની ચાલથી પ્રવેશે અને ક્યાં તો ડોક વળેલી હોય અથવા કેડ એક કે બીજી બાજુ નમેલી

હોય એવી રીતે બેડોળ લાગે તેમ ઊભો કે ઊભી રહે અને ગભરાયેલા ચહેરે મૂંગા મોઢે સામું જોયા કરે ત્યારે તે ગુજરાતી, મરાઠી કે હિંદીભાષી નિશાળમાંથી આવે છે તેવું અનુમાન કરવું ખરું ઠરે છે. આવે વખતે મને અચૂક રીતે લાગ્યા કરે છે કે આવો બાહ્ય વિનય કે સારી રીતભાત ગુજરાતી-મરાઠી ઇત્યાદિ ભારતીય ભાષી નિશાળોએ શીખવવાં જોઈએ. રીતભાત એ કેળવણીનું વસ્ત્ર છે.

અલબત્ત, આના ઉપરથી એવી તારવણી કરવાની નથી કે ભારતીય-ભાષી નિશાળના વિદ્યાર્થીઓ અવિનયી છે, અને અંગ્રેજી માધ્યમની શાળામાંથી આવનાર વિદ્યાર્થીઓ શિક્ષકો પ્રત્યે આદર ધરાવે છે. વસ્તુતઃ ઘણી વાર તો સ્થિતિ ઊલટી જ હોય છે. અંગ્રેજી માધ્યમની નિશાળોવાળા વિદ્યાર્થીઓ જ્યારે શિક્ષકોને રસ્તામાં કે કૉલેજમાં મળે ત્યારે 'ગુડમૉર્નિંગ, સર' કહી વિનય દર્શાવે એવી તાલીમ પામેલા હોય છે. ગુજરાતી ઇત્યાદિ માધ્યમમાથી આવેલા વિદ્યાર્થીઓને કૉલેજમાં કે રસ્તામાં શિક્ષકોને કે વડીલોને સામા મળે ત્યારે વિનયની કોઈ સંજ્ઞા દર્શાવવાની તાલીમ મળેલી હોતી નથી. આવા વિદ્યાર્થીઓ કયાં તો મૂગા મૂગા સામું જુએ છે અથવા મોઢું ફેરવી લે છે. ઘણી વાર શિક્ષકોને આવે વખતે શું કરવું એ સૂઝતું નથી. ઊલટું, શિક્ષકોને મોઢું ફેરવી લેવાની ફરજ પડે છે. ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ સારી રીતભાત કેળવે એ 'ખરી કેળવણીનું એક લક્ષણ' ગણાવું જોઈએ.

આ પ્રકારની તાલીમ ઘેર માબાપે અને નિશાળમાં શિક્ષકોએ આપવી જોઈએ. કોઈને મળવા જવાનું હોય, ત્યારે કેવી રીતે ઊભા રહેવું, કેવી રીતે વિનયદર્શક 'નમસ્તે' અથવા 'ગુડ મૉર્નિંગ' ઇત્યાદિ બોલવું અને કેવી રીતે વાત કરવી તેની તાલીમ બાળપણથી મળે તે જરૂરી છે. ઇન્ટરવ્યૂ માટે ભારતીય-ભાષી માધ્યમની નિશાળોમાંથી આવનાર વિદ્યાર્થીઓ ઘણી વાર ટેબલ ઉપર બન્ને હાથ રાખી ઊભા રહેતા હોય છે અથવા ઇન્ટરવ્યૂ લેનારની સામે

ઊભા રહેવાને બદલે તેમની પડખે જઈ ઊભા રહેતા હોય છે. ઇન્ટરવ્યૂ વખતે ઘણી વાર વિદ્યાર્થીઓને ટેબલ ઉપરથી હાથ નીચે લઈ લેવા, સરખી રીતે ઊભા રહેવા અથવા 'મારી સામે અહીં ઊભા રહો'ની સૂચનાઓ મારે આપવી પડે છે. જાણું છું કે મોટા ભાગના આવા વિદ્યાર્થીઓને શિક્ષકો માટે ખરી આદરવૃત્તિ હોય છે, પણ આદર વ્યક્ત કરતાં તેમને આવડતો નથી એટલું જ. પ્રથમ છાપ સારી રીતભાતની તો પડે તેથી તેવા વિદ્યાર્થીઓ પ્રત્યે સ્વાભાવિક અનુકૂળ ભાવ પેદા થાય છે એ હકીકત વિદ્યાર્થીઓએ સમજી લેવી જોઈએ.

પણ એક બીજી મહત્ત્વની વસ્તુ વિદ્યાર્થી, શિક્ષક, માબાપ અને સમાજ લક્ષમાં રાખે એમ હું ઇચ્છું છું :

માત્ર અંગ્રેજી બોલનારની વાક્છટા ઉપરથી એની બુદ્ધિશક્તિનું ઊંચું માપ આંકવાની જરૂર નથી. વર્ષોના અનુભવ પછી હું પ્રતીતિપૂર્વક માનતો થયો છું કે માત્ર સુંદર છટાથી અંગ્રેજી બોલનાર અંગ્રેજી માધ્યમવાળી નિશાળના વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિ વિશે ઊંચો અભિપ્રાય બાંધવો એ ખોટું છે. ભાગ્યું તૂટ્યું અંગ્રેજી બોલનાર (ગુજરાતી-મરાઠી ઇત્યાદિ માધ્યમની નિશાળમાંથી આવતા) વિદ્યાર્થીનું પરિણામ, જો તે બુદ્ધિશાળી હોય તો, છટાદાર અંગ્રેજી બોલનાર સામાન્ય વિદ્યાર્થી કરતાં ઘણું ઊંચું આવતું હોય છે. બુદ્ધિશક્તિને અંગ્રેજી બોલચાલની છટા સાથે સાંકળવી એ ખોટું છે. બુદ્ધિશક્તિ એ જુદી જ વસ્તુ છે. મારી પોતાની કૉલેજનો અનુભવ કહું તો મારું વક્તવ્ય સ્પષ્ટ થશે. અંગ્રેજી માધ્યમવાળી નિશાળોમાંથી છટાદાર અંગ્રેજી બોલનાર વિદ્યાર્થીઓ મારે ત્યાં ઠીક પ્રમાણમાં આવે છે. એમના અસ્ખલિત વાક્પ્રવાહથી અને બોલવાની છટાથી તેમની મારા મનમાં સારી છાપ હોય છે. પરંતુ જ્યારે યુનિવર્સિટીની કૉલેજની પરીક્ષાનું પરિણામ આવે છે, ત્યારે મેં જોયું છે કે મોટે ભાગે પ્રથમ કક્ષામાં આવનાર અને અંગ્રેજીના વિષયમાં પણ સારા ગુણો

મેળવનાર વિદ્યાર્થીઓ બહુધા ગુજરાતી–મરાઠી ઇત્યાદિ માધ્યમની નિશાળોમાંથી આવેલા હોય છે. આ સમજી શકાય તેવી વસ્તુ છે. ઊંચી બુદ્ધિશક્તિ ધરાવતો વિદ્યાર્થી અંગ્રેજી કાવ્યનું હાર્દ કે સાહિત્યકૃતિની ગુણવત્તા છટાદાર અંગ્રેજી બોલનાર અંગ્રેજી માધ્યમની નિશાળમાથી આવનાર સામાન્ય વિદ્યાર્થી કરતાં વધારે સહેલાઈથી અને સ્વાભાવિકતાથી પારખી લે છે. હું આ એટલા માટે કહું છું કે અનેક કૉલેજોમા અંગ્રેજી માધ્યમની નિશાળોમાથી આવનાર વિદ્યાર્થીઓને પ્રથમ પ્રવેશ આપવામાં આવે છે—એમ સમજીને કે અંગ્રેજી માધ્યમવાળો વિદ્યાર્થી વધુ હોશિયાર હોય છે; કેટલીક કૉલેજો એના અમુક ટકા વધુ ગુણ ગણીને એમને પ્રવેશ આપે છે. એસ. એસ. સી. કે યુનિવર્સિટીની પરીક્ષાનાં પરિણામો પણ આ જ હકીકતનું સમર્થન કરે છે: ખાતરી કરવી હોય તેણે પ્રથમ દસ વિદ્યાર્થીઓમાથી અગ્રેજી માધ્યમવાળી નિશાળોમાથી આવનાર વિદ્યાર્થીઓ કેટલા હોય છે તે જોઈ લેવું. જો નિરીક્ષણ કરીશું તો માલૂમ પડશે કે તેમાંથી મોટા ભાગના મરાઠી-ગુજરાતી ઇત્યાદિ માધ્યમવાળા જ વિદ્યાર્થીઓ હોય છે. અંગ્રેજી માધ્યમવાળો વિદ્યાર્થી તેજસ્વી હોય તો તે જરૂર પ્રથમ કોટિમાં આવે, પણ તે કેવળ અગ્રેજી ભાષા ઉપરના પ્રભુત્વને લીધે નહીં પણ એની બુદ્ધિશક્તિને લીધે જ આ વક્તવ્યનું તાત્પર્ય છે.

હવે થોડી ઇન્ટરવ્યૂની ગમ્મત પણ કહેવા જેવી છે. મારી કૉલેજમાં આવનાર બહુસંખ્ય વિદ્યાર્થીઓ ઉપનગરની નિશાળોમાંથી આવતા હોય છે. ઇન્ટરવ્યૂ અગ્રેજીમાં લેવાનો હોય છે. મોટા ભાગના વિદ્યાર્થીઓને અંગ્રેજીમાં બોલવાનો કે સાંભળવાનો મહાવરો હોતો નથી તેથી સમજવામાં અને બોલવામાં તેમને મુશ્કેલી પડે છે. ઘણાખરા સામાન્ય કોટિના વિદ્યાર્થીઓ સાથેની વાતચીત પણ સૂચક હોય છે.

"તમારી નિશાળનું નામ શું?" એ મારો પ્રથમ પ્રશ્ન હોય

છે. તેનો જવાબ પોતાની નિશાળનું નામ બોલીને લગભગ બધા આપે છે. મારો બીજો પ્રશ્ન હોય છે: 'તમે બોરીવલી-કાંદિવલી ઇત્યાદિ સ્થળેથી અહીં કેવી રીતે આવશો ? (How will you come to the college ?)' ઠીક ઠીક સંખ્યાના વિદ્યાર્થીઓનો જવાબ હોય છે: 'I study (હું અભ્યાસ કરું છું.)' ફરીથી સ્વસ્થ બનીને જવાબ આપવાનું કહું છું, પણ ઉત્તર એ જ હોય છે. હું વિચાર કરીને તેમની મુશ્કેલી સમજવાનો પ્રયાસ કરું છું. મારા મનમાં તરત પ્રકાશ પડે છે કે તેઓ How (કઈ રીતે) તેનો અર્થ Why (શા માટે) કરે છે અને 'હું ભણવા આવું છું' એમ જવાબ આપે છે. તો બીજા કેટલાક કહે છે: 'This college good: આ કૉલેજ સારી છે.' બીજા કેટલાક અંગ્રેજીમાં બોલે છે: 'This college me like.' (કહેવા માગે છે: મને આ કૉલેજ ગમે છે.) તો વળી કોઈક મૂંઝાઈને હાથનો અભિનય કરી કહે છે: I no English.' (કહેવા માગે છે: અંગ્રેજી બોલતાં મને આવડતું નથી.) પછી તેમની મુશ્કેલી સમજી તેમને ફરી પૂછું છું: 'Will you walk from Kandivali to this college? (તમે કાંદિવલીથી અહીં સુધી ચાલશો ?)' તો એ કેટલાકને સમજતાં મુશ્કેલી પડે છે. પણ ઘણાખરા સમજી જાય છે અને કહે છે: 'ટ્રેઈન.' હું તેમને પૂરું વાક્ય બોલવાનું કહું છું. કેટલાક શોધવાઈને 'I come in train.' (કહેવા માગે છે: ગાડીમાં બેસીને આવીશ.) હું તેમને અંગ્રેજી બોલી બતાવું છું: 'I shall come by train.' અને એમની પાસે ફરીથી આ વાક્ય બોલાવરાવું છું.

આવી સ્થિતિ હોવા છતાં ઘણાખરા વિદ્યાર્થીઓ મહિના બે મહિનામાં અંગ્રેજીથી ટેવાઈ જાય છે. ઘણાખરા અધ્યાપકનાં પ્રવચનો સમજે છે, પણ લખતાં તેમને ફાવતું નથી. હળવે હળવે લખતાં પણ ટેવાય છે. વ્યાકરણની થોડી ભૂલો કરે, પણ નાગરિકશાસ્ત્ર,

રાજ્યબંધારણ ઇત્યાદિ વિષય તેઓ સમજતા થઈ જાય છે. યુનિવર્સિટીની પરીક્ષામાં આવા વિદ્યાર્થીઓ પાસ થાય છે અને થોડાક ઉચ્ચ કક્ષા પણ મેળવે છે. વિજ્ઞાનમાં ભાષાનું નડતર ન હોવાથી ભલે અંગ્રેજી બોલતાં સારું ન આવડે તોયે પ્રથમ કે બીજા વર્ગમાં ઘણા પાસ થાય છે અને છટાદાર અંગ્રેજી બોલનારના કરતાં ઘણું સારું પરિણામ લાવે છે. ટૂંકમાં ભાષા, માત્ર જ્ઞાનનું વાહન છે. પણ જ્ઞાન મેળવવા માટે બુદ્ધિશક્તિ જરૂરી છે. જેમને બુદ્ધિશક્તિ હોય છે તેઓ ભાષાની અડચણને દૂર કરી શકે છે. ભાષાની છટાને બુદ્ધિશક્તિનું લક્ષણ ગણવું જોઈએ નહીં. સૌથી આશ્ચર્ય ત્યારે થાય છે, જ્યારે સાહિત્યકલાના વિદ્યાર્થીઓમાં અંગ્રેજીમાં વધુ ગુણાંકો મેળવનાર વિદ્યાર્થીઓ મોટે ભાગે ગુજરાતી–હિંદી–મરાઠી માધ્યમની નિશાળોમાંથી આવનાર હોય છે. મેં જાતે કેટલીય ઉત્તરવહીઓ જોઈ છે. છટાદાર અંગ્રેજી બોલનાર વિદ્યાર્થીઓનું લખાણ શુદ્ધ હોય છે એવું નથી હોતું. વળી ગુણાંકો તો મળે છે કવિતા કે અન્ય લેખનો મર્મ સમજનાર વિદ્યાર્થીને. એ મર્મ છટાદાર અંગ્રેજી બોલનાર સારું જ સમજે છે એવું નથી હોતું. ભલે ભાષા ઉપર પ્રભુત્વ ન હોય, પણ ઉચ્ચ બુદ્ધિશક્તિ ધરાવનાર વિદ્યાર્થી કાવ્યનો રસાસ્વાદ કરે છે અથવા અન્ય કૃતિનો મર્મ સમજે છે અને વ્યાકરણશુદ્ધ સાદી ભાષામાં લખે છે તેઓ સારા ગુણાંક મેળવે છે. આવા વિદ્યાર્થીઓ ભારતીય ભાષી માધ્યમવાળી નિશાળોમાં વિશેષ હોય છે—અલબત્ત સંખ્યા વધુ હોય છે તેથી. પણ છટાદાર બોલીની ભાષા અને બુદ્ધિશક્તિ એ બે ભિન્ન વસ્તુઓ છે તે તરત સ્પષ્ટ થઈ આવે છે. અંગ્રેજી માધ્યમવાળી ભાષાની નિશાળોમાં મોહાંધ બનનાર માતાપિતા આટલી વસ્તુ સમજે : છટાદાર અંગ્રેજી બોલી એ બુદ્ધિશક્તિનું અનિવાર્ય લક્ષણ નથી; બુદ્ધિશક્તિ એ નિરાળી વસ્તુ છે અને અસ્ખલિત અંગ્રેજી ન બોલનારમાં પણ તે હોઈ શકે છે.

## ૧૭ વિદ્યાર્થીઓમાં સ્વમાનવૃત્તિની જાગૃતિ

કૉલેજોમાં દાખલ થનાર મોટા ભાગના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ કિશોરાવસ્થા ( Adolescence )માં હોય છે, તે વખતે તેમનામાં શક્તિના પૂર ઊછળતા હોય છે. નવનવી કલ્પનાઓ જાગતી હોય છે. આવી પ્રબળ વહેતી શક્તિને યોગ્ય અવકાશ નથી મળતો ત્યારે તે ઘણી વાર વિનાશક માર્ગે વળે છે. તોફાન-મસ્તી એ માર્ગનું પ્રથમ પગથિયું છે. તોફાન એ ધૂંધવતી શક્તિનું પ્રતીક છે.

કૉલેજો અને નિશાળો કેળવણીનાં સ્થાનો છે એટલે જ્યારે વિદ્યાર્થીઓ તોફાન કે આંદોલનનો રસ્તો લે ત્યારે ગુસ્સે થઈ તેમને શિક્ષા કરીને દાબી દેવાનો માર્ગ હમેશાં સાચો માર્ગ હોતો નથી. શિક્ષકો અને માબાપો આવાં તોફાનો કે આંદોલનના કારણોનું શાસ્ત્રીય

નિદાન કરે, તો કિશોરાવસ્થામાં નાચકૂદ કરતી શક્તિનો યોગ્ય માર્ગે વિનિયોગ કરવાના ઉપાયો સ્ફુરી આવે. જો એમ થાય તો વિદ્યાર્થીના વિકાસની દૃષ્ટિએ ઘણું સારું પરિણામ આવી શકે. આ બાબત માબાપો અને શિક્ષકોએ ગંભીરપણે વિચારવી ઘટે છે.

પ્રથમ તો એ વસ્તુ સમજી લેવી જોઈએ કે તોફાનમસ્તી કરનાર કિશોરો રીઢા ગુનેગાર નથી; ગુનો કરે છે તે કશીક ખોટી કે ઊંધી સમજણને લીધે. શિક્ષા કરવી એનો અર્થ તેને બીકથી (સમજણ નહિ) ખોટું કામ કરતા અટકાવવાનો પ્રયત્ન કરવો. એ તો સ્પષ્ટ છે કે બીક બતાવીને વિદ્યાર્થીમાં સારા માર્ગ પ્રત્યે ખરી અભિરુચિ ઉત્પન્ન નહીં જ કરી શકાય. બીકથી ઊલટી એની શક્તિ વિકૃત બનવાનો વધુ સંભવ છે. તેથી કેળવણીની સંસ્થામાં તેમ જ ઘેર માત્ર શિક્ષાનીતિ બહુ કામયાબ નીવડવાની નહીં. શિક્ષક કે માબાપનું લક્ષ્ય તેનામાં સદભિરુચિ જાગે તેવું વાતાવરણ સર્જવાનું હોવું જોઈએ. કેમ કે નિશાળ એ કાંઈ પોલીસથાણું કે ન્યાયાલય નથી અને વિદ્યાર્થી કાંઈ રીઢો ગુનેગાર નથી કે ગુના પ્રમાણે શિક્ષા કરવાની બધું ઠીકઠાક થઈ જાય. ઊલટું, કેળવણી સંસ્થા તો વિદ્યાર્થીના બૌદ્ધિક અને સાંસ્કારિક વ્યક્તિત્વ ઘડવાનું પવિત્ર ધામ ગણાવું જોઈએ. તેથી વિદ્યાર્થીના વ્યક્તિત્વના ઘડતરમાં શિક્ષાનીતિ નહીં, પણ સુધારનીતિનો અભિગમ જ કાર્યસાધક નીવડે છે. આમ કરે તો શિક્ષક વિદ્યાર્થીને સાચો માર્ગ દર્શાવીને એના ઘડતરમાં ભાગ લીધાનો સાત્ત્વિક સંતોષ લઈ શકે. અને એવું બને તો જ વિદ્યાર્થી એવા શિક્ષકને માટે 'ગુરુ' ભાવ સેવે. આવી દૃષ્ટિ જો કેળવણીની સંસ્થામાં મૂળભૂત રીતે કેળવાય તો ગેરશિસ્તની સમસ્યાઓ — જેનું પ્રમાણ અત્યારે ભયજનક બની ગયું છે — ઝાઝી ઊભી ન થાય. ખરી દૃષ્ટિવાળા શિક્ષકો વિદ્યાર્થીમાં વિદ્યાપ્રીતિ તેમ જ સચ્ચારિત્રના બીજ વાવી શકે.

પરંતુ આ વસ્તુ અત્યંત સાવધાની અને કુશળતાથી કરવાની

રહે છે. માત્ર ચારપ બતાવવાથી કે મૃદુ રહેવાથી તો વિદ્યાર્થી શિક્ષકને નિર્બળ માની લે છે અને તેથી તે વધુ બગડે છે. ખરાબ વસ્તુ નહીં નભાવી લેવાય એવી બીક બતાવવા માટે બીકનું થોડું સ્થાન છે, પણ તે તો ગૌણ. મુખ્ય વસ્તુ તો, કુશળ શિક્ષક વિદ્યાર્થીની દૃષ્ટિ કે સમાજમાં ક્યાં ભૂલ રહી છે કે જેથી તે તોફાન-મસ્તી કરવા પ્રેરાય છે તે શોધી કાઢે છે. પછી તેને દૂર કરવાનું બહુ અઘરું કાર્ય નથી હોતું. પણ તેનામાં સાચી દૃષ્ટિ અને સમજ જાગ્રત કરવાનું અને કેળવવાનું ઘણું જરૂરી હોય છે. વિદ્યાર્થીને સમભાવથી બધું સમજાવવામાં આવે અને વિદ્યાર્થીના મનમાં ખાતરી થાય કે શિક્ષક સાચા વિદ્યાર્થીપ્રેમથી પ્રેરાયેલા છે તો શિક્ષકના માર્ગદર્શનથી વિદ્યાર્થી પોતાની ક્ષતિઓ સમજી લેશે અને સાચા માર્ગે વળવા ઉત્સાહી બનશે. શિક્ષકોએ તેમ જ માબાપે એક મૂળભૂત સિદ્ધાંત હંમેશાં લક્ષમાં રાખવો જોઈએ: યુવાવસ્થામાં પ્રવેશ કરનાર કિશોરોમાં જબરજસ્ત શક્તિપ્રવાહ પ્રવૃત્ત થવા મથતો હોય છે એટલું જ નહીં પણ ગમેતેવાં તોફાનમસ્તી કરતાં હોય તોયે તેના હૃદયના ખૂણામાં શુભવૃત્તિ વસેલી હોય જ છે. મા-બાપ કે શિક્ષકનું કામ એ શુભવૃત્તિને ક્રિયાપ્રવૃત્ત કરવી એ છે. આવી અવસ્થામાં શુભ અને અશુભ અંશો – બંને અંશો મિશ્રિત હોવાથી ખરાબ લાગતા કિશોરોમાં સુષુપ્ત રીતે શુભ અંશ હોય જ છે. મા-બાપ અને શિક્ષક એમનામાં રહેલા એ શુભ અંશને જાગ્રત કરવા પ્રવૃત્ત થાય તો તેઓ કિશોરોનું બૌદ્ધિક અને સાંસ્કારિક ઘડતર સારી રીતે કરી શકે.

પરંતુ આ બધી વાત તો તાત્ત્વિક વિચારણા અથવા સિદ્ધાંતની થઈ. પણ પ્રશ્ન એ છે કે આ સિદ્ધાંતને અમલી કેવી રીતે કરવો ? એ માટે જો કોઈ પ્રયોગો થયા હોય તેને સમજી લઈએ તો તેનાથી દિશાસૂચન મળી રહે. જેમણે આવા પ્રયોગો કર્યા છે તેમને બહુધા સફળતા મળી છે એવો સાર્વત્રિક અનુભવ છે. એટલે

ઉપર દર્શાવેલા વિચારો માત્ર ઉચ્ચ આદર્શની હવાઈ કલ્પના છે એમ નથી, પણ ચારિત્ર્યઘડતરમાં માર્ગદર્શક બની શકે તેવી વ્યવહારુ બાબતો છે. મેં પણ થોડા ઘણા પ્રયોગો કર્યા છે. તેમાંથી એકાદ બે અપવાદો બાદ કરતાં એ પ્રયોગ સફળ નીવડયા છે એમ હું કહી શકું. એટલે જ એક સૂચક પ્રસંગ રજૂ કરીને ઉપલી વિચારણાનું સમર્થન કરવાનો પ્રયત્ન કરું છું.

હું થોડાં વર્ષ પહેલાં કૉલેજના સાહિત્યમંડળનો પ્રમુખ હતો. મંડળની કાર્યવાહક સમિતિ માટે વિદ્યાર્થીઓની ચૂંટણી થતી. ચૂંટણીઓમાં બધાં જ ક્ષેત્રોમાં બને છે તેમ, ચૂંટાઈને આવનાર વ્યક્તિ મહત્ત્વાકાંક્ષી અને બોલકી ( vocal ) હોય છે, કારણ કે સાત્ત્વિક માણસો ચૂંટણીની ભાજગડમાં પડવાનું ભાગ્યે જ પસંદ કરતા હોય છે. સામાન્યતઃ સ્વભાવે પણ સત્ત્વગુણી કરતાં રજોગુણી વ્યક્તિઓ વધુ સક્રિય હોય છે. પ્રમુખ તરીકે મારે અનેક પ્રકારના વિદ્યાર્થીઓ જોડે કામ કરવાનુ બનતું એટલે એમના સ્વભાવની મને ઠીક ઠીક પરખ હતી. મોટે ભાગે આવા મંડળનું સુકાન મંત્રીના હાથમાં રહેતુ હોય છે. એક વાર હું જે વિદ્યાર્થીને તોફાનમસ્તીમા રાચનાર તથા ભાંગફોડ કરનાર તરીકે ઓળખતો હતો તે મંત્રીપદે ચૂટાઈને આવ્યો. હું મૂઝાયો અને એ વર્ષની પ્રવૃત્તિ સારી નહીં જાય તેવી દહેશત મારા મનમા જાગી.

ચૂટણી પછી મેં એ વિદ્યાર્થીને બોલાવ્યો અને મારા મનની મૂંઝવણ કહી, 'તમે ચૂટાઈ આવ્યા તેથી હું તમને વિદ્યાર્થીના પ્રતિનિધિ તરીકે માન આપું છું; પણ તમારી અત્યાર સુધીની કારકિર્દી જોતાં મંડળનું કાર્યસંચાલન તમારા હાથમાં રહેશે તો એનું ભાવિ મને ભયજનક લાગે છે.' પછી સમભાવપૂર્વક મેં મારું દૃષ્ટિબિંદુ સમજાવ્યું અને એના હૃદયની શુભવૃત્તિઓ જાગે એવી રીતે વાત કરી. કોણ જાણે પણ તેની અસર થઈ કે શું એ હું જાણતો નથી પણ છેવટે એણે મને પૂછ્યું, 'સાહેબ, હવે મારામા

## ૧૮ ભયમાંથી જન્મતી ચારિત્ર્યવિકૃતિ

બધા દુર્ગુણોમાં ભય કદાચ સૌથી વધારે ભયંકર દુર્ગુણ હોય તેમ જણાય છે, કારણકે બીકને લીધે જ જૂઠું બોલવાની, બીજાને છેતરવાની કે ત્રીજું જ કારણ આપીને સત્યને દાબવાની વૃત્તિ પેદા થાય છે. અર્વાચીન માનસશાસ્ત્ર પણ ભયથી જન્મતી ગ્રંથિઓ માણસના ચારિત્ર્યમાં અને વર્તનમાં કેવીકેવી વિકૃતિઓ પેદા કરે છે તેને જુદેજુદે રૂપે વર્ણવે છે, તેથી જ ભયગ્રન્થિ–Fear complex –એ માનસશાસ્ત્રની પરિભાષામાં ખૂબ જાણીતો શબ્દ છે. એટલું જ નહીં પણ જ્યાં સુધી માણસ નિર્ભય ન બને ત્યાં સુધી તેનામાં બીજા સદ્‌ગુણો આવવા મુશ્કેલ છે અને એક વાર નિર્ભયતાનો ગુણ માણસે કેળવ્યો કે સત્યપ્રિયતા, નિખાલસતા, વીરતા ઇત્યાદિ

ચારિત્ર્યસમૃદ્ધ કરનારા ગુણો આપોઆપ કેળવાય છે. ગાંધીજીએ કહ્યું છે તેમ ગીતાના અગિયારમા અધ્યાયમાં, તેથી જ, કદાચ માનવ દુર્ગુણોમાં સૌથી મોખરે સ્થાન ભયને મળ્યું છે. ગમે તેમ હોય પણ એટલું તો ખરું જ છે કે માણસ જ્યાં સુધી ભય તજી શકતો નથી ત્યાં સુધી જાણ્યેઅજાણ્યે તે કોઈ પણ પ્રકારનું ઉચ્ચ કાર્ય કરવા પ્રવૃત્ત થઈ શકતો નથી. એટલે આપણા સંતોએ કે કવિઓએ પણ નિર્ભયતાની ગુણસ્તુતિ કરવામાં બાકી નથી રાખી.

મારા વસતિગૃહમાં થોડા અનુસ્નાતકો પણ રહે છે. ગ્રેજ્યુએટની પદવી મેળવ્યા પછી તેઓમાં જવાબદારીની સમજ અને જીવનનું ગાંભીર્ય આવે તેવી સ્વાભાવિક અપેક્ષા રાખવામાં આવે છે, કારણકે ગ્રેજ્યુએટ થયા પછી એણે અભ્યાસ જારી રાખ્યો ન હોત તો એણે સંસારની જવાબદારી ઉપાડી જ હોત એમ માનવામાં કશું જ ખોટું નથી. વસતિગૃહનો એક કડક નિયમ છે કે પરવાનગી સિવાય રાતના નવ વાગ્યા પછી મહેમાન રાખી શકાય નહીં અને પરવાનગી સિવાય રાત્રે કોઈને સુવરાવી શકાય નહીં. આ નિયમોનું ચુસ્તપણે પાલન થાય તે માટે હું ખાસ જાગ્રત રહું છું.

એક દિવસે હું રાતના અગિયારેક વાગ્યે બહારથી પાછો આવ્યો. વસતિગૃહના ચોકીદારે મને કહ્યું : 'સાહેબ, ક્ષની રૂમમાં કોઈક બાઈ મહેમાન ગઈ છે અને હજી સુધી તે વસતિગૃહમાં જ છે.' હું સાંભળીને સ્તબ્ધ થઈ ગયો. સીધો જ ક્ષની રૂમમાં ગયો. ક્ષ પોતે જ રૂમની બહાર નળ પાસે ઊભો રહીને મોઢું સાફ કરતો હતો. એની આરડીમાં બત્તી નહોતી. એના રૂમમાં રહેનાર સાથીદાર સૂઈ ગયો હશે એમ મેં માન્યું અને એનાં મહેમાન ચાલ્યાં ગયાં હશે અને ચોકીદારનું ધ્યાન નહીં રહ્યું હોય એમ મેં અનુમાન કર્યું. મેં ક્ષને પૂછ્યું : 'કેમ સૂવાની તૈયારી કરી રહ્યા છો ? તમારા સાથીદાર સૂઈ ગયા લાગે છે ?' હું ઘણી વાર આમ એકાએક રાત્રે

વિશ્વાસ રાખશો ?' મેં કહ્યું, 'જરૂર રાખીશ.' હું તો તમને વિદ્યાર્થીપ્રતિનિધિ તરીકે ~~એના~~ માન્ય રાખીશ. શ્રદ્ધા રાખું છું કે અગાઉના મંત્રીઓની જેમ તમો પણ મારા વિશ્વાસને લાયક નીવડશો.' આવી મતલબની કશીક વાત થઈ હતી. પણ પછી એનું કોણ જાણે એવું કોઈક અજબ પરિવર્તન થઈ ગયું કે મારા જીવનના જે થોડા ધન્ય પ્રસંગો છે તેમાંનો એ એક બની રહ્યો છે. દરેક વખતે મારી સલાહ લઈને કામ કરે. મેં ખરા હૃદયથી એનામાં વિશ્વાસ મૂકેલો. એના વ્યક્તિત્વમાં ક્રિયાશીલતા તો હતી જ. આખા વર્ષ દરમિયાન એના મંત્રીપદે જે કાર્યપ્રવૃત્તિ થઈ હતી તે અપૂર્વ હતી. ત્યાર પહેલાં કે ત્યાર પછી મંડળની એવી યાદગાર સેવા ભાગ્યે જ થઈ હતી. એનો શક્તિધોધ જે પહેલાં તોફાન મસ્તીનાં આંદોલનમાં વહેતો હતો તે શુભમાર્ગે વળ્યો. એની શક્તિને વ્યક્ત કરવા તેને સુંદર કાર્યક્ષેત્ર મળી ગયું એવું એના પરિવર્તનનું અર્થઘટન હું કરું છું.

એના કાર્યની હું ક્રમસર રૂપરેખા આપી શકું, પણ તે અહીં જરૂરી નથી. માત્ર એક નાનકડો સંવાદ આપવા લલચાઉં છું. સામાન્ય રીતે, આવા હોદ્દા ઉપર કામ કરનાર વ્યક્તિ મંડળના ભંડોળમાંથી પૈસા મારી ખાવામાં બહાદુરી સમજે છે. કૉલેજનાં મંડળો, હૉસ્ટેલની ક્લબો, કે જીમખાનાની પ્રવૃત્તિઓ કરતાં કરતાં આવી રીતે પૈસા મારી ખાવાની પ્રવૃત્તિ બહુધા સર્વસામાન્ય બની ગઈ છે. એક વાર આ ભાઈના મંત્રીપદે અમે આબુનું પર્યટન ગોઠવ્યું હતું. તેની બધી વ્યવસ્થા તેના હાથમાં હતી. અમે દરેકની પાસેથી ખર્ચપેટે રૂપિયા પંદર લીધા હતા. અને જરૂર પડે ઉપરના એકાદ બે રૂપિયા લેવા પડશે તેવી ગણતરી હતી. વિદ્યાર્થીઓને પણ કહી રાખ્યું હતું. એણે એવી સુંદર વ્યવસ્થા કરી હતી કે સૌ ખુશ હતા. પર્યટન પૂરું કરી લીધા પછી અમે પાછા આવ્યા. તે મને હિસાબ સોંપવા આવ્યો. એણે કહ્યું, 'સાહેબ,

રૂપિયા ૩૦નું ખર્ચ આવ્યું છે. આપણે રૂપિયા ૨૦ બધાંને પાછા આપવાના છે.' હું માની ન શક્યો. મારું હૃદય હર્ષાવિશભર્યું બની ગયું. મારાથી બોલાઈ ગયું, 'પણ આટલું ઓછું ખર્ચ કઈ રીતે આવે? તમારી કશી ભૂલ થતી હશે!' એણે કહ્યું, 'હિસાબ આ રહ્યો! કશી જ ભૂલ નથી.' મેં કહ્યું, 'પણ આટલું બધું ઓછું ખર્ચ કેમ હોઈ શકે?' એણે ઉત્તર વાળ્યો, 'પણ વધુ ખર્ચ ન થયું, તે માટે હું શું કરું? જોઈ લો હિસાબ!' જ્યારે જ્યારે વિદ્યાર્થીના પરિવર્તનનો વિચાર આવે છે ત્યારે રૂઈઆ કૉલેજની સહિત્યમંડળની આબુની આ મુસાફરી યાદ આવે છે અને નરેન્દ્ર પલણની પ્રેમભરી મૂર્તિ મારી આંખ સામે ખડી થાય છે. ભર-યુવાનીમાં પછી એનું મૃત્યુ થયું, ત્યારે અમે તેના નામની શિષ્યવૃત્તિ એ કૉલેજમાં સ્થાપીને શ્રદ્ધાંજલિ અર્પણ કરી. એની મૂર્તિ મારા હૃદયમાં અમર છે."

રાઉન્ડ લેતો એમ આજે પણ નીકળ્યો હોઈશ એમ માનીને તેણે વિવેકથી કહ્યું : 'જી, હા. હું સૂવાની જ તૈયારી કરી રહ્યો છું.'

પછી હું નીચે આવ્યો. અની ઓરડીમાં કોઈ મહેમાન નથી એમ મેં ચોકીદારને જણાવ્યું. ચોકીદારે ભારપૂર્વક કહ્યું : 'સાહેબ, અની રૂમમાંથી એ મહેમાન બહાર ગયાં જ નથી.' હું વિસ્મય પામ્યો. આ વાતનો તાગ લેવાનું મેં નક્કી કર્યું. મેં અને નીચે બોલાવ્યો અને જરા મક્કમ અવાજે પૂછ્યું : 'તમારે ત્યાં આજે એક બાઈ મહેમાન આવ્યાં હતાં ? હજી સુધી ગયાં નથી એમ ચોકીદાર કહે છે. બોલો, હકીકત શું છે ?'

તેણે કહ્યું : 'જી, હા. મારા રૂમમાં એક મારા સગાં આવ્યાં હતાં અને નવ વાગી ગયા હતા એટલે આપની પરવાનગી લેવા હું આવ્યો હતો, પરંતુ આપ નહોતા. અને તે મહેમાન તો પોણા દસે વાગ્યે પાછાં જતાં રહ્યાં છે.'

'સારું; આ વિશે કાલ ખુલાસો પૂછીશ. તમે તમારા રૂમમાં જઈ શકો છો.' એમ કહીને મેં અને પોતાની રૂમમાં જવાની રજા આપી.

પણ જ્યાં સુધી મારા મનનું સમાધાન ન થાય ત્યાં સુધી જંપવાની મને ટેવ નથી. એના ગયા પછી મેં ચોકીદારને પૂછ્યું કે 'તું અહીં જ હતો કે થોડી વાર ચા-પાણી માટે પણ બહાર નીકળ્યો હતો ખરો ? અ કહે છે કે તેના મહેમાન તો પોણા દસે ચાલ્યાં ગયાં છે.'

ચોકીદારે કહ્યું : 'સાહેબ, હું એક ક્ષણ પણ બહાર ગયો નથી અને એનાં મહેમાન એની રૂમમાં જ હોવાં જોઈએ.' હું વિચારમાં પડી ગયો. જરાય સમય ગુમાવ્યા વિના ફરી ઉપર ગયો અને અને બોલાવ્યાં.

મોટા ભાગના વિદ્યાર્થીઓ મોડું થયું હતું એટલે સૂઈ ગયા હતા. મેં કડક અવાજે કહ્યું : 'ચોકીદાર કહે છે તે પ્રમાણે તમારાં

એણે કહ્યું: 'સાહેબ, હું ભયનો માર્યો સાવ જૂઠું બોલ્યો છું. એ બાઈ મારી કોઈ સગી નહીં પણ મારી પત્ની છે. સવારની વહેલી ગાડીએ મારે ગામ જવાની હતી; અને રાત્રે મારા એક સગાને ત્યાં જઈને રહેવાની હતી. પણ હું પોતે એને વહેલી સવારે મૂકવા જઈ શકું એટલે મારા સાથીદારની સંમતિથી મેં એને મારી રૂમમાં રાખી છે. તેને મેં ખાટલા નીચે પથારી કરીને સુવાડી છે અને તમારી બીકથી દીવા ઓલવી નાખી અમે ચુપચુપ સૂતાં હતાં. મારી આ અક્ષમ્ય ભૂલ થઈ છે. મને માફ કરો. હું અત્યારે જ નજીક રહેતા મારા સગાને ત્યાં મૂકી આવું છું. આપ ઉપર મારી રૂમમાં ચાલો. હું જે હકીકત છે તે બધી સૌની રૂબરૂ જ કહું છું.'

આટલું બોલતાં તેની આંખોમાં આંસું ઊભરાઈ આવ્યાં હું તેની સાથે તેની રૂમમાં ગયો એણે રૂમમાં બત્તી કરી. પોતાના ખાટલા નીચેથી પોતાની પત્નીને બહાર નીકળવા કહ્યું. એના સાથીદારો ભયભીત બની ગયા હતા. આ આખી સ્થિતિ એવી દયાજનક હતી કે હું પણ આ દૃશ્ય જોઈ ને ઠરી ગયો. મારે એની ફજેતી નહોતી કરવી એટલે શાન્તપણે તેને કહ્યું: 'તમે આ કેવું વિચિત્ર વર્તન કર્યું છે? મને શરમ આવે છે. તમારી પત્નીને આ હાલતમા તમે મૂકી એ જોઈને મને દુઃખ થાય છે, એટલું જ નહીં પણ મારે માટે આ દૃશ્ય ખૂબ અસહ્ય થઈ પડ્યું છે. તમે અત્યારે ને અત્યારે

તમારા સગાને ત્યાં એને મૂકી આવો અને સવારે મને મળજો ' જતા જતા એના સાથીદારોને કહ્યુ. 'તમે પણ એના ગુનામા સરખા ભાગીદાર છો તમને આવુ નાટક કરતા શરમ ન આવી? તમારૂ સ્થાન આ વસતિગૃહમા નથી મને ચીડ કરતાંય વિશેષ તો તમારા વર્તનથી શરમ થાય છે. પણ આવતી કાલે વાત ' મારી આજ્ઞા મુજબ મોડી રાતે એ ભાઈ પોતાના સગાને ત્યા એની પત્નીને મૂકી આવ્યા પરિસ્થિતિ સમજી લઈ ને આ વાતનો જરાય ફ્રેફેરો કર્યા વિના એમને મે બીજે દિવસે મળવાનુ કહ્યુ અને હુ ઘેર ગયો.

એ વિદ્યાર્થીઓને હુ ઓળખતો હતો. તેમનુ વર્તન સારુ હતુ. ત્રણેક વરસથી તેઓ વસતિગૃહમા રહેતા હતા અને એમની ચાલચલગતમાં કશી જ ખામી મે નહોતી જોઈ તેઓ નિર્મળ સ્વભાવના વિદ્યાર્થીઓ છે એવી મારી છાપ હતી તેના જે સગાને ત્યા એ પોતાની પત્નીને મૂકી આવ્યો હતો તે સગાને હુ પણ ઓળખતો હતો એની હકીકત સાચી હતી તેની મે ખાતરી એના પેલા સગા પાસેથી કરી લીધી હતી

બીજે દિવસે મે એ વિદ્યાર્થીને બોલાવીને કહ્યુ 'તમે મને છેતર્યો છે અને તમે આવુ જૂઠુ બોલશો એ વાત મારી કલ્પનાની બહાર હતી; તમે હવે આ વસતિગૃહમાં રહેવાને લાયક નથી તમે અને તમારા સાથીદારે આ વસતિગૃહ ત્રણ ચાર દિવસમા છોડી જવુ. તમારી સાથે હુ શુ વાત કરુ ? મને ખૂબ ઊ ડી શરમ થાય છે તમારે માટે મને કેવી સારી છાપ હતી! તમારા આ વર્તનથી એટલો બધો આઘાત થયો છે કે મારો ગુસ્સો કે ચીડ પણ ઠરી ગયા છે અને તમને શુ કહેવુ એ સૂઝતુ નથી.'

આટલુ કહ્યુ ત્યાં તો એ એ ડૂસકે ડૂસકે રોવા લાગ્યો અને બોલ્યો 'સાહેબ, હુ તમારા વિશ્વાસને પાત્ર રહ્યો નથી અત્યાર સુધી મે કદીયે આવુ વિચિત્ર વર્તન કર્યું નથી તમારાથી બીને

મેં કેવું વર્તન કર્યું તેની મને એટલી બધી શરમ થાય છે કે હું તમારી કઈ રીતે માફી માગું એ જ મને સૂઝતું નથી. હું પોતે મારી વર્તણૂક સમજી શકતો નથી...'

મેં કહ્યું : 'ભયમાંથી કેવી વિકૃતિ થાય છે તેનું આ સચોટ ઉદાહરણ છે. તમારી પત્નીની તમે કઈ દશા કરી! હજીયે કાલ રાતનું દૃશ્ય મારી પાસેથી ખસતું નથી અને તમારી ભયત્રસ્ત અવસ્થાનો વિચાર કરતાં અનેક પ્રકારના વિચારો આવે છે. ભયમાંથી કેવું અધઃપતન થઈ શકે છે અને આપણને કેવી પતિત દશા તરફ ધકેલે છે તેનું સૂચન તમારો આ પ્રસંગ કરે છે. તમે બેએક દિવસ પછી મળજો. તમારું ચિત્ત સ્વસ્થ થયા પછી આગળ વિચાર કરીશું.'

એ વિદ્યાર્થી ગયો પણ મારે અતિ કડક ન થવું જોઈએ એવો બોધપાઠ મને શીખવી ગયો એની એને ક્યાંથી કલ્પના હોય? એ હોસ્ટેલમાં રહ્યો જ.

## ૧૯ ‘સાહેબ, આ દેશ અદ્ભુત છે!’

અત્યારની આપણા દેશની નીતિ અનુસાર દક્ષિણ આફ્રિકાથી એક હિંદી વિદ્યાર્થીએ વિદ્યાભ્યાસ માટે હિંદી સરકાર દ્વારા અમારી કૉલેજમાં તથા અમારી હૉસ્ટેલમાં પ્રવેશ મેળવ્યો હતો. આ વિદ્યાર્થીને મેં હિંદી કહ્યો તેનું કારણ એ મૂળ હિંદનો વતની હતો એટલું જ, એની છેલ્લી ત્રણ-ચાર પેઢીઓમાંથી કોઈએ હિંદ જોયું જ નહોતું. છ સાત પેઢીથી તેઓ દક્ષિણ હિંદ છોડીને દક્ષિણ આફ્રિકામાં વસેલા હતા.

હું વસતિગૃહનો નિયામક હોવાથી હિંદમાં આવતાં જ તે મને મળ્યો. મેં એને વસતિગૃહમાં જગ્યા આપી અને એક-બે જૂના અને સારા વિદ્યાર્થીઓને તેને જોઈતી મદદ કરવાનું કહ્યું. અને

પછી છેવટે મેં કહ્યું: 'મિ. નાયડુ, 'તમારા' કહેવાથી હું જાણી શક્યો છું કે તમે પહેલી જ વાર હિંદ આવો છો અને પહેલી જ વાર દક્ષિણ આફ્રિકા છોડીને નીકળ્યા છો, એટલે આ અમારા વિદ્યાર્થીઓ તમને બધી રીતે મદદગાર થશે જ અને છતાંય તમારે કશી અડચણ હોય તો તમે ગમે ત્યારે મને વિનાસંકોચે મળી શકો છો.' પછી એ એની રૂમમાં ગયો.

કોલેજ શરૂ થઈ ગઈ હતી. બીજે કે ત્રીજે દિવસે મેં એને મારી પાસે બોલાવ્યો. તે સુંદર અંગ્રેજી બોલતો હતો અને તેના ઉચ્ચારો પણ યુરોપીય પદ્ધતિના હતા. મેં તેને પૂછ્યું: 'તમને અહીં રહેવા કરવાનું ફાવે છે? ખોરાક વગેરે અનુકૂળ આવે છે? તમારી કોઈ પણ પ્રકારની મુશ્કેલ હોય તો મને વિનાસંકોચે કહી શકો છો.'

'સાહેબ, તમારી આવી મમતા માટે હું આભારી છું. પરંતુ મને તો હું કોઈ જુદી દુનિયામાં આવી પડ્યો હોઉં તેમ લાગે છે. સવારમાં હું ઊઠ્યો ત્યારે મને બેડ–ટી (ઊઠતાવેંતની ચા–બિસ્કિટ) મળશે એમ ધાર્યું હતું. પણ જાગ્યા પછી મેં જોયું કે બધા આમતેમ ફરે છે; અને ચા વગેરે કોઈની ઓરડીમાં કોઈ લઈ જતું દેખાતું નથી. એટલે પેલા વિદ્યાર્થીઓને મળી મેં પૂછપરછ કરી. જાણવા મળ્યું કે અહીં બેડ–ટી આપવાનો રિવાજ જ નથી! મારે માટે તો આ સમજવું જ મુશ્કેલ છે.' સહેજ સંકોચથી એણે વાત શરૂ કરી.

પછી મેં અહીંની પરિસ્થિતિ સમજાવતાં કહ્યું: 'આ હોસ્ટેલમાં આર્ટ્સ અને સાયન્સના વિદ્યાર્થીઓ એકત્ર રહે છે. તેમને કોલેજમાં જવાના સમયો જુદા છે. વળી, બધાનો ઊઠવાનો સમય પણ જુદો-જુદો હોય છે એટલે કેટલાક વિદ્યાર્થીઓએ પોતપોતાના રૂમમાં ચા બનાવવાનું રાખ્યું છે. થોડા વિદ્યાર્થીઓ નજીકની હોટલમાં જઈને પી આવે છે.'

એણે કહ્યું: 'એ તો મેં જાણ્યું, પણ મને આ વિચિત્ર લાગે છે. બ્રેડ-ટી વિના બધાને શી રીતે અહીં ફાવે છે તેની મને હજીયે નવાઈ લાગે છે. સાહેબ, માફ કરજો પણ મને તો આ દેશના રીતરિવાજ જ સમજાતા નથી! સવારના દસ વાગ્યે સૌ જમીને કૉલેજમાં જાય છે. દસ વાગ્યે શી રીતે જમી શકાય? જમવાનો સમય બપોરના એક વાગ્યે હોવો જોઈએ ને? સાંજના ચાર સાડા ચાર વાગ્યે કૉલેજમાંથી પાછા આવ્યા પછી પણ ચા-બિસ્કિટનીયે સગવડ નથી! પૂછીએ એટલે એક જ જવાબ મળે છે – સૌએ પોતપોતાની વ્યવસ્થા કરી લેવાની હોય છે! હું માંસાહારી છું અને એ ભોજન અહીં મળતું નથી એટલે હું તો ભૂખ્યો રહેતો હોઉં એમ જ લાગ્યા કરે છે. મને અહીંની રહેણીકરણી જરાય ફાવતી નથી.'

પછી અહીંની પરિસ્થિતિ વિશેનો એને ખ્યાલ આપ્યો, અને આપણે બધા ટેવોના જ ગુલામ હોઈએ છીએ. થોડા વખતમાં નવી ટેવ પડશે એટલે જૂની ભુલાઈ જશે અને ફાવી જશે. નવું-સવું હોય એટલે આમ થાય એ સ્વાભાવિક છે એમ કહી પછી મે એને કહ્યું, "દેશ એવો વેશ" એ સૂત્રને આવી પરિસ્થિતિમાં યાદ કરવું ઉપયોગી થઈ પડશે. તમારા અભ્યાસના મૂળ ઉદ્દેશને ખ્યાલમાં રાખીને આવી નાનકડી વસ્તુઓને ગૌણ ગણવાની હું તમને સલાહ આપું છું. તમારે તમારા મનને નવી રીતે વાળવું પડશે.' પછી હસતા હસતા મે કહ્યું: 'એ પણ એક પ્રકારનું શિક્ષણ જ છે ને? એટલે તમારે આ પરિસ્થિતિને માનસિક રીતે અનુકૂળ બનવું જોઈશે. પછી આ નવી તાલીમ મેળવ્યાનો આનંદ લઈ શકાશે.'

એની મૂઝવણ હું સમજી શકતો હતો, પણ એ માટે એ અહીંની પરિસ્થિતિને અનુકૂળ થાય એ એક જ માર્ગ હતો. દસેક દિવસ પછી મને રસ્તામાં એ મળ્યો ત્યારે એનું ખડતલ શરીર

સુકાઈ ગયેલું જોયું અને દસ-બાર રતલ વજન ઘટી ગયું છે એમ ખિન્નતાપૂર્વક એણે મને જણાવ્યું.

ચાર-પાંચ દિવસ પછી એને બોલાવીને ફરીથી એના કુશળ-સમાચાર પૂછ્યા. એ તરત જ બોલી ઊઠ્યો : 'I can't understand this country. (આ દેશને હું સમજી શકતો નથી.) અહીંની કોલેજ એ તો કોઈ સંસ્થા છે? પ્રોફેસર શીખવે ત્યારે પાછળથી છોકરાઓ અવાજ કરે, કાગળનાં બાણ ફેંકે અને છતાં પ્રોફેસર તેમને કશું કહે નહિ, why are they not caned! (વિદ્યાર્થીઓને નેતરની સોટીથી કેમ મારતા નથી?) અમારી નિશાળોમાં તો આવી ગરબડ અકલ્પ્ય છે અમારે ત્યાં વર્ગમાં શિક્ષક આવે ત્યારે ટાંકણી પડે તોયે સંભળાય તેવી શાંતિ હોય છે. આવી સ્થિતિમાં ભણી જ કેમ શકાય?'

એને હું શી રીતે સમજાવું કે અમારી કોલેજનું શિસ્તનું ધોરણ તો બીજી કોલેજો કરતાં ઘણું ઊંચું છે. મારે એને બધી પરિસ્થિતિ સમજાવવી પડી. પણ આ પરિસ્થિતિના ખુલાસાથી તેના મનનું સમાધાન ન થયું હોય તેમ લાગ્યું.

આમ કરતાં કરતાં દોઢ-બે મહિના વીતી ગયા. એક દિવસ પોતાની જાતે એ મને મળવા આવ્યો. તેનું મન પ્રસન્ન હતું. સુકાઈ ગયેલું શરીર ફરીથી ભરાવદાર બની ગયું. તે બોલ્યો : 'So, I have been a Roman in Rome! (હવે હું આ દેશમાં દેશજન જેવો બની ગયો છું!) મને હવે ખોરાક ભાવવા માંડયો છે.' પછી એકાએક અવાજ બદલીને એ બોલ્યો : 'Sir, this is a wonderful country. (સાહેબ, આ દેશ અદ્ભુત છે) આટલા વખતના મારા નિવાસમાં હું જોઈ શક્યો છું કે અહીંના લોકો લાગણીશીલ છે. મને બધા જ વિદ્યાર્થીઓ મદદરૂપ થાય છે. પણ આ દેશમાં જે મેં અદ્ભુત ચમત્કાર જોયો એ મારે માટે અપૂર્વ અનુભવ છે. કોઈ પણ બસમાં બેસીએ કે

કોઈ પણ હોટેલમાં જઈ ત્યાં ગરીબ કે શ્રીમંત, કાળા કે ગોરા એવા કશા જ ભેદભાવ વગર સૌ વિનાસંકોચે બેસી શકે છે તે મારા જીવનનું પરમ આશ્ચર્ય છે. જ્યારે બસમાં અત્યંત ગરીબ માણસને કોઈ પણ શ્રીમંત જેવા દેખાતા માણસ પાસે બેસતાં જોઉં છું ત્યારે હું અપૂર્વ આનંદ અનુભવું છું. હોટેલમાં જતાં મારે જરાય વિચાર કે સંકોચ કરવો પડતો નથી કે આસપાસ કોણ છે કે આ હોટેલ કોની છે. દક્ષિણ આફ્રિકામાં ડગલે ને પગલે રંગભેદનો વિચાર કરવો પડે છે: કોણ ક્યાં શું કહે છે તેની સાવધાની રાખવી પડે છે. આવું સ્વાતંત્ર્ય મેં કલ્પ્યું નહોતું–જોયું તો ક્યાંથી જ હોય? સમાનતા મેં પહેલી વાર મૂર્તિમંત જોઈ (For the first time I saw equality incarnation).'

એનું આવું પરિવર્તન જોઈ મેં એક ઊંડો સંતોષનો ભાવ અનુભવ્યો એટલું જ નહીં પણ આપણે ત્યાં જે સમાનતા કે સ્વાતંત્ર્ય છે તેની આપણને કશી ખબર જ નથી–એની આપણને કદર નથી– પહેલાં એની આંખે આપણા દેશની ખામીઓ જોઈ હતી, પણ તેની કલ્પના હું કરી શકતો હતો. હવે એની આંખે આપણા દેશનું સૌંદર્ય જોયું–તે તો મેંયે પહેલી જ વાર જોયું. એની આંખે જોયું ત્યારે સ્વાતંત્ર્ય અને સમાનતાનું મૂલ્ય મને વિશિષ્ટ સ્વરૂપે સમજાયું.

પછી મેં એને પૂછ્યું: 'પણ તમારો અભ્યાસ કેવો ચાલે છે?'

એણે કહ્યું: 'હું એ જ આપને કહેવાનો હતો. મેં દક્ષિણ આફ્રિકામાં પદાર્થ વિજ્ઞાન અને રસાયનશાસ્ત્રને મારા વિષય તરીકે લીધા નહોતા એટલે મને એ વિષયો અહીં બિલકુલ સમજાતા નથી. બરાબર તૈયારી કરવાનો પ્રયાસ કરતો હતો પરંતુ એની તૈયારી ન થઈ શકી એટલે મેં દક્ષિણ આફ્રિકા પાછા જવાનો નિર્ણય કરી લીધો છે. બીજા વિષયોમાં તો હું ઘણો આગળ છું, પરંતુ આ વિષયને લીધે મારે અભ્યાસ છોડવો જ પડશે.

'અહીંનાં ગેરશિસ્ત વગેરે મને ગમતાં નથી. પરંતુ અહીંની

સમાનતા, સ્વાતંત્ર્ય, નિર્ભયતા વગેરેનું અપૂર્વ દર્શન કરું છું ત્યારે ગેરશિસ્ત વગેરેનું અભદ્રદર્શન હું ભૂલી જાઉં છું. હિંદનું આ દર્શન કરીને હું અનન્ય હર્ષ અને રોમાંચ અનુભવું છું. મહાત્મા ગાંધીજીને પ્રતાપે આ અમૂલ્ય વસ્તુઓની પ્રાપ્તિ આ દેશે કરી છે તે હું જાણું છું. એ બધું સાહિત્ય મેં ખરીદી લીધું છે; હું દક્ષિણ આફ્રિકામાં જઈને વાંચીશ. પણ ગાંધીજીને પ્રેરણા તો અહીંની વિશિષ્ટ સંસ્કૃતિમાંથી મળી હતી. એટલે આપ મને અહીંની સંસ્કૃતિનો પરિચય આપે તેવાં અંગ્રેજી પુસ્તકો ન સૂચવો? હું હૃદયના પ્રેમથી એ પુસ્તકોનું અધ્યયન કરવા માગું છું. અહીં દીઠેલી વાત આફ્રિકામાં બધાને કહીશ.'

પછી મેં એને અંગ્રેજી રામાયણ, મહાભારત વગેરે પુસ્તકોની યાદી આપી. બીજે દિવસે આખુંય મુંબઈ ઢૂંઢીને મળ્યાં તેટલાં પુસ્તકો તે લઈ આવ્યો અને ત્રીજે દિવસે એ દક્ષિણ આફ્રિકા ચાલ્યો ગયો અને મારા ચિત્તમાં મધુર સ્મરણ મૂકતો ગયો.

અમારા વસતિગૃહ (હૉસ્ટેલ)માં વસનાર વિદ્યાર્થીઓ માટે ઓરડીઓ અને સાથીઓની પસંદગી કરવા માટે અમે એક પ્રણાલી સ્થાપી છે: શરૂઆતમાં વસતિગૃહમા દાખલ કરેલા વિદ્યાર્થીઓની એક સામાન્ય સભા બોલાવાય છે. વર્ગ અને પરીક્ષાના મેળવેલા ગુણો અનુસાર નામોના ક્રમાંક ગોઠવાય છે અને ક્રમાનુસાર વિદ્યાર્થીઓને તેમના સાથીઓની તેમ જ રૂમની પસંદગી કરવાની છૂટ આપવામાં આવે છે.

ઉપરના વર્ગનો વિદ્યાર્થી નીચેના વર્ગના વિદ્યાર્થીને પસંદ કરે તો નીચેના વિદ્યાર્થીનો ક્રમાંક આવે ત્યારે તેને રૂમની પસંદગી કરવાની છૂટ મળે. ગેરહાજર વિદ્યાર્થીને પસંદગીની છૂટ નથી

હોતી. તેમને અનુકૂળતા મુજબ અમે મૂકીએ. આ પ્રકારની પદ્ધતિ અખત્યાર કરેલી હોવાથી કોઈ ને કશી ફરિયાદ કરવાનું કારણ ન રહે એ દૃષ્ટિબિંદુ અમારું હતું. દરેક રૂમમાં બે વિદ્યાર્થીઓને રહેવાનું હોય. કારણકે રૂમ બે વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને જ બાંધેલા હતા.

વસતિગૃહમાં પ્રવેશ માટે જ્યાં સુધી સંખ્યા પૂરી ન થાય ત્યાં સુધી જે કોઈ વહેલા દાખલ થાય. તેને પ્રથમ પસંદગી કોઈ પણ જાતના ભેદભાવ વગર આપવામાં આવતી. થોડાં વરસ પહેલાંની આ વાત છે. એક મુસ્લિમ વિદ્યાર્થીને મેં પ્રવેશ આપેલો. સાથીની પસંદગીમાં કોઈ પણ વિદ્યાર્થી એને પસંદ ન કરે તથા તે કોઈને પસંદ કરે તો એ વિદ્યાર્થીની સંમતિ એને ન મળે. આ સ્થિતિ કરુણ હતી. બીજા કોઈની બાબતમાં આવી વિષમ સ્થિતિ ભાગ્યે જ થતી. બે અજાણ્યા વિદ્યાર્થીઓ હોય તો ન છૂટકે એકબીજાને પસંદ કરી લેતા.

બળજબરી કે મારા સત્તાધિકારની રૂએ હું કોઈના ઉપર સાથી ઠોકી બેસાડું એ મને પસંદ નહોતું. એક વિદ્યાર્થી ગેરહાજર હતો એટલે કાયદાની રૂએ મેં એને તથા આ મુસ્લિમ વિદ્યાર્થીને એક રૂમમાં મૂક્યા. બે-ત્રણ દિવસ પછી બીજો વિદ્યાર્થી આવવાનો હતો એટલે એ મુસ્લિમ વિદ્યાર્થીને ત્યાં સુધી રૂમમાં એકલા રહેવાનું હતું. આવી પરિસ્થિતિથી તેના મનમાં કેવી રોષ, કચવાટ અને અસંતોષની લાગણી થઈ હશે તે હું કલ્પી શકતો હતો, પણ નિયમાનુસાર મારે વર્તવાનું હતું. હું કોઈ પણ પ્રકારની દખલગીરી કરીને વાતાવરણને કલુષિત બનાવવા નહોતો ઇચ્છતો.

બીજો વિદ્યાર્થી આવશે ત્યારે તેને આ નહીં ગમે. એ હું જાણતો હતો. એ વિદ્યાર્થીના કચવાટને મારે કાયદાના ભયથી દાબી દેવો પડશે એ કલ્પના મને રુચતી તો નહોતી, પણ બીજો કોઈ ઉપાય સૂઝતો નહોતો.

પરંતુ બીજે વિદ્યાર્થી આવી પહોંચે તે પહેલાં જ થોડો ખળભળાટ મચી ગયો. મેં ધાર્યું હતું તે પહેલાં જ કટોકટી ઊભી થાય તેવી પરિસ્થિતિ આવી પહોંચી. ભોજનગૃહના ચૂંટાયેલા વિદ્યાર્થીએ આવીને મને કહ્યુ: 'સાહેબ, ભારે ખરાબ સ્થિતિ ઊભી થઈ છે. આ મુસ્લિમ વિદ્યાર્થી છે એટલે આપણો રસોયો એને પીરસવાની ના પાડે છે; આપણો ઘાટી એનાં વાસણ સાફ કરવાની ના પાડે છે. આજે તો એ બન્નેએ માંડમાંડ ચલાવી લીધું છે, પણ આવતી કાલથી પોતાના ધાર્મિક દિલને દૂભવે એવું કામ તેઓ નહીં કરે એમ તેમણે મને કહ્યું છે. તો શું કરીશું, સાહેબ?'

મેં કહ્યુ: 'જુઓ ભાઈ, તમે તો વિદ્યાર્થી છો, ભાવનાશીલ છો; વિશાળ દૃષ્ટિ તમારી હશે એમ હું માની લઉં છું. આપણા વિદ્યાર્થીઓમાં કચવાટ નહીં હોય એમ ધારું છું. રસોયાને બોલાવીને હું તેને સમજાવું છું અને નોકરનેયે સમજાવું છું. પણ તમારામાંથી કોઈ તેમના પૂર્વગ્રહને ન ઉશ્કેરે એટલું જ હું ઇચ્છું છું.'

'સાહેબ, હું તેમ જ બીજા કેટલાક વિદ્યાર્થીઓ આ મુસ્લિમ વિદ્યાર્થી આપણી હોસ્ટેલમાં રહે તો કશો વાંધો નથી એમ માનીએ છીએ. પણ કેટલાક વિદ્યાર્થીઓને આપે આ મુસ્લિમ વિદ્યાર્થીને દાખલ કર્યો છે તે ગમ્યું નથી. બીકના માર્યા આપની પાસે આવતા નથી એટલું જ. વિદ્યાર્થીઓને તો અમે સંભાળી લઈશું, પણ રસોયા નોકરને કઈ રીતે સમજાવવા એ અમને નથી સૂઝતું.' એમ તે વિદ્યાર્થીમંત્રીએ મને કહ્યું.

મેં રસોયાને તેમ જ ઘાટીને બોલાવ્યા. મેં કહ્યું: 'જુઓ, મહારાજ, આ વસતિગૃહના નિયમ મુજબ અહીં કોઈ પણ જાતના ભેદભાવ ન રખાય. તમારે તો માત્ર એને પીરસવું જ છે ને? એની સાથે બેસવાનો સવાલ તમારે છે જ નહીં. તમને પીરસવામાં શું વાંધો છે એ હું સમજી શકતો નથી. તમારી ધાર્મિક વૃત્તિને હું દુભવવા નથી માગતો. પણ તમને એને પીરસવામાંય બાધ

આવતો હોય તો ખુશીથી તમે નોકરી છોડીને જઈ શકો છો. વિચાર કરીને મને પછી જવાબ આપજો.'

નોકરોને કહ્યું : 'તમારું કામ થાળીઓ સાફ કરવાનું છે. તેટલું કરો એટલે બસ. તમારાથી આટલું ન થાય તો તમે બીજે જઈ શકો છો. પણ વસતીગૃહમાંના બધા વિદ્યાર્થીઓ અમારી દૃષ્ટિએ એક-સરખા છે. તમે પણ વિચાર કરી જોજો.'

મારા મનમાં ખૂબ બીક હતી. રસોડું બંધ થાય તો શું કરવું એ તો મનેય સૂઝતું નહોતું. વિદ્યાર્થીઓને જાતે મળીને મેં સમજાવી લીધા હતા. પણ આ મુસ્લિમ વિદ્યાર્થીના પ્રવેશથી, મુંબઈ જેવા વિશાળ શહેરમાં અને કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓમાં, રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મળ્યા પછીયે, આવો વિરોધ થશે એમ મેં નહોતું ધાર્યું. શિક્ષક તરીકે મારે દૃઢતાપૂર્વક સાચો માર્ગ લેવાની અને એ માર્ગ સાચો છે એમ સમજાવવાની મારી ફરજ હતી. એટલે રસોડું બંધ થાય તો ભલે, પણ આવી અસહિષ્ણુતા મારાથી નહીં ચલાવાય એમ મેં બધાને સાફસાફ કહી દીધું હતું. પણ મારા વક્તવ્યમાં દૃઢતા હતી તેટલો જ વિનય હતો, તેટલી જ નરમાશ હતી. બીજે દિવસે રસોયાએ તથા નોકરોએ પોતાનો વાંધો ઉઠાવી લીધો હતો એમ સાંભળી મેં ખૂબ હર્ષ અનુભવ્યો હતો.

ત્રીજે દિવસે પેલો વિદ્યાર્થી આવી પહોંચ્યો. પોતાને સાથીદાર તરીકે મુસ્લિમ મળ્યો છે એથી એ દુઃખી થતો મારી પાસે આવ્યો અને બોલ્યો : 'સાહેબ, મારે વિનંતી કરવી છે. મને ગમે તે સાથી આપો અને ગમે તે રૂમ આપો. પણ આ સાથી નહીં જોઈએ.'

'કેમ, તમને શી હરકત છે?' મેં પૂછ્યું.

'સાહેબ, મુસલમાનો બધા લુચ્ચા અને ખરાબ હોય છે. શેખ નામના વિદ્યાર્થી સાથે રહેવા માટે મારું હૃદય જ કબૂલ નથી થતું. એનું નામ જ મારામાં ગભરાટ ને બીક ઉત્પન્ન કરે છે. ગમે તે કરો. પણ મુસલમાન સાથે રહેવાની મને ફરજ ન પાડો. મારા

ઉપર દયા કરીને બીજો સાથી આપો. આખું વરસ મારા હૃદય વિરુદ્ધ હું આવા સાથી સાથે કેમ રહી શકું ? મારું હૃદય બળવો કરે છે", વિદ્યાર્થીએ કહ્યું.

'ભાઈ, તમે વિદ્યાર્થી છો. રાષ્ટ્રપ્રેમ અને માનવપ્રેમની વાતો કરો છો અને ભાવના સેવો છો. આચરણમાં આવી સંકુચિતતા રાખો છો તેથી હું દુઃખ પામું છું. હું મારી વિદ્યાર્થી અવસ્થામાં મુસ્લિમ વિદ્યાર્થી સાથે રહ્યો છું. મારો અનુભવ ખૂબ મીઠો છે. એક કામ કરો, તમે એક અઠવાડિયું શ્રી શેખની સાથે રહો. અઠવાડિયા પછી એક વિદ્યાર્થી હોસ્ટેલ છોડવાનો છે. તમને નહિ ફાવે તો હું તમને સાથી બદલી આપીશ', એવું મેં કહ્યું.

કચવાતે મને નિરુપાયે મારા શબ્દોને માન આપીને એ વિદ્યાર્થી ગયો. મારો પ્રયોગ કેવો બનશે તેની મનેયે કલ્પના નહોતી. એક બાજુથી મેં કેવી ઉપાધિ વહોરી છે એનું દુઃખદ ભાન હતું, તો બીજી બાજુથી હું શિક્ષક તરીકે સાચા વિદ્યાર્થી ઘડી રહ્યો છું એવો ગુપ્ત આનંદ હતો.

અઠવાડિયા પછી મેં પેલા વિદ્યાર્થીને બોલાવીને કહ્યું : 'તમને કહ્યું હતું તે પ્રમાણે એક વિદ્યાર્થીએ રૂમ ખાલી કરી છે. તમારી ઇચ્છા હોય તો સાથી બદલી શકો છો.'

'સાહેબ, શેખ તો "જેન્ટલમેન" છે. મારે બીજો સાથી નથી જોઈતો. હું એની સાથે રહીશ.' એમ તે ઉત્સાહપૂર્વક બોલ્યો.

મારા આનંદનો પાર ન રહ્યો. શિક્ષકજીવનની કૃતાર્થતાની એક નાની સરખી ઊંડી સંતોષની લાગણી અનુભવી. પછી તો શેખ કોઈ મુસ્લિમ છે એવી ભિન્નતા કયારે ન રહી. બે ત્રણ વખત એ ભોજનમંત્રી તરીકે ચૂંટાઈ આવેલો—એ વખતે નહોતો કોઈ રસોયાને વાંધો, નહોતો કોઈ નોકરને વાંધો કે નહોતો કચવાટ કોઈ વિદ્યાર્થીને. ભાવનાશીલ વિદ્યાર્થીઓમાંના પૂર્વગ્રહને ઓગળતાંય વાર નથી લાગતી. કલ્પનાથી સેવેલો પૂર્વગ્રહ કયાં સુધી ટકે ?

## ૨૧ કૃતાર્થતાનો આનંદ

ઓક્ટોબર મહિનાની ગરમીમાં તપીને લગભગ બારેક વાગ્યે હું ઘેર આવ્યો હતો. વેકેશન હતું એટલે વખતસર કૉલેજની ઑફિસમાં પહોંચવાની જરૂર નહોતી, પણ સાડાબાર વાગ્યે પહોંચી જવાની ગણતરી હતી. કૉલેજની ઑફિસ અને ઘર નજીક હતાં. એટલે લગભગ મેં નક્કી કરેલા સમયે હું પહોંચીશ એવી ધારણા હતી. હું તરત જમવા બેઠો. જમીને મારી બેઠકની ઓરડીમાં ગયો ત્યાં બે વિદ્યાર્થીઓ તથા એક પ્રૌઢ માણસ એમ ત્રણ જણ મારી રાહ જોઈ બેઠા હતા.

આવે વખતે તેમને જોઈને મનમાં ચીડ ચડી કે આ લોકો શા માટે કસમયે ઘેર આવતા હશે! મને થયું કે બે વિદ્યાર્થીઓ

અને તેના વાસી હશે અને કૉલેજને લગતાં કોઈ કામકાજ માટે આવ્યા હશે. ટૂંકામાં પતાવવા મેં ત્યાં જઈને મારી નારાજી દર્શાવતા અવાજે પૂછ્યું: 'બોલો, શું કામ છે?' 'અમારે "બોનાફાઈડ" સર્ટિફિકેટની જરૂર છે, કારણકે અમારે બહાર મદદ માટે અરજી કરવાની છે.' તેમાંથી એક વિદ્યાર્થીએ જવાબ આપ્યો. 'એમાં ઘેર આવવાની જરૂર નહોતી, કૉલેજમાંથી તમને નિયમ પ્રમાણે મળત જ. એમ કહી તેમને કૉલેજમાં મળવાનું કહ્યું. 'આજે જ સર્ટિફિકેટ લઈ જવાનું હતું અને આપ કૉલેજમાં હજી સુધી આવ્યા નહોતા તેથી ઘેર આવ્યા છીએ,' એમ તેમાંથી એકે ખુલાસો કરતાં કહ્યું. પછી બે વિદ્યાર્થીઓ ચાલતા થયા અને પેલા પ્રૌઢ માણસ બેસી રહ્યા, એટલે એ કાંઈક બીજા કામે આવ્યા છે એમ અનુમાન કર્યું.

પણ મારે કૉલેજ ઑફિસમાં જવાની ઉતાવળ હતી. મારા મનમાં એ કવખતે ઘેર આવ્યાનો અણગમો હતો એટલે મેં સહેજ કઠોર અવાજે પૂછ્યું, 'બોલો, તમારે શું કામ છે?'

'તમે મને ઓળખ્યો નહિ, સાહેબ?' એણે મને પૂછ્યું.

'ના.' એને ઓળખવામાં મને કશો જ રસ ન હોય તેવા અવાજે મેં તેને જવાબ આપ્યો.

'સાહેબ, મારું નામ શાન્તારામ અરવાડે. મને ભૂલી ગયા, સાહેબ? હું આપ જ્યારે વસતિગૃહના ઉપરી હતા ત્યારે ત્યાં વિદ્યાર્થી હતો.' અંગ્રેજીમાં એણે પોતાની ઓળખાણ આપતાં કહ્યું.

પણ હું મારી ઉતાવળમાં હતો અને નિરર્થક વાતમાં મને રસ નહોતો. એટલે મેં બેદરકારીપૂર્વક કહ્યું, 'હશે. પણ અત્યારે મને કશું યાદ નથી આવતું. બોલો, શું કામ છે?' એમ કહી મેં મારી અધીરાઈ વ્યક્ત કરી.

'મારે કશું જ કામ નથી, હું તો માત્ર આપને મળવા આવ્યો છું અને આપના આશીર્વાદ લેવા આવ્યો છું. આપે ખરે

વખતે જે મને મદદ કરી અને કિંમતી સલાહ આપી તેની કૃતજ્ઞતા દર્શાવવા આવ્યો છું...' એણે કહેવા માંડ્યું.

હું મારી અધીરાઈ અને બેદરકારી માટે શરમાયો. મેં પૂછ્યું, 'તમે કઈ સાલમાં વસતિગૃહમાં રહેતા હતા?'

'૧૯૫૨માં. તમે પ્રથમ જ ઉપરી તરીકે આવ્યા હતા. હું બી.એ.ના છેલ્લા વરસમાં હતો. બારસીમાં અમારી તેલની મિલ હતી. તેને આગ લાગી હતી. વીમો નહોતો તેથી અમે આગમાં બધું ગુમાવી બેઠા હતા—હું મારી સમતોલતા ગુમાવી બેઠો હતો. બી.એ.ની પરીક્ષાને વાર હતી અને હું...' એણે પોતાની વાત શરૂ કરી ત્યાં તો એ વખતનું તાદૃશ ચિત્ર મારી પાસે ખડું થયું:

૧૯૫૨ના માર્ચ મહિનામાં કૉલેજ બંધ થયા પછી ઘણાખરા વિદ્યાર્થીઓ ઘેર ચાલ્યા ગયા હતા. ઇન્ટર અને બી.એ.ના વિદ્યાર્થીઓને યુનિવર્સિટીની પરીક્ષા હતી, એટલે તેઓ જ વસતિગૃહમાં હતા. એક સાંજે હું ફરવા નીકળતો હતો ત્યારે એક વિદ્યાર્થી મને પગથિયા ઉપર મળ્યો. વિષાદભર્યા અવાજે તેણે કહ્યું, 'સાહેબ, હું આપને જ મળવા આવતો હતો. બારસીમાં અમારી માલિકીની તેલની મિલ છે. આગથી તે તારાજ થઈ છે. મારા પિતાશ્રીનો તાર છે અને પત્ર પણ છે અમે ખલાસ થઈ ગયા! વીમો ઉતરાવ્યો નહોતો એટલે કશું જ તેમાંથી મળે નહિ. મારું મન ભણવામાંથી ઊઠી ગયું છે. હું ઘેર જઉં છું અને હવે પાછો નહિ આવું. આપની રજા લેવા આવ્યો છું.'

હું તેની કમનસીબ કથની સાંભળીને દુઃખી થયો. ફરવા જવાને બદલે હું એને ઉપર મારા ઘરમાં લઈ ગયો. પછી શાંતિથી કહ્યું, 'તમારી આ કરુણ ઘટના સાંભળી મને ઘણું દુઃખ થાય છે. પણ તમે તમારી સમતોલતા કેમ ગુમાવી બેસો છો? તમે બારસી જશો અને પરીક્ષામાં નહિ બેસો તેથી તમને કે તમારા કુટુંબને શો ફાયદો થશે? બી.એ.નું છેલ્લું વરસ છે. પાસ થયા પછી તમે કશુંક કરી

શકશો. ભણતર અધૂરું મૂકીને ચાલ્યા જવાથી, મિલ બળી જવાથી જે નુકસાન થયું છે તેમાં તમે વધારો નથી કરતા? તમે સ્થિર ચિત્તે વિચાર કરો. હું તો માનું છું કે આ પરિસ્થિતિમાં તમે બી.એ.ની પરીક્ષામાં બેસો તે વધુ જરૂરી છે. સારી સ્થિતિમાં ન બેઠા હોત તો એટલું નુકસાન સહન કરવાની તમારી કૌટુંબિક પરિસ્થિતિ હતી.'

મારી વાત સાંભળતાં તેની આંખમાં આંસુ વહેવા લાગ્યાં. મેં આ વિશે વિચાર કરવા કહીને ધીરજ આપી. બીજે દિવસે એ મને મળવા આવ્યો. એણે કહ્યું, 'સાહેબ, મેં વિચાર કરી જોયો છે અને આપની સલાહ મુજબ બી.એ.ની પરીક્ષા આપવાનો મેં નિર્ણય લીધો છે.'

તેણે બારસીની મિલની આગની વાતનો ઉલ્લેખ કર્યો એટલે ઉપરનું દૃશ્ય આબેહૂબ મારી આંખ સામે તરી રહ્યું. મેં કહ્યું, 'ભાઈ, અરવાડે તમારી ઓળખાણ આપવાની જરૂર નથી. હું તમારું નામ સહેજ ભૂલી ગયો હતો અને આઠેક વરસ પછી તમને જોઈને તમારો ચહેરો યાદ ન આવ્યો એટલું જ. હવે મને બરાબર બધું યાદ આવે છે. તમે બી.એ.ની પરીક્ષા આપ્યા પછી તમારા સમાચાર નહોતા એટલે પછી તમારા વિશે મને કશું જાણવા મળ્યું નથી. તમે શું કરો છો? અહીં ક્યારે આવ્યા? અને શી રીતે શોધી કાઢ્યો?' મારી કુતૂહલતા વધી પડી. વર્ષો પહેલાંની મારી સ્મૃતિ જાગી અને હોસ્ટેલમાંની અમારી વાતચીતની યાદ તાજી થઈ. મારી કઠોરતા અને બેદરકારીની જગ્યાએ સ્નેહાર્દ્રતા વસી હતી. હું નિરાંતે બેઠો અને એને સ્વસ્થ થવા કહ્યું.

એણે કહ્યું, 'સાહેબ, એ વરસે બી.એ. પાસ થયા પછી મેં એલએલ.બી.નો અભ્યાસ કર્યો. એમાં પાસ થયા પછી કોલ્હાપુરમાં વકીલાત કરું છું. મારી પ્રતિષ્ઠા સારી બંધાણી છે અને પૈસાટકા પણ સારા મળે છે. મારા પિતાશ્રી પણ હૈયાત છે અને અમે

વધાં સુખી છીએ. પણ આ બધું આપના પ્રતાપને લીધે જ હું પામ્યો છું. જો એ વખતે હું બી.એ.ની પરીક્ષામાં ન બેઠો હોત તો શું કરત એની કલ્પના કરી શકતો નથી. મારી જિંદગીમાં નિરાશા વ્યાપી ગઈ હોત અને શો ધંધો હું કરતો હોત તે હું કહી શકતો નથી. મારા પિતાશ્રી, મારી પત્ની એ બધાંને મેં આપની અમૂલ્ય સલાહની વાત કરી છે. મેં મારા પિતાશ્રીને એટલે સુધી કહેલું કે "આપ મારા જન્મપિતા છો, પણ મારા માર્ગદર્શક પિતા તો અમારા વસતિગૃહના ઉપરી છે," એમ કહી મેં તેમને મારી ધૂંધવાતી મનોદશાથી આંધળી થયેલી દૃષ્ટિને તમે સાચો માર્ગ બતાવ્યો હતો તે વાત કરી.'

એની કૃતજ્ઞતાની લાગણીએ મારું હૃદય ભીંજવ્યું, તે અશ્રુ વાટે વ્યક્ત થયું. મારી આંખમાં આનંદનાં ઝળઝળિયાં આવી ગયાં. મેં કહ્યું, 'તમે મુંબઈ ક્યારે આવ્યા? અને મને શી રીતે શોધી કાઢ્યો?'

તેણે કહ્યું, 'ગઈ કાલે સાંજે. ત્યારે મુંબઈ છોડયા પછી પહેલી જ વાર હું મુંબઈ આવ્યો. તમને પ્રથમ મળવું એ મારા અંતરની અભિલાષા હતી. સવારના પહોરમાં આઠેક વાગે ગયો આપણી રૂઈઆ કૉલેજમાં. ત્યાંથી ખબર મળ્યા કે આપે આ વર્ષે જ કૉલેજ છોડી છે અને આપ ઘાટકોપરમાં પ્રિન્સિપાલ નિમાયા છો. શોધતો શોધતો અહીં કૉલેજમાં આવ્યો, ત્યારે સાડાનવ વાગ્યા હતા. ઑફિસમાં આપ ક્યાં રહો છો તે વિશે પૂછપરછ કરી. આપના કારકુને આપનું ઘર બતાવ્યું, પણ કહ્યું કે સાહેબ બહાર ગયા છે અને સાડા અગિયારેક વાગે આવશે. મેં તો આપને મળીને આપના આશિષ મેળવવાનું નક્કી કર્યું. એટલે બે કલાક ઑફિસમાં બેઠો. આપના કારકુને મને ખુરશી આપી હતી. સાડા અગિયારે ફરીથી તપાસ કરી. કારકુને કહ્યું કે મોટર આવશે એટલે ખબર પડશે. હવે આવવા જ જોઈએ. સવાબારે આપની મોટર આવેલી જોઈને

આપ આવી ગયા છો એવા સમાચાર આપ્યા એટલે હું ઘેર આવ્યો. આપ જમતા હતા એટલે વાટ જોઈ ને બેઠો. પેલા બે વિદ્યાર્થીઓ જાય પછી જ વાત કરવાનું મેં વિચાર્યું હતું.'

એની નિષ્ઠા અને મને મળવા માટેની આવી તેની તપશ્ચર્યા જોઈ ને મારું હૃદય ભાવાવેશથી ભરાઈ આવ્યું. મેં કહ્યું, 'અત્યારે તો એક વાગી ગયો છે. તમે ક્યાં ઊતર્યા છો? તમે પહોંચશો ક્યારે?'

એણે કહ્યું, 'એની ચિંતા ન કરો. હું વાલકેશ્વર ઉપર મારા એક સગાને ત્યાં ઊતર્યો છું. સાડાઅગિયાર સુધી આપ ન આવ્યા એટલે મેં મારા યજમાનને ત્યાં ટેલિફોન કરી દીધો, તેમને જમી લેવાની વિનંતી કરી. મારી પત્નીને પણ કહ્યું, "સાહેબને મળીને જ આવવાનો નિરધાર કર્યો છે એટલે આવતાં મોડું થશે. તમે સૌ જમી લેજો." આપને મળ્યો એટલે મારા હૃદયની ઝંખના તૃપ્ત થઈ. સાહેબ, આપની તે દિવસની સલાહે મારા જીવનને કેટલું સુખી બનાવી દીધું એ હું કેમ ભૂલું? આપના આશિષ હશે ત્યાં સુધી હવે મને કશી ચિન્તા નથી. હું કેળવણીમાં રસ લઉં છું. કોલ્હાપુરની...કૉલેજના સંચાલનના મંડળનો સભ્ય છું અને બને તેટલી સેવા કરું છું. સાચી કેળવણી જીવનમાં કેટલી માર્ગદર્શક બને છે તેનો સ્વાનુભવ હોવાથી હું શિક્ષણનું મહત્ત્વ સમજું છું.'

એની મને મળવા માટેની આવી ઝંખના અને તપશ્ચર્યા જોઈ ને હું સ્તબ્ધ બની ગયો. મારા ઉપર કોઈ શિક્ષકે એવો 'ઉપકાર' કર્યો હોત તો હું એ શિક્ષકને મળવા ઇચ્છત, પત્ર લખત, પણ આટલે દૂર આવી, પત્ની અને યજમાનને રાહ જોવ-રાવી, આઠ-નવ કલાકની સાધના કદાચ ન કરત. એટલે કૃતજ્ઞતાની દૃષ્ટિએ મારા કરતાં એ ઉચ્ચ દરજ્જે છે એની મને પ્રતીતિ થઈ. તેથી માનભરી દૃષ્ટિએ મેં તેની કૃતજ્ઞતાની પ્રશંસા કરી. પછી આગ્રહ કરી મેં તેને મારે ત્યાં જમવાની 'આજ્ઞા' કરી. બેએક વાગે તેને સ્ટેશન ઉપર મૂકી આવ્યો.

એ ગયો, પણ એના વિશેની વિચારમાળા ન ગઈ. સૌથી પહેલું તો મેં જે બેદરકારીથી એને જવાબ આપ્યો તે મને ખૂબ ખૂંચ્યું. મારી પાસે આવનાર બધા સ્વાર્થીઓ જ હોય છે એવી જાતની અભાન લાગણી મારા ચિત્તમાં કેમ રહી? આટલાં વર્ષોમાં અનેક માણસો નિષ્કામ ભાવે મળ્યા હતા તે હું કેમ વીસરી ગયો? કે 'સત્તાસ્થાન'નો તોર મારામાં હમેશાં રહ્યા જ કરે છે કે શું?' હું શિક્ષક હોવા છતાંય અજાણ્યા પ્રત્યે સમધારણ વર્તણૂકનું શિક્ષણ નથી પામ્યો તેની મને ખાતરી થઈ. મને તેનું દુઃખ થયું.

બીજું, 'તમે મને ન ઓળખ્યો, સાહેબ?' એમ કહ્યું ત્યારે તો સાવધાન બનવું જોઈતું હતું. પણ ઓળખાણ આપીને 'કામ કઢાવી' જનારનાં ઘણાં ઉદાહરણો હતાં તેથી જ એની અસર ન થઈ. અનેક કડવાં ઉદાહરણો હોવાં છતાં થોડાં મીઠાં ઉદાહરણો હોય તો તેને કેમ સતત યાદ ન રાખવાં? ગમે તેમ હોય, પણ કોઈ પણ સંજોગોમાં શિક્ષકની આવી વર્તણૂક અયોગ્ય જ છે. શિક્ષકે તો શીખવવાનું હોય છે ને?

પછી એ પણ વિચાર આવ્યો કે, મેં શાંતારામ અરવાડે ઉપર ખાસ કશો જ ઉપકાર નહોતો કર્યો. મેં તો મારી સામાન્ય ફરજ જ બજાવી હતી અને તે પણ રોજિંદી પદ્ધતિની. મેં કેટલાક વિદ્યાર્થીઓને મદદ જરૂર કરી છે, આઠ-દસ નામ પણ જીભે ચડે, પણ કોઈએ મને પૂછ્યું હોત કે 'તમે કયા કયા વિદ્યાર્થીઓને જીવનમાં ઉપયોગી થઈ પડ્યા છો?' તો તેમાં શાંતારામ અરવાડેનું નામ પણ મને કદીયે યાદ ન આવ્યું હોત. શિક્ષકજીવનમાં આમ સામાન્ય ફરજ બજાવતાં પણ કોઈના જીવનઘડતરમાં ઉપયોગી થઈએ એમાં શિક્ષકજીવનની કૃતાર્થતા નથી? અને સાચે જ આવી અણધારી રીતે બનેલા પ્રસંગે કૃતાર્થતાનો મેં નિર્મળ આનંદ અનુભવ્યો, જેમ શાંતારામ અરવાડેએ અનુભવ્યો હતો તેમ.

વિદ્યાર્થીઓની ગેરશિસ્તના વ્યાપક બનેલા વાતાવરણમાં આવા

પ્રસંગો નજરે નિહાળીએ છીએ ત્યારે નિરાશા દૂર થાય છે એટલું જ નહિ હૃદયમાં ઉત્સાહનું અજબ ચેતન સ્ફુરાયમાન થાય છે. શિક્ષક પોતાનું સામાન્ય કર્તવ્ય બજાવે તોયે તે આમ અણધારી રીતે કેટલું ઉદાત્ત કામ કરે છે! કોઈ આવા કૃતજ્ઞ વિદ્યાર્થી-કવિએ જ ગુરુર્બ્રહ્મા ઇત્યાદિમાં ગુરુ મહિમા વર્ણવ્યો હશે કે શું?

નવી કૉલેજ શરૂ થઈ ત્યારે અનેક પ્રકારના શુભ આશયો મેં મનમાં નક્કી કરી રાખ્યા હતા. વિદ્યાર્થીઓને—ઊગતા ભાવનાશીલ યુવકોને—લોકશાહીની કાર્યપદ્ધતિની તાલીમ આપવી જોઈએ, એ એક મારી પ્રિય માન્યતા હતી. સાચા શિક્ષણમાં માત્ર પુસ્તકિયા જ્ઞાન પૂરતું નથી. તેનું અનુસંધાન જિંદગીની સાથે એટલે કે વ્યવહારની સાથે કરવું જોઈએ એવી મારી દૃઢ ઇચ્છા હતી. બીજા શબ્દોમાં કહીએ તો, બૌદ્ધિક વિચારોને અમલમાં મૂકતા શીખવવું એ ખરી કેળવણીનું લક્ષણ છે. આવો પ્રસંગ શરૂઆતમાં જ આવ્યો.

કૉલેજોમાં ચૂંટણી ઘણી વાર મારામારીનું અને ગેરશિસ્તભર્યા વર્તનનું રૂપ લે છે, એ હું જાણતો હતો. પરંતુ થોડા તોફાન કે

એવા કોઈ જોખમને ભોગે પણ, ચૂંટણીમાં ભાગ લેવાની તાલીમ વિદ્યાર્થીઓને આપવી જોઈએ એવો આદર્શ મેં સેવ્યો હતો. એટલે જીમખાનાની ચૂંટણીઓ યોજવાની મેં છૂટ આપી. બંધારણ ઘડયું અને કોઈ પણ વિદ્યાર્થી જીમખાનાના મંત્રી તરીકે ઊભો રહી શકે એવી તેમાં જોગવાઈ કરવામાં આવી હતી.

ચૂંટણીદિન આવી પહોંચ્યો. મંત્રીપદને માટે છએક વિદ્યાર્થીઓ ઊભા રહ્યા. વાતાવરણમાં ગરમી આવી. ચૂંટણીના દિવસની સવારે એક ડાહ્યા વિદ્યાર્થીએ આવી, મંત્રીપદને માટે ઊભા રહેલા વિદ્યાર્થીઓ બહારના મવાલીઓ દ્વારા મારામારી કરવાના છે એમ મને કહ્યું. મેં સજાગ રહીને દેખરેખની વ્યવસ્થા કરી. બહારના વિદ્યાર્થીઓને કૉલેજની હદમાં આવવાની મેં મનાઈ કરી. ચારે બાજુ મેં આંટા મારવા શરૂ કર્યા. કૉલેજના કમ્પાઉન્ડની બહાર મવાલી જેવા લાગતા માણસો અને વિદ્યાર્થીઓનું ટોળું મેં જોયું. થોડા અંદર ઘૂસી ગયા અને મંત્રીપદ માટે ઊભા રહેલા વિદ્યાર્થીઓના હરીફ પક્ષો વચ્ચે મારામારીનાં છમકલાં થયાં. મેં જાતે કડક પગલાં લઈને બહારનાંઓને કૉલેજની બહાર કાઢી મૂક્યાં. ત્યાં તો એક છોકરો રડતો રડતો મારી પાસે આવ્યો અને બોલ્યો, 'સાહેબ, એક બહારના માણસે મને કામ છે કહી બહાર બોલાવ્યો અને પછી મને તમાચા માર્યા.' કહી એનું સૂજેલું મોં મને બતાવવા લાગ્યો. અમુક વિદ્યાર્થીના પક્ષે બહારથી લાવેલા ભાડૂતી મવાલીનું એ કામ છે એમ કહી મને હકીકત કહેવા લાગ્યો. મેં એની ફરિયાદ નોંધી લીધી અને એણે આપેલા નામવાળા વિદ્યાર્થીને મેં બોલાવ્યો. એ ધ્રૂજતો ધ્રૂજતો બોલવા લાગ્યો, 'સાહેબ,.મારી ભૂલ થઈ...મારા બહારના મિત્રે મને મદદ કરવાના આશયથી આ તોફાન કર્યું', પણ કૉલેજની બહાર બીજા મવાલીઓ ઊભા છે અને મને મારી નાખવાની ધમકી આપે છે.' એમ કહીને ડૂસકાંભેર બોલ્યો, 'મારે ચૂંટણીમાં ઊભા નથી રહેવું, કૃપા કરીને મને, મારે ઘેર

પહોંચાડો. નહિતર આજે મારો જાન જોખમમાં છે.' એનો ડર સાચે જ મૂર્તિમંત એના ચહેરા ઉપર તરી રહ્યો હતો.

પછી મેં બહાર નજર નાખી તો ત્રીસચાલીસ મવાલીઓ જેવા દેખાતા માણસોનું ટોળું ઊભેલું જોયું. એવે વખતે એને ઘેર પહોંચાડવો તેમાં કેટલું જોખમ છે એનું મેં માપ કાઢી લીધું. એને એક સલામત સ્થળે બેસાડયો, પણ મને વિચાર આવ્યો, એણે એકને ધમકી આપી, એકાદ બે મવાલીને લઈ આવ્યો; તો બીજો એક હરીફ વધારે મવાલીઓને ભાડે લઈ આવ્યો. હિંસામાંથી હિંસા જ જન્મે એ સિદ્ધાંતનું જીવત ઉદાહરણ હું જોઈ રહ્યો. પણ ધ્રૂજતા માણસને તો એ વખતે વઢવાને બદલે સહાનુભૂતિની જરૂર હતી એટલે એને બીજું કશું ન કહેતાં 'હું બેઠો છું ત્યાં સુધી તને અડનાર છે કોણ? તને ઘેર સલામત પહોંચાડવાની જવાબદારી મારી છે' એમ કહીને આશ્વાસન આપ્યું.

મામલો બીચક્યે એની સ્થિતિ સ્પષ્ટપણે જણાઈ આવી. મેં એક ભાઈની મોટરમાં એક પ્રોફેસરને પોલીસ ચોકીએ મોકલી પોલીસની મદદ માગી થોડી મિનિટમાં પોલીસ અમલદાર આવી પહોંચ્યો. બહારના મવાલીઓને બતાવીને બધી સ્થિતિથી વાકેફ કર્યા. પોલીસ અમલદારે મને કહ્યું, 'હું આ ટોળાને વિખેરી નાખું છું. એકબે પોલીસને ત્યાં મૂકી જાઉં છું. કંઈ પણ ભય જેવું લાગે તો પોલીસને કહેજો અને મને ટેલિફોન કરશો તો બેચાર મિનિટમાં વાયરલેસ વાનમાં અમે આવી પહોંચીશું.' એમ કહીને એ અમલદારે ટોળું વિખેરી નાખ્યું અને બહાર કશી ધાંધલ ન રહી. બધા મવાલીઓ અદૃશ્ય થઈ ગયા હોય તેમ લાગ્યું. પછી તો શાંતિ પ્રવર્તી. એકએક કલાક પછી ચૂંટણી શરૂ થઈ એ કામ પતી ગયું. ચારે બાજુ માત્ર શાંતિ જ દેખાતી હતી એટલે વ્યવસ્થાનું કામ બીજા પ્રોફેસરોને સોંપી મારે શહેરમાં જવાનું અનિવાર્ય હતું ત્યાં ગયો. જતાં બધે નજર નાખી, પણ કોઈ જગાએ કોઈ પણ તોફાનીઓને

ન જોયા એટલે મનમા નિર ત હતી કે હવે કશુ ચિન્તાનુ કારણ નથી રહ્યુ

રાત્રે પાછો આ યો ત્યારે જાણ્યુ કે ત્યા ભય કર મારામારી થઈ હતી અને બે વિદ્યાર્થીઓને સારી પેઠે ઈજા થઈ હતી મારા મારી કૉલેજથી થોડે દૂર થઈ હતી અને માર મારનાર માણસો વિદ્યાર્થીના કોઈ એક જૂથે રાખેલા ભાડૂતી મવાલીઓ હતા તેમ જાણવા મળ્યુ કૉલેજમા કશુ ન થયુ તેથી કાયદાની દૃષ્ટિએ આપણી જવાબદારી નથી એવી મનોવૃત્તિ તો આપણાથી રખાય જ નહિ ઊલટુ આપણા વિદ્યાર્થીઓને બહારના માણસો ત્રાસ આપે તો તેને દૂર કરવાની જવાબદારી સ સ્થાની છે, એમ મારી માન્યતા હોવાથી બાહ્ય કાયદાની વાતનો પ્રશ્ન જ નહોતો આપણા વિદ્યાર્થીઓ ઈજા પામ્યા એનુ દુ ખ મને સાલી રહ્યુ અને એને દૂર કરવાનાં તાત્કાલિક પગલા લેવાં શરૂ કરી દીધાં તપાસ શરૂ કરી. કૉલેજના વિદ્યાર્થીઓ પાસેથી જાણવા મળ્યુ કે માર ખાનાર વિદ્યાર્થી તો નિર્દોષ હતો; એને ચૂટણી સાથે કશી લેવાદેવા નહોતી ભાડૂતી મવાલીઓ પહેરવેશથી ઓળખવામાં એકને બદલે બીજાને મારી બેઠા, એને મારતા હતા ત્યારે બીજા કેટલાક વિદ્યાર્થીઓ અને નગરજનો એ જોતા હતા પણ મવાલીના મારની બીકે એમણે આખ આડે કાન કર્યાં હતા, બીજો એક છોડાવવા ગયો એમા એણે પણ મ ર ખાધો; ચાર પાચ પ્રોફેસર પણ ત્યાથી જતા હતા તેમણે પણ આખ આડા કાન કર્યાં આ સાભળીને મે ઊ ડી વેદના અનુ ભવી કે આટલા બધા માણસોની હાજરીમાં એક નિર્દોષને માર પડે અને બીજા એમને ન છોડાવે એ કેટલી શરમજનક વસ્તુ હતી! આમાથી એક વસ્તુ અત્ય ત સ્પષ્ટ રીતે તરી આવે છે તે એ છે કે સારા કે સજ્જન માણસોનો ડર કે ઉપેક્ષા ગુ ડાતત્ત્વોને પોષે છે અને પ્રેરે છે આઠ દસ મવાલીઓ પચાસ માણસો આસપાસ હાજર હોય છતા, 'એવા માણસોને તો દૂર રાખવા કે પાંચ ગજથી

નમસ્કાર કરવા ' એવી ભીરુ મનોવૃત્તિ ઉપર ફિલસૂફીના વાઘા પહેરાવીને કાયરતાને ઢાંકીએ અને કશો વિરોધ ન કરીએ એટલે ગુંડાઓને જોર મળે છે.

બીજે દિવસે તપાસ કરી ત્યારે જાણ્યું કે પેલા ઈજા પામેલા વિદ્યાર્થીઓ ગેરહાજર હતા. તેમને મળીને હકીકત જાણવા હું ઝંખતો હતો. ત્રીજે દિવસે એ બંને વિદ્યાર્થીઓ આવ્યા હતા. બંનેને મેં જુદા જુદા બોલાવ્યા. પ્રથમ માર ખાનારને પહેલાં બોલાવ્યો અને છોડાવનારને પછી બોલાવ્યો. પ્રથમ માર પડનાર વિદ્યાર્થીએ કહ્યું કે, હું ઘેર જવા બસ-સ્ટેન્ડ પાસે ઊભો હતો ત્યાં એકાએક ' આ જ પેલો છે ' કહી મને મારવા મંડી ગયા. હું કશું સમજું તે પહેલાં મને તમાચા ખૂબ વાગ્યા અને મારું બોલ્યું તે સાંભળવા તૈયાર જ નહોતા. મેં સામનો કર્યો અને બૂમો પાડવા લાગ્યો. આસપાસ માણસો હતા પણ કોઈએ કશું પૂછવાની તૈયારી ન બતાવી. મને ખૂબ માર પડચો.

એટલામાં મારા વર્ગનો એક અજાણ્યો છોકરો મને છોડાવવા આવ્યો પણ ત્યાં તો એ બધા એની ઉપર તૂટી પડચા. થોડી વારે એણે કહ્યું કે, આપણે તો ભળતા માણસોને મારી રહ્યા છીએ, જેને મારવાનો હતો તે તો છટકી ગયો છે. એટલામાં બસ આવી એટલે મને અંદર ધકેલી દીધો. હું તો છૂટચો, પણ મને છોડાવનારનું શું થયું એ વસ્તુ મને ચિંતા ઉપજાવી રહી હતી. પણ બીજું કશું ન સૂઝવાથી હું ઘેર પહોંચી ગયો. મને ઠીક છે. મને સંતોષ એટલો છે કે હું એકલે હાથે એમનો સામનો કરતો હતો, પણ સાહેબ, આપણા બીજા વિદ્યાર્થીઓ તેમ જ બીજા માણસોમાંથી કોઈ આમ બનતું હતું તે જાણવા છતાં, છોડાવવા કે પેલાઓને પડકારવા આગળ ન આવ્યા !

મેં એને આશ્વાસન આપ્યું. એની હિંમતની પ્રશંસા કરી અને આવી પરિસ્થિતિમાં કેમ વર્તવું તેની ચર્ચા કરી. પણ બીજા

વિદ્યાર્થી—જેણે આને છોડાવ્યો હતો તે શ્રી સીરકરને હું મળવા ઝંખતો હતો. એને બોલાવ્યો. એના મોઢા ઉપર પ્લાસ્ટરની પટ્ટી હતી. મારની બીક નહિ પણ દાખવેલી હિંમતની ખુમારી હતી. આંખમાં તેજ હતું અને યૌવનનો તરવરાટ આખાયે શરીરમાં વ્યક્ત થતો હતો. એને જોઈને મને ઘણો આનંદ થયો. મેં પૂછ્યું, "તને શી રીતે માર પડ્યો અને શું બન્યું તે તું મને કહે."

તેણે કહ્યું, 'સાહેબ, હું ઘેર જવા માટે નીકળ્યો. બસસ્ટેન્ડ પાસે પહોંચ્યો ત્યાં પચાસ સાઠ જણનું ટોળું ઊભું હતું જેમાં મોટા ભાગના વિદ્યાર્થીઓ આપણી કૉલેજના હતા. મારામારીમાં મારા વર્ગના એક વિદ્યાર્થીને માર પડતો જોયો. મારનાર લોકો મવાલીઓ જેવા હતા. આમ માર પડે અને આપણા લોકો એ જોઈ રહે તે મારાથી સહન ન થયું. એટલે મારનારને મેં કહ્યું, "શા માટે એને મારી રહ્યા છો?" ત્યાં તો બધા એને છોડીને મારા ઉપર તૂટી પડયા. હું પણ કસરતી છું, સાહેબ, એટલે મારતાં અને માર ખાતાં મને આવડે છે. પણ આટલા બધા સામે હું એકલો શું કરું?' એની આ નીડરતા જોઈને હું હર્ષ પામ્યો અને પ્રેમભરી આંખે અને રસભર્યા કાને એની વાત સાંભળી રહ્યો. એણે આગળ ચલાવ્યું, 'મેં માર ખાધો એની મને પરવા નથી કે શરમ નથી. પણ આપણા બધા વિદ્યાર્થીઓ દૂરથી આ દૃશ્ય જોતા હતા તેની શરમ છે. પચીસ જણ આગળ આવ્યા હોત તો મવાલીઓ ભાગી જાત અને મવાલીગીરી દબાઈ જાત. પણ તેયે ઠીક. એક વસ્તુ હું નહિ ભૂલી શકું. હું માર ખાતો હતો અને સામો થતો હતો ત્યારે આપણા ચારપાંચ પ્રોફેસરોને આવતા જોયા. મને આનંદ થયો કે હવે કશો ડર નહિ રહે. મેં દૂરથી એમને કહ્યું, "સર, આ મવાલીઓ મને મારે છે, છોડાવો." સાહેબ, એ સરોએ મારી સામે જોયું, બીજાઓએ કહ્યું, 'આપણી કૉલેજનો વિદ્યાર્થી છે, મારનાર મવાલીઓ છે." સરો મારી આગળથી નીકળ્યા. મેં કરગરી વિનતિ

કરી. પણ ન ઓળખતા હોય તેમ ચાલ્યા ગયા. Sir, I hate them. આવા સરો તરફ માન કેમ રહે? એ તો સારું થયું કે થોડી વારે આપણા પેલા બુઢ્ઢા નકવીસર નીકળ્યા. મેં બૂમ મારી. મને છોડાવવા આવ્યા. એમણે બૂમાબૂમ કરી એટલે મવાલીઓ ભાગી ગયા. મને માર વાગ્યો છે તેની પીડા નથી, પણ સરોની કાયરતાથી મારી શ્રદ્ધા ભાંગી પડી છે. એમના પ્રત્યે જરાય માન ઉત્પન્ન થતું નથી. હું તો Boxer છું. એટલે મને વાગ્યું નથી. બે-ત્રણ દિવસમાં સાજો થઈ જઈશ.'

મેં કહ્યું, 'જેને માર પડતો હતો તે તારો મિત્ર હતો?' 'ના, ના, સર. એ તો મારા વર્ગનો વિદ્યાર્થી છે, એટલી જ તેની ઓળખાણ હતી. પણ ગુંડાઓ નિર્દોષને મારે ત્યારે કોઈ પણ રીતે તેને છોડાવવા એ માનવી તરીકે આપણી ફરજ નથી?' એના ગૌરવભર્યા શબ્દો સાંભળી હું હર્ષ પામ્યો. ત્યાં તો મારું હૃદય બોલી ઊઠ્યું: 'માનવ-સંસ્કારની દૃષ્ટિએ મારા શિક્ષકો કરતાં તો આ સીરકર વધુ ઉચ્ચ કક્ષાએ છે. શિક્ષકોએ આ માનવગુણ એની પાસેથી શીખવા જેવો છે. આ બાબતમાં તો શિક્ષક શિષ્ય છે અને શિષ્ય શિક્ષક છે.' પછી એની હિંમતને અભિનંદન આપી એ વસ્તુની ઠીક ઠીક ચર્ચા કર્યા પછી એને વર્ગમાં જવાનું કહ્યું.

પણ પેલા શિક્ષકોનું વર્તન મને ખૂંચતું હતું. અલબત્ત, હું ત્યાં હોત તો શિક્ષકોની પેઠે ઉપેક્ષાભર્યું વર્તન કરત કે કેમ એ કહી શકતો નથી. એ શિક્ષકોની ટીકા કરીને હું એમનાથી ઉચ્ચ છું એમ કહેવાનો અધિકાર, જ્યાં સુધી હું એ રીતે ન વર્તું ત્યાં સુધી, મને પ્રાપ્ત થતો નથી. બીજે દિવસે એ શિક્ષકોને બોલાવ્યા. વાત પૂછી. એમણે કહ્યું, 'અમે ત્યાંથી પસાર થયા ત્યારે એક વિદ્યાર્થીને માર ખાતા જોયો. પણ મવાલીઓ પાસે છરી હતી એટલે વચ્ચે પડવાથી મામલો બગડે અને અમને પણ માર પડે એ સ્પષ્ટ અમે જોઈ શકતા હતા એટલે ચાલ્યા ગયા. એટલા બધા મવાલી-

ઓની સાથે લડવાથી સ્થિતિ સુધરે એમ નહોતી એટલે અગે ચાલી ગયા.'

મેં કહ્યું, 'પણ આપણી દીકરી, દીકરો, પત્ની કે બાપ હોય અને એને ગુંડાઓનું ટોળું ઘેરી રહ્યું હોય તો આપણે શું કરવું જોઈએ? એ વખતે ગુંડાઓ વધુ હોવાથી આપણે એને પહોંચી નહિ શકીએ એમ આંખમીંચામણાં કરીને ચાલ્યા જવું એ ઇષ્ટ છે? હું હાજર નહોતો એટલે તમને અત્યારે કંઇક પેટ ઉપદેશ દેતો હોઉં તે રીતે વાત કરતાં સંકોચ થાય છે. પણ આપણા વિદ્યાર્થીઓ આવી સ્થિતિમાં આપણને બોલાવે અને આપણે જાણે કશું ન જોતાં કે સાંભળતા હોઈએ તેમ ચાલ્યા જઈએ તેથી એ વિદ્યાર્થીના હૃદયની શ્રદ્ધાના મેરુને તોડી પાડ્યો છે. એને કદાચ શિક્ષકવર્ગ તરફ કોઈ દિવસ આદર નહિ રહે તેની જવાબદારી આપણે માથે છે એ આપણે કેમ ભૂલીએ? તમે વચમાં પડ્યા હોત તો કદાચ માર ખાત એ હું જાણું છું, પણ એવો માર ખાવાનો આપણો ધર્મ હતો. જીવનની અમુક કસોટીએ ચડીએ ત્યારે જોખમ ઉઠાવવું જોઈએ. તમે સાંભળ્યું ને કે છેવટે આપણા વયોવૃદ્ધ પ્રોફેસર નકવીએ એને છોડાવ્યો? જુવાન કોણ... ?'

આવી વાત કરી પૃથક્કરણ કર્યું. એમના મોં ઉપર અકર્તવ્યની શરમ હતી. છતાંય મને તો સીરકરના શબ્દો જ સંભળાયા કરતા હતા: 'Sir, I hate them' (સાહેબ, હું એમને ધિક્કારું છું)

## ૨૩ નૈતિક બળનો આવિષ્કાર

કૉલેજમાં બપોરે રિસેસ પડે ત્યારે કેટલાક બીજી કૉલેજોના 'ભ્રમર' વિદ્યાર્થીઓ અમારી કૉલેજમાં આવતા. રિસેસમાં વર્ગમાંથી વિદ્યાર્થીઓ નીકળીને કૅન્ટીન, કૉમન રૂમ ઇત્યાદિ સ્થળોએ જતા હોય છે. આર્ટ્સ વિભાગમાં છોકરાઓ કરતાં છોકરીઓની સંખ્યા વધારે હોય છે એટલે છોકરીઓ જતી હોય ત્યારે 'ભ્રમર' સ્વભાવી વિદ્યાર્થીઓ એનો લાભ લઈ છોકરીઓ પાસેથી પસાર થતી વખતે અશ્લીલ વસ્તુઓ બોલીને તેમને પજવે. વિદ્યાર્થિનીઓ કરે પણ શું ? કૉલેજના વિદ્યાર્થી હોય તો તેમની સામે ફરિયાદ પણ થાય, પણ અહીં તો તે પણ બને તેમ નહોતું. એટલે બપોરની રિસેસ વખતે હંમેશાં પાંચ-સાત બહારના વિદ્યાર્થીઓ હંમેશ

આવે અને છોકરીની પાસે પસાર થઈને ગંદી ભાષા બોલીને પોતાની હીન વૃત્તિઓને સંતોષે. અમારી કોલેજના શિક્ષક શ્રી કંથારિયા વિદ્યાર્થીઓમાં ખૂબ રસ લે એટલે એક વાર વિદ્યાર્થિનીઓએ પોતાની આ મુશ્કેલી તેમને જણાવી. શ્રી કથારિયાએ મને વાત કરી. મેં તેમને કહ્યું કે, 'એ વિદ્યાર્થિનીઓને કહો કે બપોરની રિસેસમા એ વિદ્યાર્થીઓ (વિદ્યાર્થીઓ શાના? કામાર્થીઓ કે હીન કામપ્રેર્યા મવાલીઓ જ એમને કહેવા જોઈએ.) આવે ત્યારે આપણને કહે અને દૂરથી બતાવે. પછી આપણે એનો યોગ્ય બંદોબસ્ત કરીશું.' પણ શ્રી કંથારિયાએ કહ્યું, 'એ તો મેં એમને કહ્યું છે પણ એમ કરતાં એમને બીક લાગે છે. બહાર નીકળે ત્યારે એ છોકરાઓ પજવે ત્યારે કોણ વહારે ધાય?' મેં કહ્યું, 'આવી બીક જ આવા મવાલીઓને પોષે છે. ગંદી કે અશ્લીલ ભાષા વાપરે ત્યારે એ બહેનો જરા કડક બનીને થોડી હોહા કરે તો એવા છોકરાઓની બહાદુરી કેટલી છે તે જોઈ શકાય અને કાયમને માટે તેમની આવી "મસ્તી" બધ થઈ જાય. પણ કાંઈ નહિ, તમે એક કામ કરો. બપોરની રિસેસ વખતે આંટો મારતા રહો અને એવે વખતે એ બહેનો પાસેથી જાણી લઈને એ છોકરાઓને મારી પાસે લઈ આવો. આપણે કોલેજમાં વાતાવરણશુદ્ધિ કરવી જ જોઈએ. હું પટાવાળાને પણ સૂચના આપી રાખું છું કે તમે એવા છોકરાઓને પકડો ત્યારે તેનું ધ્યાન રાખે.'

થોડા દિવસો ગયા. પેલી વિદ્યાર્થિનીઓને ખૂબ હિંમત આપવા છતાંય તેઓ પેલા છોકરાઓ વિશે તત્કાળ માહિતી આપવાની હિંમત ન કરે. પણ શ્રી કંથારિયા હતા ખૂબ ચીવટવાળા અને કાર્યસાધક વૃત્તિવાળા. એક દિવસ રિસેસમાં એ બહેનોની રૂમ (લેડીઝ કામન રૂમ) પાસેથી નીકળ્યા ત્યારે પેલી છોકરીઓએ દૂરથી સીડી બાજુ ઊભેલા એ છોકરાઓને બતાવવાની 'વીરતા' દાખવી. એ છોકરાઓએ પણ એ છોકરીઓ એક પ્રોફેસર સાથે તેમની સામે

જોઈને વાત કરે છે એમ જોયું. કંથારિયાએ ઉતાવળે પગલે એ સીડી તરફ ચાલવા માંડયું. એ છોકરાઓ નીચે ઊતરી ગયા. શ્રી કંથારિયા એમની પાછળ પડયા. છોકરાઓ કૉલેજના કમ્પાઉન્ડમાંથી બહાર નીકળ્યા. એમને ન પકડાયાનો આનંદ હતો: પણ શ્રી કંથારિયા તો તે દિવસે કૃતનિશ્ચયી જ બન્યા હતા. તે પણ કૉલેજના કંપાઉન્ડમાંથી બહાર નીકળ્યા અને બૂમ મારી એ છોકરાઓને ઊભા રહેવાનું કહ્યું. પણ એ છોકરાઓ શા માટે ઊભા રહે? શ્રી કંથારિયા ઉતાવળે આવી રહ્યા છે એમ જ્યારે તેમણે જોયું ત્યારે તેઓએ દોડવાની 'બહાદુરી' બતાવી. એમને એમ હતું કે, આધેડ વયના કંથારિયા કંઈ થોડા દોડીને પકડવાના છે? અને એ દોડે તોયે થોડા આપણને પહોંચી શકવાના છે!

કંથારિયા તેમની પાછળ દોડયા. હવે તો એ છોકરાઓ સારી પેઠે દૂર ગયા હતા અને મોટા રસ્તાઓ ઉપર લોકોનાં ટોળાં સુધી પહોંચી ગયા હતા. અને થોડી વારમાં અદૃશ્ય થઈ ગયા હતા. શ્રી કંથારિયાએ એમને નજીકના સ્ટેશન બાજુ જતા જોયા હતા. શ્રી કંથારિયાના એક ઓળખીતા એ બાજુએથી મોટરમાં જતા હતા. શ્રી કંથારિયાને દોડતા જોઈ ને એમણે મોટર થભાવી. શ્રી કંથારિયાએ એમના સ્નેહીને સ્ટેશન બાજુ પહોંચાડવાનું કહ્યું અને ટૂંકામાં વાત કરી. શ્રી કંથારિયા સ્ટેશને પાસે ઊતરી ગયા અને એક બાજુની ગલ્લીમાં એ છોકરાઓને છુપાઈ ને ઊભેલા જોયા. શ્રી કંથારિયાએ એમને પકડયા અને પાસેની પોલીસચોકીમાં ઘસડીને લઈ ગયા. પોલીસ ઑફિસરને એમણે વાત કરી ઑફિસરે એમને નામઠામ પૂછ્યાં, એ વખત છોકરાઓ ધ્રૂજતા હતા અને 'હવે કોઈ દિવસ એમ નહિ કરીએ' એમ કહી શ્રી કંથારિયાને છોડી દેવા કરગતા હતા. એમના ગજવામાંથી પોતાના આઈડેન્ટીટી કાર્ડ્ઝ (ઓળખપત્રો) નીકળ્યાં, જેમાં એમના નામ અને એમની કૉલેજનું નામ ઇત્યાદિ માહિતી હતી. પછી તો તેઓની આંખોમાંથી આંસુઓ

સરવા લાગ્યાં અને શ્રી કંથારિયાને સજળ નયને કહેવા લાગ્યા : 'સર, આ વખતે દયા બતાવી અમને છોડાવો. અમે કદી એમ નહિ કરીએ. અમને માફ કરો...'

પોલીસ ઑફિસરે તો એ બધી હકીકતો લખવા માંડી હતી. પણ શ્રી કંથારિયા તો ગમે તેમ પણ શિક્ષકહૃદય ધરાવતા માણસ હતા. તેમણે પોલીસ ઑફિસરને કહ્યું, 'આ તો વિદ્યાર્થીઓ છે, અપરિપક્વ બુદ્ધિવાળા છે એટલે અહીં આવ્યા એટલી શિક્ષા પૂરતી છે. મારે એમની વિરુદ્ધ ફરિયાદ નથી નોંધાવવી. એમને સુધરવાની તક આપવી જોઈએ.' પોલીસ ઑફિસરે પણ સમભાવ દર્શાવી કડક ચેતવણી આપી છોડી મૂક્યા. જતાં જતાં એ છોકરાઓએ શ્રી કંથારિયાનો આભાર માન્યો અને 'કદીયે હવે આવું ગેરવર્તન ક્યારે નહિ કરીએ' એવું વચન આપ્યું.

શ્રી કંથારિયા દોડી ગયા ઇત્યાદિ પ્રસંગથી હું અપરિચિત હતો. કારણકે તે દિવસે એ પ્રસંગ સમયે હું કામ નિમિત્તે બહાર ગયો હતો. બીજે દિવસે વાત સાંભળી ત્યારે મને ઘણો આનંદ થયો. શ્રી કંથારિયાને હકીકત પૂછી ત્યારે ઉપર જણાવેલી બીના એમણે મને કહી. મેં એમને કહ્યું, 'તમે પાછળ દોડ્યા ત્યારે તેઓ કદાચ તમને પકડીને મારશે એવી દહેશત તમને નહોતી લાગી? તમને હું ખરેખર અંતઃકરણના ધન્યવાદ આપું છું કે તમે આવી હિંમત બતાવી.' શ્રી કંથારિયાએ કહ્યું, 'સાહેબ, મને એ કંઈ વિચાર જ નહોતો આવ્યો. મારી ધૂનમાં ને ધૂનમાં હું દોડી ગયો. એમને પકડ્યા ત્યારે એ કાંઈક તોફાન કરશે એમ મને લાગ્યું હતું. ચાર જણા હતા એટલે ધારે તો તેઓ મને મારી શકે તેમ પણ હતા. ગલીમાંથી પકડતી વખતે મારા મનમાં એવો વિચાર પણ આવ્યો હતો. પણ એ માટે મારી તૈયારી હતી. પણ જો વિદ્યાર્થિનીઓ હમેશ ફરિયાદ કરે અને મને નજરોનજર એ છોકરાઓને બતાવે ત્યારે હું નિષ્ક્રિય કેમ રહી શકું? નિષ્ક્રિય રહું તો હું શિક્ષક

તરીકે મારું કર્તવ્ય ચૂકું એટલું જ નહિ પણ એ બહેનો મને શિક્ષક તરીકે આદર આપતી બંધ થાય. એટલું જ નહિ ગુંડાગીરી પાસે નમતું આપવું જોઈએ એવો બોધપાઠ તારવે એ મને ખૂંચતું હતું. નહિતર આવા ચાર ખડતલ વિદ્યાર્થીઓની પાછળ દોડવામાં જોખમ છે એ જાણવા છતાં મારામાં હિંમત કેમ અને ક્યાંથી આવી તેનું મનેયે આશ્ચર્ય થાય છે.'

મેં કહ્યું, 'એમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. તેનું પૃથક્કરણ આમ કરી શકાય: તમારા નૈતિક બળ પાસે એ છોકરાઓનું સ્થૂળ બળ ઓછું પડ્યું. ગુનો શંક છે એ કથન મુજબ તેમની અંતરની નિર્બળતાએ તેમનું બળ હરી લીધું અને તમારા નૈતિક બળની શ્રેષ્ઠતા સ્વીકારી. તમે માત્ર સ્થૂળ બળનું માપ કાઢીને એમની પાછળ ન દોડ્યા હોત તો તે સમજી પણ શકાત. પણ તમારા નૈતિક બળે તેમના શરીરબળની ઉપેક્ષા કરી. અને એમાં તમારો વિજય થયો. ટૂંકામાં, નૈતિક બળ કેવું હોય છે અને તેનો આવિષ્કાર સંસ્કારી વ્યક્તિના વર્તનમાં કેવી રીતે થાય છે તેનું સૂચક ઉદાહરણ આ પ્રસંગ છે.

'મોટે ભાગે આવી પરિસ્થિતિમાં બધા લોકો શરીરબળનું માપ કાઢી શાંત કે મૌન રહેવાનો વ્યવહારુ માર્ગ સ્વીકારે છે. એનાથી પશુબળને ઉત્તેજન મળે છે. તમારા વર્તન દ્વારા બે કામ સિદ્ધ થયાં: એક તો વિદ્યાર્થિનીઓની મુશ્કેલી દૂર થઈ અને તેમને હિંમતભર્યો નૈતિક બોધપાઠ મળ્યો. બીજું વિદ્યાર્થીઓને છોડી દેવાનું ગૌરવ બતાવવામાં તમે એમના ઉપર કાયમી નૈતિક વિજય મેળવ્યો; એ વિદ્યાર્થીઓને સુધાર્યા અને સાચી દૃષ્ટિ આપી.'

સાચો શિક્ષક કેવી રીતે સંસ્કારી વર્તનનો પાઠ વિદ્યાર્થીઓને આપી શકે છે તેનું આ સચોટ અને સૂચક ઉદાહરણ છે. તે દિવસ પછી એ છોકરાઓ જ નહિ પણ બીજાયે આવતા બંધ થઈ ગયા

રહ્યું છે. શ્રી કંથારિયા જેવા શિક્ષકો હોય તો ગેરશિસ્તની બૂમો રાષ્ટ્રભરમાં સંભળાઈ રહી છે તે બદતર વાત થઈ જાય. શ્રી કંથારિયા જેવા શિક્ષકો જ વિદ્યાર્થીઓનો પૂજ્યભાવ મેળવે. આજે શિક્ષકો પ્રત્યે વિદ્યાર્થીઓ આદર નથી બતાવતા તેનું કારણ શ્રી કંથારિયા જેવા શિક્ષકો નથી એ પણ છે.

## ૨૪ ખોટાં મૂલ્યોમાંથી જન્મતું વર્તન

કૉલેજનો વાર્ષિકોત્સવ ઉજવાયો. આવા ઉત્સવોમાં મનોરંજનના કાર્યક્રમો જ મહત્ત્વના હોય છે. નાટક, નૃત્ય, સંગીત વગેરે એનાં નિયત અંગો પણ સુનિશ્ચિત બનેલાં છે. સાચી દષ્ટિએ ઉત્સવ ઉજવાય તો તેમાંથી ઘણું મહત્ત્વનું ચારિત્ર્યશિક્ષણ મળી રહે અને એ રીતે જોતા સાચી કેળવણીમાં આવા કાર્યક્રમ ઇતર પ્રવૃત્તિ ન બનતાં ખરેખર તેનું સાચું અંગ બની રહે. અમે અમારા આવા કાર્યક્રમોમાં આ દષ્ટિને ખાસ લક્ષમાં રાખેલી છે. માત્ર પરીક્ષા માટેની તૈયારી કરાવવી એને શિક્ષણસંસ્થા પોતાનું ધ્યેય ગણાવે તો તે કેળવણી આપનારી સંસ્થા ન બની શકે. કોચિંગ ક્લાસ અને કૉલેજ વચ્ચેનો ખરો ભેદ જ આમાં રહેલો છે. કોચિંગ

કલાસનું ધ્યેય માત્ર વિદ્યાર્થીને પરીક્ષા માટેની તૈયારી કરવામાં જ પર્યાપ્ત થઈ જાય છે. કૉલેજ કે બીજી કોઈ પણ શિક્ષણસંસ્થા આભ્યાસિક શિક્ષણની સાથે ચારિત્ર્યને વિકસાવનાર મૂલ્યોની તાલીમ આપે તો જ એ કેળવણીની – ખરી કેળવણીની – સંસ્થા બની શકે. સંસ્થામા ભણતા વિદ્યાર્થીઓને પણ આવી ઇતર પ્રવૃત્તિઓનું ખરું મહત્ત્વ સમજાતું નથી તેથી આવાં મનોરંજનના કાર્યક્રમમાં ભાગ લેનાર કલાકારો પોતાની કલા અને શક્તિનો લાભ પોતાની સંસ્થાને આપે છે, તેથી જાણે સંસ્થાને આભારી કરતા હોય તેવો ભાવ સેવે છે. અમારા વાર્ષિકોત્સવમાં ભાગ લેનારા વિદ્યાર્થીઓનું પણ સ્વાભાવિક રીતે એવું જ માનસ હતું. એમાં દોષ વિદ્યાર્થીઓનો નહોતો, વિદ્યાર્થીઓમાં પ્રચલિત બનેલા વાતાવરણનો હતો – ખોટી સમજનો હતો. એમની સાથેની મારી વાતચીતમાં એમના માનસનું અને અત્યારે બધે પ્રવર્તી રહેલા વાતાવરણનું પ્રતિબિમ્બ પડ્યું છે તેનો સૂચક પ્રસંગ રજૂ કરું છું.

એક નાટક ભજવવાનું હતું. એમાંય જે મારી દૃષ્ટિ રહી હતી તે મેં એ ભજવનાર વિદ્યાર્થીઓ પાસે પ્રથમ પ્રસંગે જ રજૂ કરેલી. એમને મેં કહેલું : 'આપણે જે નાટકો ભજવીએ એ આપણી ઉચ્ચ અભ્યાસસંસ્થાને અનુરૂપ હોવાં જોઈએ. આપણે લોકોની તાલીઓ કે હસાહસને સફળતા ન માનીએ. ઉચ્ચ કોટિની અભિરુચિ અને કલા જેમાં હોય તેવી કૃતિને આપણે પસંદ કરવી જોઈએ. ધંધાદારી રંગભૂમિ અથવા અવેતન રંગભૂમિમાં ભજવાતાં નાટકોને આર્થિક આવક ( Box office )ને લક્ષમાં લેવી પડે છે, કારણકે નાટકમાં ખર્ચેલા પૈસા પાછા મેળવી લેવાના હોય છે અને નાટકની અદાકારી કરનારાઓને પણ કશુંક આપવાનું હોય છે. આપણે માટે એ પ્રશ્ન રહેતો નથી. આપણે ત્યાં તો નાટકનું ખર્ચ સંસ્થા જ કરે છે અને આપણે પૈસા મેળવવાના હોતા નથી. વળી, આપણે નાટક ભજવવાનું હોય છે. શિક્ષિત અને ભાવનાશીલ મુગ્ધ

વિદ્યાર્થીઓ પાસે, એટલે બૌદ્ધિક અને સાંસ્કારિક રુચિને કેળવે અને સંતોષે તેવી ઉચ્ચ કોટિની કલાકૃતિને ભજવવાનું સાહસ આપણે કરી શકીએ. તમને સૌને મોટો લાભ થાય છે તે તો છે કોઈ સુંદર કલાકૃતિ ભજવ્યાનો. એ માટે જાણકાર દિગ્દર્શકને સંસ્થા પૈસા ખર્ચીને બોલાવશે અને તમને નાટકની અંતર્ગત કલાનું શિક્ષણ મળે એ દૃષ્ટિ પણ એની પાછળ રહી છે જ. એ ઉપરાંત, આનુષંગિક પણ મહત્ત્વનો બીજો લાભ છે તે તમે નાટક જેવી સહકારી અને સંસ્કારી પ્રવૃત્તિમાં એકબીજા સાથે પરિચયમાં આવી ઉદાત્ત મૈત્રી કેળવી શકશો. તમને સામુદાયિક પ્રવૃત્તિની તાલીમ મળશે, કૉલેજ છોડ્યા પછી જ્યારે સંસારમાં જશો ત્યારે આવા સહકારની કેળવેલી વૃત્તિ ઉપયોગી થશે એટલું જ નહિ પણ અમે પણ અમારા ભાવનાશીલતાભર્યા કૉલેજકાળમાં સુંદર નાટક ભજવ્યું હતું એવું તેનું સુમધુર સંસ્મરણ પણ તમારા જીવનનું પ્રેરક અને તાઝગી આપતું બળ બની રહેશે. એટલે આ તકનો તમે સૌ સારો લાભ ઉઠાવો તેવી હું આશા રાખું છું.'

નાટક માટે બહારના પણ નાટકકલાના એક સમજુ અને સંસ્કારી દિગ્દર્શકને મેં કામ સોંપ્યું હતું. નાટક કે કોઈ પણ આવી કલાકૃતિ તૈયાર કરવી હોય તો સાચી કલા એ સાધના કે ઉપાસના માગી લે છે એ પણ મેં તેમને સમજાવેલું હતું. હું તો સમજાવું, પણ વિદ્યાર્થીઓને ગળે ઊતરે તો ને? જે વાતાવરણથી તેઓ ટેવાયા હોય તે કાંઈ આવા મારા એકાદા પ્રવચનથી થોડું બદલાઈ જાય? નાટકની શરૂઆત થયા પછી ચાર-પાંચ દિવસે હું એમની તૈયારી જોવા ગયો. દિગ્દર્શકને પૂછ્યું ત્યારે જાણ્યું કે નાટકમા ભાગ લેનાર વિદ્યાર્થીઓ વખતસર આવતા નથી. કોઈ એક દિવસ કોઈ એક ગેરહાજર રહે, તો વળી બીજે દિવસે બીજું કોઈ, વહેલામોડા પણ આવે છે. દિગ્દર્શકે મને સ્પષ્ટ કહ્યું : 'સાહેબ, આ વિદ્યાર્થીઓ એમ માને છે કે તેઓ નાટકમાં ભાગ લઈને કૉલેજ ઉપર

ઉપકાર કરી રહ્યા છે. તેમને પોતાને સાંસ્કારિક લાભ થાય છે એમ તેમના ખ્યાલમાં જ નથી આવતું. પરિણામે, જે પ્રકારની રજૂઆતની તમે અપેક્ષા રાખો છો તેવી કક્ષા પ્રાપ્ત નહિ થાય એમ મને લાગે છે. તમે કાંઈક એમને કહો તો સારું.'

મેં બીજે દિવસે બધાને બોલાવ્યા અને સ્પષ્ટ કરતાં કહ્યું: 'તમે વખતસર આવતા નથી અથવા કોઈ વાર કોઈ કોઈ ગેર-હાજર રહો છો તેમ સાંભળ્યું છે. કાર્યસિદ્ધિ આવી રીતે મેળવી ન જ શકાય. એક વસ્તુ ફરીથી સ્પષ્ટ કરું: તમે કૉલેજ ઉપર ઉપકાર કરો છો તે ભાવ તમારા મનમાં હોય તો તમારે આ વસ્તુને યથાર્થ રીતે સમજી લેવી ઘટે છે. કૉલેજ એટલે કોણ? હું કે અધ્યાપકગણ? તમે નહિ? અને આ નાટક કોના લાભાર્થે થાય છે? આમાં કૉલેજે પૈસા મેળવવાના નથી; ઊલટું તમને કલાની તાલીમ મળે તેટલા માટે કૉલેજ તો પૈસા ખર્ચે છે. તમે ધંધાદારી નટો નથી, કૉલેજની ધંધાદારી દૃષ્ટિ નથી એ તમારે સમજી લેવું જોઈએ. ધંધાદારી નટોએ તો નોકરી કરતા હોય તેવી રીતે કામ કરવું પડે છે. તમે તો કોઈ કલાનું શિક્ષણ લઈ રહ્યા છો – સંસ્કાર ઘડે તેવી કલાની કેળવણી પામી રહ્યા છો તેમાં ગૌરવ લેવું જોઈએ. આ કામનો, આવી ઉચ્ચ કલાનો, તમને આનંદ મળે તે જ તમારું અહીં કામ કર્યાનું મોટું વળતર છે, એમ તમારે ગણવું જોઈએ. કૉલેજે તમને આવી તાલીમ લેવાની તક આપી છે તે માટે તમારામાં કૃતજ્ઞતાની લાગણી હોવી જોઈએ. એક વાત હું સ્પષ્ટ કરવા માગું છું: જો આવા ભાવથી સમજણપૂર્વક અને સમય જાળવીને કામ ન થાય તો હું આપણા વાર્ષિકોત્સવ પ્રસંગે આ નાટક ભજવાય તેમ ઇચ્છતો નથી; આપણે નાટક નહિ ભજવીએ. હું તપાસ કરતો રહીશ અને આ નાટકની તાલીમમાં નિયમિતતા જળવાતી નથી એમ હું જોઈશ તો આપણા વાર્ષિકોત્સવમાં આ નાટક નહિ ભજવાય.' એમની જોડે વ્યક્તિગત વાત કરતાં વખતસર નહિ આવ-

નારાઓએ નિયમિત નહિ આવવા અંગેનાં મારી પાસે સાચાંખોટાં બહાનાં રજૂ કર્યાં. મારો સ્વભાવ તેઓ જાણતા હતા. તેમને બીક હતી કે નિયમિતતા નહિ રહે તો હું નાટક ભજવવાનું બંધ કરાવીશ. અને એમને પણ વિદ્યાર્થીસમાજમાં પ્રતિષ્ઠા કે કીર્તિ મેળવવામાં કંઈ ઓછો રસ નહોતો! બીજા ઉપર પ્રભાવ પાડવાનો આનંદ તેઓ જતો નહિ જ કરે તે હું પણ જાણતો હતો. છતાંય જો નિયમિતતાપૂર્વક નાટ્યતાલીમ વખતે તેઓ હાજર ન રહે તો તે બંધ કરવાનો મારો નિર્ણય મક્કમ હતો. અને સાચે જ તેની ધારી અસર થઈ. દિગ્દર્શક પાસેથી જાણ્યું કે તેઓ નિયમિત રીતે નાટકની પ્રેક્ટિસ માટે આવતા હતા. પરંતુ સાચી કેળવણીના ગૌરવની દૃષ્ટિથી તેઓ આનંદપૂર્વક સ્વેચ્છાએ આવતા હતા અને નાટ્યતાલીમમાં પોતાની ફરજથી પ્રેરાઈને નિયમિત બન્યા હતા તેમ હું કહી શકતો હોત તો કેટલું સારું! કીર્તિલોભ એમનું આ કાર્ય માટેનું પ્રેરકબળ હતું અને નિયમિત નહિ રહે તો હું નાટક બંધ કરાવી દઈશ એની તેમને બીક હતી. એટલે એમની નિયમિતતા માટે બીક જ જવાબદાર હતી તેમ પાછળના પ્રસંગોએ પુરવાર કર્યું. આમ, મારા કહ્યાથી ધાર્યું પરિણામ આવ્યું એ ખરું પણ તેમને સાચી દૃષ્ટિ ન મળી. મને પરિણામમાં રસ હતો તેના કરતાં સાચી દૃષ્ટિ અને કેળવણીના ખરાં મૂલ્યો સમજાય તેમાં વિશેષ રસ હતો. તેમ છતાંય એટલું તો ખરું કે નિયમિત તાલીમનું સુફળ મળ્યું જ: વાર્ષિક ઉત્સવ વખતે નાટક ખૂબ સરસ ભજવાયું. પ્રેક્ષકો ખુશ થયા. મહેમાનોએ તેની પ્રશંસા કરી. તેમના સુંદર પ્રયોગ માટે સૌએ તેમને અને મને અભિનંદન આપ્યાં પણ એ અભિનંદન સ્વીકારતાં પહેલાં એની યથાર્થતા મારે તપાસવાની હતી. ઉત્સવ સફળ બન્યો તેમાં અવશ્ય આ નાટકનો મહત્ત્વનો ફાળો હતો. પણ મારું શૈક્ષણિક હૃદય સાશંક હતું: સાચી સમજને બદલે બીકને લીધે તો આમ નહિ બન્યું હોય? બીકને લીધે થયેલું સુકાર્ય ક્ષણ-

જીની પરિણામ આણે છે. બીક દૂર થાય એટલે પાછું મૂળ વર્તન જ બાકી રહે છે. મને તો રસ હતો ખરા શિક્ષણની દૃષ્ટિ જાગ્રત કરવામાં. એક વખત સાચી દૃષ્ટિ પ્રાપ્ત થાય તો તેનાથી થયેલું સુકાર્ય ચારિત્ર્યનું એક અનિવાર્ય અંગ બની રહે છે એવી મારી પ્રતીતિ હતી. ' પણ એમ ન બન્યું' એવું પાછળના બનાવો દ્વારા જ્યારે મને જાણવા મળ્યું', ત્યારે વિદ્યાર્થીઓને સાચું મૂલ્ય સમજાવવા માટે તેમના ઉપર થયેલી બહારની વ્યાપક અને ઊંડી અસરને ધોવી કેટલી જરૂરી છે અને છતાં એ કેટલી કઠણ છે તે સ્પષ્ટ સમજાયું.

નાટકની પ્રેક્ટિસ ચાલતી હતી તે તે સમયગાળા દરમિયાન હું ઘણી વાર થોડો સમય કાઢીને જતો. બહારના કુશળ દિગ્દર્શકને બોલાવ્યા હતા એટલે તાલીમ પદ્ધતિસર લેવાય છે કે કેમ તેનું થોડું નિરીક્ષણ કરવાનું હતું. મારે મન તો વાર્ષિકોત્સવ નિમિત્ત હતું. નાટ્યરસ જેમને હોય તેવા વિદ્યાર્થીઓને નાટ્યકલાની કેળવણી અને સમજ મળે તેનું લગભગ એક મહિનો સતત પ્રેક્ટિસ કરે તો તેમાંથી નાટ્યકલાનું શિક્ષણ મળે એ હેતુથી આ પ્રેક્ટિસને મેં ઘણું મહત્ત્વ આપ્યું હતું. દિગ્દર્શક બહારના હોવાથી અમારા નાટ્યજૂથના સંચાલકને મેં કહ્યું હતું કે, ' આ દિગ્દર્શકને માટે ચાપાણીની વ્યવસ્થા કરજો; એ આપણા મહેમાન છે એટલે તેમની અનુકૂળતા જાળવશો.'

વાર્ષિકોત્સવ ઉજવાઈ ગયા પછી અમારા વિદ્યાર્થી સંચાલકે અને ચાપાણીના ખર્ચનું બિલ આપ્યું. બિલ વાંચ્યું ત્યારે જાણ્યું કે અમારા સંચાલકે માત્ર દિગ્દર્શકનું જ નહિ પણ બધા વિદ્યાર્થીઓનું યે ઘણું ' સારું ' ધ્યાન રાખ્યું હતું અને ઘણું ખર્ચ કર્યું હતું. હું બિલ વાંચીને સડક થઈ ગયો. કારણકે અમારી પ્રણાલી હતી કે કૉલેજના વિદ્યાર્થીઓ જે વાર્ષિકોત્સવ માટે તાલીમ લે તે પોતાની ફરજ સમજીને લે, ચા-નાસ્તાના પ્રલોભનથી કામ કરે

તે તેમને ન શોભે, માટે તેમને બહુ બહુ તો એમના માર્ગદર્શક અધ્યાપક કેવળ ચા કોફી આપે. તેને બદલે આ બિલમાં દિગ્દર્શક માટે જ નહિ પણ વિશેષે તો પોતાના માટે જ ચા નાસ્તા માટે દેખીતી રીતે વધુ ખર્ચ કરી નાખેલો. એટલે મે નાટકમાં ભાગ લેનાર વિદ્યાર્થીઓને બોલાવ્યા અને કડક ઠપકો આપતા કહ્યુ 'તમે આટલો બધો ખર્ચ કર્યો તે કયા હિસાબે? કોની પરવાનગીથી ખર્ચ કર્યો?' વિદ્યાર્થી સચાલકે જવાબ આપ્યો 'સાહેબ, આપે જ કહ્યુ હતુ કે દિગ્દર્શક વગેરે માટે ચા પાણીની વ્યવસ્થા કરજો, એટલે આપની પરવાનગી સમજીને જ અમે આટલો ખર્ચ કર્યો છે' મે કહ્યુ . 'દિગ્દર્શકના માટે ચા પાણીનુ કહ્યુ હતુ તમે પણ તમને ફાવે તેટલી મોંઘી વસ્તુઓ લઈને નાસ્તો કરજો એમ કહ્યુ નહોતુ. દિગ્દર્શક આપણા મહેમાન છે એમને માટે વ્યવસ્થા કરીએ તે સમજી શકાય, તેમના સાથે તમે ચા કોફી લ્યો તે પણ સમજી શકાય, પણ દિગ્દર્શકના નિમિત્તે તમે તમારા પોતાના માટે આવો મનધાર્યો ખર્ચ કર્યો તે અયોગ્ય છે તમને વિચાર પણ ન આવ્યો કે આપણી પ્રથા મુજબ તમારા બધા માટે આવો ખર્ચ ન કરાય? માત્ર ચા પાણી જ નહિ પણ તમને ફાવે તેવી રીતના નાસ્તા માટ આટલો બધો ખર્ચ કરતાં તમને સંકોચ કેમ ન થયો? તમને કોઈ પૂછનાર છે તેનો પણ વિચાર ન આવ્યો?' તેણે જવાબ આપ્યો - 'બીજી બધી કોલેજોમાં આવી પ્રેકિટસ વખતે નાસ્તા વગેરે માટે આથી વધારે ખર્ચ કરવામા આવતો હોય છે અમે કોલેજને માટે આટલી આટલી મહેનત કરી સફળ કાર્યક્રમ કરીએ છતાં અમને-ચા પાણી માટેની પણ પરવાનગી નહિ? આમ કરે તો પછી કોલેજ માટે કામ કરવાનો અમને શો ઉત્સાહ રહે?'

તેમના આ જવાબથી મને આશ્ચર્ય ન થયુ હુ જાણતો જ હતો કે મોટા ભાગના વિદ્યાર્થીઓ આવા પ્રસગોનો લાભ લઈ સસ્થાને ખર્ચ કરાવવામાં પોતાનુ મહત્ત્વ સમજે છે, એટલુ જ

-નહિ પણ આ નિમિત્તે બને તેટલો વ્યક્તિગત લાભ ઉઠાવવામાં બહાદુરી છે, હોશિયારી છે એમ માને છે. કૉલેજોની સાથે સંકળાયેલા બધા જ જાણે છે કે હોસ્ટેલમાં ભોજનવ્યવસ્થા માટેના સેક્રેટરી ચૂંટાઈ આવે તેઓ એ પોતાના સંચાલનકાર્ય દરમિયાન થોડા પૈસા મારી ખાવામાં (વિદ્યાર્થીઓના શબ્દોમાં કહીએ તો એ પદાધિકારના ફળ રૂપે પૈસા મારી લઈને ગરમ સૂટ સિવડાવવામાં) પોતાની બહાદુરી સમજે છે. જીમખાનામાં ક્રિકેટ ઇત્યાદિ રમતગમતોના સેક્રેટરીઓ પણ સ્પોર્ટ ડીલર પાસેથી કમિશન મેળવી પૈસા મારી ખાવામાં પોતાના સેક્રેટરીપદની સફળતા સમજે છે. સાહિત્યમંડળો, વિદ્યાર્થીમંડળ ઇત્યાદિ મંડળોના સેક્રેટરીઓ પણ આવી રીતે પૈસા ખાઈ જવામાં પોતાની શક્તિની સવિશેષતા સમજે છે ટૂંકામાં કહીએ તો, શિક્ષણેતર પ્રવૃત્તિ માટેની કોઈ પણ વ્યવસ્થા માટે ચૂંટાઈ આવવા પાછળ આવી રીતે પૈસા મારી લેવામાં વિદ્યાર્થીઓ પોતાની હોશિયારી સમજે છે અને બીજા વિદ્યાર્થીમિત્રોમાં તેમની નામના ફેલાય છે એમ માને છે. તેથી જ ચૂંટણીમાં સફળતા મેળવવા માટે સારો ખર્ચ કરે છે. મોટે ભાગે આવી રીતે ચોરી કરીને પૈસા ખાઈ જવા એ શરમની વાત છે. આપણા ચારિત્રને કલંક લાગે છે એવો તેમને ખ્યાલ જ નથી હોતો. એટલે કે દોષ હોય તો તે ખોટી સમજનો છે, એમનામાં રહેલાં ખોટા મૂલ્યોનો છે અને તેથી જ તેઓ કાંઈ ખોટું કરે છે, શરમાવા જેવું કે અયોગ્ય કે હીન કામ કરે છે તેવું તેમને લાગતું જ નથી. સંસ્થાનું કામ કરીએ તો તેનું ફળ તો મળવું જ જોઈએ ને? જો સેક્રેટરી ચૂંટાવાથી આપણને કશો લાભ ન થાય તો પછી શા માટે પૈસા ખર્ચીને ચૂંટાવું અને શા માટે વગર દાદિયે આટલી બધી મહેનત-મજૂરી કરવી? ઘરના પૈસા ખર્ચીને આવું કામ કાંઈ થોડું થાય છે? એટલું જ નહિ, આખું વરસ કામ કરીએ તેનું કશું જ મહેનતાણું નહિ? આ પ્રકારની મનોવૃત્તિ જાણે-અજાણપણે વિદ્યાર્થીઓમાં કામ કરી રહી હોય છે તે સૌ

કોઈ જાણે જ છે. હું પણ મારા કૉલેજકાળથી આ વસ્તુ જાણતો હતો એટલે મેં લાગણીપૂર્વક તેમની દૃષ્ટિ સુધરે તેવી રીતે સમજાવટ કરતાં તેમને કહ્યું :

'બીજી કૉલેજોમાં શું થાય છે તે હું જાણું છું અને એટલા પૂરતી તમારી વાત સાચી છે. પણ બીજી કૉલેજમાં એમ થતું હોય તોયે તેમ કરવું યોગ્ય છે? એક સ્પષ્ટતા તો મેં શરૂઆતમાં જ કરી હતી કે કૉલેજને તમે કોઈ ત્રાહિત વસ્તુ ન માનો : કૉલેજ એટલે આપણે બધાં; આપણાથી જુદી એવી કોઈ ચીજ નહિ. કૉલેજને માટે કંઈક કરીએ એટલે આપણે આપણા માટે કરીએ છીએ તેમ આપણે સમજી લેવું ઘટે છે. આ વસ્તુને જુદી દૃષ્ટિથી જુઓ. તમે આવી રીતે કૉલેજના કોઈ મંડળના સેક્રેટરી જેવા પદ ઉપર આવીને ખર્ચ કરો અથવા પૈસા મારી ખાઓ તો વધુમાં વધુ કેટલા મારી ખાશો? બહુ બહુ તો સો રૂપિયા, બસો રૂપિયા. આખી જિંદગી ગાળશો તે દરમિયાન તમે સો કે બસો રૂપિયા આવી ગેરરીતિથી મેળવીને તમને શો લાભ થવાનો છે? પ્રમાણમાં સો-બસો રૂપિયા એ કેટલી તુચ્છ રકમ છે! અને તેમાં તમને કેટલો ગેરલાભ થાય છે તેનો તો વિચાર કરો! તમારા જીવનના, ભાવના જાગૃતિકાળમાં અપ્રમાણિકતાનાં, ચોરી કરવાનાં, ખોટું બોલવાનાં બીજો વવાય છે તે તમે મોટા થશો ત્યારે કેવો ફાલીફૂલી ઊઠશે? તમારું ચારિત્ર્ય કેવું થશે! તમે સંસારમાં પ્રવેશશો ત્યાર આવી અધોગતિ કરે તેવી ટેવ પડી હશે તે તમને ગમશે? જુઓ, સંસ્થા વાર્ષિક ખર્ચ છએક લાખનો કરે છે, તેમાં તેને માટે સો, બસો કે પાંચસો રૂપિયાનો ખર્ચ વધુ થાય તો તેને નુકસાન પહોંચવાનું નથી. તમે તમારી વાત ભૂલી જાઓ. પણ તમને જે વિશ્વાસથી કામ સોંપ્યું હોય તેમાંથી આવો ગેરલાભ તમે ઉઠાવો તેમાં તમારું સ્વમાન શું? મારે તમારો જવાબ જોઈતો નથી. જવાબ તમે તમારા હૃદયને આપજો. શિક્ષક છું એટલે મારું કામ તમને સાચી વસ્તુ સમજા-

અને તેમના મુખીએ કહ્યું : 'સાહેબ, અમે અમારા ચાપાણી માટે કરેલું ખર્ચ અમે બધાંએ સરખે હિસ્સે વહેંચી લેવાનું નક્કી કર્યું છે. એટલે અમે આપેલું બિલ પાછું ખેંચી લઈએ છીએ. અમારી ભૂલ અમે સમજ્યાં છીએ.'

આ સાંભળીને હું ભાવાર્દ્ર બની ગયો અને મને અકથ્ય આનંદ થયો. મારું કહેવું એ સમજ્યા એ જ મારે મન મહત્ત્વની વસ્તુ હતી. મેં કહ્યું : 'પૈસા કે બિલ મહત્ત્વની વસ્તુ નથી. મારે તો તમને મારું દૃષ્ટિબિંદુ સમજાવવું હતું. તમારા આ જવાબથી મને કેટલો બધો આનંદ થાય છે તે વ્યક્ત કરવા માટે મને યોગ્ય શબ્દો સૂઝતા નથી. તમારે એ પૈસા લેવાના જ છે...' એમણે કહ્યું : 'પણ, સાહેબ, અમે નક્કી કરી લીધું છે.' મેં એમને બોલતાં અટકાવી કહ્યું : 'તમે ભલે એ નક્કી કર્યું હોય; એ પૈસા તમારે લેવા એવો મારો આગ્રહ છે.' તેમના મુખ ઉપર મૂંઝવણ જોઈ એટલે મેં કહ્યું : 'મારી આજ્ઞા છે; તમારાથી એ ન ઉલ્લંઘાય.'

## ૨૫ ભાવનાશીલતાનો દુરુપયોગ

મૈત્રી સ્નેહ, જનકલ્યાણની ભાવના એ તો માનવસંસ્કૃતિના પાયા રૂપ છે અને માનવવિકાસનો માનદંડ છે. યુવાવસ્થામાં આવી ભાવનાઓ ઉત્કટ સ્વરૂપે હોય છે. એટલે જ દરેક શુભ પ્રવૃત્તિની શરૂઆત યુવાવસ્થામાં જ થતી હોય છે તેની સાક્ષી જગતના મહાપુરુષોની જીવનકથાનો ઇતિહાસ પૂરે છે.

નિશાળ છોડીને હું કૉલેજમાં પ્રથમ દાખલ થયો ત્યારે મારે મારા વર્ગના એક વિદ્યાર્થી સાથે મૈત્રી થઈ. તેના પ્રસન્ન અને આનંદી સ્વભાવે મને એનો નિકટ મિત્ર બનાવી દીધો. બેએક વર્ષ સુધી અમારો સંબંધ ખૂબ ગાઢ રહ્યો. તેની સાથેના પરિચયમાં મેં તેની સાફદિલી જ જોઈ હતી. વળી, એ અત્યંત સાદાઈથી રહેતો.

વવાનું છે. મેં પરવાનગી આપી છે તેમ માનીને તમે આ ખર્ચ કર્યું છે એમ તમે કહો છો, તો તેની સાચા-ખોટાની તપાસ કર્યા વિના હું તમારું કહ્યું સાચું છે એમ માનીને તમારું બિલ મંજૂર કરી દઉં છું, એટલે તમને એ પૈસા મળી જશે. મને પૈસાનું દુઃખ નથી; મને દુઃખ છે તમે ખોટી સમજથી ખોટું કરી રહ્યા છો તેનું...'

હું મારું દુઃખ વ્યક્ત કરી રહ્યો હતો. તેમાં નહોતો ઠપકો, નહોતી ધમકી. એમની સમજણ શુદ્ધ કરવા માટે હું એમને હૃદયસ્પર્શી અપીલ કરી રહ્યો હતો. જવાબની અપેક્ષા રાખી મેં એમની સામે જોયું. તેઓ મૌન હતા. મેં પૂછ્યું: 'બોલો, તમારો શો જવાબ છે?' એમનામાંથી એક બહેન બોલી ઊઠયાં: 'સાહેબ, અમારી ભૂલ થઈ, અમે ખોટું સમજી લીધું અને આટલું ખર્ચ કરી બેઠાં...' મેં કહ્યું: 'હવે હું તમારા બિલની વાત કરતો નથી; તમારું બિલ તો હું મંજૂર કરું જ છું. પણ મને વિચાર આવે છે કે નાટક વગેરે સાંસ્કારિક પ્રવૃત્તિઓ આપણે કરીએ છીએ, તમારા સૌમાં સાચા સંસ્કાર જાગૃત થાય અને કેળવાય એ માટે. તેને બદલે એ બધું કરવામાં જ જો આપણી પ્રમાણિકતા, આપણી શુદ્ધિ ન જળવાય અને એને બદલે જો આપણે અસંસ્કારિતાનાં બીજ વાવીએ તો આવી પ્રવૃત્તિઓ કરવી શા માટે? આપણે સંસ્કારના મૂળમાં જ ઘા નથી કરતાં?'

મારા કહેવાની અસર થઈ હોય તેમ તેમના મુખભાવ ઉપરથી દેખાતું હતું. એટલે મારાથી કહેવાઈ ગયું: 'તમને સૌને એમ નથી લાગતું કે કશા જ અંગત સ્થૂળ લાભની દૃષ્ટિ વિના આવી પ્રવૃત્તિ કરવામાં આપણે ગૌરવ અનુભવીએ તો એમાં જ આ પ્રવૃત્તિનો મોટો બદલો મળી રહે છે? આપણા કામના બદલામાં પૈસાની કે બીજા સ્થૂળ લાભની વૃત્તિ ન રાખતાં જો આપણે આપણા કામનું સાંસ્કારિક મૂલ્ય ઘણું મળ્યું છે એમ ગણીએ તો આપણા

ચારિત્ર્ય ઘડતરમાં એ કેટલું મૂલ્યવાન બને! સંસારવ્યવહારમાં માણસો સ્થૂળ બદલાની અપેક્ષાથી કામ કરે તો તે સમજી શકાય એવી વસ્તુ છે. તમારા યૌવનકાળમાં ઉચ્ચ ભાવનાથી પ્રેરાઈ આવું સંસ્કારિક પ્રવૃત્તિનું કામ કરવામાં જે અનન્ય આનંદ રહ્યો છે તેને શા માટે તમે ગુમાવો છો? કૉલેજ છોડયા પછી જીવનની કોઈ બપોરે કે રમણીય સંધ્યાકાળે તમારા વિદ્યાર્થીકાળની આવી નિષ્કામ અને ભાવનાપ્રેરક પ્રવૃત્તિઓની મધુર સ્મૃતિઓના આનંદ માણવાનું તમને નથી ગમતું? હું તો માનું છું કે આપણે આપણું કામ કરવામાં ભલે પૈસા વાપરીએ, પણ સંસ્થાનું કે જાહેર કામ કરવામાં એક પણ પૈસો ખોટો ન વપરાય તેની કાળજી રાખવી એ આપણા ચારિત્ર્યશિક્ષણનો મહત્ત્વનો બોધપાઠ છે. ઊલટું, આવી પ્રવૃત્તિ માટે આપણે આપણી જાત ઘસીએ તો તેને નિર્મળ અને સાત્ત્વિક આનંદ મેળવવો જોઈએ. હું તો તમને કહી રહ્યો છું તમારામાં સાચી દૃષ્ટિ જાગૃત થાય તે માટે. તમે જે ખર્ચ કર્યું છે તેમાં હું તમારો દોષ નથી જોતો; તમારી દૃષ્ટિ કે તમારા મૂલ્યમાં ખામી છે તેને લીધે તમે આમ કર્યું છે. બીજી કૉલેજોમાં આવું થાય છે કે બીજા માણસો આમ કરે છે કે બીજે બધે આમ થાય છે એમ કહેવાથી અયોગ્ય વસ્તુ યોગ્ય નથી બનતી; ખોટી વસ્તુ સાચી નથી બની શકતી. તમારી ઊગતી વયમાં તો ભાવનાશીલતાની અતિશયતાની અપેક્ષા હોય; સંસારી લાભની દૃષ્ટિ ન હોય. બીજે બધે આ દૂષણ છે તે હું જાણું છું અને તેથી તમે તેનાથી બચો તેમ ઇચ્છું છું. હજી તો તમારે માટે જીવનનો વિશાળ માર્ગ બાકી છે. અહીંથી સાચી દૃષ્ટિ લઈને જશો તો તે તમારી ભાવિ જીવનયાત્રામાં અમૂલ્ય ભાથું બનશે એમ માનું છું...તમે વિચાર કરી જોશો. તમારું આ બિલ મંજૂર કરી મેં સહી કરી છે. ઑફિસમાંથી પૈસા લઈ લેશો.' એમ કહીને મેં તેમને જવાની રજા આપી. કશું બોલ્યા સિવાય તેઓ જતાં રહ્યાં. બીજે દિવસે તેઓ બધાં આવ્યાં

અને તેમના મુખીએ કહ્યું : 'સાહેબ, અમે અમારા ચા-પાણી માટે કરેલું ખર્ચ અમે બધાંએ સરખે હિસ્સે વહેંચી લેવાનું નક્કી કર્યું છે. એટલે અમે આપેલું બિલ પાછું એંચી લઈએ છીએ. અમારી ભૂલ અમે સમજ્યાં છીએ.'

આ સાંભળીને હું ભાવાર્દ્ર બની ગયો અને મને અકથ્ય આનંદ થયો. મારું કહેવું એ સમજ્યા એ જ મારે મન મહત્ત્વની વસ્તુ હતી. મેં કહ્યું : 'પૈસા કે બિલ મહત્ત્વની વસ્તુ નથી. મારે તો તમને મારું દષ્ટિબિંદુ સમજાવવું હતું. તમારા આ જવાબથી મને કેટલો બધો આનંદ થાય છે તે વ્યક્ત કરવા માટે મને યોગ્ય શબ્દો સૂઝતા નથી. તમારે એ પૈસા લેવાના જ છે...' એમણે કહ્યું : 'પણ, સાહેબ, અમે નક્કી કરી લીધું છે.' મેં એમને બોલતા અટકાવી કહ્યું : 'તમે ભલે એ નક્કી કર્યું હોય; એ પૈસા તમારે લેવા એવો મારો આગ્રહ છે.' તેમના મુખ ઉપર મૂંઝવણ જોઈ એટલે મેં કહ્યું : 'મારી આજ્ઞા છે; તમારાથી એ ન ઉલ્લંઘાય.'

## ૨૫ ભાવનાશીલતાનો દુરુપયોગ

મૈત્રી સ્નેહ, જનકલ્યાણની ભાવના એ તો માનવસંસ્કૃતિના પાયા રૂપ છે અને માનવવિકાસનો માનદંડ છે. યુવાવસ્થામાં આવી ભાવનાઓ ઉત્કટ સ્વરૂપે હોય છે. એટલે જ દરેક શુભ પ્રવૃત્તિની શરૂઆત યુવાવસ્થામાં જ થતી હોય છે તેની સાક્ષી જગતના મહાપુરુષોની જીવનકથાનો ઇતિહાસ પૂરે છે.

નિશાળ છોડીને હું કૉલેજમાં પ્રથમ દાખલ થયો ત્યારે મારે મારા વર્ગના એક વિદ્યાર્થી સાથે મૈત્રી થઈ. તેના પ્રસન્ન અને આનંદી સ્વભાવે મને એનો નિકટ મિત્ર બનાવી દીધો. એક્એક વર્ષ સુધી અમારો સંબંધ ખૂબ ગાઢ રહ્યો. તેની સાથેના પરિચયમાં મેં તેની સાફદિલી જ જોઈ હતી. વળી, એ અત્યંત સાદાઈથી રહેતો.

કશા જ પ્રકારનું એને વ્યસન નહોતું. એટલે તો એના પ્રત્યે મને અવિશેષ આદરભાવ હતો.

પછી અમે બન્ને જુનિયર બી.એ.ના વર્ગમાં આવ્યા. કૉલેજમાં જિમખાનાના સેક્રેટરી તરીકે એમને ચૂંટવાની બીજા કોઈક મિત્રે સૂચના કરી. જિમખાનાના સેક્રેટરી એટલે ક્રિકેટ, ટેનિસ, ઇત્યાદિ રમતગમત વિભાગના અધિકારી. આ બધી રમતગમતો માટેનો સામાન ખરીદવાની સત્તા એ સેક્રેટરી તરીકે ચૂંટાઈ આવનાર વિદ્યાર્થીને મળે. રમતગમતના સાધનોના વેપારીઓ પાસેથી પોતાના માટે કમિશન લઈને સેક્રેટરીઓ પૈસા ખાય છે એ બહુ જાણીતી વાત હતી; અને અત્યારે પણ છે. પાંચસો, સાતસો રૂપિયા આવી રીતે મારી ખાવા એ વિદ્યાર્થીઓમાં બહુ બહાદુરીનું કામ ગણાતું. તેથી મારા આ અંગત મિત્રને જિમખાનાના સેક્રેટરી બનાવવાનું સૂચન થયું ત્યારે મેં એને હર્ષથી વધાવ્યું. લાંચરુશવત ન લેનાર પણ સેક્રેટરી હોઈ શકે છે એવું સુંદર ઉદાહરણ પૂરું પાડી શકાશે એ કલ્પનાથી મેં આનંદ અનુભવ્યો.

અમે બધાએ એના માટે પ્રચાર શરૂ કર્યો દરેક જણને મળીને એને મત આપવો એટલે પ્રમાણિકતાને માટે મત આપવો એમ કહીને જોરદાર પ્રચાર અમે કર્યો. અને ખરેખર ચૂંટણીમાં એને ખૂબ મતો મળ્યા અને મોટી બહુમતીથી એ ચૂંટાઈ આવ્યો. એણે મને ભાવાર્દ્ર બની કહ્યું : 'ચૂંટણીનો યશ મોટે ભાગે આપણી મૈત્રીને મળે છે.' મેં એને કહ્યું : 'જે શુભનિષ્ઠાથી અમે તને ચૂંટ્યો છે તેને વફાદાર રહેજે.''

પછી તો એનો ભાવ વધી ગયો. એનો રુઆબ પણ વધી ગયો. અનેક બીજા મિત્રો એને મળ્યા. અમારો સંબંધ શિથિલ થતો ગયો. થોડા દિવસો પછી સાંભળ્યું કે એણે સિગારેટ પીવી શરૂ કરી છે. કૉલેજમાં પણ વર્ગમાં એની ગેરહાજરી ખૂબ રહેતી. વળી થોડા દિવસ ગયા એટલે સારાં કપડાં પણ ચાલ્યાં ગયાં. કોટ-

ચેન્ટ આવ્યાં. પછી તો ઉઘાડે છોગે સિગારેટ પીવી શરૂ કરી.

એક વાર મેં એને કહ્યું: 'તું પણ વિશ્વામિત્રની માફક પૈસાની મોહિનીથી અંજાઈ તેને વશ થઈશ એમ મેં નહોતું કલ્પ્યું. અમારી બધાની મહેનત તને આ સ્થિતિમાં જોવા માટે વપરાશે એ પણ નહોતું કલ્પ્યું.' એણે જવાબ આપ્યો: 'જુઓ; મને વેદિયાવેડામાં રસ નથી. હું પૈસા મારી ખાઉં છું. બધા કરતા તેમ કરું છું. જગતમાં બધે જ આમ ચાલે છે. મેં કોઈ મિત્રને દ્રોહ દીધો નથી. ઊલટું, હું જે મોજમજાહ કરું છું તેમાં અનેક મિત્રોને પણ સહભાગી બનાવું છું. કોઈક ગરીબ હોય તો તેને હું મદદ પણ કરું છું. દર વરસે જિમખાનાના પૈસા વપરાય છે તેટલા જ, કદાચ તેનાથી ઓછા હું ખર્ચ કરીશ. તમે મારાથી દૂર રહો તેમાં હું શું કરું?' મેં પણ થોડાં કડવાં વચનો કહ્યાં અને અમે જુદા પડયા.

પછી એ હૉસ્ટેલમાં મેસ સેક્રેટરી (ભોજનખાતાનો વ્યવસ્થાપક) પણ બન્યો. એના રૂપરંગ બદલાઈ ગયા હતા. સિગારેટ તો કાયમ મોંમાં જ હોય. સરસ કપડાં અને શોભાદાર વસ્તુઓ તેની પાસે આવવા લાગી. એક દિવસ તે મારી રૂમમાં આવ્યો: 'જો મેં આ વખતે મેસ (ભોજનવ્યવસ્થા)માંથી બસો રૂપિયા મારી ખાધા છે. છતાંય મારું મેસબિલ બીજા જેટલું જ છે. મારી કુશળતાના હું પૈસા લઉં એમાં શું ખોટું છે?'

મેં ઘટતો જવાબ આપ્યો. અમારો મેળ ન જામ્યો તે ન જ જામ્યો. પૈસા મારી ખાતો હતો તે એ બધાને ખુલ્લંખુલ્લા કહેતો. પૈસા મારી ખાઈને પ્રમાણિકતાનો દંભ નહોતો કરતો એટલી વસ્તુ મને ગમતી હતી. પૈસા મારી ખાવામાં હોશિયારી છે એવી તેની માન્યતા અનેક વાર વ્યક્ત થતી.

પછી અમે બી.એ.ના છેલ્લા વરસમાં આવ્યા. પરીક્ષા નજીક

ઉપર ખિજાયા હતા. એના પ્રોફેસરે ઑફિસમાં જઈને કારકુનને કહ્યું કે, 'આ જિમખાના સેક્રેટરીની હાજરી પૂરી નથી થઈ તેથી તેને પરીક્ષાનું ફૉર્મ ન અપાય તેની કાળજી રાખજો.' એને બીજી એક વધુ ટર્મ ભરવી પડે (એટલે કે ૭ મહિના વધુ કૉલેજમાં રહેવું, કૉલેજની ફી તથા હૉસ્ટેલની ફી ભરવી) એમ નક્કી થયું. કારકુને પ્રિન્સિપાલને કહ્યું અને પ્રિન્સિપાલે તેને પરીક્ષામાં બેસવાની રજા ન આપી.

મૂળ તો એ ગરીબ ઘરનો છોકરો હતો. પૈસા તો ચેકી નાખ્યા હતા. એની પાસે કશું જ નહોતું રહ્યું – રહ્યું હતું માત્ર બીડીનું વ્યસન. એટલે એના ૭ મહિના બગડયા અને ફરીથી કૉલેજ તથા હૉસ્ટેલની ફી ભરવી પડે તે શિક્ષા એને માટે અસહ્ય હતી. અને ઘેર શું મોઢું બતાવે? એણે જાહેર કર્યું કે 'જ્યાં સુધી મને પરીક્ષામાં બેસવાની રજા નહિ મળે ત્યાં સુધી ખાઈશ–પીશ નહીં.'

એક દિવસ ગયો, બીજો દિવસ ગયો, અને ત્રીજે દિવસેય ઉપવાસ ચાલુ છે એ ખબરથી હૉસ્ટેલમાં બધા તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. ઉપવાસ નહીં છોડે તો એને હૉસ્ટેલમાથી કાઢી મૂકવામાં આવશે અને માબાપને તરત બોલાવાશે એમ પ્રિન્સિપાલે ધમકી આપી. બધા વિદ્યાર્થીઓ આ બાબતમાં કશુંક કરવું જોઈએ એમ મને કહેવા લાગ્યા. એ સજાને પાત્ર હતો તે હું જાણતો હતો તેથી મને તેના તરફ સહાનુભૂતિ નહોતી. હું એની પાસે ગયો અને મેં કહ્યું, 'તમે ગેરહાજર રહ્યા છો તે હકીકત છે. તમને શી રીતે પરીક્ષામાં બેસવાની રજા આપવાનું કહી શકાય?'

એણે આંખમાં આંસુ લાવીને કહ્યું : 'આપણે ત્યાં હાજરીની કયાં કડકાઈ છે? બીજા ગેરહાજર રહેલાઓને નથી રોકયા, તમને તો મારા ઘરની સ્થિતિની ખબર છે. હું કયા મોઢે ઘેર પાછો જઉં.'

મારું અંતઃકરણ દ્રવી ગયું. એના બદલે આ તો એના પિતાને શિક્ષા થઈ રહી છે એમ મને લાગ્યું. જૂની આપણી શિક્ષા આવી.

પ્રિન્સિપાલને મારા પ્રત્યે ખૂબ સદ્ભાવ હતો. હું હોસ્ટેલમાં યુનિયનનો સેક્રેટરી હતો અને મારા પ્રત્યે તેમને મમતા હતી. બીજા બે વિદ્યાર્થીઓ તથા હું એમ ત્રણ જણાનું ડેપ્યુટેશન (પ્રતિનિધિમંડળ) પ્રિન્સિપાલને મળવા ગયું.

મેં પ્રિન્સિપાલને કહ્યું : 'સાહેબ, એ વિદ્યાર્થી ગરીબ ઘરનો છે એને શિક્ષા થાય તો એને એ લાયક છે. પણ આ તો એનાં માબાપને શિક્ષા થઈ રહી છે. ત્રણ દિવસના ઉપવાસ થયા છે. તમે કૃપા કરીને એને પરીક્ષામાં બેસવાની રજા આપો.'

પ્રિન્સિપાલે કહ્યું : 'તમે શુભ લાગણીથી જે કહો છો તે હું સમજી શકું છું. પણ જેણે એકેય દિવસની હાજરી ન ભરી હોય તેને માટે તેણે પૂરતી હાજરી ભરી છે એમ હું કેમ કહી શકું? એના પ્રોફેસરે ફરિયાદ કરી છે. કોઈ યુનિવર્સિટીમાં નનામો કાગળ લખે અને યુનિવર્સિટી તપાસ કરે ત્યારે આપણી કૉલેજની શી આબરૂ રહે? માટે કોઈ પણ રીતે હું એમ ન કરી શકું.

'એના ઘરની આર્થિક સ્થિતિ ખરાબ છે એ જાણી હું દુઃખ અનુભવું છું. પણ એના ઘરની સ્થિતિનો એણે વિચાર કરવો જોઈતો હતો ને! પરંતુ એમાં હું સહાનુભૂતિ દર્શાવીશ. ટર્મ માટે વધારાની એની ટર્મ ફીના પૈસા હું પોતે ભરી આપીશ. હોસ્ટેલના ખાવા પીવાના પૈસા માટે મૅટ્રિકની પરીક્ષામાં હું એને નિરીક્ષક (સુપરવાઇઝર) નીમીને થોડી વ્યવસ્થા કરી આપીશ.'

પ્રિન્સિપાલનું કહેવું યથાર્થ હતું. હું મારા 'ઉપવાસી' મિત્ર પાસે ગયો. ઘરની ગરીબ સ્થિતિનો પ્રશ્ન ઉકેલાઈ ગયો હતો તેની વિગતો કહી. છ મહિના બગાડયા સિવાય છૂટકો નથી એ સમજાવ્યું. પછી ઉપવાસ છોડવા કહ્યું. એણે મારા દેખતાં ઉપવાસ છોડયા. પ્રશ્નનો ઉકેલ આવી ગયો.

ત્રીજે દિવસે ખબર પડી કે એણે ઉપવાસ કર્યા જ નહોતા. એ તો રાત્રે રોજ જમતો હતો. ઉપવાસ તો માત્ર ઢોંગ હતો. હું

એની પાસે ગયો અને આ વિષે પૂછ્યું ત્યારે એટલી જ નિખાલસતાથી એણે કહ્યું : 'સાચી વાત છે. મેં ઉપવાસ નહોતા કર્યા. હું કયાં ભૂખ્યો રહી શકું તેમ છું? પણ બીજી કોઈ રીતે તમને હું કાર્યપ્રવૃત્ત કરી ન શકત એટલે મેં આ રસ્તો લીધો. તમારા જેવાને સાચી વાત કહી હોત તો તમે જે મને ફી વગેરેના પૈસા મેળવી આપ્યા તે પણ મને ન મળત.'

માત્ર નિખાલસતા સદ્‌ગુણ નથી એ હું પહેલી વખત સમજ્યો. માત્ર ઊર્મિશીલતા કે ભાવનાશીલતા સદ્‌ગુણ નથી, પરંતુ તેયે દુર્ગુણને પોષી શકે છે તે પણ સમજ્યો. સાવધાનતા અને જાગૃતિ સિવાય સદ્‌ગુણો પણ દુર્ગુણોના જનક અને પોષક બને છે એનું આ ઉદાહરણ છે.

## ૨૬ એક સાથી શિક્ષકનું ગૌરવ

રૂઈઆ કૉલેજમાં મરાઠીના અધ્યાપક શ્રી દ. કે. કેળકર મારા એક કર્તવ્યનિષ્ઠ સાથી હતા. વર્ષોથી એ કૉલેજમાં હતા અને તેમને સાઠ વર્ષ પૂરાં થતાં હોવાથી અમારી સંસ્થાના નિયમાનુસાર તેઓ નિવૃત્ત થતા હતા. હું જ્યારથી એમને ઓળખતો થયો, ત્યારથી પોતાના કામમાં સાચો આનંદ લેનાર શિક્ષક તરીકે તેમને ઓળખતો હતો. અત્યંત સરળ, પ્રસન્નગંભીર અને વિનયી તથા નમ્ર એવા મુરબ્બી તરીકે મને તેમના પ્રત્યે ખૂબ આદર હતો. તે ઉપરાંત, એ લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યમીમાંસક હતા અને એમનાં પુસ્તકો બી. એ. તથા એમ. એ.ના પરીક્ષા માટે પાઠ્યપુસ્તક બનતાં. મેં એમને કદીયે કીર્તિ માટે વલખાં મારતા નહોતા જોયા કે નહોતું

તેમનામાં કોઈ પણ પ્રકારનું સાહિત્યલેખક તરીકેનું ગુમાન. એટલે એમને હું મારા મુરબ્બી મિત્ર તરીકે હમેશાં આદર આપતો. મારા પ્રત્યે તેમનો જે સ્નેહ હતો તેને હું ખૂબ મૂલ્યવાન ગણુતો.

એમની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. તેઓ બહુ જ કરકસરથી રહેતા અને છતાંય એમના વર્તનમાં ગૌરવ અને સંસ્કાર સૌથી વિશેષ તરી આવે તેવાં લક્ષણો હતાં. નિવૃત્ત થયા એ પહેલાં બે-ચાર વર્ષ પૂર્વે તેમને ગંભીર માંદગી થયેલી. એ માદગીએ એમને આર્થિક રીતે ઘસાઈ ગયેલા કરી નાખ્યા એ હું એમના સંપર્કમાં હતો એટલે જાણુતો. નિવૃત્ત થયા પછી કશુંક એમને કામ મળે તો સારું એમ મને લાગતું હતું, પણ એ તો ક્યારે મળે એ કેમ કહેવાય? એમનામાં સંગીન વિદ્વત્તા હતી, પણ પોતાના ડિમડિમ બજાવીને એની વાતો કરવી એ એમના સ્વભાવમાં નહોતું. એટલે એમની નિવૃત્તિથી એમને તકલીફ પડશે એવો વિચાર મને આવતો.

એક વાર મરાઠી ભાષાના એક બીજા અધ્યાપક પાસે વાતો નીકળતાં મેં કહ્યું, 'આવા વિદ્વાન માણસને નિવૃત્તિથી કેટલી બધી મુશ્કેલી નડશે! એમને કાંઈક આર્થિક સહાય મળે તો કેવું સારું!' તે અધ્યાપકે કહ્યું, 'વાત સાચી છે. હું અમારા વ્યવસાયી નાટ્યમંડળ સાથે સંકળાયેલો છું. એમને માટે એકાદ બે સારા નાટ્યપ્રયોગો કરીને એમાં આવતો એનો નફો મળે તેવી વ્યવસ્થા હું કરી શકું તેમ છું. એમના માટે બધાને ખૂબ આદર છે. જો તમે આ માટે એમની સંમતિ મેળવી આપો તો હું એ દિશામાં પ્રયત્ન કરું. બે-ત્રણ હજાર રૂપિયાની થેલી એમને સહેલાઈથી અર્પણ કરી શકાશે. તમે પ્રથમ એમને પૂછી જોશો અને હા પાડે તો હું બાકીની બધી વ્યવસ્થા કરી આપીશ.' મેં આ અધ્યાપકનો આભાર માન્યો અને સંમતિ મેળવી શકાશે એવી મને આશા છે એમ મેં એ ભાઈને કહ્યું; અને બે-ત્રણ દિવસમાં નક્કી કરી જણાવીશ એવું કહીને હું છૂટો પડ્યો.

મને થયું : 'આ સારું થયું'. બે-ત્રણ હજાર રૂપિયાની ભેટ એમને આપી શકાય તો બહુ સારું. બીજું કશું નહિ તો તાત્કાલિક એમને રાહત મળશે, અને સમતિ તો એ આપવાના જ. એમની નાણાભીડ હું જાણું છું.' હું જાણે કશુંક ઉત્તમ મિત્રકાર્ય કરી રહ્યો હોઉં એવી પ્રોત્સાહક લાગણી અનુભવી રહ્યો હતો. સાજે એમને મળ્યો. મે કહ્યુ, 'મારે આપને વિનતી કરવી છે. મારે શ્રી...ની સાથે વાતચીત થઈ હતી. એ નાટ્યસસ્થા આપને થેલી અર્પણ કરવા ધારે છે. આપની નિવૃત્તિ નિમિત્તે બે-ત્રણ નાટ્યપ્રયોગ દ્વારા પૈસા એકઠા કરી આપને એક નાની ભેટ આપવા માગે છે. એ માટે આપની સમતિ જોઈએ છે'

હું તો મારી રીતે જ વિચારું ને? એ હા પાડશે જ એમા મને તો શકા જ નહોતી. એમણે અત્યંત ઋજુતાથી પૂછ્યુ : 'મારી અધ્યાપન ક્ષેત્રમાંથી વયનિવૃત્તિ થાય તેની સાથે નાટ્યસંસ્થાને શો સબધ? મને અત્યારે શા માટે થેલી અર્પે? એમા કશું જ ઔચિત્ય નથી. હા. એ જ નાટ્યસસ્થાનો હું એક વાર પ્રમુખ હતો અને જ્યારે હું એ પ્રમુખપદેથી નિવૃત્ત થયો ત્યારે કશોક સમારભનો કોઈને વિચાર આવ્યો હોત તો તેનું ઔચિત્ય હું સમજી શકત પણ મારી નિવૃત્તિની સાથે નાટ્યસસ્થાને સબંધ ન હોવાથી હું ન થેલી સ્વીકારી શકુ કે કશો પ્રયોગ એ નિમિત્તે કરવાની સમતિ આપી શકુ. તમે શ્રી...ને ના પાડશો મારી નિવૃત્તિ નિમિત્તે એવા નાટ્યપ્રયોગ કરવામા કશુ ઔચિત્ય નથી.'

આ સભળીને હુ તો ઝાંખો બની ગયો! જ્યારે આર્થિક ભીડ નડી રહી હોય ત્યારે માનપૂર્વક બે-ત્રણ હજાર રૂપિયાની થેલી આપવા લોકો પોતાની મેળે ઇચ્છા બતાવે, છતાય આ મારા સહકારી મિત્ર એમા ઔચિત્ય નથી કહીને એને નકારે એ મને માન્યામાં ન આવે તેવી વાત હતી. આવી તક મળે તે માટે પરિસ્થિતિ ઊભી કરનારા સાહિત્યકારો અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓ મે જોઈ હતી,

ફર્સ્ટ ઈયર સાયન્સનું પરિણામ બહાર પડ્યું એટલે ઇન્ટર સાયન્સ વર્ગના પ્રવેશો શરૂ થયા. એક દિવસ મોઢા ઉપરથી સૌમ્ય દેખાતો, અત્યંત સાદો પોશાક પહેરેલો અમારો વિદ્યાર્થી આવ્યો. એને ઇન્ટર સાયન્સમાં પ્રવેશ મેળવવો હતો. એણે મને પૂછ્યું : 'હું એક અઠવાડિયા પછી પ્રવેશ માટે આવું તો મળશે ને?' મને થયું : બીજી કૉલેજમાં પ્રવેશ મેળવવાનો પ્રયત્ન કરતો હશે, એટલે બીજે ન મળે પછી અમારી કૉલેજમાં પ્રવેશ લેવો એવી તેની ગણતરી લાગે છે. આવા વિદ્યાર્થીઓ પ્રત્યે બહુ સમભાવ ન થતો. એટલે મેં તો એને વિધિસર જવાબ આપ્યો : 'તમે આ કૉલેજના છો એટલે નિયમ પ્રમાણે દસ દિવસ સુધી ગમે ત્યારે આવશો તો

તમને અહીં પ્રવેશ મળશે. ત્યાર પછી બહારના વિદ્યાર્થીઓને લેવાના છે એટલે પછી તો જગ્યા હશે તો પ્રવેશ આપીશ.' મારા અવાજમાં શુષ્કતા હતી જ. પણ એ વિદ્યાર્થીની શાંત મુદ્રામાં નિખાલસતા મેં જોઈ, એટલે સમભાવથી પૂછ્યું, 'કેમ ફર્સ્ટ ઈયર સાયન્સ પરીક્ષામાં કેટલાક ગુણાંકો મળ્યા છે?' તેણે સરળતાથી જવાબ આપ્યો, 'મને ફર્સ્ટ ક્લાસથી વધુ ગુણાંકો મળ્યા છે' મેં પણ એટલી જ સ્વાભાવિકતાથી એને કહ્યું, 'તો તો તમને શહેરની કોઈ પણ સુપ્રતિષ્ઠિત કૉલેજમાં તરત પ્રવેશ મળશે; તમારો પ્રવેશ નિશ્ચિત છે. તો પછી તમારે અહીંના પ્રવેશ માટે વ્યવસ્થા કરવાની જરૂર નથી. કઈ કૉલેજમાં જવાના છો?'

એણે કહ્યું, 'મારે તો અહીં આપણી કૉલેજમાં જ દાખલ થવું છે. મારે બીજી કોઈ કૉલેજમાં જવું જ નથી. ઇન્ટર સાયન્સમાં ગણિત લેવું કે જીવશાસ્ત્ર (Biology) લેવું એ નક્કી કરી શક્યો નથી. એ નક્કી કરતાં બે-ચાર દિવસ જશે એટલે બે-ચાર દિવસ પછી મને અહીં પ્રવેશ નિશ્ચિત મળશે કે નહીં એ માટે પૂછપરછ કરી.

મેં અજાણતાં એને અન્યાય કર્યો, એથી હું શરમાયો. અત્યંત સમભાવથી મેં કહ્યું, 'તમારા જેવા ફર્સ્ટ ક્લાસ વિદ્યાર્થી એ તો આ કૉલેજની શોભા છે. તમને તો ગમે ત્યારે પ્રવેશ મળે જ કોઈ પણ કૉલેજમાં પ્રવેશ મળે એમ છતાં તમને આ કૉલેજ માટે મમતા બંધાઈ છે તેથી મને આનંદ થાય છે. પણ ગણિત કે જીવશાસ્ત્ર એ વિશે કેમ નિર્ણય નથી લઈ શકતા?'

એણે કહ્યું, 'બે ત્રણ દિવસથી મારા મનમાં એ વિશે ગડમથલ ચાલે છે. ગણિત મને ખૂબ ગમે છે. એમાં મને ઘણા સારા ગુણાંકો મળ્યા છે અને મળે એમ છે. જીવશાસ્ત્ર વિષયમાં મને સહુ મઝા નથી પડતી. જીવોનું છેદન કરીને પૃથક્કરણ કરવાનું (Dissection) મને ગમતું નથી. છતાંય જો હું ગણિત લઉં તો ઇજનેર થઈ શકું.

પણ સામેથી માનપૂર્વક ભેટ આપે ત્યારે આર્થિક સંકડામણ હોય છતાં ઔચિત્ય નથી એમ કહી ભેટને નકારનાર માણસ પહેલી જ વાર જોયો।

પછી એમના શિષ્યો અને સહકારીઓએ એમને નિવૃત્તિ સન્માનસમારંભ યોજી એ નિમિત્તે 'ગુરુદક્ષિણા' આપવાનો વિચાર મારી પાસે રજૂ કર્યો. મને એ ખૂબ ગમ્યો. સંમતિ મેળવવાનું મેં બીડું ઝડપ્યું. મેં એમને કહ્યું, 'તમારી નિવૃત્તિ નિમિત્તે તમારા વિદ્યાર્થીઓ અને સાથીઓ સન્માનસમારંભ યોજે એમાં ઔચિત્ય છે. મેં તમારી વતી તેમને હા દર્શાવી છે. અને તમારી સંમતિ મેળવવાની જવાબદારી મેં ઉપાડી છે. કૃપા કરી ના ન પાડશો. એ વખતે જે "ગુરુદક્ષિણા" આપે તે તમારે સ્વીકારવી પડશે.' આની તેઓ ના ન પાડી શક્યા; મેં હા પડાવી.

સમારંભ યોજાયો. સારી રકમ એકઠી થઈ હતી. મારા આનંદનો પાર નહોતો. એમને 'ગુરુદક્ષિણા' દ્વારા કંઈક આર્થિક રાહત અપાશે એવી મારી અંદરની ગણતરી હતી. અમે એ થેલી એમને આપી. એ થેલી સ્વીકારતાં એમણે કહ્યું, 'આપ સૌના પ્રેમ માટે આભારી છું. મારા વિદ્યાર્થીઓ અને મિત્રોનો આટલો સ્નેહ જોઉં છું તેથી ઊંડો આનંદ અનુભવું છું. આ થેલીની રકમ હું ગરીબ વિદ્યાર્થીઓના ફંડમાં આપી દઉં છું. વિદ્યાર્થીઓનો મારા પ્રત્યેનો પ્રેમ છે તેનો ઉત્તર આ સિવાય હું બીજી કઈ રીતે આપી શકું?' આમ કહીને અમને થેલીની રકમ પાછી આપી અને અમે તો દિગ્મૂઢ બની ગયા! અમે તો મહેનત કરીને રકમ ભેગી કરી હતી તેમના અંગત ઉપયોગ માટે. આવો અકલ્પ્ય જવાબ મળશે એવું ક્યાંથી કલ્પ્યું હોય?

થોડી વાર તો હું ચિડાયો. મારી મહેનત ધૂળમાં ગઈ હોય તેમ મને થયું. આવી ખબર હોત તો એમને નામે કોઈક પારિતોષિક રાખત. બીજું કાંઈ નહીં પણ અગાઉથી અમને કહેવું જોઈતું

હતું. પણ એ નિઃસ્પૃહ શિક્ષકને નહોતું આર્થિક પ્રલોભન કે નહોતી કીર્તિની લાલસા. એમણે તો એમના વર્તન દ્વારા મને નિઃસ્પૃહતાનો જ નહિ, પણ શિક્ષકના ગૌરવનો પાઠ શીખવ્યો. ચીડ મારી અલ્પતામાંથી જન્મી હતી, તેમની મહત્તાએ મારી સાંસ્કારિક ગણતરીને ગાળી નાખી મને સાંસ્કારિક મૂલ્ય આપ્યું. આ અવિસ્મરણીય પ્રસંગ મારે માટે માર્ગદર્શક બન્યો છે.

ઈજનેર થાઉં તો મને પૈસા મળે; પ્રતિષ્ઠા મળે. પણ મારી અભિલાષા લોકોની – ગરીબ લોકોની સેવા કરવાની છે. જીવશાસ્ત્ર લઉં તો હું દાક્તર થઈ શકું દાક્તર થાઉં તો હું ગરીબો માંદા હોય તો તેમની સેવા કરી શકું. એટલે જીવશાસ્ત્ર તરફ અણગમો હોવા છતાંય હું એ વિષય લઈને દાક્તર થવા ઇચ્છું છું. પણ મારો ગણિતપ્રેમ મને સહેજ વિમાસણમાં મૂકી દે છે. એટલે નિર્ણય નથી કરી શકતો. બે ચાર દિવસમાં નક્કી કર્યે જ છૂટકો છે. માટે બે-ચાર દિવસનો વખત આપની પાસે માગું છું. સાહેબ, આપ મને આમાં કાંઈક માર્ગદર્શન ન આપી શકો ?'

મારું હૃદય આનંદથી પુલકિત બન્યું. એની રમ્ય મૂંઝવણ એની ભાવનાશીલતામાંથી ઊભી થઈ હતી. મેં એને કહ્યું, 'તમારા જેવા શુભાશયી વિદ્યાર્થી મારી કૉલેજમાં છે એ જોઈને મને અત્યંત આનંદ થાય છે; હું એક પ્રકારનું ગૌરવ સમજું છું.

'પરંતુ તમારા પ્રશ્ન પરત્વે મારું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ છે સમાજસેવા – ગરીબોની સેવા ગમે તે વ્યવસાયમાં હોઈએ તોપણ થઈ શકે છે. સેવાવૃત્તિ એ હૃદયની ભાવના છે. પણ વ્યવસાય તો તે જ પસંદ કરવો જોઈએ, જેમાં આપણી શક્તિ પૂર્ણપણે ખીલી શકે. બીજા શબ્દોમાં કહું તો, સ્વધર્મને અનુસરવું જોઈએ. તમને ગણિતમાં રસ છે તો તમારે ગણિત વિષય જ પસંદ કરવો જોઈએ. ઈજનેર થવામાં શું ખોટું છે ? ઈજનેર થયા પછી પણ તમારામાં સાચી સેવાવૃત્તિ હશે તો તમે જરૂર ગરીબોની સેવા કરવાના. ઉચ્ચ દરજ્જાના ઈજનેર થઈને સારા પૈસા કમાઓ અને સાદાઈથી રહીને પૈસા બચાવી તમે તે દ્વારા જરૂર ગરીબોની સેવા કરી શકશો. એટલે મને તો લાગે છે તમારે તમારી શક્તિના સ્વધર્મને જ વફાદાર રહેવું જોઈએ.' તરત જ એ બોલી ઊઠ્યો : 'પણ સર, જેટલી દાક્તર ગરીબોની માંદગીમાં જે સેવા કરી શકે તે ઈજનેર કેવી રીતે કરી શકે ? ઘર બાંધીને કે રસ્તા કે પુલ બાંધીને હું પૈસા

કમાઈશ, પણ સેવા કરવાનો તેમાં અવકાશ ક્યાં છે? દાક્તર થાઉં તો જે દર્દીઓ ગરીબ હોય તેમની મફત સારવાર કરી શકું ને? એટલે જ નિર્ણય નથી કરી શકતો.'

મેં કહ્યું, 'આ વાત અર્ધસાચી છે. ઇજનેર થાઓ અને તેમાં તમને વધારે રસ હોવાથી વધુ સફળતા મળે તો વધુ પૈસા મળે અને પૈસા દ્વારા તમે કોઈ સારા દાક્તરને રોકી મફત દવાખાનું પણ ચાલે તેવી વ્યવસ્થા કરી શકો.

'આ પ્રશ્નનો બીજી રીતે પણ વિચાર કરી શકો: તમે કહો છો કે, દેડકાં ઇત્યાદિને ચીરતાં તમને ચીતરી ચડે છે અને તમને એ જરાય ગમતું નથી. તો તમે દાક્તર થાઓ અને કોઈ દર્દીના કશાક અંગ ઉપર શસ્ત્રક્રિયા કરો તો તમે તે કામ બહુ કુશળતાથી કદી નહિ કરી શકો. કદાચ દર્દીને નુકસાન પણ થાય. જે કાર્ય પરત્વે રસ કે રુચિ ન હોય તેમાં તમને કેટલી સફળતા મળે? તમે જેમની સેવા કરવા ઇચ્છો છો તેની અજાણે કુસેવા થઈ જવાનો પણ થોડોક સંભવ ખરો. પણ તમને ગણિત અને આકૃતિકાર્યમાં રસ છે, તો તમે કુશળ ઇજનેર થઈ શકો. ત્યાં જે માણસો કામ કરતા હોય તેમની અનેકવિધ સેવા થઈ શકે. ગરીબ મજૂરોની સ્થિતિ સુધરે તેમ કરી શકો. તેમના માટે નિશાળ કે દવાખાનું પણ ચલાવી શકાય. સેવા કરવા માટે માત્ર દાક્તરનો જ વ્યવસાય અનુકૂળ છે એમ માનવાની જરૂર નથી.' એના મુખ ઉપર પ્રસન્નતાની રેખા જોઈને મેં આગળ ચલાવ્યું :

'જગતના મહાન સેવાભાવીઓમાં કેટલાક દાક્તરો હતા? ઈશુ, બુદ્ધ, મહાવીરની વાત છોડી દઈએ અને આપણા જમાનાની જ વાત કરીએ, તો ગાંધીજી, ઠક્કરબાપા, રવિશંકર મહારાજ, વિનોબા ભાવે વગેરેમાં કેટલા દાક્તર છે? સેવાવૃત્તિ એ હૃદયની ભાવનામાંથી ઉદય પામે છે. એને વ્યવસાય સાથે કશો અવિયોજ્ય સંબંધ નથી. પણ જો તમે તમારી સ્વાભાવિક શક્તિના સ્વધર્મને

અવગણીને તમને બહુ ન રુચે એવા વ્યવસાયમાં પડશો તો તમને તેમાં પૂરી સફળતા ન મળે, સાચો આનંદ ન પડે અને તેથી તમારી સેવાવૃત્તિ અને વ્યવસાયનો વિસંવાદ હંમેશનો રહે. મારો આ સ્પષ્ટ અભિપ્રાય છે. વિચાર કરી જોજો. બીજા કોઈની સલાહ લઈ જોજો.' એના મુખ ઉપર પ્રસન્નતાભર્યું સ્મિત હતું.

એણે કહ્યું, 'સર, આપની સાથે વાત થઈ તેને હું મારું સદ્ભાગ્ય ગણું છું. હું વિચારી જોઈશ. મારાં સ્વજનોની સાથે આ વિશે વાત કરી જોઈશ. મારી ગડમથલનો અંત આવ્યો હોય એવો ભાવ અનુભવું છું.' આટલું કહીને એ ગયો.

આજનો જમાનો બગડી ગયો છે. વિદ્યાર્થીઓમાં આદર્શ કે ભાવના રહ્યાં નથી. ગેરશિસ્ત છે. ગાંધીયુગની ભાવનાઓ લુપ્ત થઈ ગઈ છે. ચારે બાજુ લાંચરુશવત અને સ્વાર્થનો અંધકાર છે. આપણા દેશનું શું થશે? આવા આવા ઉદ્ગારો કાઢતા ઘણાને સાંભળું છું અને વાજબી ચિંતા સેવતા જોઉં છું ત્યારે આવા વિદ્યાર્થીઓ પણ હોય છે એ હકીકત કેમ ભુલાય? યુવાન હૃદયમાં ભાવનાઓ સુષુપ્ત હોય જ છે; માત્ર તેને જાગ્રત કરી શકે એવું વાતાવરણ કે એવી પ્રભાવશીલ વ્યક્તિઓ ઓછી છે. આવા આવા વિચારો આવતા હતા.

બીજે જ દિવસે ઑફિસ ઊઘડતાં જ ઉપર કહ્યો વિદ્યાર્થી ગણિત વિષય લખીને ફૉર્મ તૈયાર લાવ્યો હતો, તે પ્રવેશ મેળવી ગયો અને મારા હૃદયમાં આશાવાદ જગાડતો ગયો.

વિદ્યાર્થીઓ હોય છે એટલે એમની સમજશક્તિ અને લાગણીતંત્રને લક્ષમાં રાખીને જ તેમને સાચી દોરવણી આપી શકાય.

આ વિશે કશુંક કરવું જોઈએ એમ મને ઘણાં વર્ષોથી લાગ્યા કરતું હતું અને એ માટે મારો સ્વાનુભવ પણ ઊંડે ઊંડેથી આ સંબંધે કશોક પ્રયોગ કરવા પ્રેરતો હતો. હું પોતે સોળ વર્ષની ઉંમરે મેટ્રિકમાં નાપાસ થયો હતો અને તેથી એ મારા પોતાના ચિત્તમાં વ્યાપેલી નિરાશા અને વ્યથાથી મૂંઝાઈને મારા મનમાં આત્મઘાત કરવાના અનેક વાર તરંગો ઊઠયા હતા. નાપાસ થયેલા વિદ્યાર્થીઓ સાથે વાતચીત કરતાં હમેશા મારી એ મનોદશા મારા મન સમક્ષ હાજર હોય છે. કોણ જાણે કેમ પણ હું જ્યારે જુ. બી.એ.માં આવ્યો ત્યારે મારા ચિત્તમાં એક પ્રબળ વિચારતરંગ ઊછળી રહ્યો: 'મારામાં શક્તિ નથી એમ માનવાનું શું કારણ છે? શા માટે બધી વસ્તુઓ હું સ્વતંત્ર રીતે સમજવાનો પ્રયાસ ન કરું? એમ ને એમ બધું વાંચીને યાદ રાખવાને બદલે એકેએક વસ્તુને મારી પોતાની સમજણમાં શા માટે ન ઉતારું? ન સમજાય તો જેને સમજાતું હોય તેને પૂછીને સમજી લઉં. જે હોશિયાર વિદ્યાર્થીઓ ગણાય છે અને વર્ગમાં સારા ગુણ લાવે છે તેમની જોડે વાત કરતાં અભ્યાસેતર વાત હું સારી રીતે સમજી શકું છું એટલું જ નહીં પણ તેમના કરતાં ઘણી વાર વધુ સમજી શકું છું, તો મારામાં શક્તિ જ ઓછી છે એમ હું કેમ માનું? મેં એ શક્તિને કેળવી નથી અથવા કેટલીક વાર બેદરકારી, આળસ, અજ્ઞાન કે અન્ય મુશ્કેલીઓને કારણે મારામાં રહેલી શક્તિને મેં જાગૃત કરી નથી એમ પણ બન્યું હોય પણ 'જાગ્યા ત્યાંથી સવાર'ની રૂએ હું મહેનત કરી મારી સ્વાભાવિક શક્તિઓને ખીલવીશ એવો દૃઢ નિર્ણય કર્યો. આળસ ન કરવા માટે મનને જાગ્રત રાખવાનો નિરધાર કર્યો. દૃઢ ઇચ્છાશક્તિ ઘણી વસ્તુઓ સાધી શકે છે એમ વાંચ્યું હતું તેની મારા મનમાં ઊંડી અસર થઈ હતી

આ દૃષ્ટિ મારામાં ઊગી ત્યાર પછી મારા બદલાયેલા દૃષ્ટિકોણે મારું જીવનનાવ ખરી દિશામાં વળ્યું એમ હું માનું છું. વ્યવસ્થિત મહેનત કરવાની વૃત્તિએ મારી શક્તિને કાંઈક આકાર આપ્યો અને હું સામાન્ય ગણાતા વિદ્યાર્થીમાંથી સારો વિદ્યાર્થી ગણાતો થયો. અલબત્ત, પાયાની કેળવણીમાં જે શિથિલતા રહી ગઈ હતી તેને સરખી કરવા પ્રયત્ન કર્યો, પરંતુ એ પાયો તદ્દન પાકો કે સંગીન થયો છે એમ હું આજે કહી શકું તેમ નથી તેનું મને દુઃખ છે. પરંતુ તેનું કારણ મારા બદલાયેલા અભ્યાસવિષયમાં રસ પડવા લાગ્યો અને તે માટે બીજા પાયાના વિષયોની બહુ જરૂર પરીક્ષા દૃષ્ટિએ નહોતી. છતાંય રસની દૃષ્ટિએ જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં પાયાને સરખી રીતે ગોઠવ્યા કે જેથી મારી ચાલુ અભ્યાસ ઇમારત બરાબર ટકે. ત્યારે પછી શિક્ષકનો વ્યવસાય મે સ્વીકાર્યો અને શિક્ષક તરીકે નિશાળ કે કૉલેજમા હું વિદ્યાર્થીઓનો જે કાંઈ થોડો પ્રેમ સંપાદન કરી શક્યો છુ તેનુ મુખ્ય કારણ હુ એકવાર નાપાસ થયેલો વિદ્યાર્થી હતો એટલે સામાન્ય વિદ્યાર્થીઓને શી મુશ્કેલીઓ નડે છે તેનો મને સારી રીતે ખ્યાલ હતો. ખાસ કરીને તાત્ત્વિક કે અમૂર્ત (abstract) વસ્તુઓ જ મોટા ભાગના વિદ્યાર્થીને મૂંઝવે છે એ જાણુ છું કારણકે મને અમૂર્ત વિચારો ઘણી વાર સમજાતા જ નહોતા, અને સમજવા માટે મૂર્ત ઉદાહરણોનો આધાર મારે માટે અનિવાર્ય બન્યો હતો. ગણિત અને વિજ્ઞાનના વિષયોમા મૂર્ત ઉદાહરણોએ મને ખૂબ રસ પાડ્યો છે અને કઠણ લાગતા વિષયો એ ઉદાહરણોને લીધે મને ખૂબ રસપ્રદ થઈ પડ્યા હતા તેનું મારા મનમા સ્પષ્ટ ચિત્ર છે. અર્થશાસ્ત્રના કે સાહિત્ય વિવેચનના અટપટા સિદ્ધાંતો સમજવામા મને ઉદાહરણો જ સહાયભૂત થયાં છે એમ મારે સ્પષ્ટપણે કબૂલવુ જોઈએ. તેથી જ આજે મારા શિક્ષણમાં હુ હમેશા મૂર્ત ઉદાહરણો આપીને જ અમૂર્ત વિચારો કે સિદ્ધાંતો સમજાવવાની પદ્ધતિ અખત્યાર કરું છું અને વિદ્યાર્થી-

એને એ વધુ અનુકૂળ પડે છે તે મેં જોયું છે. આવી રીતે એક વાર રસ પડયો, અને ભણવું એ કોઈ અઘરી કે કંટાળાજનક વસ્તુ નથી, પણ વસ્તુને સમજવાની શક્તિ જગાડનાર વસ્તુ છે અને નહોતું સમજાતું તે સમજવામાં ખૂબ આનંદ આપનાર વસ્તુ છે એનો અનુભવ થાય ત્યારે શિક્ષણ રસપ્રદ પ્રક્રિયા છે તેની સ્વાભાવિક પ્રતીતિ થાય છે.

પરંતુ આ બધું હું મોડો શીખ્યો અને સમજ્યો. પણ સમજ્યા પછી એને પ્રયોગ કર્યા વિના હું કેમ રહું ? સાથે સાથે મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે આ દૃષ્ટિ એકાએક પ્રાપ્ત થઈ એમ મેં કહ્યું છતાં અજ્ઞાત રીતે મારા ઉપર એ વખતે નૂતન શિક્ષણ-પદ્ધતિ તેમ જ બીજા વિચારપ્રવાહો કામ કરી રહ્યા હતા તેમ પાછળથી એનું પૃથક્કરણ કરતાં હું સમજી શકયો. આ સમયમાં મૅડમ મોન્ટીસરીની શૈક્ષણિક વિચારસરણી પ્રચલિત બનતી હતી અને તેની મારા મન ઉપર અસર હળવે હળવે થતી જતી હતી: તે એ કે મંદ કે પછાત ગણાતાં બાળકો ખરેખર મંદ કે પછાત નથી હોતાં. 'સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ' એ સૂત્રને બદલે બાળમાનસને લક્ષમાં લઈને એને રસ પડે તેવી રીતે શિક્ષણ આપવાથી બાળકની સહજશક્તિ પ્રકટ થાય છે; અને ડરથી પરાણે શિક્ષણનો બોજો લાદવાથી આત્મવિશ્વાસ અને રસ ભીડી જાય છે. એટલું જ નહિ પણ શિક્ષણ પ્રત્યે અરુચિ કે ઘૃણા ઉત્પન્ન થાય છે. મંદ ગણાતાં બાળકો ઉપર પ્રયોગો કરી તેમની રસવૃત્તિ જાગ્રત થતાં તેમનો શક્તિપ્રવાહ કેટલા જોસથી પ્રગટ થાય છે તે પુરવાર કરી બતાવાય છે. બીજા શબ્દોમાં કહીએ તો બાળક ન ભણે તેમાં તેની અશક્તિ છે, તેની બુદ્ધિ મંદ છે એમ માનવાને બદલે–શિક્ષણપદ્ધતિની ખામી માનવી ઘણીવાર ઉપકારક થઈ પડે છે. બાળકમાં રહેલી સુષુપ્ત શક્તિ કઈ રીતે જાગ્રત કરવી તે કુશળ શિક્ષકે જાણી લેવું જોઈએ અને તે માટે બાળમાનસનો અભ્યાસ

જરૂરી છે. આ વિચારવાહના પ્રભાવને લીધે જ મારી શક્તિને જાગ્રત કરવાનો વિચાર થયો હતો અને હું ઓછી શક્તિવાળો છું એ ગ્રન્થિ દૂર કરવાનો મેં સભાન પ્રયાસ કર્યો હતો.

બીજો ઊંડો પ્રભાવ, જે મારા ચિત્તમાં પડયો હતો તે હતો પાવલોવના 'કન્ડીશન્ડ રિફ્લેક્સ' નામના સુપ્રસિદ્ધ સિદ્ધાંતનો. રસ પડે તે માટે અનુરૂપ વાતાવરણ નિર્માણ કરવું જોઈએ. બાળકની પ્રકૃતિને લક્ષમાં લઈને તેની શક્તિ જાગ્રત થાય તેવું બાહ્ય વાતાવરણ સર્જીને પણ તેની આંતરિક શક્તિને પ્રગટ કરી શકાય છે. શિક્ષણશાસ્ત્રમાં આજે આ પાવલોવનો સિદ્ધાંત બહુ ઉપયોગી ભાગ ભજવે છે તે આપણે જાણીએ છીએ.

ત્રીજી અસર હતી ભગવાન બુદ્ધનાં સારનાથના પ્રથમ પ્રવચનના કથનની : કોઈ પણ મોટા ગણાતો માણસ કે મોટું ગણાતું ધર્મશાસ્ત્ર કહે તે સાચું છે એમ માનવાને બદલે આપણી વિવેકબુદ્ધિની કસોટીએ ખરું લાગે તે માનવું એ મતલબના તેમના મંતવ્યની. આ ઉપરાંત કાકાસાહેબની 'સ્મરણયાત્રા'માં આપેલા કેટલાક પ્રસંગો દ્વારા બાલમનની મુગ્ધ રચના સમજાય તો મંદ ગણાતું બાળક પણ કેવું પ્રગતિ કરી શકે છે એની અસર હતી. ખુદ કાકાસાહેબને ગણિતનો કેવો અણગમો હતો અને શાથી ઉત્પન્ન થયો હતો અને પછી તેમાં રસ પડતાં ગણિત એમનો કેવો પ્રિય વિષય બન્યો હતો એ પ્રસંગે મારા મનમાં ખૂબ ઊંડી છાપ પાડી હતી. ગાંધીજીની 'આત્મકથા'માં પણ ભૂમિતિ જે પહેલાં અઘરી લાગતી હતી કે કેટલી રસમય વસ્તુ બની ગઈ હતી તેણે પણ આ દૃષ્ટિનું જ સમર્થન કર્યું હતું. મણિલાલ નભુભાઈ જેવા આપણા સમર્થ વિદ્વાનને સંસ્કૃત પ્રથમ કેવું નડતું હતું અને યોગ્ય શિક્ષણ દ્વારા તેઓ સંસ્કૃત ભાષાના કેવા પ્રથમ પંક્તિના પંડિત બની ગયા હતા તેવાં અનેક ઉદાહરણો મારી પાસે હતાં. વળી, નિશાળમાં ઠોઠ ગણાતા વિદ્યાર્થીઓ પાછળથી કોલેજમાં કેવી તેજસ્વી કારકિર્દી

પ્રાપ્ત કરી શક્યા હતા અને નિશાળમાં તેજસ્વી ગણાતા વિદ્યાર્થીઓ પાછળથી કેવા નિસ્તેજ બની ગયા હતા એનાં અનેક ઉદાહરણો મારી સામે હતાં જ.

આ બધાની અસર રૂપે નાપાસ થયેલા બધા વિદ્યાર્થીઓમાં બુદ્ધિશક્તિ મંદ છે એમ હું માનવા તૈયાર ન હતો, એટલું જ નહિ એમની પ્રત્યે મને સમભાવ હતો. મારી વિદ્યાર્થી અવસ્થામાં કે શિક્ષણ-વ્યવસાયમાં, જ્યાં જ્યાં મને અવકાશ મળ્યો ત્યાં ત્યાં મેં મારી રીતે પ્રયોગો કરીને કેટલાકની લઘુતાગ્રંથિ દૂર કરી હતી, અને તેમાયે કેટલાક તો અણધારી રીતે પ્રકાશી ઊઠયા હતા. અલબત્ત, થોડામાં કુદરતી બુદ્ધિની મંદતા હોય છે એમ મેં જોયું છે અને માનું છું. ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રી બિનેએ બુદ્ધિનો ઉચ્ચાંક (I. Q) માપવાની રીત શોધી છે અને તેનો આજે બહોળો ઉપયોગ શિક્ષણમાં થાય છે. આ સિદ્ધાંત પણ બુદ્ધિની મંદતા કે ઉચ્ચતાનો સ્વીકાર કરે છે.

પરંતુ ઘણા મંદબુદ્ધિ ગણાતા વિદ્યાર્થીઓ ખરેખર શક્તિશાળી હોય છે, પણ તેમની શક્તિને ખીલવા અવકાશ મળ્યો હોતો નથી, તેથી જ તેમનો વિકાસ રૂંધાયેલો છે. તેમને યોગ્ય વાતાવરણ મળે અને યોગ્ય રીતે તેમની જોડે કામ લેવામાં આવે તો તેમની શક્તિ અણધારી રીતે ખીલતી મેં જોઈ છે.

પરંતુ અત્યાર સુધી મેં કરેલા પ્રયોગો છૂટાછવાયા હતા. પણ શિક્ષણસંસ્થાનું સુકાન મારા હાથમાં આવતાં મને જે સામુદાયિક પ્રયોગ કરવાનો અવકાશ મળ્યો છે તે પ્રયોગ અને તેની ફલશ્રુતિ હું અહીં રજૂ કરવા માગું છું, કારણકે તે પ્રયોગ દ્વારા મારી માન્યતા – બલ્કે શૈક્ષણિક શ્રદ્ધાને સમર્થન મળે છે. એ પ્રયોગને સમજવા સારુ મારી દૃષ્ટિ કઈ રીતે ઘડાઈ હતી તે જાણવાથી વધુ સારી રીતે તે સમજાશે એ કારણથી જ તેની પશ્ચાદ્ ભૂમિકા રૂપે અહીં મેં મારી સ્વાનુભવ દૃષ્ટિને ઘડનાર વિગતો લખી છે.

નાપાસ થયેલા વિદ્યાર્થીઓ વિશેના ઉપર્યુક્ત પ્રયોગો વ્યક્તિગત રીતે કર્યા હતા અને એમાં સામાન્ય રીતે મળેલી સફળતાને લીધે સામુદાયિક પ્રયોગ કરવાનો વિચાર થયો. વૈચારિક દૃષ્ટિ તો ક્યારનીયે ઘડાઈ ચૂકી હતી. એ પ્રયોગ કરવાની તક મને મળી અને મેં પ્રયોગ આદર્યો.

એસ. એસ. સી. પાસ થયા પછી ગયે વર્ષે પ્રથમ વર્ષ–વિજ્ઞાનમાં મારે ત્યાં ૬૦૦ વિદ્યાર્થીઓ દાખલ થયા હતા. એમાં પ્રવેશ મેળવનાર વિદ્યાર્થીઓની પૂર્વલાયકાત કે તૈયારી બરાબર નહોતી તેવા વિદ્યાર્થીઓ પણ ઠીક પ્રમાણમાં હતા. આ વર્ષ દરમિયાન અમે ચાર પરીક્ષા લીધેલી. એ ચારેય પરીક્ષામાં માત્ર નાપાસ થયેલા જ નહિ, પણ એકેય પરીક્ષામા કોઈ પણ વિષયમાં સંતોષકારક ગણાય તેવી પ્રગતિ ન હોય તેવા વિદ્યાર્થીની સંખ્યા સારી ગણાય તેટલી હતી. તેથી યુનિવર્સિટીની વાર્ષિક પરીક્ષા માટેનાં ફોર્મ બહુ ઉદારલક્ષી ધોરણે આપવાનું ઠરાવવા છતા ૧૨૨ વિદ્યાર્થીઓને ન આપ્યાં. ૬૦૦ વિદ્યાર્થીઓમાથી ૧૨૨ વિદ્યાર્થીઓને યુનિવર્સિટીની પરીક્ષામાં જ બેસવાની રજા નહીં ! આટલા બધા વિદ્યાર્થીઓનું વર્ષ તો બગડી જ ચૂક્યુ ! પણ બીજો ઉપાય નહોતો. તેમના પાસ થવાની એક ટકો પણ આશા નહોતી એટલું જ નહી પણ મોકલેલા વિદ્યાર્થીઓમાથી પણ ૫૦ ટકા તો નાપાસ થવાના જ એ નિશ્ચિત હતું. એટલા બધાના ફોર્મ રોકીએ તો અનેક પ્રકારની સામાજિક મુશ્કેલીઓ ઊભી થાય, તેથી ન છૂટકે ૧૨૨ વિદ્યાર્થીઓને જ રોકેલા.

આનો વિચાર કરતાં મારું હૃદય દ્રવી ઊઠ્યું. આટલો બધો વ્યય (wastage) પણ આને માટે વિદ્યાર્થીઓ જ જવાબદાર હતા તેવું નહોતું. તેમાંના કેટલાકની યુનિવર્સિટી અભ્યાસક્રમ માટે પ્રવેશ મેળવવાની લાયકાત નહોતી, તો પ્રશ્ન થયો—મેં શા માટે એમને દાખલ કર્યા ? જવાબ સ્પષ્ટ હતો—મારે ત્યાં જગ્યા હતી અને

દાખલ કરું, તો જ ચારી ફી દાગ આવક થાય તેમ હતું. એટલે મને થયું કે એમાં વિદ્યાર્થીનો દોષ હતો તેના કરતાં મારો વિશેષ હતો. મેં અભ્યાસપાત્રતાના ધોરણને બદલે ફીની આવકને નજરમાં રાખી હતી. પછી મને વિચાર આવ્યો, 'આ વિદ્યાર્થીઓ માટે કશું થઈ શકે ખરું? નાપાસ થયેલા વિદ્યાર્થીઓ પ્રત્યે માબાપ, શિક્ષક અને સમાજ સમભાવ ધરાવતાં નથી. સારી કૉલેજો તેમને ફરી દાખલ કરતી નથી. એટલે એમને માટે યોગ્ય તૈયારી આગળ વધવાની તક મળતી નથી. તેથી મેં આવા વિદ્યાર્થીઓ માટે લાંબા વખતથી પ્રયોગ કરવાનો મનોરથ સેવ્યો હતો તે જાગી ઊઠચો.

આ બધા વિદ્યાર્થીઓને વ્યક્તિગત રીતે તેમનાં માબાપ સાથે મળવાનું મે નક્કી કર્યું. વિદ્યાર્થી માબાપ સાથે આવે તેમને હું કહેતો, 'મે તમને ફૉર્મ નથી આપ્યું કારણકે તમારી પાસ થવાની એક ટકો પણ શકયતા નથી. તમારું વર્ષ અને પૈસા બગડે છે તેથી મને દુઃખ થાય છે. પણ હજીયે તમારામાં આગળ વધવાની દૃઢ ઇચ્છા હોય તો તે માટે તમને તક છેઃ તમને માર્ચ, એપ્રિલ, મે, જૂન એટલે લગભગ ચાર મહિના મળે છે તેનો પૂરેપૂરો લાભ લ્યો. તમે ગણિત તથા પદાર્થ વિજ્ઞાન બરાબર એ સમય દરમિયાન શીખી લ્યો. કોઈ શિક્ષક કે હોશિયાર વિદ્યાર્થી પાસેથી તમે આ વિષયોને પહેલેથી સમજી શકો એ રીતે તૈયારી કરો. કશું નથી આવડતું એમ માની પહેલેથી જ સમજવા પ્રયાસ કરો. તમારી જાતને પડકાર આપો—બીજાને આવડે તો મને કેમ ન આવડે? તમે જો વ્યવસ્થિત મહેનત કરી પૂર્વતૈયારી કરી રાખશો તો જૂનમાં હું તમને આપણી કૉલેજમાં દાખલ કરીશ. તમે જો આ ચાર મહિનાનો સદુપયોગ કર્યો હશે, તો ફરીથી તમે દાખલ થશો ત્યારે શિક્ષક વર્ગમાં તમને શીખવશે ત્યારે તમને સમજાશે, અને "મને આ આવડે છે" તેવો આત્મવિશ્વાસ આવશે. તમે 'નાપાસ થયા છો અને તમને ફૉર્મ નથી મળતાં તેમાં તમારો વાંક હું નથી જોતો.

એક તો, નિશાળમાં જ ગણિત વગેરે કાચું હતું; બીજું કૉલેજમાં ગુજરાતીને બદલે અંગ્રેજી માધ્યમ થયું, એટલે એકાદ બે મહિના કશું સમજાય જ નહીં. મહેનત કરી થોડું સમજો ત્યાં તો વર્ગમાં નવા અભ્યાસનો બોજો આવી પડે. તમે એને પહોંચી વળી શકો તેવી સ્થિતિ જ નહોતી રહી. પણ આ ચાર મહિનામાં તમે પૂર્વ-તૈયારી કરી લ્યો અને હું તમને આપણી કૉલેજમાં દાખલ કરીશ.' આવી મતલબનું હું વિદ્યાર્થીને કહેતો અને માબાપને મારું દષ્ટિબિન્દુ સમજાવતો.

જૂનમાં નવું વર્ષ થયું ત્યારે મારી કૉલેજમાં મેં આવા નાપાસ થયેલા ૧૨૦ વિદ્યાર્થીઓને દાખલ કર્યા અને તેમનો જુદો વર્ગ રાખ્યો. શિક્ષકોને પણ પહેલેથી કહી રાખ્યું કે, આ વર્ગ જૂના વિદ્યાર્થીઓ (repeaters)નો છે. તેમના પ્રત્યે સમભાવ રાખશો અને મુશ્કેલીઓ લઈ આવે ત્યારે તેમને સહાનુભૂતિપૂર્વક શીખવશો. ખાસ કરીને એ નાપાસ થયેલા છે માટે તેમને કશું આવડતું નથી કે તેમનામાં લાયકાત જ નથી એવી લાગણી ન સેવશો. એમાંથી ઘણા વેકેશન દરમિયાન પૂર્વતૈયારી કરી આવ્યા હોવાનો સંભવ છે. તેમના પ્રત્યે ઊતરતી દષ્ટિએ ન જોતાં તેમને પ્રોત્સાહન મળે એમ કરજો. ત્યાર પછી પહેલે જ દિવસે એ ફરી પ્રવેશનાર (repeaters) વિદ્યાર્થીઓના વર્ગમાં જઈ ને મેં કહ્યું કે તમે બધા સારી રીતે પાસ થાઓ તેવી આશા હું તમારી પાસેથી રાખું છું. તમે વેકેશન દરમિયાન થોડી તૈયારી કરીને આવ્યા જ હશો એમ માનું છું. તમને કોઈ પણ પ્રકારની આભ્યાસિક મુશ્કેલીઓ હોય તો તમે તમારા શિક્ષકો પાસે વિનાસંકોચે જશો. તમારા ઉપર વિશેષ લક્ષ આપવાની મેં તેમને સૂચના કરી છે. તમે બધા આ વખતે સારી રીતે પાસ થાઓ તેમ જોવાની મારી હામ છે. તમને કોઈ પણ પ્રકારની અન્ય મુશ્કેલીઓ હોય તો મારી પાસે આવજો. તમારું વર્ષ સુધરે એટલું જ નહીં પણ તમારી કારકિર્દી

તેજસ્વી થાય તે જોવા હું ઉત્સુક છું.

આ ઉપરાંત વારંવાર શિક્ષકોને એ વર્ગની પ્રગતિ વિશે પુછતો. અહેવાલ સારો મળતો. પ્રથમ પરીક્ષા વખતે પણ એ વર્ગની પ્રગતિ ઠીક હતી. મારો આ પ્રયોગ છે એ વાત હું સતત લક્ષમાં રાખતો અને શિક્ષકોને એ વિદ્યાર્થીઓ પ્રત્યે સવિશેષ લક્ષ આપે તેમ હું સૂચવતો. સત્રાંત પરીક્ષાનું પરિણામ જોઈને મને ઘણો આનંદ થયો. એ વર્ગમાંથી બે વિદ્યાર્થીઓ સારા ગુણાંકો લઈને પ્રથમ વર્ગમાં પાસ થયા. સામાન્ય પ્રગતિની દૃષ્ટિએ બીજા વર્ગોની સરખામણીમાં એ વર્ગની પ્રગતિ ખરેખર સંતોષકારક હતી. એ બે વિદ્યાર્થીઓમાથી એકને ગુણવત્તાવાળી શિષ્યવૃત્તિ (Merit scholarship) મળી. હું ખૂબ રાજી થયો. ફરીથી એમને મળ્યો અને એમની પ્રગતિ માટે અભિનંદન આપ્યા અને દિવાળીના વેકેશનનો સદુપયોગ કરવાનું સૂચવ્યું.

આ વર્ષે યુનિવર્સિટીની પરીક્ષા માટે ફોર્મ આપવાનું નક્કી કર્યું ત્યારે એ વર્ગનું પરિણામ આનંદાશ્ચર્ય પમાડે તેવું હતું. સાત વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમાં હતા, ઠીક સંખ્યા બીજા વર્ગની હતી અને સારી સંખ્યા પાસ થનારની હતી અને માત્ર ૧૫ થી ૨૦ વિદ્યાર્થીઓ જ ખાસ પ્રગતિ સાધી નહોતા શક્યા. આ ૧૫-૨૦ વિદ્યાર્થીઓ પહેલેથી જ નબળા રહ્યા હતા, તે તેમનાં બધાં પરિણામો જોતાં હું જોઈ શક્યો.

મેં મારા શિક્ષકવર્ગને આ પ્રયોગનું મહત્ત્વ સમજાવતાં કહ્યું, 'આપણો પ્રયોગ આપણને એક નવું મર્મ બતાવે છે. મંદ ગણાતા વિદ્યાર્થીઓને યોગ્ય માર્ગદર્શન અને વાતાવરણ મળતાં તેઓની શક્તિ કેવી ખીલી ઊઠે છે તે આપણને જોવા મળે છે. ગયે વર્ષે જેમને માટે કશી આશા નહોતી, જેમને અભ્યાસને માટે આપણે નકામા ગણતા હતા અને જેમને આપણે યુનિવર્સિટીની પરીક્ષામાં બેસવા દેવા માટે પણ લાયક નહોતા ગણતા તેમાંથી સાત પ્રથમ

વર્ગમાં પાસ થયા અને બીજા વર્ગોની સરખામણીમાં એકંદરે આ વર્ગનું પરિણામ સારું આવ્યું છે તે વસ્તુ સૂચક છે. બધી કૉલેજના સામાન્ય શિરસ્તા મુજબ આ વિદ્યાર્થીઓને આપણે દાખલ કર્યા ન હોત, સમભાવ દાખવી પ્રોત્સાહન આપ્યું ન હોત, અભ્યાસને લાયક નથી એવો સામાન્ય ગ્રહ બધે પ્રવર્તે છે તે આપણે સેવ્યો હોત તો આ બધા વિદ્યાર્થીઓને કેટલો અન્યાય થાત! આમાંથી કેટલાક તેજસ્વી વિદ્યાર્થી બનવાના અને તેમની સમગ્ર કારકિર્દી ઉજ્જવળ બનવાની તેનું શ્રેય પણ આ પ્રયોગને જાય છે. બે વિદ્યાર્થીઓ તો ૭૦ ટકાથી વધુ ગુણો મેળવી લાવ્યા છે. તેઓ જરૂર આગળ વધી શકશે. એટલે આ બધાનું તારતમ્ય એટલું કે આપણા દેશમાં શિક્ષણસંસ્થાઓમાં મોટો વ્યય ( Big wastage ) થાય છે તેનું કારણ આપણા વિદ્યાર્થીઓમાં બુદ્ધિશક્તિ ઓછી છે તેમ નહીં કહેવાય. તેમની સુષુપ્ત શક્તિઓને પ્રગટ થવા માટે આપણે યોગ્ય માર્ગદર્શન કે યોગ્ય વાતાવરણ નથી સર્જતા. આપણા પ્રયોગમાં આ સારી સફળતા મળી છે તે ઉપરથી તો કહી શકાય કે આ વ્યય અટકાવી શકાય તેવો છે. વિદ્યાર્થીઓને યોગ્ય દોરવણીની જરૂર છે. અલબત્ત, બધાંમાં જ શક્તિ હોય છે તેવું કહેવાનો આશય નથી. ૧૨૦માંથી વીસેક જેટલા વિદ્યાર્થીઓ પ્રગતિ નથી દાખવી શક્યા તે પણ આપણે કેમ ભૂલીએ? પણ મારું મુખ્ય વક્તવ્ય એ છે કે, પ્રતિષ્ઠિત કૉલેજો આવા કેટલાક વિદ્યાર્થીઓને ફરીથી તક નથી આપતી, માબાપો એમને યોગ્ય પ્રોત્સાહન કે સગવડ નથી આપતાં, સામાન્ય લોકો પણ આવા નાપાસ થનાર પ્રત્યે એમનામાં બુદ્ધિશક્તિ નથી એ દૃષ્ટિએ જુએ છે, પરિણામે એમાં કેટલાક ખરા શક્તિશાળી વિદ્યાર્થીઓને ગુમાવી બેસીએ છીએ તેમ ન થવું જોઈએ.

## ૨૯ શિક્ષકમાં આત્મનિરીક્ષણની જરૂર

મારે ત્યાં એક શિક્ષક છે. પીઢ માણસ છે, ઘણાં વર્ષનો શિક્ષણકાર્યનો અનુભવ છે. છતાંય એના વર્ગમાં અશાંતિ હોય છે અને વિદ્યાર્થીઓ કોઈ કોઈ વાર તોફાન કરતા હોય છે. તોફાન કરતા કોઈ પકડાય તો તે મારી પાસે લઈ આવે ત્યારે હું યોગ્ય ઠપકો કે શિક્ષા કરી વિદ્યાર્થીને યોગ્ય રીતે વર્તવાની કડક સૂચના કરતો. પરંતુ મનમા થતું કે આમાં ક્યાંક કચાશ હોય તો તે શિક્ષકની છે, કારણકે સાધારણ બહુ જ સારા ગણાતા વર્ગમાં પણ આ શિક્ષકને તકલીફ પડતી. યોગ્ય અવસર સાંપડ્યે એની ચર્ચા એ શિક્ષક જોડે જ કરવાનું વિચારી રાખ્યું હતું. વળી, અનેક કામ માટે દરેક પ્રકારના વિદ્યાર્થીઓને મારી પાસે આવવાનું બનતું તેથી

શિક્ષકોના કાર્ય વિશે પરોક્ષ રીતે મને જાણવા મળતું—ખાસ કરીને હોશિયાર અને વિવેકી વિદ્યાર્થી પાસેથી. પછી તો આ શિક્ષક મારી પાસે ફરિયાદ પણ ન લાવતા, કારણકે વારંવાર ફરિયાદ મારી પાસે કરવાથી એમના વિશે મારી છાપ સારી નહીં રહે તેવો ડર હોય એમ બને. પણ મારા આચાર્ય તરીકેના કાર્યમાં મારે ત્યાં કાર્ય કેવું ચાલે છે, વિદ્યાર્થીઓ અને શિક્ષકોની વ્યક્તિગત વિશિષ્ટતા—મર્યાદા શું છે એ વસ્તુ ઉપર મારું સતત લક્ષ રહેતું. એટલે આ બાબતની નિખાલસ વાતચીત કરવાની મારી ઇચ્છા હતી. શિક્ષક તરીકે કોઈ નવા જોડાય ત્યારે શરૂઆતમાં જ શિક્ષણકાર્ય સંબંધી ચર્ચા કરી લેવાનો હું રિવાજ રાખતો. મારી એક પ્રતીતિજનક માન્યતા છે કે જો વિદ્યાર્થીઓના વિકાસમાં આપણને ઊંડો રસ હોય તો સામાન્ય શિક્ષક પણ એને ક્યાં ક્યાં મુશ્કેલી પડે છે, તે મુશ્કેલી કેવા પ્રકારની છે અને એ મુશ્કેલી દૂર કરવા ક્યાં પગલાં લેવાં જોઈએ એનો વિચાર કરે તો એમાંથી જ એને વ્યાવસાયિક સફળતાનો માર્ગ મળી આવે છે. બીજા શબ્દોમાં, ખરો શિક્ષક સતત જાગૃતિ સેવે છે અને વિદ્યાર્થીઓની મુશ્કેલીઓને સમજવાની ઉત્સુકતા રાખે છે તેથી એ પ્રસંગોપાત આત્મનિરીક્ષણ કરતો રહે છે અને એમાંથી એને સાચા શિક્ષક બનવાની ચાવી મળતી રહે છે. એક બાજુ જેમ વિદ્યાર્થીની બેદરકારી હોવાનો સંભવ છે તેમ બીજી બાજુથી શિક્ષકની પોતાની મર્યાદાને કારણે અથવા વિદ્યાર્થીના દૃષ્ટિકોણથી જોવાની તેની અશક્તિને લીધે પણ તેનું શિક્ષણકાર્ય નિષ્ફળ થાય છે. શિક્ષણવ્યવસાયમાં નવપ્રવેશ કરનારને હું હંમેશાં કહેતો રહું છું કે, વિદ્યાર્થીના મુખ ઉપર શિક્ષણના આનંદની પ્રસન્નતા જોવામાં ન આવે તો આપણી શિક્ષણકાર્ય પદ્ધતિમાં ક્યાંક કચાશ છે તેમ લેખીને આપણા શિક્ષણકાર્યને ફલવતું કરવા માટે સહાનુભૂતિભરી કલ્પનાથી વિદ્યાર્થીને કઈ અને ક્યાં મુશ્કેલી હશે તેનો વિચાર કરવો અને એને રસ પડે તેવી રીતે આપણા-

શિક્ષણકાર્યને અનુરૂપ બનાવવું એ આપણી વ્યાસાયિક સફળતાનો સાચો માર્ગ છે. શરૂઆતમાં તકલીફ ભોગવતા અનેક શિક્ષકો આ દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખીને અત્યંત વિદ્યાર્થીપ્રિય શિક્ષક બન્યા તેનો હું સાક્ષી છું. સફળ શિક્ષકનો શિક્ષણકાર્યનો નિષ્કામ આનંદ એવો સાત્ત્વિક અને પ્રસન્ન હોય છે કે કોઈ પણ પ્રકારની આર્થિક કિંમતે એ આનંદ ન ખરીદી શકાય. સ્વાનુભવથી કહું તો અનેક વાર વર્ગમાં શીખવતાં શીખવતાં એવો દિવ્ય આનંદ માણ્યો છે કે તે વખતે જીવનની અનેક સમસ્યાઓ અને મુશ્કેલીઓ ભુલાઈ જાય છે. ઘણી વાર તો હું શિક્ષકો સાથેની વાતચીતમાં કહું છું કે સાહિત્યના આનંદની માફક શિક્ષણકાર્યનો આનંદ પણ 'બ્રહ્માનંદ સહોદર' હોય છે.

પણ ઉપરોક્ત શિક્ષક કોઈ નવાસવા નહોતા કે એમની જોડે એવી વાતચીત કરી શકાય. તેઓ પોતે તેમના વિષયના મુખ્ય શિક્ષક હતા. હમેશાં તેમની ફરિયાદ તો અત્યારના વિદ્યાર્થીને શિક્ષણમાં રસ નથી, બેજવાબદાર છે, મહેનત કરવાની વૃત્તિ નથી વગેરે વગેરે રહેતી. એમને પાકા ઘડે કાંઠા ચડાવવાની મુશ્કેલી તો હતી જ, પણ એમણે ઊભી કરેલી ભ્રમણામાંથી એમને મુક્ત કરવાની મેં ઇચ્છા સેવી હતી. યોગ્ય અવસરની રાહ હું જોતો હતો.

એક દિવસ સત્રના છેલ્લા દિવસે મને મળવા આવ્યા. ખુશમિજાજમાં હતા, કારણકે બીજા દિવસથી વેકેશન શરૂ થતું હતું. મેં પૂછ્યું, 'કેમ આ વર્ષે ઇન્ટર સાયન્સના વિદ્યાર્થીઓની પ્રગતિ કેવીક લાગે છે? પરિણામ તો સારું આવશે ને?' ઉત્તરની મેં અપેક્ષા રાખી હતી તેવો જ હતો. મોઢા ઉપર નાખુશીની રેખાઓ ઉત્પન્ન કરી બોલ્યા: 'આજના વિદ્યાર્થીઓમાં મહેનત કરીને અભ્યાસ કરવાની વૃત્તિ જ ક્યાં રહી છે? ગાઈડો વાંચવી, કોચિંગ વર્ગોમાં જવું અને માત્ર પરીક્ષા પાસ કરવી એ દૃષ્ટિ જ તેમનામાં સર્વોપરી છે. હું તો વિષયનું ખરું જ્ઞાન આપવામાં માનું છું અને

એ દૃષ્ટિએ તેમને શીખવું છું તેથી તેમનો વર્ગમાં Response (યોગ્ય ઉત્તર) બરાબર નથી મળતો. હું સરતી પરીક્ષા દૃષ્ટિને લક્ષમાં રાખી શીખવવાને બદલે વિષયનું યોગ્ય જ્ઞાન મળે તેવી રીતે શીખવું છું. એટલે એમાંથી કેટલાક તોફાન કરતા હોય છે અને કેટલાક ગેરહાજર રહેતા હોય છે. આજના યુગમાં વિદ્યાર્થીઓમાં શિક્ષણની ગભીરતા જ ક્યાં હોય છે? મને તો તેમનાથી ભારે નિરાશા ઊપજે છે. શું કરીએ?'

મેં કહ્યું, 'તમે વાત ઉપાડી છે તો હું મારું દૃષ્ટિબિંદુ કહું: ઇન્ટર સાયન્સના વિદ્યાર્થીઓમાંથી ઠીક સંખ્યાના વિદ્યાર્થીઓ દાક્તર કે ઇજનેર બનવા ઇચ્છતા હોય છે અને એમને માટે આ કારકિર્દીનું વર્ષ છે. તેઓમાંથી કેટલાક ખૂબ મહેનતુ હોવાનો સંભવ છે. ગયે વરસે આપણે ત્યાં પંદર ટકા વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમાં પાસ થયા હતા અને એકંદર પરિણામ પણ સારું હતું. આ વર્ષે તો વિદ્યાર્થીઓની ગુણવત્તા ઊલટી વધુ સારી છે. તો એ મહેનતુ નથી એમ કેવી રીતે કહેવાય?'

મારા વક્તવ્યથી એ સહેજ અકળાયા હોય તેમ લાગ્યું. એમણે કહ્યું, 'સાહેબ, પંદર-વીસ ટકા સારા વિદ્યાર્થીઓ હશે; એમને મારી ટીકા લાગુ નથી પડતી. હું તો વિદ્યાર્થીના મોટા ભાગની વાત કરું છું. જુઓને, આ આપણી ટેસ્ટમાં (પરીક્ષામા) મારા વિષયમાં કેટલા બધા નાપાસ થયા છે! અને તોફાન કરતા વિદ્યાર્થીઓની મેં તમને કેટલી બધી વાર ફરિયાદ કરી છે અને કેટલીક વાર તો એવા તોફાનીને તમારી પાસે પણ મોકલ્યા છે.'

મને મારું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ કરવાનો સારો અવસર મળી ગયો. મેં કહ્યું, 'ભાઈ, માઠું ન લગાડશો. તમે જે વિદ્યાર્થીઓના તોફાન વિશેની ફરિયાદ કરી છે તેમને માટે મેં ઘટતાં પગલાં લીધાં છે. પણ હું સામો પ્રશ્ન તમને પૂછું? અલબત્ત, આ તો આપણને બંનેને શિક્ષણમાં રસ છે તેથી કહું છું. આચાર્ય તરીકે તમારા કામ

પ્રત્યેની ટીકા છે એમ ન માની લેશો. તમારા સિવાય બીજા શિક્ષકના પીરિયડ (તાસ)માં તોફાન કેમ નથી થતું ? એમને બીજો વિષયમાં રસ છે અને તમારા વિષયમાં રસ નથી એમ અનુમાન કરવું યોગ્ય છે? એટલું જ નહિ પણ તમારા વિષયનો જે ભાગ તમારા બીજા સહકારી શીખવે છે તેમાં અત્યંત શાંતિ હોય છે, એનો શો ખુલાસો કરશો? તમે જે ટેસ્ટ (પરીક્ષા)ની વાત કરી છે તેનું પરિણામ મેં જોયું છે. વીસેક ટકા વિદ્યાર્થીઓના ગુણ બહુ જ સારા છે. બીજા થોડાક બહુ જ નબળા વિદ્યાર્થીઓને બાદ કરતાં વર્ગનું સરેરાશ પરિણામ અસંતોષકારક નથી. થોડાક વિદ્યાર્થીઓ વાહિયાત હશે, મસ્તીખોર હશે. પરંતુ તમારા તથા બીજા એક શિક્ષકને બાદ કરતાં એ જ વિદ્યાર્થીઓ બધા જ શિક્ષકોના વર્ગમાં શાંત અને અભ્યાસોત્સુક હોય છે. બીજા શિક્ષકોનો અહેવાલ છે કે વર્ગ એકંદરે ઘણો સારો છે. જે વિદ્યાર્થીઓ તમારા પીરિયડમાં મસ્તી કરે છે, તેઓ બીજા અનેક શિક્ષકોના વર્ગમાં તદ્દન શાંત હોય છે, તેનો શો ખુલાસો આપી શકાય? તમારા વિષયના તમારા સાથીના પેપરોમાં એકંદર કામ સંતોષકારક છે, એમ જણાય છે તો એક જ વિષયના એક ભાગમાં વિદ્યાર્થીઓ શાંતિથી ભણે, સારું કામ કરે અને બીજા ભાગમાં તોફાન કરે, ગેરહાજર રહે અને પરિણામ અસંતોષકારક હોય એ વસ્તુ વિચિત્ર નથી લાગતી?

'તમે તો વિજ્ઞાનના શિક્ષક છો. આ પ્રશ્નને વૈજ્ઞાનિક પદ્ધતિએ તપાસો તેમ વીનવું છું. તમે આ ટેસ્ટના પરિણામનું પૃથક્કરણ કરી જુઓ. બીજા બધા વિષયમાં સારા હોય તેઓ તમારા વિષયમાં નબળા હોય તો શા માટે છે એ વસ્તુનું નિદાન કરવું જોઈએ, એટલું જ નહિ પણ તમારા વિષયના એક ભાગમાં સારા હોય અને તમારા ભાગમાં સારા ન હોય તે શી રીતે બન્યું છે? તેમના ઉત્તરપત્રો અને લેખનપદ્ધતિ તપાસો અને કારણો શોધી

કાઢો. કદાચ, તમારું શીખવ્યું તેમને ન સમજાતું હોય તે બનવા જોગ છે. તો એમને શા માટે સમજાતું નથી તેને જાણવાનો પ્રયત્ન કરો. એ વિદ્યાર્થીઓને બોલાવો, પૂછો. તાર્કિક રીતે આમાંથી એમ પણ અનુમાન નીકળે કે એમાં વિદ્યાર્થીઓની મહેનતનો, અભ્યાસવૃત્તિની શિથિલતાનો કે બેદરકારીનો દોષ હોય તેના કરતાં તમારા શિક્ષણકાર્યની પદ્ધતિનો દોષ હોય તેમ પણ બને. તમે માઠું ન લગાડશો. આપણે તો શિક્ષક તરીકે આપણા વ્યવસાયને સમજવાનો પ્રયાન કરીએ છીએ. જો આપણે વિદ્યાર્થીઓની શક્તિઓ કે સમજણને અનુરૂપ શિક્ષણકાર્ય ન કરીએ તો આપણી મહેનત એળે જાય. એટલે આપણું શિક્ષણ ફળપ્રદ બને તે માટે આ સ્થિતિનું પૃથક્કરણ કરી તેનો યોગ્ય ઉકેલ કાઢવો જોઈએ. તેમને પૂછી જુઓ કે તેમની મુસ્કેલી ક્યાં હોય છે?'

તેમણે કહ્યું, 'મેં વિદ્યાર્થીઓને વર્ગમાં અનેક વાર કહ્યું છે કે તમને કંઈ પણ ન સમજાતું હોય તો) ગમે ત્યારે મારી પાસે આવો; સંકોચ ન કરશો. હું તો ઇચ્છું છું કે વિદ્યાર્થીઓ મારી પાસે આવે અને તેમની મુશ્કેલીઓ રજૂ કરે તો હું તેમની પાસેથી કંઈક શીખી શકું. પણ મારી પાસે કોઈ જ આવતું નથી. વિદ્યાર્થીઓ મારી પાસે આવે તેમ ઇચ્છું છું. પણ કોઈ ન આવે તો હું શું કરું? નથી સમજાયું એમ કહે તો અનેક વાર એમને ફરી શીખવવા તૈયાર છું. પણ એમને મારી પાસે આવવાનીય પડી ન હોય તો હું શું કરું?'

મેં કહ્યું, 'વિદ્યાર્થીઓ તમારી પાસે આવતા થાય એમ તમે ઇચ્છો છો તે યોગ્ય જ છે. પણ આપણા નિયમ મુજબ રિસેસમાં અનેક વિદ્યાર્થીઓ અનેક શિક્ષકો પાસે મુશ્કેલીઓનો ઉકેલ લાવવા જાય છે એમ હું દરરોજ જોઉં છું. તમારી પાસે નથી આવતા તે નવાઈભર્યું છે. પણ હું બીજો રસ્તો સૂચવું? અંગ્રેજીમાં કહેવત છે કે પર્વત મહમદ પાસે ન જાય તો કંઈ નહિ,

મહમદ પર્વત પાસે જશે. એ મુજબ તમે વિદ્યાર્થીઓને શોધી કાઢી બોલાવો. હું તમને મદદ કરું. તમે ગઈ પરીક્ષાનું પરિણામ-પત્રક જોઈ જે વિદ્યાર્થીઓએ બીજા વિષયમાં સારા ગુણો મેળવ્યા હોય, તમારા વિષયના એક ભાગમાંય સારા ગુણો મેળવ્યા હોય તેમને શોધી કાઢો. તેમને બોલાવો અને પૂછો. તેમના ઉત્તરપત્રો જુઓ. મને લાગે છે તેમાંથી તમને તમારી સમસ્યાનો ઉત્તર મળી રહેશે.

'હું માનું છું કે જ્યારે આપણા શિક્ષણમા મોટા ભાગના વિદ્યાર્થીઓ રસ ન લેતા હોય તો માત્ર વિદ્યાર્થીઓ ઉપર દોષા-રોપણ કરવાને બદલે શિક્ષક પોતાનું આત્મનિરીક્ષણ કરવું જોઈએ. વિદ્યાર્થીઓમાં રસ ઉત્પન્ન ન કરી શકીએ તો આપણીય કશીક ઊણપ હોવાનો સંભવ છે એમ શિક્ષકે વિચારતા થવું જોઈએ. એને વિવેકબુદ્ધિથી શોધી કાઢવાથી આપણો માર્ગ સરળ બને છે એટલું જ નહિ પણ આપણો વ્યવસાય આનંદપ્રદ બને છે.

'વિદ્યાર્થીઓમાં ગેરશિસ્ત બહુ વધતી જાય છે એમ ફરિયાદ આપણે સાંભળીએ છીએ. તેમાં તથ્ય પણ હોય છે, પણ એક વસ્તુ કદી ન ભૂલવી જોઈએ. ચારિત્ર્યવાન અને કુશળ શિક્ષક હમેશાં વિદ્યાર્થીઓનો આદરપાત્ર બને છે. આ પ્રશ્ન જુદો છે એટલે હું અહીં એની ચર્ચા નથી કરતો. આવા શિક્ષકો ઓછા છે તેથી ગેર-શિસ્ત વધે છે એમ કોઈ કહે તો તેનો વિરોધ કરવો મુશ્કેલ છે. આટલાં બધાં વર્ષોનો આ મારો અનુભવનીચોડ છે એમ હું નમ્રતા-પૂર્વક કહેવા માગુ છું.

'તમારી ઇચ્છા છે તો પરિણામપત્રક ઉપરથી આપણે થોડા વિદ્યાર્થીઓ શોધી કાઢીશું અને તમે એમને બોલાવી એમની મુશ્કે-લીઓ સમજવાનો પ્રયાસ કરજો. પછી આપણે આ પ્રશ્નની વધુ છણાવટ કરીશું. બનતા સુધી તમને એમની સાથેની વાત ઉપરથી જ એના ઉકેલની રેખા સાંપડશે એમ હું માનું છું.'

## ૩૦ પ્રોત્સાહન

ઊગતા બાળક કે જુવાનમાં રહેલી સ્વાભાવિક શક્તિને બહાર આણવા માટે તેની શક્તિની કદર કરવી અને તેને પ્રોત્સાહન આપવું એ તેના વિકાસ માટે જરૂરી બને છે. પ્રોત્સાહન આપવાથી બાળકનો, વિદ્યાર્થીનો કે શુભનિષ્ઠ તરુણનો આત્મવિશ્વાસ સ્થિર અને દૃઢ બને છે તેમ જ તેની શક્તિ ને ગતિને બળ મળે છે. પ્રોત્સાહન આપવું તે બાળકમા શક્તિ અને સદ્દગુણ જાગ્રત કરવા માટેની સાચી રીત છે તે માબાપ અને શિક્ષક સમજે એ હિતાવહ છે. વિકાસશીલ શક્તિનાં બીજ કાર્યભૂમિમાં વવાયાં હોય ત્યારે પ્રોત્સાહનની યોગ્ય વર્ષા થાય તો તેમાથી સારો પાક ઊતરે છે એ અનુભવસિદ્ધ હકીકત છે પણ સાથેસાથે એ પણ યાદ રાખવું જરૂરી

છે કે પ્રોત્સાહન કે પ્રશંસાની અતિવૃષ્ટિ થાય તો બીજ જ ધોવાઈ જાય અને શક્તિ કુંઠિત થઈ જાય. માબાપે અને શિક્ષકે આ હકીકત પણ લક્ષમાં રાખવી જોઈએ. શુભાશયથી કરેલી વસ્તુને વિવેકપૂર્ણ દૃષ્ટિથી ન સમજીએ તો તેનું પરિણામ અશુભ આવવાનો સંભવ છે.

પ્રોત્સાહનના પ્રશ્ન વિશેનાં વિચારબીજ તો મારા ચિત્તમાં ઘણા વખતથી પડયાં હતાં, પણ હમણાં બનેલા એક પ્રસંગે સિંચન કરી તેનો છોડ ઉગાડચો. પ્રોત્સાહનનાં અનેક પાસાંનું તેમાંથી સૂચન થાય છે તેથી એક-બે પ્રસંગો ઉમેરીને તેનું વિવરણ કરવા પ્રેરાયો છું.

મારા એક તરુણ સહકારી હતા. સાહિત્યમાં તેમને ઊંડો રસ હતો. એ કાવ્યો પણ લખતા. તેમની લેખિનીને ઉત્તેજન મળે તેવા શુભાશયથી એમના એક સાહિત્યનિપુણ મુરબ્બી મિત્ર તેમની રચનાઓની ખૂબ પ્રશંસા કરતા. ઊગતા લેખકોને પ્રોત્સાહન આપી તેમની સાહિત્યિક શક્તિને બહાર લાવવી જોઈએ તેવી તેમની માન્યતા હતી. મારા એ તરુણ સહકારી યુરોપીય ઢબનાં વસ્ત્રો સરસ પહેરતા અને ચાલાક દેખાતા. તેમનામાં શક્તિ હતી જ, પરંતુ પેલા સાહિત્યનિપુણ મિત્રે કરેલી પ્રશંસાને લીધે તેમને પોતાને માટે વધુ પડતો ઊંચો ખ્યાલ બંધાયો હતો.

પરદેશ જવા માટે તેમને શિષ્યવૃત્તિ મળી. બધા સ્નેહીઓ-સાથીઓએ ઉષ્માભર્યાં પ્રશંસાવચનોથી તેમને સન્માની વિદાયમાન આપ્યું. પછી તે ગયા ઇંગ્લૅંડની પ્રસિદ્ધ વિદ્યાપીઠમાં. એમની સાહિત્યિક ધયના આ દેશની દૃષ્ટિએ સારી હતી, પણ તે વિદ્યાપીઠના અન્ય વિદ્યાર્થીઓ કે લેખકોની તુલનાએ સામાન્યમાં ખપી. તેમણે પોતાની કૃતિઓ છાપવા મોકલી પણ સુપ્રતિષ્ઠિત સામયિકને એ કૃતિઓ છાપવા જેવી નહિ લાગી. એકાદ રચના છપાઈ, પણ તેની ખાસ પશંસા ન થઈ. એ હતાશ થઈ ગયા. આત્મનિરીક્ષણ કે

આત્મપૃથક્કરણ કરીને પોતાનું સાચું મૂલ્ય આંકવાની તેમનામાં પ્રકૃવતા નહોતી. પરિણામે તેમનામાં એનો પ્રત્યાઘાત થયો. પોતાને અન્યાય થયો છે એમ તેમણે માનવા માંડયું. એને વાજબી ઠરાવવા માટે તેમણે માનસિક દલીલો ઉપજાવી કાઢી, 'હું ભારતીય છું... આ દેશમાં ભારતીયજનો પ્રત્યે યોગ્ય આદર બતાવવામાં નથી આવતો. મારામાં શક્તિ છે, પણ આ પરદેશી સાહિત્યિક જનો પૂર્વગ્રહને લીધે મારી રચનાને અવગણે છે. મારા દેશને ખાતર હું અવગણના સહન કરીશ. ગાંધીજી કે બીજા મહાપુરુષોની ગોરાઓએ કયાં કદર કરી હતી? એ તો જૂના વખતથી ચાલ્યું આવે છે. હું એનો ભોગ થઈ પડયો છું...'

આ પ્રકારની મનોવૃત્તિ તેમની હતી એ તો મને પાછળથી જાણવા મળ્યું. પરદેશી વિદ્યાપીઠમાં તેમને અંગે શું બન્યું હતું તે હું જાણતો જ નહોતો. મારા મનમાં તો તે અહીંથી ગયા ત્યારની સાહિત્યસેવી તેજસ્વી યુવાનની જ છબી વસી હતી. ભારતમાં આવ્યા પછી ત્રીજે દિવસે એ ભાઈ મને મળ્યા. એમને જોઈને હું છક થઈ ગયો! ટેરેલિનના સૂટ અને આકર્ષક ટાઈમાં તેમનો છટાદાર ચહેરો જોવાને બદલે અત્યંત સાદા પાયજામામાં અને નહેરુ શર્ટમાં છટા વિનાની સહેજ નિસ્તેજ લાગતી મુખમુદ્રા જોવા મળી. આ ફેરફારની મને કયાંથી ખબર હોય? મેં સહજ ભાવે પૂછયું: 'કેમ આવો એકાએક ફેરફાર? પરદેશ ગયા પહેલાં આવા સાદા પોશાકમાં મેં તમને કદી જોયા નથી. તમે તો સારાં વિલાયતી કપડાં પહેરનારા શોખીન હતા! હવે આ ફેરફાર શી રીતે થયો?'

એમને જોઈને મને થયું: અગાઉની બૌદ્ધિક ચાલાકી, તરવરતી યૌવનમસ્ત સ્ફૂર્તિ, મુગ્ધતા વગેરે કયાં ગયાં? તેમનામાં કંઈક અકળ ફેરફાર થઈ ગયો છે એ હું જોઈ શકયો. એમણે જવાબ આપ્યો, 'પરદેશીઓની તુમાખી અને આપણા ભારતીય જનો પ્રત્યેની તુચ્છતા જોઈને મારામાં સ્વદેશની, રાષ્ટ્રીય સ્વમાનની

લાગણી જાગી ઊઠી છે. અંગ્રેજો હજીયે આપણા પ્રત્યે તુચ્છતાની નજરે જુએ છે તેથી મને દુઃખ થાય છે. ગાંધીજી જેવા મહાપુરુષ પ્રત્યે પણ એ લોકો એવી જ રીતે વર્ત્યા હતા ને? હવે રાષ્ટ્રીય ગૌરવને અનુરૂપ મેં વર્તવાનું નક્કી કર્યું છે.' એમણે આમ કહ્યું, પણ મને કશું સમજાયું નહિ. અહીં હતઃ તે દરમિયાન પાંચ વર્ષથી હું તેમને ઓળખતો હતો. ત્યારે આવી ભાવના જોઈ નહોતી. તેમનામાં નિરાશવૃત્તિ અત્યારે જોઈ, પણ તેનું કારણ મને ન સમજાયું.

પછી એ ભાઈ મને ઘણી વાર મળ્યા, પણ કોણ જાણે કેમ પણ પહેલાનાં તરવરાટ, ઉત્સાહ, સાહિત્યખુમારી અને તેજ તેમના મુખ ઉપર જોવા ન મળ્યાં. મારા મનમાં એને લીધે ગ્લાનિ ઉદ્ભવી. એનું પરિવર્તન અકળ રહ્યું. જાણે એ પહેલાનો સહકારી જ નથી; એનો 'માંહ્યલો' જ બદલાઈ ગયો હતો. રાષ્ટ્રીય સ્વમાન જાગ્યું હોય તો તે સમજી શકાય, પણ પેલો જીવનનો થનગનતો તરવરાટ ક્યાં ગયો? હમેશની એની બુદ્ધિ–ચતુરાઈ ક્યાં અદૃશ્ય થઈ ગઈ? આવા પ્રશ્નો મારા મનમાં ઊઠવા લાગ્યા.

થોડા દિવસ પછી તેમના સાહિત્યમાર્ગદર્શક મિત્ર મળી ગયા. મેં તેમને પૂછ્યું : '...ભાઈમાં આવો ચિંતાજનક ફેરફાર કેમ થઈ ગયો? અગાઉ કદીયે ઇસ્ત્રીટાઈટ કપડાં અને સુશોભિત ટાઈ સિવાય સાદાં વસ્ત્રોમાં મેં તેમને જોયા નથી. ભારતીય નાગરિકો પ્રત્યે અંગ્રેજો તુચ્છ દૃષ્ટિથી જુએ છે તેથી મારામાં રાષ્ટ્રીય સ્વમાનની પ્રબળ ભાવના જાગી છે એમ કહી એમના સાદા ભારતીય પોશાકનો ખુલાસો આપે છે, પણ મને તેની પ્રતીતિ થતી નથી. એમનો ઉત્સાહ, તરવરાટ, ચતુરાઈ ક્યાં ચાલ્યાં ગયાં? તેમનામાં કાંઈક વૈરાગ્યવૃત્તિ આવી છે એવો મને વહેમ છે. તમને આ વિશે કંઈ જાણ છે?'

તે મિત્રે સહેજ હસીને જવાબ આપ્યો, 'એને માટે હું

ગુનેગાર છું. તેમની સાહિત્યશક્તિને ચાલના મળે તે હેતુથી મેં એ ભાઈની જરા વધુ પડતી પ્રશંસા કરેલી. ઈંગ્લેંડની વિદ્યાપીઠમાં એમની પસંદગી કરવામાં હું પણ એક હતો. ત્યાંની વિદ્યાપીઠમાંના તેજસ્વી વિદ્યાર્થીઓની દૃષ્ટિએ એ ઊણા ઊતર્યા. તેનો આ પ્રત્યાઘાત છે...' એમ કહી શરૂઆતમાં ઉલ્લેખેલી હકીકતો જણાવી. એ હકીકતો પણ સાહિત્યમાર્ગદર્શક મિત્રે તેમની પાસેથી જાણી હતી તેમ પણ મને કહ્યું.

પ્રોત્સાહન આપવું એ સારી ચીજ છે, પણ એની મર્યાદા ન જાણીએ તો સારી વસ્તુનું પણ ખરાબ પરિણામ આવે છે, તેની આ સંદર્ભમાં અમે ચર્ચા કરી. પણ પછી આ પ્રકારની માનસિક પ્રક્રિયા વિશેના માનસશાસ્ત્રીઓનાં નિરીક્ષણો યાદ આવ્યાં. માનસશાસ્ત્રીઓએ આવી મનોવૃત્તિ દર્શાવનારા અનેક કિસ્સાઓ વર્ણવ્યા છે. તેમાં માણસ પોતાની અંગત નિરાશા જગતની નિરાશાઓમાં ભેળવી દઈને વ્યક્તિગત નિષ્ફળતા કે હતાશાની લાગણીને કેવી રીતે છુપાવવાનો પ્રયાસ કરે છે તે દર્શાવે છે. આવી પ્રક્રિયાને માનસશાસ્ત્રીની પરિભાષામાં 'બચાવવૃત્તિવાળું ચિત્તતંત્ર' (defence mechaism) કહે છે. પોતાની નિષ્ફળતા માટે પોતાની અશક્તિ છે એમ પોતાની જાત પાસે કબૂલ કરતાં શરમ થાય છે તેથી અજ્ઞાત રીતે જગતની નિરાશાભરી સ્થિતિમાં વ્યક્તિગત નિરાશા ભેળવી દઈને તે પોતાની અશક્તિઓનો બચાવ કરે છે, અને ફિલસૂફની અદાથી વાત કરે છે. જેમ કોઈ વિદ્યાર્થી નાપાસ થાય ત્યારે તેમાં પોતાની તૈયારી સારી નહોતી કે પોતાની કચાશ હતી તેમ સ્વીકારવાને બદલે પ્રશ્નપત્ર વિચિત્ર હતો, અથવા આ પરીક્ષાપદ્ધતિ કેવી અનિષ્ટ અને અન્યાયકારી છે અને કેટલા સારા વિદ્યાર્થીઓ પણ નાપાસ થયા છે તેનાં ઉદાહરણો ટાંકી પોતે એ અનિષ્ટ પદ્ધતિનો ભોગ થઈ પડ્યો છે એવું માનવા-મનાવવાનો પ્રયત્ન કરે છે. આવાં અન્ય ઉદાહરણો પણ સૂક્ષ્મ નજરથી જોઈશું

તો નજરે પડશે. કોઈની વસ્તુ રેલવેના ડબ્બામાં રહી ગઈ હોય તો એ વસ્તુ પોતાની પાસે રાખવા માટે પોતાની જાત પાસે આ રીતે બચાવ કરશે: 'હું રેલવેના અધિકારીને એ વસ્તુ સોંપીશ તો એ કાંઈ મૂળ માલિકને મળવાની નથી. કોના હાથમાં જશે એની કોને ખબર છે? તો હું જ એ ન રાખું? વસ્તુ મને જડી છે, તો એ લેવામાં હું કાંઈ ગુનો કરતો નથી.' આવી રીતે અંતઃકરણનો ડંખ એ હળવો બનાવે છે. આવી જ પ્રક્રિયા આ મારા સાથીમાં કદાચ થઈ હશે. 'હું તો સારી સાહિત્યિક શક્તિ ધરાવું છું, પણ હું ભારતીય છું એટલે મારા પ્રત્યે હીનબુદ્ધિથી જુએ છે,' એવો બચાવ પોતાની અશક્તિને છુપાવવા માટે કદાચ એ સાથીએ કર્યો હશે.

આવી મનોવૃત્તિ આપણે અનેક માણસોમાં અનેક પ્રસંગે છતી થતી જોઈએ છીએ તે સૂક્ષ્મ દૃષ્ટિએ નિરીક્ષણ કરનારને જણાઈ આવશે. જે માણસો પોતાની અશક્તિ જોવા માગતા નથી કે જોઈ શકતા નથી તેની પાછળ આવું માનસ કામ કરી રહેલું હોય છે. એટલે જ સમજુ માણસે આવી બચાવવૃત્તિવાળા ચિત્તતંત્રના કાર્યથી સાવધાન રહેવું જરૂરી છે. પ્રગતિની આડે આવતી આ મનોવૃત્તિ ઘણી વાર ઉત્તમ કોટિની શક્તિને પ્રકટવા દેતી નથી.

આ વિચાર કરતાં મને એક બીજો કિસ્સો યાદ આવે છે. કૉલેજમાં ભણતા મારા એક નિકટના મિત્રની વાત છે. એ મિત્રનો સ્વભાવ સરળ અને પ્રેમાળ હતો, પણ તેની શક્તિ સામાન્ય કક્ષાની હતી. અમારા એક પ્રોફેસરને પ્રોત્સાહન આપવા માટે અતિશયોક્તિ કરવાની ટેવ હતી. આ મિત્ર તરફ પ્રોફેસરને મમતા થઈ. પછી એ પ્રોફેસર એનાં જ્યાં ને ત્યાં ખૂબ વખાણ કરે. તેના લખાણની અતિપ્રશંસા કરે. મારો મિત્ર હતો એટલે એની આભ્યાસિક શક્તિની મર્યાદાથી હું સુપરિચિત હતો, તેથી તેનાં આટલાં બધાં વખાણ અમારા સાહેબ શા માટે કરે છે તે મને સમજાતું નહોતું. આ

મિત્ર સરળહૃદયી હતો. સાહેબના વખાણથી એણે પોતાની મોટી કિંમત આંકવા માડી. નામાંકિત પ્રોફેસર પોતાની શક્તિનાં આટલાં વખાણ કરે તે ઉપરથી મિત્ર પોતાનું બહુમૂલ્ય આકે તો તેમાં તેનો શો દોષ? આત્મનિરીક્ષણ કે આત્મપરીક્ષણ કરવાની અપેક્ષા બધા ઊગતા જુવાનમા કયાંથી રખાય?

અમને મિત્રોને આ વસ્તુસ્થિતિ સમજાતી હતી. સાહેબ વધુ પડતાં વખાણ કરે છે. એને બહુ મહત્ત્વ ન આપે એમ તેને કહેવાનું અમને મન થતું પણ હિંમત નહોતી ચાલતી. કારણ એ કે 'પ્રોફેસર કરતાં તમે વધુ ડાહ્યા એમ?' તેને થાય અને અમને ઈર્ષ્યા થાય છે એમ તેને લાગે તો મૈત્રીસબંધ તૂટે એવી બીક રહેતી. અમે એની મર્યાદા જાણવા છતાં ચૂપ રહેતા. અલબત્ત, આમાં મિત્ર-ફરજ ચૂકીએ છીએ તેનો આજે ખ્યાલ છે તેટલો ત્યારે નહોતો. એ વિદ્યાર્થી અમારાથી ઊંચી શક્તિવાળો છે એમ માનવા લાગ્યો હતો. અમારો અભ્યાસવિષય સાહિત્ય હતો. એટલે પરીક્ષાના ઉત્તર-પત્રો તપાસવામાં પરીક્ષકની રુચિ અને અંગત છાપ મહત્ત્વનો ભાગ ભજવે એ દેખીતું હતું. સત્રાંત પરીક્ષામાં એને એંશી ગુણાંકો મળ્યા; શિષ્યવૃત્તિ મળી; આખી કૉલેજમાં એની કીર્તિ પ્રસરી. મિત્ર હતો એટલે એના ઉત્તરપત્રો અમને વાચવા મળતા. અમે જોયું કે એમા કશી વિશિષ્ટતા નહોતી, થોડી ભૂલો પણ હતી. પણ મિત્રને એ કેમ કહેવાય? અમારા કરતાં અભ્યાસકક્ષા ઊતરતી હોવા છતાં અમારા ગુણાંકોમા ઘણો તફાવત રહેતો. અમને પચાસ-પંચાવન ગુણાંકો મળે તો તેને પંચોતેર—એંશી હોય મને ઘણીવાર થતું કે તે સહૃદયી મિત્રને કહું, 'તમે પરીક્ષાના ગુણાંકોથી ન દોરવાઓ. આ પહેલાં તમને કોઈ પણ પરીક્ષામા પ્રથમ કક્ષાના ગુણાંકો મળ્યા છે? સાહેબની કૃપા ભલે હોય, પણ આપણે આપણી સમતોલતા રાખવી જોઈએ. તમારી આટલી ભૂલો પણ છે...' પણ એમ કહે-વાની હિંમત ન ચાલે. એમ કહું તો એની મૈત્રી તો જાય પણ

સાહેબનીયે અવકૃપા વહોરવી પડે એટલે મૌન રાખ્યું અને હું મિત્રધર્મ ચૂક્યો.

અમે બી.એ.માં હતા. યુનિવર્સિટીની બી.એ.ની પરીક્ષામાં જે પ્રથમ વર્ગમાં આવે તે કૉલેજમાં પણ મોટે ભાગે પ્રથમ હોય. નિયમ મુજબ કૉલેજમાં બી.એ.ની પરીક્ષામાં પહેલો આવે તેને બે વર્ષ સુધી માસિક રૂપિયા પચાસની ફેલોશિપ મળે, જેથી, એમ.એ નો પૂર્ણ અભ્યાસ સારી રીતે કરી શકે. યુનિવર્સિટીની પરીક્ષા આવી. બી.એ.માં અમે ચાર વિદ્યાર્થીઓ હતા. બીજા વિષયમાં ઘણા વિદ્યાર્થીઓ હતા પણ પ્રથમ વર્ગમાં કોઈ આવી શકે તેમ ન હતા. એટલે અમારા આ મિત્રને જ ફેલોશિપ મળશે એવી માન્યતા વિદ્યાર્થીવર્ગમાં તેમ જ શિક્ષકવર્ગમાં બંધાઈ હતી. માત્ર અમે બે-ત્રણ મિત્રો આમ માનતા ન હતા. તે સ્વાનુભવથી મિત્રની શક્તિથી પરિચિત હતા તે કારણે.

પરીક્ષા થઈ ગઈ. પેપરો સારા અને સંતોષકારક લખાયા છે એવી લાગણી અમારા એ મિત્રને થઈ હતી. પછી બી.એ.ના પરિણામને આગલે દિવસે હોસ્ટેલમા આવી ગયા. પોતે જ ફેલો બનશે તેની પૂરેપૂરી ખાતરી ભાઈને હોવાથી આ ભાઈ હોસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટને પોતાને કઈ રૂમ જોઈએ છે તે કહી આવ્યા. હોસ્ટેલના સુપરિન્ટે-ન્ડન્ટને પણ એની 'તેજસ્વિતાની'ની ખબર હતી. એને જોઈતી સારી રૂમ કાઢી આપી.

બીજે દિવસે યુનિવર્સિટીની પરીક્ષાનું પરિણામ જાહેર થયું. એ મિત્ર બીજા વર્ગમા પાસ હતા. અમારા જેવા બીજા થોડા બીજા વર્ગમાં હતા અને પ્રથમ વર્ગમાં કોઈ જ નહોતું. પરિણા-મથી એ મિત્રને આઘાત થયો તે અવર્ણ્ય હતો. પોતાને અન્યાય થયો છે એવી માન્યતાથી એ ખૂબ દુઃખી થયા. આગળ અભ્યાસ કરવાનો વિચાર જતો કરી હોસ્ટેલ છોડી ગયા. થોડા દિવસો પછી હું તેમને મળ્યો ત્યારે તેનામાં અજબ નિરાશા વ્યાપી ગઈ હતી.

એમનું એ વખતનું દયાજનક મુખ આજે પણ એવું ને એવું મારી આંખ સામે તરી રહે છે. તેમનો જીવનરસ ઊડી ગયો. બીજાને પોતાનું મોઢું બતાવતાં શરમાતા હતા. જીવનમાંથી શ્રદ્ધા ચાલી ગઈ હોય તેમ જણાતું હતું. પણ તે દિવસે મેં નિખાલસપણે મારું મનોગત તેમને કહ્યું. તેમના ઉપર મારા કહેવાની શી અસર થઈ હું જાણતો નથી. તેમની આત્મશ્રદ્ધા ડગી ગઈ પછી સમતોલ થઈ કે કેમ તે પણ જાણતો નથી, પણ જીવનની સાથેનો એમનો મેળ વર્ષો સુધી જામ્યો નહિ એમ સાંભળ્યું હતું.

આ ઉદાહરણ પ્રોત્સાહનની મર્યાદા સ્પષ્ટ દર્શાવે છે. એ મિત્રે પોતાની મર્યાદા સમજી અસારી માફક પરીક્ષાની તૈયારી કરી હોત તો એને બીજો વર્ગ મળત. એ ગમે તે હો પણ તેમના જીવનને વૈફલ્યની લાગણીએ દૂષિત ન જ કર્યું હોત. અતિ પ્રશંસાએ તેમની શક્તિ રૂંધી અને તેને અપાર નુકસાન થયું. પ્રોત્સાહન આપવાની શુભ વૃત્તિથી હોય કે સમત્વને કારણે હોય પણ અતિ પ્રશંસા દ્વારા એ મિત્રને નુકસાન કરવાની જવાબદારી પ્રોફેસરની છે. હું એમ માનું છું કે આવી વધુ પડતી પ્રશંસાથી કેટકેટલાં આબાપોએ પોતાનાં સંતાનોની શક્તિને ડામી દીધી હશે તેનોયે વિચાર કરવો ઘટે છે. મોઢે ચડાવેલાં કે ખોટા લાડ લડાવેલાં બાળકોની પ્રગતિ રૂંધાવામાં પ્રેમપ્રેરિત અતિપ્રશંસા કારણભૂત બની હોય તેવા કિસ્સાઓ હું જાણું છું.

શિક્ષણક્ષેત્રનો જેમને અનુભવ છે તેઓ જાણે છે કે ઘણીવાર શિક્ષકો પોતે પરીક્ષકો નિમાય ત્યારે પોતાના વિદ્યાર્થીઓ યુનિવર્સિટીમાં પ્રથમ વર્ગમાં આવે તો તે પોતાની શિક્ષણશક્તિનું ફળ છે એમ માનવા–મનાવવા પોતાના લાયકાત વિનાના વિદ્યાર્થીઓને પ્રથમ વર્ગ માટેના ગુણાંકો આપે છે. પ્રથમ વર્ગની લાયકાત વિના પ્રથમ વર્ગ મેળવ્યા પછી તેઓ બહાર કામ કરે ત્યારે ઊણા ઊતરે. આવી કરુણાભરી દુર્દશા થઈ હોય તેવા અનેક વિદ્યાર્થીઓ મેં

જોયા છે. વધારે પડતું પ્રોત્સાહન આપવા જતાં ફાયદાને બદલે વિદ્યાર્થીને કેટલું નુકસાન થાય છે તે શિક્ષકો અને વત્સલ માબાપો સમજે તો તેમાથી ઘણા ઊગરી જાય.

આ વિશે એક શિક્ષક મિત્ર જોડે વાત થતી હતી ત્યારે તેમણે મને કહ્યું, 'તમે કહો છો શક્તિ પ્રગટ કરવા કે પોષવા પ્રોત્સાહન જરૂરી છે અને વધુ પ્રોત્સાહન શક્તિને રૂંધે છે. તો જરૂરી પ્રોત્સાહન અને વધુ પ્રોત્સાહન એ બેનો ભેદ કઈ રીતે સમજવો?' મેં જવાબ આપ્યો, 'જ્યાં વિદ્યાર્થીમાં આત્મવિશ્વાસ ખૂટતો હોય અને પોતાની અશક્તિને. ડર કાયમ રહ્યા કરતો હોય, "આ મને નહિ આવડે" તેવી નિરાશાભરી મનોવૃત્તિ નજરે પડતી હોય ત્યાં પ્રોત્સાહન આપવું આવશ્યક છે. આવા પ્રોત્સાહનથી આત્મશ્રદ્ધા જાગશે, ખોટા ડરનો અવરોધ દૂર થઈ અંદર દબાઈ રહેલી શક્તિ બહાર આવશે. પણ જ્યાં વિદ્યાર્થીને પોતાના વિશે વધુ પડતો ઊંચો ખ્યાલ હોય, મને તેના કરતાં વધારે ગુણોને હું લાયક છું એવી મનોવૃત્તિ જણાતી હોય અથવા હું બધું સમજુ છું, મારે બહુ મહેનતની જરૂર નથી રહેતી એવી વૃત્તિ તરી આવતી હોય ત્યાં પ્રોત્સાહનને બદલે અંકુશ મૂકી એની ક્ષતિઓ સમભાવપૂર્વક દર્શાવવી જોઈએ. ખરો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓની જરૂરિયાત સમજી જાય છે અને એને અનુરૂપ પ્રેત્સાહન કે અંકુશનો ઉપયોગ કરે છે. શિક્ષણમા તેથી જ, માનસશાસ્ત્રીય અભ્યાસ જરૂરી છે. પણ આ માનસશાસ્ત્રી અભ્યાસ કેવળ પુસ્તકિયો ન હોય, નિરીક્ષણ અને અનુભવ દ્વારા મેળવેલો હોય.

ટૂંકામા, પ્રોત્સાહનનો સમુચિત ઉપયોગ બુદ્ધિ અને ચારિત્ર્યના વિકાસમાં આવશ્યક છે પરંતુ માબાપે અને શિક્ષકે એની વિશિષ્ટતા સાથે મર્યાદા પણ સમજી લેવી જોઈએ. ઘણી વાર કડક માબાપો કે શિક્ષકો સંતાન કે વિદ્યાર્થી પ્રત્યે યોગ્ય વખતે સહાનુભૂતિ કે સમભાવ ન દાખવે તો તેનામાં શક્તિ હોય તોપણ તે

કુંઠિત બની જાય છે અને તેનો વિકાસ અટકી જાય છે; બીજી બાજુએ લાડ કે વધુ પ્રશંસાથી તેની શક્તિ હણાઈ જાય છે. આ બન્ને અંતિમ સ્થિતિ ટાળવી જોઈએ. યોગ્ય પ્રમાણમાં જોઈએ ત્યારે પ્રોત્સાહન આપવાથી બાળક કે વિદ્યાર્થીમાં શક્તિ જાગૃત કરી શકાય છે. પ્રેમ આંધળો ન હોય અને યોગ્ય સમજણવાળી વિવેકી જાગૃતતા હોય તો સંતાન કે વિદ્યાર્થીની પ્રતિભા પોષવામાં પ્રોત્સાહન કામે લાગે છે.

## ૩૧  એક જાગૃત સ્વમાની વિદ્યાર્થી

કસોટી પરીક્ષા, સત્રાંત પરીક્ષા, વાર્ષિક પરીક્ષા કે બીજી કોઈ પણ પ્રકારની પરીક્ષા થઈ ગયા પછી અને એ પરીક્ષાના ઉત્તરપત્રો તપાસી લીધા પછી વિદ્યાર્થીઓને એ ઉત્તરપત્રો પાછા આપી દેવાના નિયમનું અમે અમારી કોલેજમાં ચુસ્ત પાલન કરીએ છીએ. આમ કરવામા શૈક્ષણિક ઉદ્દેશ રહ્યો છે. વિદ્યાર્થીને તપાસાયેલો પોતાનો ઉત્તરપત્ર મળે તો તેણે ક્યાં ભૂલ કરી છે અથવા તેનું લખાણ કેવું છે તે વિષે પરીક્ષકની સૂચનાઓ તેને મળે તો અભ્યાસિક તૈયારી કરવામાં અને પાછળની પરીક્ષાઓમાં પણ એ તેને ઉપયોગી થઈ પડે; અને ઉત્તર કેવી રીતે લખાય તેનો એને સ્પષ્ટ ખ્યાલ આવે એ તેની પાછળ ઉદ્દેશ રહ્યો છે. અથવા, ઉતાવળે તપાસવાને લીધે કોઈ ઉત્તર

તપાસ્યા વિનાનો રહી ગયો કે સરવાળાની ભૂલ થઈ હોય તો તે વિદ્યાર્થી એ પરીક્ષકનું ધ્યાન ખેંચી શકે. વળી, આ ઉત્તરપત્રો વિદ્યાર્થીના હાથમા જવાના છે એ ખ્યાલથી પરીક્ષક પોતાનું પરીક્ષણકાર્ય કર્યું હોય તો તેમ કરવામાં એ વિશેષ જાગૃત રહે અને વિદ્યાર્થીને ઉપયોગી સૂચનો પણ કરી શકે, એ પણ આ નિયમ પાછળનો હેતુ ખરો. ટૂંકમા, વિદ્યાર્થીને પોતાના લખાણની ઇયત્તા કેટલી છે તેનો ખ્યાલ આવે અને સંશય હોય તો તે પરીક્ષકને મળીને પોતાના મનનું સમાધાન કરી શકે.

મોટે ભાગે વિદ્યાર્થીઓ બે પ્રકારના જોવામાં આવે છે: એક પોતાનું મૂલ્ય (પરીક્ષાના ગુણાંકોની દૃષ્ટિએ) હોય તો તેના કરતા વધુ આંકે અને હંમેશા પોતાને મળે તે કરતાં વધુ ગુણાંકોની અપેક્ષા રાખ્યા કરે; અને પોતે ધાર્યા હોય તેટલા ગુણાંકો ન મળે તો તેમાં પરીક્ષકે તેને અન્યાય કર્યો છે એમ માને–મનાવે. ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ એવા હોય છે જે પોતાનું મૂલ્ય ખૂબ કડકાઈથી કરે અને પોતે જેટલા ગુણાંકોની અપેક્ષા રાખે તેના કરતા ઘણા વધારે ગુણાંકો મેળવે. આ બીજા પ્રકારના વિદ્યાર્થીઓ મોટે ભાગે હોશિયાર હોય છે તેમ હું મારા અનુભવ ઉપરથી કહી શકુ છુ. પહેલા પ્રકારના વિદ્યાર્થીઓ પોતાની શક્તિઓનો વધુ પડતો આક આંકે છે અને ગુણાંકો ઓછા હોય તો તેને માટે તેઓ પોતાની શક્તિની મર્યાદા કે ખામી છે એમ નથી માનતા, પણ પરીક્ષક તેને પોતાની બેદરકારીથી અન્યાય કર્યો છે એમ માને છે. ખાસ કરીને નાપાસ થયેલા કેટલાક વિદ્યાર્થીઓ પ્રામાણિક રાતે માનતા હોય છે કે પોતાનું લખાણ પાસ થઈ જાય તેની કરતાય સારી કક્ષાનું હતું, પણ પરીક્ષણની કોઈક ખામીને લીધે તેઓ નાપાસ થયા છે અને તેમને અન્યાય થયો છે.

કોઈક વખત એવું બનતું હશે ખરું, પણ તે તો કોઈક વખત જ, પણ મોટે ભાગે તો પોતાનું યોગ્ય મૂલ્યાંકન કરવાની ખામીને

લીધે જ તેઓ પરીક્ષક ઉપર દોષારોપણ કરતા હોય છે. તેથી પરીક્ષાનું પરિણામ બહાર પડે કે તરત ઉત્તરપત્રો વિદ્યાર્થીના હાથમાં જાય અને પરીક્ષક પોતે ગુણાંકો કઈ રીતે આપ્યા છે તે વર્ગમાં કહે અને કોઈ વિદ્યાર્થીને એ વિષે સંશય કે અસંતોષ હોય તો રૂબરૂ મળે એવું વર્ગમાં જાહેર કરે તે ઇચ્છનીય છે. આ દૃષ્ટિને લક્ષમાં રાખી અમે ઉત્તરપત્રો વિદ્યાર્થીઓને આપીએ છીએ અને જો કોઈના મનમાં કોઈ પણ પ્રકારનો અસંતોષ હોય તો તેઓ પરીક્ષકને મળે તેમ જાહેર પણ કરીએ છીએ. એટલું જ નહિ પણ પોતાના ઉત્તરપત્રો બીજાના ઉત્તરપત્રો સાથે સરખાવી જોવાની પણ અમે ભલામણ કરીએ છીએ. એ ઉપરાંત, જેમના ગુણાંકો બહુ જ સારા હોય તેવા વિદ્યાર્થીઓના ઉત્તરપત્રો વર્ગના બીજા વિદ્યાર્થીઓ વાંચી જુએ તેમ અમે ખાસ સૂચવીએ છીએ, કારણકે તેનાથી ઉત્તરો—સારા ઉત્તરો કેમ લખાય તેનો તેમને ખ્યાલ આવે અને પોતાના વિશેનો વધુ પડતો ખ્યાલ હોય તો તે સમતોલ બને.

એક આનુષંગિક વસ્તુ પણ અહીં કહેવી મને જરૂરી લાગે છે. આપણી પરીક્ષાની પદ્ધતિ અનેક દૃષ્ટિએ ખામીવાળી છે એ મને સ્વીકાર્ય છે અને કોઈ કોઈ વાર પરીક્ષકો બેદરકાર હોય છે તે પણ હું કબૂલ કરું છું, પણ પરીક્ષા બિલકુલ સાચી કસોટી જ નથી અને એમાં વિદ્યાર્થીને હમેશાં અન્યાય જ થતો હોય છે અને સારા વિદ્યાર્થીઓને ન્યાય મળતો જ નથી એવી અતિશયોક્તિભરી વાતો કરવામાં આવે છે, ત્યારે હું હમેશાં આવી અતિશયોક્તિનો વિરોધ કરું છું—પ્રામાણિક રીતે તેમ માનતો હોવાથી વિરોધ કરું છું. કારણકે, આવી અતિશયોક્તિ ફેલાવનારાઓ ઘણે ભાગે ઓછી શક્તિવાળા વિદ્યાર્થીઓ હોય છે. તેઓ પોતાની અશક્તિને ઢાંકવા સારુ અને પોતાનામાં તો શક્તિ છે પણ તેઓ આ પદ્ધતિના ભોગ થઈ પડવાને લીધે તેમની શક્તિને ન્યાય મળ્યો નથી અને એમને યોગ્ય ગુણાંકો મળ્યા નથી. એવી આત્મવંચના કરવા સારુ

કે પોતે ખરેખર હોશિયાર છે એવું બીજાને બતાવવા – ઠસાવવા સારુ આવો પ્રચાર કરતા હોય છે. બીજા અસંતુષ્ટોનો તેમને ટેકો મળી રહેતો હોય છે એટલે આ વસ્તુ વિષે અતિશયોક્તિભર્યો ખ્યાલ ઠીક ઠીક વ્યાપક બન્યો છે. આવો પ્રચાર કરનારાઓને હું એક જ સવાલ પૂછું છું : 'પરીક્ષાના પરિણામ જાહેર થાય ત્યારે કોઈક વાર અનપેક્ષિત સામાન્ય વિદ્યાર્થી પાસ થઈ જાય છે અને અપેક્ષિત નાપાસ થઈ જાય છે એ સાચું, પણ વર્ગમાં ઊંચો ક્રમ રાખનાર તેજસ્વી વિદ્યાર્થીઓ કેટલા નાપાસ થયા? અને દર વર્ષે જેઓને પ્રથમ વર્ગ મળતો હોય છે તેઓ મોટે ભાગે નિઃશંક હોશિયાર વિદ્યાર્થીઓ નથી હોતા? વિદ્યાપીઠની પરીક્ષાઓમાં કે એસ.એસ. સી.ની પરીક્ષાઓમાં પ્રથમ આવનાર વિદ્યાર્થીઓની સમગ્ર અભ્યાસિક કારકિર્દી તેજસ્વી નથી હોતી? પ્રથમ કક્ષાના વિદ્યાર્થીઓ મોટે ભાગે પરીક્ષાઓમાં પ્રથમ કક્ષા જ મેળવે છે તેનો શો ખુલાસો આપશો? દરેક નિશાળ કે કૉલેજમાં તપાસ કરો અને પહેલા-બીજા ક્રમમાં આવનાર વિદ્યાર્થીઓ કોઈ દિવસ સાવ ઠોઠ અને અનપેક્ષિત હોય છે ખરા?' આવા પ્રશ્નો દ્વારા એવી અતિશયોક્તિભર્યાં વિધાનો ઉપર અંકુશ આવે છે તે મેં જોયું છે. અત્યંત તેજસ્વી આભ્યાસિક કારકિર્દીવાળાઓ જ મુખ્યત્વે પરીક્ષાઓમાં ઊંચી કક્ષાએ પાસ થતા હોય છે અને અત્યંત પછાત ગણાતા વિદ્યાર્થીઓ બહુ બહુ તો પાસ થઈ જાય પણ પ્રથમ કક્ષામાં ભાગ્યે જ આવી શકે છે તે હકીકત પરિણામો ઉપરથી સામાન્ય રીતે તરી આવે છે. અલબત્ત પરીક્ષાપદ્ધતિનાં દૂષણોથી અને પરીક્ષાઓમાં ચાલતી બેદરકારી અને અનાચારથી હું ઠીક ઠીક વાકેફ છું છતાંય, પોતાની નબળાઈ છુપાવવા માટે આ પરીક્ષાપદ્ધતિના દોષનો કે તેમાં પ્રવર્તતા અનાચારનો કોઈ આધાર ન લે અને અતિશયોક્તિ દ્વારા આત્મવંચના ન કરે તે માટે હું જાગૃત હોઉં છું.

બેએક વર્ષ પહેલાંની વાત છે. અમારી સત્રાંત પરીક્ષાનું

પરિણામ જાહેર થઈ ગયું ત્યાર પછી બે-ત્રણ દિવસે એક વિદ્યાર્થી મને મળવા આવ્યો. મોઢા ઉપરથી એ ભોળો અને સાદો ગામડિયા જેવો લાગતો હતો. એણે મને કહ્યું, 'સાહેબ, મારે...સાહેબ વિષે, અમારી પરીક્ષામાં મને મળેલા ગુણાંકો વિષે ફરિયાદ કરવી છે. મને સંકોચ ઘણો થાય છે; તમને કહું કે ન કહું એની મનમાં બે દિવસ ગડમથલ ચાલી હતી અને છેવટે તમારી પાસે મારે ફરિયાદ કરવી એ મારું કર્તવ્ય છે એમ સમજીને હું આવ્યો છું.' મેં કહ્યું, 'તમે કોઈ પણ જાતનો ક્ષોભ રાખ્યા સિવાય કહી શકો છો.' એણે કહ્યું, 'સાહેબ, હું ગુજરાત યુનિવર્સિટીમાંથી આવું છું. અમારા બધાનું અંગ્રેજી કાચું હોય છે તે હું જાણું છું અને હું અંગ્રેજીમાં નબળો છું તે પણ હું સારી રીતે જાણું છું...સાહેબે મારું પેપર વાંચ્યા વિના મને માર્ક આપ્યા છે એમ હું માનું છું. હું અંગ્રેજીમાં પાસ થાઉં તે બનવાજોગ નહોતું, છતાં હું પાસ થયો છું. અને મને ઠીક માર્ક મળ્યા છે. જુઓ આ મારી ઍન્સર-બુક...આ જવાબ સારો તદ્દન ખોટો છે છતાં મને દસમાંથી પાંચ માર્ક આપ્યા છે; આ બીજો સવાલ હું સમજ્યો જ નહોતો. તેથી મેં એકને બદલે ખોટો ઉત્તર લખ્યો છે છતાં મને દસમાંથી છ માર્ક આપ્યા છે. સાહેબ, આવી રીતે વાંચ્યા વિના મને વધારે માર્ક મળે તેથી મને મારા વિષે ખોટો ખ્યાલ બંધાય અને યુનિવર્સિટીની પરીક્ષામાં તો આવી રીતે માર્ક ન જ મળે. મારે તો મારા ઉત્તરપત્રોમાંથી સુધારેલી ભૂલો જોવી હતી અને માર્ગદર્શક ટીકાઓ વાંચવી હતી. આમાં તો એવું કશું નથી.'

હું એનું પેપર જોઈ ગયો અને એની વાત સાચી હતી. ઉતાવળથી—ઉતાવળથી શેના?—જોયા વગર જ માર્ક આપેલા હતા તેની મને ખાતરી થઈ. શિક્ષકની બેદરકારી હતી તે સ્પષ્ટ હતું. મેં કહ્યું, 'તમે મારું ધ્યાન ખેંચ્યું તે સારું કર્યું. હું એને માટે ઘટતું કરીશ. પણ હું તમને આવી જાગૃતિ માટે, અને ખાસ કરીને

ખોટી હોશિયારીની કીર્તિ મેળવવાની લાલચમાંથી તમે બચ્યા છો તે માટે, અભિનંદન આપું છું. પેપર તપાસવાની કાળજી રખાય તેવી વ્યવસ્થા હું કરીશ.' એણે કહ્યું, 'મને કાંઈ ન આવડતું હોય છતાં આટલા બધા માર્ક મળે તેથી મને શેનો આનંદ થાય? મારી જાતને છેતરીને અંતે તો મને જ ગેરલાભ થાય ને? હું એ...સર પાસે જઈને કહેવાનો હતો, પણ આવું કાંઈ મારા એકલાનું જ પેપર નહિ હોય. શિક્ષકની વિરુદ્ધ ફરિયાદ કરવી અને તે પણ તમારી સમક્ષ કરવી એ અયોગ્ય ખરું કે નહિ એની મને સંપૂર્ણ ખાતરી નહોતી થતી. આપણા મુરબ્બીઓની ક્ષતિ ન જોવી જોઈએ એમ હું માનતો હોવાને લીધે મારા મનમાં તમને કહેવું કે ન કહેવું તેની ગડમથલ ઊભી થઈ હતી. પણ મને થયું કે આવું થાય તે કોઈ પણ રીતે યોગ્ય ન ગણાય અને નમ્રતાપૂર્વક તમને એ વાત કહેવી એ મને મારી ફરજ લાગી, અને એમ ન કરું તો કોઈક ખોટું કરું છું તેવું મનમાં ભાસ્યું એટલે તમારી પાસે એ કહેવા માટે આજે ત્રીજે દિવસે આવ્યો. એ...સર સારા શિક્ષક છે અને મને એમને માટે આદર છે. પણ આમ એમણે શા માટે જોયા વિના માર્ક આપ્યા હશે તે મને સમજાતું નથી.' એમ કહીને એ પોતાનું પેપર મારા હાથમાં મૂકી અને પછી મારી રજા લઈ ચાલ્યો ગયો.

હું વિચારમાં પડચો. અત્યાર સુધી જે વિદ્યાર્થીઓ ફરિયાદ કરતા તેઓ પોતાના માર્ક વધે તે માટેની જ હતી. કાંઈ જોવું રહી ગયું હોય, સરવાળો ખોટો હોય તેવા કિસ્સાઓ આવતા. પોતાને અયોગ્ય રીતે વધુ માર્ક મળ્યા છે એમ કહેનાર આ વિદ્યાર્થી પહેલો હતો તેથી આ પ્રસંગનો મને આનંદ થયો. આવા સત્યનિષ્ઠ અને જાગૃત વિદ્યાર્થીને જોઈને મારું શિક્ષકહૃદય આનંદ પામ્યું. એ પેપર મેં પેલા શિક્ષકને બતાવ્યું. તેમની પાસે જવાબ નહોતો, અને પોતાની બેદરકારી અને ખોટી રીતે આપેલા માર્કથી તે શરમાયા અને પછી આવું ન બને તે માટે સાવધાન રહે તેવી

વ્યવસ્થા કરી, પણ તે ગૌણ વાત છે. મુખ્ય આનંદ તો ખોટી કીર્તિની લાલચમાંથી પેલો વિદ્યાર્થી ઊગરી પોતે વિદ્યા મેળવે એવી તેનામાં સતત જાગૃતિ હતી તેનો હતો. એ સાચા અર્થમાં વિદ્યા–અર્થી હતો; માર્ક મેળવી સંતોષ માનનાર પરીક્ષાર્થી નહિ.

પછી તો એ વિદ્યાર્થી ફીના પૈસા હપ્તે હપ્તે ભરવાની પરવાનગી લેવા માટે મારી પાસે આવતો તે ઉપરથી મેં જાણ્યું કે એની આર્થિક સ્થિતિ ઘણી નબળી હતી. એ પાસ થઈ ગયો અને પછી તેને હું હંમેશાં મહેનત કરતાં જોતો. આ વર્ષે એ પદવી પરીક્ષા માટે તૈયારી કરે છે. થોડા દિવસો પહેલાં જ ફરી પાછો ફી મોડી ભરવા માટેની પરવાનગી લેવા આવ્યો. જેમની આર્થિક સ્થિતિ નબળી હોય તેમને કૉલેજ તરફથી પણ આપી કે અર્ધી ફીમાફી અમે આપીએ છીએ. તે માટે અરજી કરવાની હોય છે. અનેક વિદ્યાર્થીઓ આવી માફી મળે તેના માટે અરજી ઉપરાંત કોઈની ભલામણચિઠ્ઠીઓ પણ લાવતા હોય છે. મને વિચાર આવ્યો કે આ વિદ્યાર્થી શા માટે માફી માટે અરજી નહિ કરતો હોય? મેં તેને કહ્યું, 'તમારી આર્થિક સ્થિતિ નબળી છે તો તમે શા માટે ફીની માફી અથવા અર્ધમાફી માટે અરજી નથી કરતા? તમે અરજીનું ફૉર્મ અત્યારે જ ભરી આપો અને હું તમને ફી માફી કરી આપું છું. તમારે હવે મોડી ફી ભરવા માટેની પરવાનગીની જરૂર નથી.' એણે કહ્યું, 'સર, હું બે વર્ષથી સાંજના બે કલાક નોકરી કરું છું અને તે માટે મને માસિક રૂપિયા પંચોતેરનો પગાર મળે છે. તેમાંથી હું મારું ખર્ચ નભાવું છું. એ ઉપરાંત એક ટ્યૂશન પણ છે. પંદર દિવસ પછી મને પગાર મળશે એટલે તેમાથી ફી ભરી દઈશ. મને પૈસાની બીજી તકલીફ નથી. એટલે મેં ફીમાફીની અરજી કદીયે કરી નથી—મારે તેની જરૂર નથી. મારા કરતાં બીજા વધુ જરૂરિયાતવાળાને ફીમાફીનો લાભ મળે તેમ ઇચ્છું છું. હું કામ કરીને મારું પોતાનું ખર્ચ કાઢી શકું છું, પછી શા માટે હું ફીમાફી માટે

અરજી કરું ?'

હું તેના પ્રત્યે માનની દૃષ્ટિથી જોઈ રહ્યો. એની નિઃસ્પૃહતાની સુંદર છાપ મારા મન ઉપર કોતરાઈ રહી. તેનો પોશાક અત્યંત સાદો હતો. તેનો દેખાવ પણ તેની ખરાબ આર્થિક સ્થિતિની વણમાગી સાક્ષી પૂરી રહ્યો હતો. છતાં પણ તેના મુખ ઉપર દીનતા નહોતી; સ્વમાનનું તેજ હતું, એક પ્રકારના સ્વગૌરવથી તે શોભતું હતું. આ વાત થઈ કે તરત બે વરસ પહેલાં તે 'વધુ માર્ક મળ્યા છે' તેની ફરિયાદ કરવા આવ્યો હતો તે આખોયે પ્રસંગ મારી નજર સમક્ષ તરી રહ્યો, જે મેં અહીં ઉપર આપ્યો છે. આ જાગૃત અને સ્વમાની વિદ્યાર્થીને જોઈને થયું કે ભલે એની આભ્યાસિક કારકિર્દી પ્રથમ વર્ગમાં પાસ થવા જેવી બહુ તેજસ્વી ન હોય, પણ એને સાચી કેળવણી મળી છે. ચારિત્ર્યની કેળવણી એ કાંઈ ઓછા મહત્ત્વની કેળવણી નથી. ઊલટું એના શિક્ષણને સાર્થક બનાવે તેવી ઉત્તમ કેળવણી એને મળી છે—એણે લીધી છે તેનો મારા મનમાં આનંદ હતો. એના આત્મતેજથી એની ગરીબાઈ ઢંકાઈ જતી હતી. ખરી વાત તો એ છે કે, આજના વિદ્યાર્થી વિષે આપણે નિરાશાભર્યા ઉદ્ગારો કાઢીએ છીએ ત્યારે આજે પણ આવા સુશીલ વિદ્યાર્થીઓ પણ છે જ એ પણ કેમ ભુલાય? વધુ ખરી વાત તો એ છે કે વિદ્યાર્થીઓમાં હંમેશાં યૌવનસુલભ ભાવનાશીલતા સુષુપ્તપણે હોય જ છે. શિક્ષણસંસ્થાનું અને શિક્ષકનું કાર્ય તેમનામાં શુભ ભાવના જાગૃત કરવાનું છે. બહારની અસરો—સામાજિક, રાજકીય ઇત્યાદિ—તેમનામાં ખોટાં મૂલ્યો ઉત્પન્ન કરે છે અને ખોટી દૃષ્ટિ આપે છે અને એવાં ખોટાં મૂલ્યોને લીધે તેમનું વર્તન અયોગ્ય થાય છે.

## ૩૨ ઉદ્દેશહીન જીવનની વ્યથા

આપણે જીવન ગાળીએ છીએ તેમાં કાંઈ ને કાંઈ ઉદ્દેશ આપણે નક્કી કર્યો હોય છે અથવા તો આપણી સમક્ષ કશોક ઉદ્દેશ હોય છે તેથી એ ઉદ્દેશ ખાતર આપણે કાંઈક વેઠવું પડતું હોય તો તેમ કરવામાં આપણને આનંદ થાય છે. માનસશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો જીવનમાં આપણે કશોક અર્થ જોયો હોય છે (meaning of life) તેથી એ અર્થને લક્ષમાં રાખી આપણે જીવનયાત્રા કરતા હોઈએ છીએ. સામાન્ય લોકોમાં જીવનનો અર્થ સંતતિવિસ્તાર કરવો એ હતો અને છે. એને જીવનનો જીવશાસ્ત્રીય અર્થ કહેવાય છે. (It is called biological function of life) આ સ્થૂળ સપાટીનું જીવન કહેવાય. આપણા અસંખ્ય

લોકોને મન જીવનનો અર્થ આપણે મોટા થવું, લગ્ન કરવાં, બાળકોને ઉછેરવાં, તેમને મોટાં કરવાં અને એમ કરતાં જીવન સંકેલી લેવું એ હોય છે. તેમ કરવામાં જ જીવનકાર્ય રહ્યું છે તેમ જાણ્યે-અજાણ્યે સૌ માને છે અને જીવન ગાળે છે. તેથી જ જીવનનું મોટામાં મોટું દુઃખ એ સંતાનની ખામી ગણાતું અને ગણાય છે; તેમ જ જીવનનું મોટામાં મોટું સુખ એ સંતાનપ્રાપ્તિ—તેમાંયે વંશવેલાની પરંપરા જાળવી રાખનાર પુત્રપ્રાપ્તિ—ગણાય છે. આપણી કહેવતમાં પણ 'પહેલું સુખ તે જાતે નર્યા' પછી 'બીજું સુખ તે પેટ દીકરા' એ છે. ખરું કહીએ તો, પહેલું સુખ જ સંતાનપ્રાપ્તિ છે, પણ 'જાતે નર્યા' ન હોય તો સંતાનપ્રાપ્તિ ન થાય તેથી જ સુખમાં તંદુરસ્તીને પ્રથમ ક્રમ મળ્યો છે.

પ્રથમ એ સ્પષ્ટ કરી લેવું જરૂરી છે કે જીવનનો આ પ્રથમ ઉદ્દેશ એટલે કે સંતાનપ્રાપ્તિનો ઉદ્દેશ કેવળ સ્થૂળ ઉદ્દેશ છે. આ સ્થૂળ ઉદ્દેશનું ઉદાત્તીકરણ ધર્મ, સમાજસેવા, કલા ઇત્યાદિમાં થયેલું છે અને તેથી એ ઉદ્દેશ મૂળ કરતાં ઉચ્ચતર બન્યો અને પરિણામે મૂલ્ય ઉચ્ચ લેખાયું છે તે પણ સ્પષ્ટ છે. સામાન્ય સંસારીજન કરતાં સાધુસંતો, કવિઓ, ઋષિઓ, સાહિત્યમનીષીઓ વગેરે ઉચ્ચતર કક્ષાએ ગણાયા છે. એટલે સંતતિવિસ્તારનો ઉદ્દેશ આ ઉચ્ચતર ઉદ્દેશોની આડે આવે છે તેથી લોકોત્તર જનો માટે બ્રહ્મચર્ય એ ઉચ્ચ આદર્શ ગણાય છે. તેથી જ સંસારીજનો સાધુ સંન્યાસીઓને પૂજાર્હ ગણે છે એ સ્વાભાવિક છે. આજથી પચાસેક વર્ષ પહેલાંના જનસમાજનો વિચાર કરીએ તો જીવનનો પ્રધાન ઉદ્દેશ જીવનનો સ્થૂળ વિસ્તાર—સંતતિ વિસ્તાર—રહેતો અને સામાન્ય માણસના જીવનનું કર્તવ્ય પરંપરાગત જીવન જીવવું એટલે કે સંસાર માંડવો, બાળકોને ઉછેરવાં અને તેઓ પણ પરંપરાગત જીવન ગાળે તેવી અનુકૂળતા કરી આપવી એ રહેતું. તેથી જ સંતતિવિસ્તારના પ્રસંગો જ સર્વોપરિ ગણાતા અને એમાં જ જીવનની ઇતિ

ગણાતી. પુત્રજન્મ, પુત્ર-પુત્રીના લગ્ન વગેરે જ જીવનના મુખ્ય પ્રસંગો ગણાતા એટલું જ નહિ પણ જીવનનું ધ્યેય રહેતું. જિંદગીની સમગ્ર કમાણીનો ઉપયોગ મોટે ભાગે આવા સંસારી કાર્યોમાં જ થતો. પરંતુ વંશવૃદ્ધિ-સંતતિવિસ્તાર એ દરેક પ્રાણીનું કાર્ય છે, તેથી માનવી એ સ્થૂળ પશુદશાથી ઉચ્ચ કોટિએ રહે એવો તેનો વિકાસશીલ સ્વભાવ હોવાને કારણે તેણે વ્રત, ઉપવાસ, તપશ્ચર્યા, યાત્રા ઇત્યાદિ ધર્મકાર્યોનો સંસારી કાર્યોને સંપુટ ચડાવ્યો. બીજા શબ્દોમાં સંતતિવિસ્તાર મુખ્ય હોવા છતાં ધાર્મિક કાર્યોથી એ ઉદ્દેશને પવિત્રતાની છાપ મારી. અલબત્ત, અત્યંત અલ્પસંખ્ય જનોએ ધર્મને જ કેન્દ્રસ્થાને રાખીને ધાર્મિક જીવન એ તેના જીવનનો અર્થ બન્યો એ પણ એટલી જ સાચી વાત છે.

પરંતુ આજની પરિસ્થિતિ બદલાતા આપણી જીવનપદ્ધતિ બદલાઈ છે તેથી ઘણી વાર જીવનની આ મૂળ દૃષ્ટિ લક્ષ બહાર રહી જવાથી તેમાંથી જીવનની તીવ્ર કરુણતા સર્જાય છે. આજે પ્રજોત્પત્તિ જીવનનો મહાન પ્રશ્ન થઈ પડ્યો છે અને જીવનનિર્વાહમાં મોટામાં મોટી મુશ્કેલી વધતી જતી વસતિ છે તે આપણે સૌ જાણીએ છીએ. પરિણામે, સંતતિનિયમન એ આપણો આવશ્યક ધર્મ બન્યો છે. યંત્રવિકાસે કેટલાક પ્રશ્નો સર્જ્યા છે અને આજના ઔદ્યોગિક યુગમાં આપણી જીવનપદ્ધતિ બદલાઈ છે તેમા જીવનનું મુખ્ય પ્રેરક બળ શું છે એ પ્રત્યે દુર્લક્ષ થયું છે તેથી ઘણી કરુણતા સર્જાઈ છે. જીવનના અર્થને, ઉદ્દેશને બરાબર સમજી લઈએ અને પછી તેને અનુરૂપ જીવન જીવીએ તો ઘણા પ્રશ્નોનુ નિરાકરણ થઈ જાય. જીવનનું મુખ્ય પ્રેરક બળ શું છે તેને વિસારવાથી કેવી કરુણતા સર્જાય છે તેનાં આજે અનેક ઉદાહરણો આપણી નજરે પડે છે.

આ પ્રશ્નની ચર્ચા હું હમણા જ મારા એક શિક્ષક મિત્ર જોડે કરતો હતો. ખાસ કરીને આજના બદલાયેલા સમાજમા જૂના

જમાનાની જેમ સ્ત્રીઓ માત્ર ગૃહિણીઓ બનીને રસોડામાં કે કેવળ સ્થૂળ ગૃહકાર્યમાં જીવન ગાળે એ આપણી સંસ્કારી રુચિને ન જ ગમે. પરિણામે જીવનનાં અનેક ક્ષેત્રો સ્ત્રીઓ માટે ખુલ્લાં થયાં છે અને એ સારું જ થયું છે. સ્ત્રીનું કાર્ય માત્ર પ્રજનન કે બાળઉછેરનું ન રહેતાં એ પણ જીવનનાં અન્ય ક્ષેત્રોમાં પોતાનો યશસ્વી ફાળો આપી રહી છે એટલે શિક્ષણના ક્ષેત્રમાં સ્ત્રીઓએ પુરુષો જેટલી શક્તિ દાખવી છે—સરસાઈ પણ મેળવી છે પુરુષની માફક સ્ત્રી પણ મહત્ત્વાકાંક્ષા સેવતી બની છે અને જીવનનાં અનેક ક્ષેત્રમાં સારી સફળતા દાખવી રહી છે પણ સ્ત્રી હોય કે પુરુષ, જીવનના મૂળ ઉદ્દેશની ઉપેક્ષા કરે તો તેઓ શક્તિશાળી હોવા છતાં તેમના જીવનમાં કરુણતા વ્યાપી રહે છે. લગ્નજીવનની પણ ઉપેક્ષા ઘણી વાર થાય છે તેનું કારણ બૌદ્ધિક શિક્ષણ મેળવવાની ધૂનમાં તેઓ મસ્ત રહે તે હોય છે લગ્નજીવન બૌદ્ધિક શિક્ષણની આડે આવે છે એવું અનિવાર્યપણે નથી. લગ્નજીવનની ઉપેક્ષાનું બીજું એક કારણ લગ્નજીવન દ્વારા કોણ જાણે કેવા સાથી મળશે તેથી પોતાનો વ્યક્તિત્વવિકાસ અટકી જશે અથવા સ્વતંત્રતા ચાલી જશે એ બીક હોય છે. ખાસ કરીને, આપણી જીવનપદ્ધતિનો સંક્રાન્તિકાળ હોવાને લીધે આ બધા વિચારો અસ્પષ્ટ અથવા ભ્રામક હોય છે તો એનું પરિણામ અનિષ્ટ આવે છે

પેલા મિત્રે વાત કરતાં કહ્યું કે તેમના એક સુપરિચિત બેન દાક્તર બન્યાં. એ બેન પોતાના વ્યવસાયમાં ખૂબ હોશિયાર હતાં પ્રસૂતિ વિષયના એ તજ્જ્ઞ બન્યાં હતાં પુષ્કળ પૈસા કમાયાં. તેમનાં નાનાં બેન એ મારા શિક્ષક-મિત્રના વિદ્યાર્થિની હતાં ઉચ્ચતર શિક્ષણમાં તો વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ કુટુંબીજન જેવાં બની જતાં હોય છે એ શિક્ષકમિત્રે મારી સાથેની વાતચીતમાં કહ્યું, 'આજની પરિસ્થિતિમાં શિક્ષણ અને કેરિયર (કારકિર્દી)ની ધૂનમાં કેટલીક વિદ્યાર્થિનીઓ લગ્નની ઉપેક્ષા કરી પોતાના વ્યવસાયિક જીવનમાં

સિદ્ધિ મેળવવામાં જ જીવનની કૃતાર્થતા માને છે. પણ એ ઉત્સાહ લાંબો વખત નથી ટકતો. મારી એક વિદ્યાર્થિની, જેમની મોટી બેને કુશળ દાક્તરી વ્યવસાય સ્વીકાર્યો હતો, તેણે કરેલી વાત મારા મનમાં કોરાઈ ગઈ છે. મોટી બેન દાક્તર બની અને અપરિણીત રહી. નાની બેને ગ્રેજ્યુએટ થયા પછી લગ્ન કર્યાં. નાની બેનનું લગ્નજીવન ઘણું સુખી હતું. બન્ને બેનો વચ્ચે ઊંડો પ્રેમ હતો. મોટી બેનની ઉંમર ૪૦ વર્ષની થઈ હતી ત્યારે નાની બેનની ૨૬-૨૭ વર્ષની હતી. નાની બેન મને વાત નીકળતાં મોટી બેનની કરુણતાની વાત કરતી.

'એક વાર એ નાની બેને મને કહ્યું, 'સર, આ મારી મોટી બેન દાક્તર છે, બહુ જ લોકપ્રિય છે, પૈસા ખૂબ કમાય છે. છતાં એના જીવનમાં કશું સુખ નથી. પોતાનું કામ કરી લીધા પછી એકલી પડે અને અમે એકલાં મળીએ ત્યારે તે ખૂબ રડે છે તેની એકલતાની વ્યથાથી પોતાનું ભાન ભૂલી કોઈ વખત માથા પછાડે છે અને કહે છે કે આ પૈસા કે કીર્તિને હું શું કરું? આ બધું હું કોને માટે કરું? સર, એ લગભગ ઘેલછાભરી (Hysteric) બની જાય છે. હું એના દુઃખથી વ્યગ્ર બનું છું, પણ મને એ સ્થિતિ સમજાતી નથી. હું એને હું આશ્વાસન આપું એ મને સમજાતું નથી.

'નહિતર એ કેવી સુખી ગણાય!? દાક્તરી વ્યવસાયમાં એની કેટલી નામના છે! કેટલા બધા પૈસા છે! ઘણી વાર એના દર્દીઓ એના માટે પ્રશંસાભર્યા – લગભગ ભક્તિભર્યા ઉદ્ગારો વ્યક્ત કરે છે, ત્યારે એની સિદ્ધિની મને અદેખાઈ આવે છે અને એ કેટલી ભાગ્યશાળી છે એમ મને લાગે છે. એના પ્રમાણમાં તો મને કશું મળ્યું નથી – સિવાય દામ્પત્ય જીવનનું પરમ સૌભાગ્ય. એની પાસે એટલા બધા પૈસા આવે છે કે કેટલીક વાર સામાન્ય સ્થિતિના લોકોની પાસેથી ફી પણ લેતી નથી. કેટકેટલાં ઓદર્દીઓ એને માટે અનેક વસ્તુઓ એને ભેટ આપી પોતાની લાગણી વ્યક્ત કરે છે. [illegible]

અમે એકલાં મળીએ ત્યારે એનું રુદનગીત જ મારે સાંભળવાનું હોય. હું પરણી છું તેથી હું સુખી છું અને એ અપરિણીત છે તેથી કેવી દુઃખી છે એ જ વારંવાર કહ્યા કરે છે. હું એને એના સુખની વાત કરું ત્યારે એમ જ કહે—પણ પૈસો કે કીર્તિ એ બધું કોને માટે? મારી જિંદગીમાં મારે શો સંતોષ? ઘણી વાર આની મનોવ્યથા વ્યક્ત કરતાં કરતાં બહાવરી ગાંડા જેવી બની જાય. એને લગ્ન કરવાનું મેં કહ્યું, પણ એ માટેની તો મારી ઉંમર વીતી ગઈ એમ કહી તે આંસુ સારે છે.'

એ શિક્ષક મિત્રની જોડે વાતચીત કરતાં ભૂમિકા રૂપે ઉપર વર્ણવેલી જીવનના ઉદ્દેશની મેં વાત કરી હતી. મારા દૃષ્ટિબિંદુ સાથે તે સહમત થયા હતા એટલું જ નહિ પણ એનું સમર્થન કરતાં મને કહ્યું, 'પેલી મારી વિદ્યાર્થિનીની મોટી બેન દાક્તરની મેં વાત કરી હતી તેનો ઉત્તરાર્ધ સાંભળવા જેવો છે. નાની બેનને દીકરી અવતરી તેમાં મોટી બેને એટલો બધો રસ લીધો કે જાણે એ દીકરી પોતાની જ હોય તેમ તેને ઉછેરી અને ભણાવી. એને માટે જાત ઘસવામાં પોતાના જીવનની કૃતાર્થતા લાગી. જરા જુદી રીતે કહું તો એના હૃદયમાં રહેલું વાત્સલ્ય પ્રગટ થઈ બહાર આવ્યું અને બેનની દીકરી ઉપર ઢોળાયું. એનું માતૃત્વ સંતોષાયું. નાની બેને મને કહ્યું કે ત્યાર પછી એની ઘેલછા ચાલી ગઈ હતી. એને હૃદયવ્યવસાય જોઈતો હતો તે મળી ગયો.'

પછી એ શિક્ષક-મિત્રે જરા સ્મિત કરતાં કહ્યું, 'તમે જેને જીવનનો ઉદ્દેશ કે અર્થ (Meaning of Life) કહો છો તે તેને મળી ગયો અને એનું દુઃખ હળવું થઈ ગયું. ભલે પોતે પરણી ન શકી, પણ બેનના સંતાનને પોતાનું સંતાન ગણી પોતે પોતાની મૂળ વૃત્તિ સંતોષી. તમારી માફક હું પણ માનું જ છું કે સ્ત્રી કે પુરુષે લગ્નની વય વીતી જાય તે પહેલાં લગ્ન કરી લેવાં જોઈએ. અનેક મારી વિદ્યાર્થિનીઓની લગ્નની વય વીતી ગઈ. તેમણે પોતાનાં

જીવનકાર્યનું વહેણુ ધર્મ તરફ વાળ્યું છે અથવા તો સમાજસેવા તરફ વાળ્યું છે. એમાં ધર્મ તરફનું વલણુ પોતાની વ્યથા હળવી કરવા માટે છે કે જીવનનો પરમાનંદ પ્રાપ્ત કરવા અર્થે છે એ હું સમજી શક્યો નથી. કદાચ પૂર્વકથન સાચું હોય. પરંતુ એટલું તો ખરું જ કે સ્થૂળ જીવન જીવવું કે પૈસા કમાવા એમાં જીવનનો ઉદ્દેશ નથી જ. ઉદ્દેશહીન જીવન ગમે તેટલું બાહ્ય સુખનાં સાધનોથી ભરેલું હોય પણુ તેનો અંત કરુણુ જ આવે છે.

## ૩૩ બદલાતી જતી સામાજિક સ્થિતિ

થોડા દિવસ પહેલાં જ મારી જૂની સંસ્થામાં કામ કરતા એક જૂના કારકુન દરજ્જાના કર્મચારીના ઘર પાસેથી નીકળ્યો, ત્યારે મારી નજર એના ઉપર પડતાં હું તેની પાસે તેની તબિયતના સમાચાર પૂછવા ગયો. એને એકાદ વર્ષ પહેલાં પક્ષાઘાત થયો હતો તે મારા જાણવામાં આવ્યું હતું. એ હતો તો પ્રયોગશાળામાં કામ કરતો કારકુન પણ એનો પ્રભાવ ઓર હતો. એના ખાતાના બધા માણસો તેનાથી ડરતા કારણકે એ કાર્યદક્ષ હતો અને એના ખાતાના ઉપરીનો માનીતો હતો. એટલે હું એને સારી રીતે ઓળખતો હતો. એની પાસે પહોંચતા જ આ વ્યક્તિ સાવ જુદી જ લાગી. એનો પ્રભાવ કોણ જાણે ક્યાં ઊડી ગયો હતો! એના મોઢા

ઉપર અસહાયતાની અને દીનતાની રેખાઓ હતી. શારીરિક વ્યાધિ માણસનું તેજ ઉડાડી દઈ એને કેવો રાંક બનાવી દે છે એ એને જોતાં જ સમજાઈ ગયું અને તેના પ્રત્યે કરુણાભર્યો સમભાવ મારા હૃદયમાં જાગ્યો. મેં પૂછયું: 'કેમ, હવે તબિયત કેમ છે? તમારા પક્ષઘાત વિશે સાંભળ્યું હતું', પણ છેક આજે જ તમને રૂબરૂ મળી શક્યો. હવે તો બરાબર છે ને?' એના સત્તાવાહી અવાજથી હું સુપરિચિત હતો; આજે તો એ જુદી જ વ્યક્તિ લાગતી હતી. લાચારીભર્યા તૂટક તૂટક અવાજે એણે કહ્યું: 'સાહેબ, હવે તો કાંઈક ઠીક છે. પણ અપંગ બની ગયો છું. હવે હું કાંઈ કામ કરી શકું તેમ લાગતું નથી. મારી પચીસેક વર્ષની નોકરીને લક્ષમાં લઈને આપણી સંસ્થાની સહાનુભૂતિને લીધે હું હમણાં તો અર્ધ-પગારી રજા ભોગવું છું...'

મારાથી આપોઆપ બોલાઈ ગયું: 'તો તો તમને ઘણી મુશ્કેલી પડતી હશે!' એણે સહેજ ગ્લાનિભર્યા અવાજે કહ્યું: 'એ તો છે જ પણ મારું શરીર અટક્યું ત્યાં શું થાય? પણ મારી પુત્રી આપણી કૉલેજમાંથી ગયે વર્ષે જ એમ.એ. થઈ અને નોકરીએ લાગી ગઈ છે. એની નોકરીને લીધે ઘર સારી રીતે ચાલે છે અને આર્થિક મુશ્કેલી બહુ નથી સાલતી. પરમાત્માની એટલી વળી કૃપા છે!'

આપણી સ્મૃતિ પણ કેવી વિચિત્ર હોય છે! એના ઉદ્‌ગાર સાંભળતાં જ મારી પાસે બેએક વર્ષ પહેલાનું જોયેલું ચિત્ર આપોઆપ ખડું થયું. થોડી વિવેકભરી વાતચીત કરીને મેં એ ભાઈ પાસેથી વિદાય લીધી, પણ પેલું ચિત્ર તો મારી આગળ વધુ ને વધુ સચોટતાપૂર્વક તરવરી રહ્યું. એ ચિત્ર હતું વર્ષો પહેલાંના મારી એક વિદ્યાર્થિનીનું. લગભગ સત્તરેક વર્ષ પહેલાં એ બેન મારા માર્ગદર્શન હેઠળ બી.એ. થઈ હતી. સાહિત્યરસિક, સંસ્કારી અને ઉત્સાહી એ યુવતી હતી. બી.એ. થયા પછી એને નોકરી જોઈતી

હતી તેથી તે મારી પાસે આવી હતી. મેં એક નિશાળમાં ચિઠ્ઠી લખી આપી હતી અને શિક્ષિકા તરીકે એને નોકરી મળી હતી. પછી તો એ નિશાળ બદલાને બીજી નિશાળમાં કામ કરતી હતી. ત્યાર પછી કોઈ કોઈ વાર અકસ્માત મળે ત્યારે તેના કુશળ સમાચાર પૂછતો. પછી તો તેની લગ્નની ઉંમર વીતી ગઈ હતી. છતાંય એ એકધારી રીતે નોકરી કરતી હતી. મને ઘણી વાર થતું કે આ યુવતીએ શા માટે લગ્ન નહિ કર્યાં હોય? એવો પ્રશ્ન પૂછવાની વૃત્તિ થતી, પણ એવો અંગત સવાલ પૂછવાનું યોગ્ય નહિ લાગવાથી મેં એ પ્રશ્ન પૂછ્યો નહોતો પણ આપણી મધ્યમવર્ગીય સામાજિક સ્થિતિ બદલાતી જાય છે અને જુદાં જુદાં કારણોસર શિક્ષિત યુવતીઓ અપરિણીત રહે છે તે હું નિહાળતો હતો. એ નવા પ્રશ્નો નિર્માણ કરે છે એ પણ મેં જોયું હતું. આવી પલટાતી સમાજવ્યવસ્થામાં નવી સમસ્યાઓ ઉત્પન્ન થશે એમ લાગ્યા કરતું. પરંતુ એનો સ્પષ્ટ ખ્યાલ તો ઘણો મોડો આવ્યો. આવી અપરિણીત યુવતીઓનો લગ્નકાળ વીતી જાય ત્યાર પછી તેમાંથી ઘણાનો જીવનરસ ઊડી જતાં જે નિરાશાભરી માનસિક વૃત્તિઓ તેમનામાં જાગતી અને ત્યારે અનેક વિદ્યાર્થિનીઓ પોતાની અકળામણના જે ઉદ્ગારો કાઢતી તેનો હું ઘણી બધી વાર શ્રોતા બન્યો છું. છેલ્લાં પચીસ–ત્રીસ વર્ષથી આ સ્થિતિ ઊભી થતી જાય છે એમ મેં જોયું છે. હું પોતે જ્યાં સુધી વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યાં સુધી અપરિણીત યુવતીઓ ભાગ્યે જ કોઈ જોવામાં આવતી પણ હું શિક્ષક બન્યો ત્યાર પછી ધીમે ધીમે ઉત્તરોત્તર એ સંખ્યા ઠીક પ્રમાણમાં વધતી ગઈ છે એ મેં જોયું છે

આ કારણોમાંનું એક કારણ ઉપર્યુક્ત વિદ્યાર્થિની પાસેથી મને અચાનક જાણવા મળ્યું. હું એક વાર શહેરમાં જવા માટે બપોરના લોકલ ટ્રેઈનની રાહ જોતો હતો. ત્યાં એ વિદ્યાર્થિનીને હાંફભેર મારી પાસે દોડી આવતી મેં જોઈ. મને સહેજ નવાઈ

લાગી: કોણ જાણે કેમ પણ, એના મોઢા પરની સદાની ગ્લાનિને બદલે કાંઈક અગમ્ય આનંદોત્સાહ દેખાયો. પાત્રીસેક વર્ષની આ યુવતી મુગ્ધાની છટાથી દોડી આવતી હતી એ જ સૌથી વધુ આશ્ચર્યજનક હતું. આ પરિવર્તન-હર્ષજનક પરિવર્તનને સમજું તે પહેલાં તો એ બોલી ઊઠી: 'સર સર, મારા લગ્ન થવાના છે! આ અઠવાડિયામાં જ. તમારા આશીર્વાદ મને આપો લગ્ન બહારગામ થવાનાં છે એટલે એ વખતે તો આપ હાજર નહિ જ રહો. પણ આપને જોયા એટલે હું આપના આશીર્વાદ લેવા દોડી આવી છું. સર, હવે મને મારું જીવન આનંદમય લાગશે.'

મેં કહ્યું: 'તમારા લગ્ન થશે એ જાણીને મને ખૂબ આનંદ થાય છે. તમારા હૃદયમાં ન માતો આનંદ તમારા મુખ ઉપર છૂ છલકાઈ જતો જોઈને ખૂબ જ પ્રસન્ન થાઉં છું. પણ હવે તમને એક સવાલ પૂછી લઉં. તમે લગ્ન આટલાં બધા મોડા કેમ કર્યાં? તમારા જેવી અનેક બહેનો અપરિણીત રહેતી અને મોટી ઉંમરની થતી જોઉં છું ત્યારે મને આ પ્રશ્ન પૂછવાનું મન થાય છે. તમને નથી લાગતું કે લગ્નની ઉંમરના સમયગાળામાં જ લગ્ન થાય તે ઇષ્ટ છે?'

એને કહ્યું: 'સર, અમારે પણ અમારી કૌટુંબિક ફરજો બજાવવાની હોય છે. મારા પિતા મધ્યમવર્ગના નીચલા થરની આર્થિક સ્થિતિવાળા હતા. નોકરીમાં નિવૃત્ત થયા પછી ઘરખર્ચ કેમ કાઢવું એ સવાલ હતો. હું બી.એ. થઈ. મારાં ભાઈ-બેન મારાથી નાનાં હતાં. હું ભણી તેમ એમને ભણાવવાની વ્યવસ્થા તો કરવી જ જોઈએ ને? ભાઈ સૌથી નાનો હતો. એટલે હું જો નોકરી કરું તો જ અમારી આવી વ્યવસ્થા નભી શકે તેમ હતું. એટલે જ તમારી ચિઠ્ઠી લઈને મેં પ્રથમ નોકરી સ્વીકારી. ઘરખર્ચ, મારાં ભાઈ-બહેનની શિક્ષણ વ્યવસ્થા અને કુટુંબનો મોભો સાચવવા માટે આમ કરવું એને મેં મારી ફરજ માની. લગ્ન કરવાનો મને વિચાર આવતો,

સ્વાભાવિક હતું તેમ મને તીવ્ર ઇચ્છા થતી. હમણાં લગ્ન નહિ કરી શકાય એ વિચારે મનમાં નિરાશા પણ જન્મતી હતી, પરંતુ મારાં માતા-પિતા અને ભાઈ-ભાંડરું વિશેની ફરજનો વિચાર કરતાં લગ્નની ઇચ્છા દાબી દેતી. થોડા મહિના પહેલાં જ મારો ભાઈ સારી જગ્યાએ લાગી ગયો. મારી બહેન પણ ગ્રેજ્યુએટ થઈ ગઈ એટલે મારા ઉપરની ફરજનો બોજો દૂર થયો. પછી સારા પતિ મેળવવાની તકલીફ ઘણી વધી ગઈ હતી પણ ઈશ્વરકૃપાથી મને સારા પતિ મળી ગયા છે અને અમારાં લગ્ન અઠવાડિયામાં થઈ જશે. સર, તેથી મારા હૃદયમાં આજે આનંદ ઉભરાય છે. મુક્ત મને હું હવે મારાં માતાપિતાના ઘેરથી જઈ શકીશ. એ બધાં પણ હવે ખૂબ પ્રસન્ન છે—ઘર સારું ચાલે તેવી આર્થિક વ્યવસ્થા થઈ છે, તેથી તેમ જ મને પતિ તરીકે યોગ્ય વ્યક્તિ મળી ગઈ છે તેથી.' આ વાતને બે વર્ષ વીતી ગયાં. આ ચિત્ર ભૂંસાઈ ગયું હતું.

મેં એ વિદ્યાર્થિનીનું આ ચિત્ર બે વર્ષ પહેલાં પરાંના રેલવે સ્ટેશન ઉપર જોયું હતું, તે ઉપર્યુક્ત કારકુનભાઈની સાથે વાતચીત કરતા એકાએક કોણ જાણે ક્યાંથી ઊપસી આવ્યું તેની મને પહેલાં જાણે નવાઈ લાગી. પણ વિચાર કરતાં એની સમજૂતી તરત મળી ગઈ હતી. આ કારકુન પિતાની આર્થિક સ્થિતિની જરૂરિયાતને લીધે એની પુત્રીને નોકરી કરવી અનિવાર્ય હતી. નોકરી મળી તેનો પિતાને આનંદ હતો. પણ બદલાયેલી સમાજસ્થિતિએ આ પિતાની મનોવૃત્તિ પણ કેવી ફેરવી નાખી! નહિતર પિતાની એક જ ચિંતા હોય: પોતાની લગ્નયોગ્ય પુત્રીને યોગ્ય પતિ શોધી પરણાવી દેવી.' પણ આજના ઔદ્યોગિક યુગના સમાજપલટાને લીધે ઘરની એક વ્યક્તિ ઉપર ઘર નથી ચાલી શકતું. સ્ત્રીઓને કમાવું પડે છે. મધ્યમવર્ગના નીચલા થરનાં કુટુંબો ઘર ચલાવવા માટે પુત્રીઓ નોકરી કરે તેમ ઇચ્છતાં હોય છે. 'શાકુન્તલ'માં કણ્વે કહ્યું હતું તેમ 'કન્યા ખરે છે ધન પારકાનું' એ મનોવૃત્તિ આજે બદલાઈ છે

તેનું કારણ અત્યારની આપની બદલાતી જતી સામાજિક વ્યવસ્થા છે. આજથી વીસ-પચીસ વર્ષ પહેલાં (અને નાનાં ગામોમાં તો આજે પણ) માબાપનું કર્તવ્ય પુત્રીની લગ્નવય થતાં તેને સારે ઠેકાણે પરણાવી દેવી એ હતું. પુત્રી પરણાવવા યોગ્ય ઉંમરની થાય ત્યારથી માબાપની સતત ચિંતા એને પરણાવવાની; તેથી જ દીકરીઓ 'સાપના ભારા' ગણાતી. અલબત્ત, માનવસમાજનું સ્વાભાવિક વલણ તો પુત્રી ઉંમરલાયક થતા સારે ઠેકાણે પરણી જાય એ જ રહેવાનું. છતાંય આપણી આર્થિક વ્યવસ્થા આપણી મનોવૃત્તિને કેવી બદલે છે તેનું દ્રષ્ટાંત આ કારકુનભાઈ છે. પોતાની એમ.એ. થયેલી પુત્રી છે, લગ્નની વય થઈ ગઈ છે, લગ્નની સ્વાભાવિક અભિલાષા એ કન્યાના હૃદયમાં જન્મે તેથી એને માટે લગ્નનો વિચાર મહત્ત્વનો છે એનો ખ્યાલ જ આ પિતાને બહુ નહિ આવ્યો હોય. નહિતર પુત્રી કમાય છે એટલે આર્થિક ચિંતા બહુ નથી એ ઉદ્ગાર પિતાના મોંમાંથી ન નીકળે.

વળી, આ કારકુનભાઈને પુત્ર નથી એ હું જાણું છું. એટલે એ વિદ્યાર્થિનીબેનની મુસ્કેલી અલ્પકાલીન હતી તેવી સ્થિતિ અહીં નથી. તો પછી આ યુવતીએ શું કરવાનું? ખરો તાત્ત્વિક પ્રશ્ન આ છે: પુત્રીની ફરજ પોતાનાં લગ્નજીવનને ભોગે માત-પિતાના કુટુંબને નભાવવાની ખરી? પિતાની ફરજ પોતાની લગ્નયોગ્ય પુત્રીના લગ્ન વિશે આંખમીંચામણાં કરી પોતાની ઘરવ્યવસ્થા બરાબર ચાલે તેમ પ્રવર્તવાની ખરી? આજની પરિસ્થિતિમાં આ પ્રશ્નોની છણાવટ કરવી ઘટે છે, કારણકે યુવતી પોતાની નૈસર્ગિક અભિલાષાને કચડી દઈ માતપિતાની જ પરિસ્થિતિને અનુકૂળ થવાથી તેના મનમાં કેવો સંઘર્ષ ઊભો થાય છે એ જાણી લેવું જરૂરી છે. આજની બદલાતી જતી સામાજિક વ્યવસ્થાનું આ પરિણામ છે એ ખરું, પણ આ સ્થિતિ કેવાં કેવાં વિષમ પરિણામો ઉત્પન્ન કરે છે તેનો સર્વાંગી વિચાર કરવો ઘટે છે. બહેનોની આ

પરિસ્થિતિમાંથી જન્મતી મનોવૃત્તિ કેટલીક વાર કેવી કરુણતા સર્જે છે તેનો પણ વિચાર કરવો જોઈએ.

અપરિણીત અવસ્થા શું યુવકમાં કે શું યુવતીમાં, કેવા કેવા સંઘર્ષો ઉત્પન્ન કરે છે તેનું પૃથક્કરણ કરવું જોઈએ. વળી, અપરિણીત રહેવાનું કારણ માત્ર મધ્યમવર્ગની આર્થિક સ્થિતિ જ છે એમ નથી. અપરિણીત અવસ્થા આજના જમાનામાં વધતી જાય છે તેથી એ ચિંતાનો પ્રશ્ન બનતો જાય છે, તેનો સમાજચિંતકોએ વિચાર કરવો જોઈએ. સમાજની સંસ્કારિતા કે સામાજિક વ્યવસ્થા ઉપર આની શી અસર થાય છે તે વિશે મીમાંસા કરવાનો સમય આવી પહોંચ્યો છે. આ કારકુનભાઈ કે પેલી વિદ્યાર્થિની તો આ પ્રશ્નનાં અંશ માત્ર છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

થોડા દિવસો પહેલાં એક મારા જૂના સ્નેહી મળ્યા – વીસેક વર્ષ બાદ. પચીસેક વર્ષ પહેલાં હું જે લત્તામાં રહેતો હતો ત્યાં જ રહેતા હતા. સામાન્ય રીતે સારી ગણાય તેવી ઓળખાણ તેમની જોડે હતી. તેમની સ્થિતિ એ વખતે સાધારણ હતી. પછી બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. એ તો મૂળે વેપારમાં પડેલા હતા અને યુદ્ધ સમયમાં એટલા બધા ફાવી ગયા કે પુષ્કળ પૈસા કમાયા. અમારા લત્તામાં રહેતા ત્યાં તો માત્ર બે જ રૂમ હતા. ત્યાર બાદ એ એક પરામાં પોતાનો સ્વતંત્ર બંગલો બંધાવી રહેવા ગયા. એમ એકાદ બે વખત શરૂઆતમાં મળી ગયા તે ઉપરથી જાણી શક્યો હતો. પછી તો અમારું કાર્યક્ષેત્ર જુદું હતું, એટલે મળવાનો પ્રસંગ

પણ ભાગ્યે જ આવતો. એટલે થોડા દિવસો પહેલાં મળ્યા ત્યારે ખૂબ લાગણીપૂર્વક વાતચીત કરી. પોતાને ત્રણ ગ્રેજ્યુએટ પુત્રીઓ છે અને એમનાં લગ્ન વિશેની ચિંતા વ્યક્ત કરી કહ્યું, 'મેં મારી પુત્રીઓને શિક્ષણ આપ્યું. પણ આપણા સમાજમાં એના લગ્નનો ક્યાંય પત્તો ખાતો નથી. એમની પોતાની ઉત્સુકતા પણ લગ્ન કરવાની હોય તેમ હું જોતો નથી. પણ માસ્તર, (એ મને માસ્તર કહીને પહેલેથી બોલાવતા) હું મારું દુઃખ કોને કહું? તમે કદાચ અમને આમાં મદદ કરી શકશો, કેમ કે હું તો માત્ર ત્રણ ચોપડી અંગ્રેજી ભણેલો એટલે મારી વાત કે દૃષ્ટિને જૂનવાણીમાં ખપાવી છોકરીઓ મૌન રાખે છે પણ તમે આ કૉલેજિયનોને બરાબર સમજાવી શકશો—Tackle કરી શકશો. મારે ત્યાં ક્યારે આવશો? હું નિરાંતે વાતચીત કરી મારું મન મોકળું કરી શકું. ક્યારે આવશો?' આ વાત કરતાં એ ગળગળા થઈ ગયા. એમના ચિત્ત ઉપર કેટલો બધો ભાર હશે તેની કાંઈ મને ઝાંખી થઈ. મેં કહ્યું, 'એકાદ વાર આવીશ—જરા ફુરસદ લઈને આવીશ. આપણે આગળથી નક્કી કરીશું.' પણ એ તો તરત બોલ્યા, 'એમ એકાદ વાર નહિ કાલે? પરમ દિવસે? દિવસ નક્કી કરો.' આ આગ્રહમાં એમની માનસિક તાણ (mental tension) વ્યક્ત થતી હતી તે હું સ્પષ્ટ સમજતો હતો. પરંતુ હું બે ચાર દિવસ ગૂંથાયેલો હતો એટલે કહ્યું, 'હું જરૂર આવીશ હમણાં ચાર-પાંચ દિવસ અનુકૂળતા નથી મારા ટેલિફોન નંબર લખી લો અને પછી તેના ઉપર આપણે નક્કી કરી લઈશું.' ત્યાર પછી અમે જુદા પડ્યા.

ત્રીજે જ દિવસે એમનો ટેલિફોન આવ્યો એક દિવસ નક્કી કર્યો અને હું તે મુજબ તેમને ત્યાં ગયો. વિશાળ બંગલો હતો, કિંમતી ફર્નિચર હતું, સારો સુંદર બગીચો હતો, ફેશનેબલ મોટર હતી. ઘેર નોકરચાકર અને રસોયા હતા. એમની આર્થિક સમૃદ્ધિ નજર નાખતાંવેંત દેખાઈ આવે તેમ હતી. હું ગયો એટલે એમણે

એમનો બંગલો બતાવ્યો. દરેક સંતાનને માટે સ્વતંત્ર વિશાળ ખંડ, બાથરૂમ ઇત્યાદિની સગવડવાળો રૂમ હતો એ બધું બતાવ્યું. પછી અમે એમના દીવાનખાનામાં બેઠા. તેમણે એમના કુટુંબનો પરિચય કરાવ્યો. તેમની ત્રણ ગ્રેજ્યુએટ દીકરીઓની ઓળખાણ કરાવી. આમ પરિચયવિધિ પુરો થયા પહેલાં જ હું જોઈ શક્યો કે એ ત્રણે પુત્રીઓ પશ્ચિમી સંસ્કૃતિના રંગથી પૂરેપૂરી રંગાયેલી છે. એમનાં નામ પણ અંગ્રેજી સંસ્કૃતિની પ્રબળ અસરની ચાડી ખાતાં હતાં. વાતચીત શરૂ થતાં જ હું જોઈ શક્યો કે અંગ્રેજી ભાષા ખૂબ સરસ એ ત્રણે બહેનો અંગ્રેજ પદ્ધતિના ઉચ્ચારો સાથે બોલી શકતી હતી. મારા સ્નેહી ગુજરાતીમાં બોલાવવા માટે ગુજરાતીમાં વાતો કરતા હતા. પણ એમને ગુજરાતી બોલવું ફાવતું નહોતું. ગુજરાતી જાણે પરભાષા હોય તેવા તેમના ઉચ્ચારો હતા અને એ બોલવામાં એમને કેટલી મુશ્કેલી પડતી હતી તે હું જોઈ શકતો હતો.

મેં તો એમનો પ્રત્યાઘાત જોવા માટે કહ્યું : 'ભાઈ, તમે તમારી પુત્રીને સારું શિક્ષણ આપ્યું છે. અંગ્રેજી ઉપર તેમને અદ્દભુત કાબૂ છે. કેવું સરસ અંગ્રેજી બોલે છે!' એ તો એમનું અંતર એમનું દુઃખ વ્યક્ત કરવા તલસી રહ્યું હતું એટલે મેં કહ્યું એ તો એમનું અંતરદ્વાર ઉઘાડવાનું જાણે એમને નિમિત્ત મળી મળી ગયું હોય તેમ બોલી ઊઠયા : 'માસ્તર, એ જ મારા મહાન દુઃખનું કારણ છે. મેં આ ત્રણે બહેનોને અંગ્રેજીભાષી નિશાળ (Convent School)માં શિક્ષણ આપ્યું એ જ મારી મોટામાં મોટી ભૂલ થઈ છે. પણ એ મને એટલું બધું મોડું સમજાણું કે હવે એ ભૂલને સુધારવી કેમ એ જ મારા માટે મોટામાં મોટો પ્રશ્ન છે. એથી જ તમારી મદદ માગું છું. મેં એમને ઘરમાં અંગ્રેજી બોલવાની મનાઈ કરી છે. એમનાં મા-બાપ, સગાં-વહાલાં અને સમાજની ભાષા એમને બોલતાં ન આવડે એ કાંઈ સારી વાત છે? રહેવું આ આપણા સમાજમાં, વ્યવહાર અહીં કરવો

અને વસવું આ દેશમાં અને છતાંય આ દેશમાં પરદેશીની માફક રહે તે કેટલું વિચિત્ર અને દુઃખદ છે! તેનાથી હું કંટાળ્યો છું, સાહેબ.' એમના સૂરમાં રહેલું અંતરનું દરદ સ્પષ્ટ રીતે વ્યક્ત થતું હતું તે હું જોઈ શક્યો.

મેં પૂછ્યું: 'તે તમને અત્યારે સમજાયું?—આટલાં વર્ષે? તમે તો બધાંને અંગ્રેજીભાષી નિશાળમાં મોકલ્યાં! અને હજીય તમારો પુત્ર પણ ત્યાં જ જાય છે. આ ભૂલ કરી એ તમને ક્યારે અને શા માટે લાગ્યું? બીજી રીતે, જુઓ તો, તેઓ કેટલાં બધાં Smart છે! એમની વાતચીતની ઢબ પણ કેટલી સુધરેલી છે! અંગ્રેજી ભાષા ઉપર આવો સરસ કાબૂ આપણા સમાજમાં કેટલા ઓછામાં હોય છે! પરંતુ તમે આ બધાથી આટલા બધા કંટાળી ગયા હો તોપણ આ તમારી પુત્રીની હાજરીમાં તમે તેમના વિશેના તમારા આંતરિક દુઃખના ઉદ્‌ગારો કાઢો તેથી તેમના મન ઉપર કેવા પ્રત્યાઘાત થાય? આપણે આ વિશે વાત કરીએ પણ તેઓ ભલે એમના ખંડમાં જાય. પછી તો આપણે ભોજન વખતે સાથે મળીશું ત્યારે તેમની જોડે વાત કરીશું.' મારા સૂચનથી એ બહેનો પોતાના ખંડમાં ચાલી ગઈ.

પછી એ ભાઈ બોલ્યા: 'પહેલાં અંગ્રેજીનો મોહ મારામાં એટલો બધો હતો કે મેં એમને અંગ્રેજીભાષી નિશાળમાં મોકલ્યાં અને સારા અંગ્રેજીભાષી શિક્ષકો રાખી એમને સારું શિક્ષણ આપ્યું. સરસ અંગ્રેજી બોલે એટલે હું ખુશ થઈ કૃતાર્થતાનો ભાવ અનુભવતો. હું ઓછું ભણેલો એટલે મારી પુત્રીઓને સુંદર અંગ્રેજી બોલતી જોઈ ખુશ થતો. એમને માટે કૉલેજ પણ એ જ જાતની પસંદ કરી. હવે બી. એ. થયા પછી એમને માટે શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. એમને માટે વર મેળવવાની શોધ ચલાવી. સારા સારા યુવકો આવે, પણ એ તેમને ન ગમે. એમની ખુમારી એવી કે જેઓ તેમના જેવું સપાટાબંધ અંગ્રેજી ઢબનું અંગ્રેજી

બોલી ન શકે એટલે તેમને એ પોતાથી ઊતરતો લાગે. અમારાં કેટલાંક સંસ્કારી કુટુંબોમાંથી જોવા આવે ત્યારે તેમને અમારી પુત્રીઓ Society girls (સમાજશીલી યુવતીઓ) લાગે, પણ ગૃહિણી તરીકે તેનની લાયકાત મનમાં ન વસે. મારા એક નિર્મળ સ્નેહીએ મને આ ખુલ્લે દિલે કહ્યું હતું, તે હું તમને કહું છું અને મને મારા એ સ્નેહીની વાત તદ્દન સીધી સાચી લાગે છે., હવે મારે શું કરવું? હું મૂંઝાઉં છું હું પચાસ વરસ ઉપરની ઉંમરનો થયો. હું ક્યાં સુધી બેસી રહીશ? પછી આ દીકરીઓનું શું?' એમ કહી એમણે નિઃશ્વાસ મૂક્યો. પછી થોડી વારે કહ્યું: 'મધ્યમવર્ગમાંથી સુશિક્ષિત અને સંસ્કારી છોકરાઓ મળે પણ તેમને આ પુત્રીઓ કેમ પસંદ કરે? મારે ત્યાં જે શ્રીમંતાઈ એમણે જોઈ છે અને જે સુખસમૃદ્ધિમાં જીવન ગાળ્યું છે તેનાથી ઓછી શ્રીમંતાઈવાળા "સુરતિયાઓ" મનમાં ન વસે, કારણ કે હવે આ દીકરીઓ શું ઘરકામ કરે? એટલું જ નહિ પણ, આવી "બાદશાહી" જ્યાં ન હોય ત્યાં એ રહી કેમ શકે? હવે મોટી પુત્રીને ત્રેવીસ વર્ષ થયાં અને જો બે-ચાર વર્ષ આમ ને આમ નીકળી જાય તો લગ્નની ઉંમર ચાલી જાય. પછી કોણ મળે? ને તેના પગલે બીજી બે દીકરીઓ ચાલે છે...'

થોડી વારે ઊંડા વિષાદભર્યા અવાજે બોલ્યા: 'અત્યારે હું કેમ જાગ્યો અને શાથી ચિડાઉં છું તે કહું? મોટી પુત્રીએ અભ્યાસ પૂરો કર્યો. હવે એને કશું આગળ ભણવાનું મન નથી અને આખો દિવસ આળસુ અને મોજશોખી જીવન ગાળે છે. સવારમાં વહેલું ઊઠવાનું નહિ, નાહીધોઈને જલદી તૈયાર થવાનું સૂઝે નહિ. સસ્તાં ચામડિકા વાચી સવાર ગાળે. પછી નાહીધોઈ બપોરે ભોજન કરે, થોડી વાર પત્તાં રમે. પછી સૂએ. સાંજના પિક્ચર જોવા જાય, કે બહેનપણીઓ સાથે ગપ્પાં મારતાં ફરવા જાય. આ તે કાંઈ જીવન છે? કાંઈ જ પરિશ્રમ નહી. આમ ને આમ દિવસોના દિવસો

ચાલ્યા જાય છે. એમને કશી ચિંતા નથી.

'મેં એક વાર એક પ્રતિષ્ઠિત કુટુંબનો પરદેશથી ભણીને પાછો આવેલો છોકરો બતાવ્યો. સમાજપ્રતિષ્ઠા, શિક્ષણ, આર્થિક દરજ્જો—બધું જ સારું. લગ્ન કરવાં જોઈએ એ વસ્તુ કહેવાતી. એ છોકરો ગયો ત્યાર પછી મેં પૂછ્યું, "કેમ બહેન, આ છોકરો તો ગમ્યો ને? મને તો બધી રીતે એ અનુકૂળ લાગે છે." બહેન બોલ્યાં: "એને બરાબર પોશાક પહેરતાં ક્યાં આવડે છે? અને તેની બા તો જૂની રૂઢિનાં હોય તેવાં લાગે છે, ત્યાં મને કેવી રીતે ફાવે? એ બાઈ તો સહેજ ગાંડા જેવી લાગે છે." કેટલાંય ફાંફાં માર્યાં પછી મેં બધી જ રીતે અમારે લાયક એક સારો છોકરો શોધી કાઢ્યો ત્યાં એને એની મા ગાંડી લાગી. માસ્તર, હું ખૂબ જ ચિડાઈ ગયો. મારાથી બોલી જવાયું: "એની મા ગાંડી છે કે નહિ તે તો હું નથી જાણતો, પણ હું તો જરૂર ગાંડો છું. ગાંડો ન હોત તો આવી અંગ્રેજીભાષી નિશાળમાં મોકલીને અને આવી રીતે મોજશોખનાં સાધનો આપીને તમને ઉછેર્યાં ન હોત." વળી પાછું ચલાવ્યું: 'મને તો લાગે છે કે એને હવે મારા ઘરમાં મળતી બધી મોજશોખની સુખસગવડો છોડીને જવું ગમતું નથી, લગ્ન કરવાની ઉત્સુકતા જ તેનામાં હું જોતો નથી. આ બધી સુખસગવડોને લીધે એ અવાસ્તવિક સૃષ્ટિમાં રહે છે. એમને જીવનનો કશો ખ્યાલ જ નથી. દુઃખ કે અગવડ કદી જોયાં નથી. એટલે હવે તેમને વાસ્તવિકતાનો વિચાર મૂંઝવતો નથી. પણ આ બદલાતી દુનિયામાં તેઓ કેવી રીતે રહી શકશે? આવી જાહોજલાલી કાયમની જ રહેશે એમ તેઓ માનતા હોય એ રીતે વર્તે છે. એ વિચારથી હું બેચેન બની જઉં છું. એમને ભવિષ્યનો કોઈ વિચાર સતાવતો જ નથી. જાણે આ સ્થિતિ કાયમની હોય તેમ જ તેઓ માનતાં લાગે છે...'

મેં કહ્યું: 'ભાઈ, તમારી અંતર્વ્યથા હું બરાબર સમજી શકું છું. પણ આમ અકળાવાથી કે પુત્રીઓને ખૂંચે તેવી તીવ્ર

રીતે કહેવાથી આપણા પ્રશ્નનો ઉકેલ આવવાનો નથી. આપણે તો આનો ઉકેલ કેમ લાવવો તેનો શાંતિથી સમતોલપણે વિચાર કરવાનો છે. આ બધું સમજાવટથી કરીએ તો જ સફળ થાય. પણ તેઓ એની મેળે કોઈ યોગ્ય પસંદગી કરી લે તો શું ખોટું છે? આપણે તેને શુભાશિષ આપવા. એમને પસંદગી કરવાનું સૂચન કરો તો?"

એમણે જવાબ આપ્યો: 'એમ કરે તોયે મને વાંધો નથી. કોઈ યોગ્ય અને સંસ્કારી યુવક શોધી લાવે તો તો મારો બોજો આપમેળે દૂર થાય. પણ એમાં તેમની મુશ્કેલી છે. એમને અમારા સમાજના કે સામાન્ય દરજ્જાના યુવકો ઊતરતા જણાય છે. પશ્ચિમી સમાજના શ્રીમંત યુવકોને અમારી પુત્રીઓની કોટિ ઊતરતી લાગે. અને સાચીય વાત છે કે અંગ્રેજી પટપટ ચબરાકીભર્યું બોલે તે સિવાય કઈ સિદ્ધિ મારી પુત્રીએ મેળવી છે? કોઈ પણ પ્રકારની કલા કે અન્ય કોઈ વિશિષ્ટતાભરી લાયકાત હોય તો તો તેનાથીય કોઈ આકર્ષાય. એટલે એમને મનપસંદ કોઈ યુવક મળી જાય એવું દેખાતું નથી. હું આ વસ્તુ એમને કઈ રીતે સમજાવું? તેઓ વાસ્તવિકતાથી ઘણા દૂર છે. એમનો સમોવડિયો તો કોઈ અમારાથી વધુ શ્રીમંત, પટપટ અંગ્રેજી બોલતો, સુંદર કપડાં પહેરીને પશ્ચિમી રીતભાતથી સુપરિચિત, મોજવિલાસી અને કશા ઉદ્યોગધંધા વિનાનો યુવક ગણાય. એ તે કાંઈ જિંદગી છે? અને એવો યુવક મળેય ક્યાંથી? બૌદ્ધિક કશી સિદ્ધિઓ નહિ, ગૃહિણીની કશી લાયકાત નહિ, અને છતાંય માત્ર અંગ્રેજી બોલવાને લીધે ઊંચા ગણાવાનું હોય ત્યાં એને લાયક યુવક મળે ક્યાંથી? થોડા યુવકો બતાવ્યા, પણ એ તેને પસંદ ન પડ્યા; ઉદ્યોગી કે વ્યવહારનિષ્ઠ યુવકો એને પસંદ કરતા નથી. આ કોયડો કેમ ઉકેલવો?'

એમણે આ કહ્યું ત્યારે મને આપણા ભારતની પ્રતિકૂળ ટીકા કરનાર અંગ્રેજ લેખક–વિવેચક બિર્વલી નિકોલ્સે કરેલી આપણા અર્ધ–અંગ્રેજો (Anglo-Indian) સંબંધી ટીકા યાદ આવી.

ભારતમાં જે અર્ધઅંગ્રેજ કોમ છે તેની યુવતીઓને વર જોઈએ શુદ્ધ અંગ્રેજ. પૂર્ણ અંગ્રેજ અર્ધ-અંગ્રેજને હલકા ગણે તેથી એ યુવતીઓ પૂર્ણ અંગ્રેજોને વાંછે, પણ પૂર્ણ અંગ્રેજો તેમને પત્ની તરીકે કદી ન સ્વીકારે. ભારતીય યુવકને અર્ધ-અંગ્રેજ યુવતીઓ કદી ન સ્વીકારે, કારણકે ભારતીયજનોને એ હલકા – પોતાનાથી ઊતરતા લેખે. એટલે અર્ધ-અંગ્રેજ યુવતીની સ્થિતિનું કરુણાર્દ્ર ચિત્ર તેણે ચીતર્યું છે અને પરિણામે એ યુવતીઓ કુંવારી રહી જતી તે સરસ રીતે દર્શાવ્યું છે. એમ અમારા આ સ્નેહીની પુત્રીની અર્ધપશ્ચિમી સંસ્કૃતિએ પણ તેને એવી વિચિત્ર સ્થિતિમાં મૂકી હોય તેમ મને લાગ્યું. મારા આ સ્નેહી મિત્રનું દૃષ્ટિબિંદુ હું સમજી શક્યો અને મારા વિચારની એક નવી દિશા ઊઘડી.

મને પ્રશ્ન થયો: 'આપણા લોકો – એટલે કે મોટે ભાગે સાધનસંપન્ન અને ઉપલા થરના લોકો વિશેષે કરીને – શા માટે પોતાનાં સંતાનને ધર્મપ્રેરિત-સંચાલિત અંગ્રેજીભાષી (convent) નિશાળમાં દાખલ કરવા ઝંખે છે? અને પરિણામ શું આવે છે? આ સ્થિતિ કેટલે અંશે ઈષ્ટ છે?' આનો વિચાર કરતાં સ્વાભાવિક રીતે જ અંગ્રેજીભાષી નિશાળોનો ભૂતકાળ અને વર્તમાનકાળનો ઇતિહાસ નજર આગળ તરી રહ્યો.

આપણો દેશ જ્યારે અંગ્રેજ સત્તા નીચે પરાધીન હતો અને રાજકર્તાઓ અંગ્રેજો હતા ત્યારે એમની ભાષાને પ્રશંસા-ગ્રાહક દૃષ્ટિથી જોવુ એ ગુલામ પ્રજાનું સ્વાભાવિક વલણ હોય છે. મુસલમાન બાદશાહો ભારત ઉપર રાજ્ય કરતા ત્યારે ફારસી ભાષાનું પણ આકર્ષણ અને મહત્ત્વ અંગ્રેજી ભાષા જેટલું જ હતું. મહત્ત્વની નોકરીઓ મેળવવા માટે રાજકર્તાની ભાષા સારી રીતે શીખી લેવી એ લાયકાત માટે જરૂરી હતું અને એ રીતે અંગ્રેજી નિશાળો દેશભરમાં શરૂ થઈ. અંગ્રેજી ભાષા મહત્ત્વનો વિષય ગણાવા લાગ્યો. પછી જ્યારે દેશપ્રેમની જાગૃતિ થઈ ત્યારે સ્વભાષાનું મહત્ત્વ આપણા

વિચારકોએ,+ શિક્ષણકારોએ અને દેશનેતાઓએ પ્રજાને સમજાવ્યું અને દેશી ભાષાઓને નિશાળમાં, કૉલેજોમાં અને વિદ્યાપીઠોમાં સ્થાન મળ્યું. છતાંય અંગ્રેજી ભાષા ઉપર કાબૂ મેળવવો એ બુદ્ધિમત્તાની નિશાની ગણાવા લાગી. અનેક ખ્રિસ્તી શિક્ષણસંસ્થાઓ (missionary Schools and Colleges) સ્થપાઈ. આવી શિક્ષણ સંસ્થાઓમાં જતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ ઉપર પશ્ચિમી સંસ્કૃતિની પ્રબળ છાપ પડવા લાગી અને આપણી સંસ્કૃતિને તુચ્છ બુદ્ધિથી જોવાનું વલણ તેમનામાં ઘડાતું. તેથી થોડે અંશે આના પ્રત્યાઘાત રૂપે અને મહદંશે આપણા દેશપ્રેમ અને આપણી સંસ્કૃતિપ્રેમને લીધે રવીન્દ્રનાથ ટાગોર અને મહાત્મા ગાંધીજી જેવા આપણા મહાપુરુષોએ સ્વભાષાનું ગૌરવ સ્વીકાર્યું અને સ્વભાષા સમૃદ્ધ બને તેવી શિક્ષણસંસ્થાઓ સ્થાપી. આપણી ભાષાઓ પ્રત્યે આદરબુદ્ધિ ઉત્પન્ન થઈ. પશ્ચિમી સંસ્કૃતિથી રંગાયેલા લોકોની સંખ્યા ઓછી થવા લાગી. સ્વદેશપ્રેમ અને સ્વતંત્રતાની પ્રબળ ઝંખનાએ આપણા વાતાવરણને નવો ઝોક આપ્યો. લગભગ બધી જ નિશાળમાં — ખ્રિસ્તી અંગ્રેજીભાષી નિશાળો સિવાય — પ્રાદેશિક ભાષાઓ એ શિક્ષણનું માધ્યમ બન્યું. અને વિદ્યાપીઠના શિક્ષણમાં પણ પ્રાદેશિક ભાષાઓને મહત્ત્વનું સ્થાન મળ્યું. આને લીધે દેશી ભાષાઓ સમૃદ્ધ થવા લાગી અને દેશી ભાષાઓમાં સારું સર્જનાત્મક સાહિત્ય પણ લખાતું ગયું.

૧૯૪૭માં આપણો દેશ સ્વતંત્ર થયો. ભાષાવાર રાજ્યો સ્થપાયાં અને નિશાળોમાં અંગ્રેજીનું સ્થાન હિંદી અથવા પ્રાદેશિક ભાષા પામે તેવા પ્રયત્નો થયા. અંગ્રેજીનું શિક્ષણ મહત્ત્વનું ન ગણાયું તેની ઓછું થયું. પણ વિદ્યાપીઠમાં પ્રાદેશિક ભાષા માધ્યમ બને તેથી શક્યતા ઓછી થઈ. વિજ્ઞાન અને હુન્નરવિદ્યાને લગતા અનેક વિષયો અંગ્રેજી માધ્યમ દ્વારા શિખવાય એ શૈક્ષણિક દૃષ્ટિએ જરૂરી બન્યું. મહારાષ્ટ્ર અને ગુજરાત જેવાં રાજ્યોમાં નિશાળોમાં

માત્ર ચાર વર્ષ જ અંગ્રેજી શિખવાય તેવી શિક્ષણનીતિ અખત્યાર કરવામાં આવી. એટલે વિદ્યાપીઠમાં દાખલ થનાર વિદ્યાર્થીઓનું અંગ્રેજીનું જ્ઞાન ઘણું ઓછું–ઘણું મર્યાદિત રહ્યું અને મુંબઈ વગેરે વિદ્યાપીઠોમાં અંગ્રેજી માધ્યમ ચાલુ રહ્યું. પરિણામે, એક પ્રકારનો પ્રત્યાઘાત ઉત્પન્ન થયો અને અંગ્રેજી ભાષા પ્રત્યે આકર્ષણ વધ્યું. વળી, સંઘ રાજ્યની સનદી નોકરીઓ (Indian Administrative Service) માટે અંગ્રેજી માધ્યમ હતું તે પણ અંગ્રેજી શીખવા માટે પ્રેરક બળ બન્યું. આંતરરાષ્ટ્રીય સંબંધો માટે અંગ્રેજી ભાષાનું જ્ઞાન જરૂરી હતું એટલે અંગ્રેજીનું શિક્ષણ વધુ મળે તેવાં આંદોલનો થયાં. આમ, અંગ્રેજી ભાષાના મહત્ત્વનો લોકોમાં સ્વીકાર થવા લાગ્યો છે અને અંગ્રેજીનો મોહ વધુ વધ્યો છે. પરિણામે, અંગ્રેજીભાષી નિશાળોનું મહત્ત્વ ઘણું વધી ગયું છે. એટલે સુધી કે આવી નિશાળોમાં પ્રવેશ મેળવવો ખૂબ અઘરો બન્યો છે. માંગ વધુ તેમ કિંમત વધુ એ વેપારી નિયમાનુસાર આવી અંગ્રેજીભાષી નિશાળો પ્રવેશ માટે 'ડોનેશન' (આપણે ગેરવાજબી પૈસા જેને સાચું નામ ઉચિતનું આપી શકાય તેને 'ડોનેશન'નું રૂપાળું નામ આપી કેવી ભ્રમણા ઊભી કરી છે!) લેવામાં આવે છે. ખ્રિસ્તી ધર્મપ્રચારક મંડળ તરફથી સંચાલિત આવી નિશાળો 'ડોનેશનો' લઈને એ ધર્મના પાયામાં પ્રહાર કરી રહ્યા છે તે કેટલું દુઃખદ છે! આપણા લોકો પણ પોતાનાં બાળકોને અંગ્રેજીભાષી નિશાળમાં મોકલવા માટે એવા મોહાંધ બન્યાં છે કે તેને પરિણામે તેમનું (બાળકોનું) ઘડતર કેવું થાય છે, તેમની દૃષ્ટિ કેવી હોય છે અને આપણા સમાજમાંથી આપણે તેમને કેવા બહિષ્કૃત બનાવી રહ્યા છીએ તેનો ખ્યાલ મોટે ભાગે લોકોને નથી હોતો. અંગ્રેજી સારું બોલે, બાહ્ય રીતભાત સારી હોય અને નિઃસંકોચપણે વાત કરવાની ટેવ હોય એટલે જાણે પોતાનાં સંતાનો સવિશેષ બુદ્ધિમાન બન્યાં છે તેવો ભ્રમ સેવાતો હોય છે. આપણી નિશાળમાં અંગ્રેજી ભાષા

સારી રીતે શિખવાય તે ઘણું જરૂરી છે; અંગ્રેજી શીખવનાર કોઈ અંગ્રેજીભાષી શિક્ષક હોય તોપણ વાંધો નહિ; પણ અંગ્રેજીભાષી નિશાળોમાં હોય છે તેથી નિશાળનું સમગ્ર વાતાવરણ આપણી સામાજિક સંસ્કૃતિ કે આપણા દેશની સ્થિતિને તદ્દન પ્રતિકૂળ હોય તો અંગ્રેજી ભાષાના શિક્ષણની સાથે આપણી સંસ્કૃતિને, આપણા કુટુંબને, આપણા સમાજને અને આપણા દેશને વિઘાતક બને તેવું આપણે શિક્ષણ આપી રહ્યા છીએ તેનો ખ્યાલ ઘણાને નથી હોતો. તેનો ખ્યાલ આવે છે ત્યારે મારા સ્નેહી મિત્રની ઉપર્યુક્ત કહાણી કહી તે મુજબ બહુ મોડું થઈ ગયું હોય છે.

મારા સ્નેહી મિત્રની પુત્રીઓ જોડે હું વાત કરતો હતો ત્યારે મને એક વસ્તુની ચોખવટ કરવાની જરૂર લાગી અને તે મેં કરી. અંગ્રેજી સારું બોલતાં ન આવડે તેથી એ વિદ્યાર્થીઓની બૌદ્ધિક કક્ષા નીચી હોય છે એ ભ્રમ મેં દૂર કર્યો. ભાષા બુદ્ધિવિકાસનું વાહન છે, ભાષાનું પ્રભુત્વ એ બુદ્ધિવિકાસ નથી. અંગ્રેજીભાષી બહેનો ગુજરાતી નિશાળમાંથી આવતા વિદ્યાર્થીઓ કેવું ખરાબ અંગ્રેજી બોલે છે અને એ નિશાળોનાં ધોરણ કેટલાં નીચાં હોય છે એમ કહેતી હતી ત્યારે મેં એમને કહ્યું : 'એસ.એસ.સી.નું પરિણામ પ્રગટ થાય ત્યારે પહેલાં પંદર વિદ્યાર્થીઓનાં નામ પ્રસિદ્ધ થાય છે ત્યારે તેમાંથી કેટલા અંગ્રેજીભાષી નિશાળોમાંથી હોય છે? વિદ્યાપીઠની પરીક્ષામાં પહેલા આવનાર વિદ્યાર્થીઓનાં નામ જોશો તોયે તેઓમાંથી બહુ થોડા અંગ્રેજીભાષી નિશાળોમાંના હોય છે. -મારી પોતાની કૉલેજનો જ દાખલો આપું : ફટાદાર અંગ્રેજી બોલનાર અનેક વિદ્યાર્થીઓ—અને તે પણ અંગ્રેજી સાહિત્યના વિષયની અંદર—અમારી પરીક્ષાઓમાં બહુ ઊંચે ક્રમે નથી આવતા હોતા. અંગ્રેજીમાં પહેલા આવનાર વિદ્યાર્થીઓ પણ મોટે ભાગે પ્રાદેશિક ભાષાના માધ્યમવાળી નિશાળોમાંથી હોય છે. અલબત્ત, તેનું સ્પષ્ટ કારણ તો એ છે કે મોટા ભાગની નિશાળો પ્રાદેશિક ભાષાના

માધ્યમવાળી હોય છે એટલે એમાંના તેજસ્વી વિદ્યાર્થીઓની બૌદ્ધિક સંપન્નતા અંગ્રેજી સાહિત્યની સમજમાં પણ પ્રગટ થતી હોય છે. ટૂંકામાં, પરીક્ષામાં બુદ્ધિપ્રભાવની દૃષ્ટિએ માત્ર છટાદાર અંગ્રેજી બોલી શકનાર હંમેશાં ઉચ્ચ કોટિની બુદ્ધિનો હોય છે એમ નથી બનતું, એટલું જ નહિ, અંગ્રેજી શુદ્ધ અને ઉચ્ચ કોટિનું લખી શકે છે કારણ કે એની બૌદ્ધિક સંપન્નતા ઉચ્ચ કોટિની છે. એટલે મહત્ત્વની વસ્તુ સમજદારી છે અને સમજદારી હોય તો, અંગ્રેજી બોલવાની છટા ન હોય તોયે તેનું અંગ્રેજી બીજા વિષયોની માફક ઉચ્ચ કોટિનું હોય છે; અને સમજદારી ન હોય તો અંગ્રેજી બોલવાની છટા માત્ર ઉપરછલ્લી વાતચીતમાં ભલે વ્યક્ત થતી હોય, વિચારનું દારિદ્રય તે ઢાંકી શકતી નથી...'

મારું વક્તવ્ય એ બહેનોને ગળે ઊતર્યું હોય તેમ લાગ્યું, પણ મેં વળી સ્પષ્ટતા કરી કે સમજદારી ઉચ્ચ કોટિની હોય અને વાક્છટા પણ સારી હોય તો તે જરૂર સોનામાં સુગંધ ભળી હોય તેવી લેખાય. અંગ્રેજી ભાષાનું શૈક્ષણિક અને આંતરરાષ્ટ્રીય મહત્ત્વ હું પૂરેપૂરું સ્વીકારું છું, પણ ભાષાને વાહન જ ગણવું જોઈએ એ તરફ લક્ષ દોરું છું. એ ઉપરાંત, સ્ત્રૈણીકરણની તેમ જ વિચાર કરવાની પશ્ચિમી ઢબ આપણને આપણા સમાજમાં કે કુટુંબમાં પર-દેશી બનાવી મૂકે એ વસ્તુ ઘણી વિઘાતક છે. અત્યારનો આપણો વધુ પડતો મોહ ધર્મપ્રેરિત અંગ્રેજીભાષી નિશાળો (Convent Schools)માં આપણાં સંતાનોને મોકલવાનો છે તે વસ્તુનું પરિણામ આપણે વહેલી તકે સમજી લેવું જોઈએ. મારા સ્નેહી મિત્રની ત્રણે પુત્રીઓના પરિચયમાંથી આ વસ્તુ હું સચોટપણે જોઈ શક્યો છું.

મારી કૉલેજમાં પણ જે આવી અંગ્રેજીભાષી નિશાળોમાંથી દાખલ થયેલા હોય છે તેમની સ્થિતિ પણ તેવી જ હોય છે. તેમણે પણ નર્મદ, ન્હાનાલાલ, ગોવર્ધનરામનાં નામ સાંભળ્યાં નથી.

ગાધીજી, કાલેલકર કે મશરૂવાળાના લખાણો વાચ્યાં નથી. ગુજરાતીમા લખતા જરાય ફાવતુ નથી. અગ્રેજીનો કાબૂ મર્યાદિત અને ગુજરાતી જરાય ન જાણે એટલે એમની સ્થિતિ તો 'ગોબડી મેય ચૂકી' જેવી હોય છે, અને છતાય આજે આપણા સમાજમા કોન્વેન્ટ નિશાળોમા દાખલ કરવા માબાપોની ઉત્સુકતા કેટલી બધી હોય છે તે આપણે જાણીએ છીએ. કોન્વેન્ટ સ્કૂલમા પ્રવેશ મળ્યે પોતાના સતાનોને જાણે કોઈ પરમ સિદ્ધિ મળી ગઈ હોય તેનો આનદ અનુભવતા મે અનેક માબાપોને જોયા છે એમને ખબર નથી હોતી કે તેઓ તેમને પરાયા બનાવી રહ્યા છે, આપણા સમાજમા રહેવા માટે વિસવાદી બનાવી રહ્યા છે અને ખોટા મૂલ્યો આપી આપણા દેશને જબરુ નુકસાન કરી રહ્યા છે એના પ્રબળ ઉદાહરણ રૂપે મે મારા સ્નેહી મિત્રની પુત્રીઓનુ ચિત્રણ ઉપરના પ્રસગોમાં આપ્યુ છે હવે મારા એ મિત્રની આખ ઊઘડી છે અને તેથી મૂઝાય છે અને ચોખ્ખો પ્રત્યાઘાત એમના વિચારમાં દેખાય છે. એ મિત્રે મને વાતવાતમા કહેલુ કે એમની એક પુત્રીને જોવા માટે એક અભ્યાસિક દૃષ્ટિએ તેજસ્વી અને આપણી ઢબે ઊછરેલા એક સસ્કારી યુવકને ઘેર બોલાવ્યો ત્યારે એમની પુત્રીએ એ યુવકને નાપસદ કર્યો, તેનુ કારણ એ યુવક ધોતિયુ પહેર્યુ હતુ અને અગ્રેજી સારુ બોલતા નહોતુ આવડતુ એ હતુ.

મારા આ સ્નેહી મિત્ર આ પરિસ્થિતિથી ખૂબ અકળાઈ ગયા હતા અને એમના હૃદયનુ દુ ખ હુ જોઈ શકતો હતો. એમના અતરની વેદના વ્યક્ત કરતા અત્યત કરુણાર્દ્ર અવાજે એણે મને કહ્યુ 'માસ્તર, આપણે રહેતા એ પરામાની બે રૂમો છોડીને મોટા બગલામા રહેવા જવાની મે મોટી ગભીર ભૂલ કરી છે હુ મોટા બગલામા રહેવા ગયો, પુત્રીઓને કોન્વેન્ટ નિશાળમા દાખલ કરી, તેમને જોઈતી બધી સગવડો સહેલાઈથી પૂરી પાડી તેનુ આ ફળ છે' પછી ઉશ્કેરાટભર્યા અવાજે કહ્યું, 'માસ્તર, માસ્તર, આ મારી

શ્રીમંતાઈની આફત છે. લડાઈમાંથી પૈસા કમાયો (સાચે ખોટે રસ્તે) તેમાંથી મેં આ આફત ઊભી કરી છે. નોકરચાકર, રસોયો, બધા મોજશોખો મારની અનુકૂળતા ઘરમાં થઈ એટલે મેં એમને અવાસ્તવિક દુનિયામાં ઉછેર્યાં. મહેનત શું છે, ગરીબાઈ શું છે એની એમને કશી કલ્પના નથી. ગૃહિણી તરીકે એમની કશી લાયકાત નથી એ હું જાણું છું. આપણી વાસ્તવિક પરિસ્થિતિથી એ દૂર છે. એ તો ivory towerમાં રહે છે. ગરીબાઈ શું છે એ જાણવા માટે એમને કોઈ નવલકથા વાંચવી પડે તેવી સ્થિતિ છે. આવી અવાસ્તવિક દુનિયામાં મેં તેમને ઉછેર્યાં એટલે દોષ મારો છે. મારા પૈસાએ આ મારી આફત ઊભી કરી છે. આ બધા પૈસા ફગાવી દઈને ફરીથી પેલી બે રૂમમાં જવાનું મન થાય છે. પણ હવે એ કેમ બને? આ મારી પુત્રીઓને મળેલી ખોટી કેળવણીને કેમ ભૂંસી શકાય? મને કોઈ કોઈ વાર આ બધું છોડીને ભાગી જવાનું મન થાય છે અને મારા નાનકડા ગામમાં સામાન્ય માણસ તરીકે જીવવાનું મન થાય છે. પણ હવે હું શું કરું?'

મેં એમને આશ્વાસન આપતાં કહ્યું, 'આમ, ઉશ્કેરાઈ ગયે આ પ્રશ્નનો ઉકેલ નહિ આવે. આપણે સમતોલપણે ગંભીરતાપૂર્વક વિચાર કરશું અને કેળવણીની પુરવણી કરીશુ. સાચી દૃષ્ટિ મળે તેવા સુવ્યવસ્થિત પ્રયત્નો આપણે કરવા જોઈએ. પ્રશ્ન ઊભો થયો તો તેનો તોડ કાઢવાનું વિચારવું જોઈએ. તમારી વાત હું સમજી શકું છું. અમે ગરીબાઈમાં ઊછરેલા. શ્રીમંત વર્ગની વાસ્તવિક સ્થિતિ પણ જોવા મળેલી નહિ. સાહિત્ય દ્વારા રાજાઓ અને શ્રીમંતોની સમૃદ્ધિની કલ્પના કરતા. તમારે ત્યાં આનાથી વિપરીત સ્થિતિ છે એ સાચું, પણ હવે નિરાશ ન થતા અને પુત્રીઓ પર ન ચિડાતા. એમને માટે યોગ્ય વાતાવરણ આપણે નિર્માણ કરવું જોઈએ. તે કેવી રીતે કરવું તેની ચર્ચા આપણે નિરાંતે કરીશું.'

## ૩૫ આપણી કુટુંબવ્યવસ્થા

થોડા મહિના પહેલાં એક અંગ્રેજ પ્રોફેસરને મળવાનું થયું. તેઓ અહીંની એક વિદ્યાપીઠમાં અંગ્રેજી શીખવે છે. છેલ્લાં પાંત્રીસ વર્ષથી હિન્દુસ્તાનમાં રહે છે. એમની સ્થિતિ—આર્થિક સ્થિતિ ઘણી સારી છે. લંડનમાં પોતાની મિલકત છે અને અહીં આપણા દેશમાં ચાના બગીચાના વેપારમાં એમની ભાગીદારી છે. તેમને એમાંથી મહિને ત્રણેક હજાર રૂપિયાની આવક છે. એ ત્રણ હજારમાંથી પોતાના માટે માત્ર ૫૦૦–૭૦૦ રૂપિયા વાપરે છે, અને બાકીની અહીંની લોકકલ્યાણની પ્રવૃત્તિમાં વાપરે છે. અપરિણીત છે. આ પ્રકારનો પરિચય એક સ્નેહી મિત્રે આપ્યો હતો. રહેણીકરણીમાં અત્યંત સાદાઈ તો તેમના પહેરવેશમાંથી પણ તરી આવતી

હતી. મેં તેમની સાથે નિરાતે વાતચીત થઈ શકે તે માટે મારે ઘેર તેમને આવવાનું અને જમવાનું આમંત્રણ આપ્યું. તેમણે વિદ્યાપીઠમાં શા માટે નોકરી સ્વીકારી હશે તેનું મને થોડું કુતૂહલ પણ હતું અને મળીએ ત્યારે એ વિશે પૂછવાનું મેં મારા મનમાં વિચારી રાખ્યું હતું.

નક્કી કર્યા મુજબ એ જમવા આવ્યા. થોડી ઔપચારિક વાત કર્યા પછી મેં તેમને પૂછ્યું : 'તમે કેળવણીના ક્ષેત્રમાં કેવી રીતે આવ્યા? અને આવી નોકરી શા માટે સ્વીકારી? તમારું હિત તો વેપારમાં રહ્યું છે.' તેમણે કહ્યું : 'મારે નોકરીની તો કશી જરૂર જ નહોતી—નથી. મારી આર્થિક સ્થિતિ સારી હતી અને છે. પહેલેથી મારું મન ધર્મ પ્રત્યે વળેલું હતું એટલે મારી જે કાંઈ આવક હતી તેનો મોટો ભાગ હું બીજાની સેવા અર્થે ખર્ચતો. મારા ધર્મગુરુએ મને એક વાર કહ્યું, "શિક્ષણ અર્થે સેવા કરવી એ એક ધાર્મિક પ્રવૃત્તિ જ ગણાય. તમે કોઈ નિશાળમાં કે શિક્ષણ સંસ્થામાં કામ કરો. તમારો સમય તેમાં સારી રીતે ગાળી શકશો. તમે શિક્ષિત છો તો તમારા શિક્ષણનો સદુપયોગ કરો." મને એ વિચાર ગમ્યો. હું અંગ્રેજી ભાષા શીખવું છું. જુવાન વિદ્યાર્થીઓનો વિકાસ જોવો અને તે માટે યથાશક્તિ મદદરૂપ બનવું એમાં મને ખૂપ આનંદ આવે છે. હું શિક્ષણનું કામ છેલ્લાં બાર વર્ષથી જ કરું છું. અમારી નિશાળ મુખ્યત્વે Resident School (વસતિગૃહમાં રહીને ભણવાની શાળા) છે એટલે અમારા વિદ્યાર્થીઓ જાણે મારા કુટુંબી હોય તેવુ પોતાપણું તેમની સાથે લાગે છે. મારી ધાર્મિક ભાવનાને આ કામ અનુરૂપ નીવડયું છે અને તે માટે હું અમારા ધર્મગુરુનો આભારી છું.'

મેં પૂછ્યું : 'તમને લંડન રહેવાનું હવે મન થાય છે, ખરું? તમે અહીં પાત્રીસ વર્ષથી છો અને તમારાં કુટુંબીજનો તો બધાં લંડન હશે. એટલે તમારા જીવનની આ ઉત્તરાવસ્થામાં તમને

તમારી પિતૃભૂમિમા જઈને વસવાનું મન નથી થતું ? ' તેમણે કહ્યું : 'મારા સગા કાકા હજી લંડનમા છે એટલે તેમને મળવા માટે દર બે-ત્રણ વર્ષે લંડન જઈ આવુ છું અને બે-એક મહિના રહી આવું છું. મારુ ઘર લંડનમાં છે, બીજા સગાંવહાલાં પણ ત્યા છે. પણ મને આ ભારત એટલું બધું ગમી ગયું છે કે મે તો મારું સમગ્ર જીવન ભારતમાં જ ગાળવનુ નક્કી કર્યું છે. છેલ્લા પાત્રીસ વર્ષથી હું અહી રહું છું એટલે હુ પણ હિંદીજન બની ગયો છું. લંડન રહૂં તોયે પાછુ જલદી અહીં આવવાની વૃત્તિ થઈ આવે: વકેશનમા અહીં આસપાસના ગામડામા જવાની મને ખૂબ મઝા આવે છે. ગ્રામજનોની સેવા કરવામા મને નિર્મળ આનંદ મળે છે. હિંદ મને ખૂબ ગમે છે. '

આ સાભળીને મને ખૂબ નવાઈ લાગી મને થયુ : અમને અમારો દેશ ન ગમે તેવું, અકળાવે તેવુ, વાતાવરણ આજે અહીં પ્રવર્તે છે. એક પ્રકારની નિરાશાની તીવ્ર લાગણી અમને મૂઝવે છે. અમને અમારા દેશ પ્રત્યે ચીડ ચડે છે. લાંચ રુશ્વત. સગાવાદ, અજ્ઞાન, સ્વાર્થ, દેશપ્રેમનો અભાવ, આર્થિક વિષમતા વગેરે જોઈને અમે હિંદીઓ હતાશ બની ગયા છીએ અને આ સ્થિતિનો ક્યારે અંત આવશે તેની ચિંતા અમને મૂઝવી રહી છે, ત્યારે આ એક અંગ્રેજને–સુખી અંગ્રેજને–પોતાના સ્વદેશ કરતા જે સ્વદેશ તરફ અમને અભાવ આવી ગયો છે તે તેમને વધુ ગમે છે. એવું તે એમણે આ દેશમા શુ જોયું છે ? આવા વિચારથી મારાથી તેમને પૂછયા વિના ન રહેવાયું : 'તમને એક પ્રશ્ન પૂછું ? એવી કઈ વસ્તુ તમને આ અમારા દેશમા ગમી છે કે તમને અહી રહેવાનુ–કાયમી વસવાટ કરવાનુ ગમે છે ? અત્યારે તો ચારે બાજુ આ દેશમાં તીવ્ર અસંતોષ પ્રવર્તે છે અને અહીં તો હાડમારીનો પાર નથી, વસ્તુઓની તીવ્ર તંગી નડે છે, છતાં તમે કહો છો કે તમને હિંદ ખૂબ ગમે છે. તો અહીંની કઈ વસ્તુ તમને ખૂબ ગમે છે ? એવું

તમે અમારા દેશમાં શું જોયું કે જેથી તમોને આ દેશને પોતાનો ગણવાનું મન થયું ?'

એમણે મારા સામુ જોઈને સ્મિત કર્યું અને પછી કહ્યું : 'મને જે ઘણી વસ્તુ આ દેશની ગમે છે તેમાં વૃદ્ધજનોને માટે તમારા કુટુંબમાં જે માનભર્યું સ્થાન છે તે મુખ્ય છે. તમારા કુટુંબોમાં, ઘરોમા તમે અનેક માણસોને સમાવી લ્યો છો અને ખાસ કરીને વૃદ્ધ માબાપોને આદરપૂર્વક સ્થાન આપો છો તે મને બહુ જ ગમે છે. અમારા દેશમાં તો ઘરડાં માબાપની સ્થિતિ ઘણી વાર દયાજનક હોય છે. ઘરડાં માણસોને અમે અમારે ત્યાં નિરાધાર સ્થિતિમાં જોઈએ છીએ. અમારા દેશમાં રિવાજ એવો છે કે છોકરો કે છોકરી પુખ્ત વયનાં થાય એટલે એમણે જુદાં રહેવાનું જ હોય. દીકરો પોતાના કામમાં મશગૂલ હોય અને દીકરીને પોતાનું કુટુંબ હોય, અશક્ત અને વૃદ્ધ માબાપોનું કોઈ ધ્યાન રાખનાર હોતું નથી. માબાપની સેવા કરવાની ફરજ કોઈ લેખતું નથી, એવી પ્રણાલિ નથી, અમારી સંસ્કૃતિમાં એનું મહત્ત્વ નથી. ઘણી વાર સંતાનો પોતાનાં માબાપ પ્રત્યે ક્રૂર હોય છે. આ તમારા દેશમાં વૃદ્ધજનોની સેવા કરવી, તેમની પ્રત્યે આદરભાવભર્યું વર્તન રાખવું એ એ વસ્તુ મને ખૂબ ગમી છે. તમારા ગામડામાં વૃદ્ધજનોનો કેવો માનવતાભર્યો ઉપયોગ થાય છે ? પોતાના દીકરા-દીકરીનાં સંતાનોને ઉછેરવાની ફરજ વૃદ્ધજનો ઉપાડી લે છે, તેનાથી પોતાનાં પુત્રપુત્રીને પોતાના કામ માટે પૂરતો અવકાશ મળે છે વદ્ધજનોને કેવો રુચતો વ્યવસાય મળી જાય છે ! અમારે ત્યાં સંતાનોને ઉછેરવાનું કામ સંતાનોનાં માબાપે કરવાનુ હોય છે અને વૃદ્ધજનો જુદા રહેતા હોય તેઓને કશું કામ કરવાનું હોતું નથી. પોતાના વ્યવસાયમાથી નિવૃત્ત થયા હોય અને પછી બીજું કામ કે કોઈ બીજી અનુકૂળ પ્રવૃત્તિ ન હોય એટલે જીવન નરસ અને શુષ્ક બની જાય છે. આમાં બંનેને ગેરફાયદો છે. જુવાનોને

પોતાના વ્યવસાયમાંથી (સંતાનઉછેર માટે) ઘણો સમય કાઢવો પડે છે અને વૃદ્ધજનોને કશું કામ હોતું નથી.

'તમારી કુટુંબવ્યવસ્થામા જુવાનોને પોતાના વ્યવસાય માટે પૂરતો સમય મળી રહે છે અને વૃદ્ધજનોને અત્યંત વહાલું સંતાન ઉછેરવાનુ કાર્ય મળી જાય છે. વૃદ્ધજનો કુટુંબને બોજારૂપ નથી થતાં, ઊલટું કુટુંબનું મૂલ્યવાન કામ કરે છે. આમાં કૌટુંબિક સંવાદિતા જળવાય છે. અમારે ત્યા તો વૃદ્ધજનોનો સમય જતો નથી, તેથી તેમને માટે વૃદ્ધાશ્રમો સ્થાપવામા આવે છે. વૃદ્ધાશ્રમમાં વૃદ્ધો પોતાનું શેષ જીવન વ્યતીત કરે છે, પણ હવે જીવનપ્રવાહમાં તેમનું સ્થાન નથી રહ્યું તેની પૂરેપૂરી જાણકારી તેમને હોય છે. જીવનપ્રવાહમાંથી ફેંકાઈ ગયેલા હોય તેમ તેમને લાગે છે. પછી ગમે તે રીતે જાણે બાકીનું આયુષ્ય પૂરું કરવાનું હોય તેમ તેઓ પૂરું કરે છે. વૃદ્ધજનોની જે સુયોગ્ય વ્યવસ્થા તમારી સંસ્કૃતિએ કરી રાખી છે તે મને ખૂબ ગમે છે. હું તમારાં ગામડાંમાં આર્થિક ગરીબી જોઉં છું, જીવનધોરણ ઘણું નીચું છે તે તો ઉઘાડી હકીકત છે, પણ વૃદ્ધજનો ફેંકાઈ ગયેલા નથી લાગતા. ઘરમા એમનુ માનભર્યું સ્થાન હોય છે. બાળકોને ઉછેરવાનું મૂલ્યવાન કામ કરીને તેઓ જીવનના પ્રવાહમાં કુટુંબ સાથે હોય છે. માનવી ભાવનો જીવંત ઝરો તેમને સજીવ અને રસમય રાખે છે. અલબત્ત, આનો અર્થ એવો નથી કે તમારી વ્યવસ્થામા બધું જ સુંદર છે. કેટલીક ક્ષતિઓ મેં જોઈ છે, પણ આપણે વિગતોમાં નથી ઊતરતા. વૃદ્ધજનો બધી રીતે અનુકૂળ બની જતાં હોય છે અને કુટુંબની સંવાદિતા જાળવી રાખતું જીવનસંગીતનું માધુર્ય બધે જ હોય છે એમ પણ હું નથી કહેતો. પરંતુ જો યોગ્ય સમજણથી આ વ્યવસ્થાનો સદુપયોગ કરવામાં આવે તો જીવન મધુર બની જાય; અને તમારાં ગામડાંના મોટા ભાગના કુટુંબોમાં મેં આવી મધુરતા જોઈ છે.'

એક અંગ્રેજ પાસેથી આ વાત સાંભળી મને સાનંદાશ્ચર્ય થયું. દુઃખ પણ થયું, કારણકે શહેરોમાં અને ખાસ કરીને શિક્ષિત કુટુંબોમાં હવે આ સ્થિતિ રહી નથી, એટલું જ નહિ પણ ન રહેવી જોઈએ એવી માન્યતા પ્રવર્તે છે. સંયુક્ત કુટુંબનાં અનિષ્ટો આપણે સૌ કોઈ જાણીએ છીએ, પણ વૃદ્ધોની સેવાનો સદુપયોગ કરીને આપણા તેમ જ તેમનાં જીવનને સુમધુર બનાવવાનું આપણે જાણતા નથી. શહેરની આ અસર ગામડાંમાં પહોંચતી જાય છે એટલે જે સુંદર કુટુંબવ્યવસ્થાથી આ અંગ્રેજ સજ્જન આપણા દેશ તરફ આકર્ષાયા તે સ્થિતિ ભૂંસાતી જાય છે અને ખાસ કરીને શહેરી સભ્યતામાં તો એ સ્થિતિ અદૃશ્ય થતી જાય છે એ મારાથી એમને કહ્યા વિના રહેવાયું નહિ. આપણી સંયુક્ત કુટુંબવ્યવસ્થામાં અનેક દોષો છે એ ખરું, પણ વૃદ્ધજનોનો જીવનરસ ટકાવી તેમને સજીવ અને સક્રિય રાખે તેવું બાળઉછેરનું કામ તેમને સોંપવાની પ્રથામાં આ ખૂબી રહી છે તે તરફ આ અંગ્રેજ સજ્જને કરેલો નિર્દેશ લક્ષમાં લેવા જેવો જરૂર છે. આજે જ્યારે આપણાં વર્તમાનપત્રોમાં 'વૃદ્ધાશ્રમો' સ્થાપવાના સમાચારો આવે છે તે જ આપણી વ્યવસ્થા તૂટી પડવાની સાક્ષી પૂરે છે. વૃદ્ધાશ્રમો એટલે વૃદ્ધ જેમતેમ કરીને નિરુદ્દેશ જીવન વ્યતીત કરે તેવી સગવડ એવો અર્થ ન થાય? વૃદ્ધાશ્રમમાં રહેતાં વૃદ્ધજનો જીવનપ્રવાહથી તો દૂર ફેંકાઈ ગયેલાં જ રહેવાનાં. એ વૃદ્ધાશ્રમ સમાજ કે સરકાર ઉપર ભારરૂપ બને તે કરતાં સમાજ તેમની પાસેથી પેલા અંગ્રેજે બતાવેલું કામ લઈ ને તેના બદલામાં કર્તવ્યનો આનંદ તેમને આપે તે અને તો ઇષ્ટ લાગે છે.

આ અંગ્રેજ પ્રોફેસરની વાત—આપણી કુટુંબવ્યવસ્થા અંગેની વાત મારા મનમાં ઘોળાતી રહી. થોડા દિવસ પછી જ મારા એક વિદ્યાર્થીનાં બેન લંડનમાં બે-અઢી વર્ષથી શિક્ષિકા તરીકે કામ કરી રહ્યાં હતાં તે થોડા દિવસ માટે અહીં આવ્યાં, ત્યારે ઔપચારિક

વાતો કર્યા પછી એ વિશે તેમને પૂછ્યા વિના હું ન રહી શક્યો. મેં તેમને પેલા અંગ્રેજ પ્રોફેસરની વાત કર્યા પછી પૂછ્યું : 'તમે તો લંડન આટલો બધો વખત રહ્યા છો એટલે એમની સમાજ-વ્યવસ્થા-કુટુંબવ્યવસ્થાથી સુપરિચિત હશો જ. તો ખરેખર ત્યાં વૃદ્ધજનની સ્થિતિ માનપ્રદ નથી? શું વૃદ્ધ માબાપો પ્રત્યે પુત્ર પુત્રીઓ ઉપેક્ષા કરે છે? પુત્રને પોતાના માતાપિતાની સંભાળ રાખવાની ફરજ નહિ લાગતી હોય? સાચે જ માબાપ પ્રત્યે ત્યાં બેદરકારી હોય છે?'

પેલી શિક્ષિકાબહેને મને કહ્યું: 'સાહેબ, એમાં શારાનરસાંનો સવાલ બાજુએ રાખીને જોઈએ તો એમની કૌટુંબિક ભાવના જુદી જ રીતે ઘડાયેલી છે. એમની સંસ્કૃતિ એ દૃષ્ટિએ આપણાથી ભિન્ન છે એ સમજી લઈએ તો આમાં તમને નવાઈ જેવું કશું નહિ લાગે. પશ્ચિમના દેશોમાં બધે જ દીકરાદીકરી પુખ્ત વયના થયા પછી જુદાં થાય તેવો પ્રાચીન કાળથી રિવાજ પડી ગયો છે. માબાપની સાથે ઉંમરલાયક થયા પછી રહેવાય જ નહિ અને પોતે પોતાના પગ ઉપર ઊભા રહેવું જોઈએ એવી એ દેશોની પ્રણાલી છે.

'સંતાનો પુખ્ત વયના થાય એટલે માબાપ પણ ઇચ્છે જ કે એમણે જુદા થવું જોઈએ અને પુત્રપુત્રીઓને એમાં જરાય અસ્વાભાવિક ન લાગે. એમની કુટુંબની રચના અને પદ્ધતિ આપણાથી જુદા છે. માબાપને છોડી દેવાનો કોઈ પ્રશ્ન જ નથી. બન્ને જુદા રહે તો તેથી સંતાન અને માબાપ પોતપોતાની રીતે રહી શકે. એકબીજા પ્રત્યે આદર અને પ્રેમ નથી એમ માનવાની જરૂર નથી. એકબીજાને ઉપયોગી થવાનો પ્રયત્ન પણ કરે, પરંતુ એમની સંસ્કૃતિમાં માતૃદેવો ભવ કે પિતૃદેવો ભવ એવી ભાવના નથી; માબાપની ઇચ્છા પ્રમાણે પુખ્ત વયના પુત્ર-પુત્રીઓએ રહેણીકરણી રાખવી જોઈએ એવી અપેક્ષા કોઈ રાખતું નથી. માબાપ અને પુત્રપુત્રીઓ પોતપોતાનું વ્યક્તિત્વ જાળવી શકે એવી એના પાછળ

સમજાયું છે એમ મને લાગે છે.

'હું મારી જ વાત કરું. મારા પિતાને અસાધ્ય રોગ લાગુ પડ્યો છે એમ જાણ્યું, કે તરત એક મહિનાની રજા લઈ પિતાશ્રીની તબિયત જોવા હું અહીં આવવા નીકળી. એ મારી શિક્ષિકા સહકારીઓને અને બીજાને બહુ વિચિત્ર લાગ્યું. મને મારી ઘણી અંગ્રેજ બેનપણીઓએ કહ્યું, "પિતા માંદા છે એટલે માટે તું તારા દેશમાં જઈને બસો પાઉન્ડ શા માટે ખર્ચે છે? આ તો નરી ઊર્મિલતા–Sentimentalism કહેવાય. તું કોઈ તારાં સગાંવહાલાંને લખજે! એ લોકો તને એમના વિશે ખબર આપશે. તારા જવાથી શો ફાયદો થવાનો છે?" મેં એમને કહ્યું, "મારા પિતાશ્રીને કેન્સર થયો છે એમ હું જાણું પછી હું એમને જોયા વિના કેમ રહી શકું? મારું હૃદય મારા પિતાશ્રી પાસે ન જાઉં ત્યાં સુધી શાન્ત કઈ રીતે રહી શકે?" એમ કહેતાં મારી આંખો ભીની થઈ ગઈ.

'છતાં એમને મારું દૃષ્ટિબિન્દુ ન જ સમજાયું. મારી એક નજીકની બેનપણીએ લાગણીશીલતાથી કહ્યું, "તું આવી ઢીલી કેમ થઈ જાય છે? તારા જવાથી તારા પિતાશ્રીનો રોગ મટી જવાનો છે? તું એને કઈ રીતે મદદરૂપ થવાની છે? એમને માટે યોગ્ય ઉપચારો થાય એ જરૂરી છે. એ માટે તું કહે છે તેમ ત્યાં તારા ભાઈ છે અને બધા જ ઇલાજો થાય છે. ત્યાં તારા જવાથી શું ફેર પડશે? જો રોગ અસાધ્ય હશે તો તું ત્યાં જઈશ એટલે એ, કંઈ સાધ્ય બની નથી જવાનો! ઉત્તમ સારવાર થાય અને સારામાં સારા ઉપચારો થાય એ જરૂરી છે. એની વ્યવસ્થા અહીં બેઠાં તું, તારાં સ્વજનોને લખીને કરી શકે. તારે એક મહિનો અને બસો પાઉન્ડ બગાડવાનું મને તો કોઈ કારણ જ સમજાતું નથી. આપણે વિવેકબુદ્ધિ વાળી (Rational) દૃષ્ટિ રાખવી જોઈએ."

'મેં એને કહ્યું, "શું પિતા કરતાં પૈસાને હું વધુ વહાલા

ગણું? મારે મન માતા-પિતા મારું સર્વસ્વ છે. હું એમને જઈને મળું તો જ મને શાંતિ થાય. પૈસાની ગણતરી આવે વખતે મનમાં આવે જ કેમ? પિતા મૃત્યુપથારીએ હોય ત્યારે હું કયા હૃદયે અહીં રહી શકું?" મે મારું દષ્ટિબિન્દુ સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ એ મારી બેનપણીને કે બીજાઓને મારું દષ્ટિબિન્દુ બિલકુલ ન સમજાયું. એણે તો એટલું જ કહ્યું, "આ બધી વેવલાઈનો હું શો જવાબ આપું? આવું વેવલાપણું અમને જરાય સમજાતું નથી. તારા પ્રત્યે પૂરેપૂરી સહાનુભૂતિ હોવા છતાં મારી વિવેકબુદ્ધિને આ જરાય ગળે ઊતરતું નથી."

'આમ હું અહીં આવી ત્યારે મનમાં મને ઘણા વિચારો આવી ગયા. એમાં એમનો કશો વાંક નહોતો. આપણી અને એમની જીવનભાવના અને પદ્ધતિ જુદાં છે. અમને મન હું વેવલી હતી અને મારે મન એ લાગણીની ખામીવાળાં હતાં. પરંતુ ઊંડો વિચાર કરતાં મને તો લાગે કે સાચી વાત તો એક જ છે કે, આપણી અને એમની જીવનપ્રણાલીમાં રહેલો ભેદ જ આની પાછળ કામ કરે છે. એવી રહેણીકરણીમાં તેઓ ઊછર્યાં છે અને આપણે જુદી રીતે ઊછર્યાં છીએ. માબાપ પ્રત્યે એમને લાગણી નથી એમ નહિ કહેવાય. મેં જોયું છે કે જરૂર હોય તો એ માબાપને મદદ કરે, પણ આપણી રીતે નહિ.'

હું પણ આ વિશે વિચાર કરવા લાગ્યો. મેં એને પૂછ્યું: 'તો વૃદ્ધજનો પ્રત્યે અહીં જેટલો આદર મારા દેશમાં નથી એમ પેલા અંગ્રેજ પ્રોફેસરે કહ્યું તેમાં તથ્ય કેટલું? તમે કોઈ વૃદ્ધજનોના સંપર્કમાં આવીને તેમની અંતરની વાત કોઈ વાર સાંભળી છે? તેઓ વૃદ્ધાવસ્થામાં નિર્બળ કે અશક્ત બને ત્યારે તેની સેવા-ચાકરી કોણ કરે? વૃદ્ધજનોની સંભાળ રાખનાર કોણ? સિત્તેરેક વર્ષ પછી તેઓ પોતાનું યે શું કામ કરી શકે? તે વખતે તેમનું શું થાય?' મારા મનમાં આવેલા વિચારોના ઊભરાને મેં મારી રીતે ઉપર

મુજબ હાલ્યો.

એણે કહ્યું : ' આપણી દષ્ટિએ જોતાં વૃદ્ધજનોની હાલત જરૂર દયાજનક લાગે તેવો મારો અનુભવ છે. પણ માંદા પડે તો ત્યાં હૉસ્પિટલમાં બધી જ સગવડ મળે તેવી એ દેશમાં વ્યવસ્થા છે. વૃદ્ધજનોની સંભાળ રાખવાની જવાબદારી કુટુંબો ઉપરથી કાઢી લઈ જાણે રાજ્યે લઈ લીધી હોય તેવી ત્યાં સ્થિતિ છે. વૃદ્ધજનોને વૃદ્ધાવસ્થાનું વેતન મળે એવી વ્યવસ્થા છે. વૃદ્ધજનોને તકલીફ હોય તો ત્યાં વૃદ્ધાશ્રમો છે. આપણી સંસ્કૃતિમાં માબાપની સેવા કરવી એને જે મહાન જીવનધર્મ લેખ્યો છે તેવું પશ્ચિમમાં નથી. આપણે ત્યાં આવી સેવાનો અતિરેક થયો છે એમ શું નહિ કહેવાય ? આપણી કુટુંબવ્યવસ્થામાં સાસુસસરાની જોહુકમી આવી સેવાપ્રણાલીને લીધે કેવી નિષ્ઠુર હતી તે આપણે નથી જાણતાં ? યુવાવસ્થામાં પુત્ર કે પુત્રવધૂને વિકાસનો અવકાશ પૂરેપૂરો હોય ત્યારે તેમણે માબાપનાં આજ્ઞાંકિત બની તેમના જીવનરસને દબાવી દેવો નહોતો પડતો ? આજે પશ્ચિમની અસરથી એ સ્થિતિ બૂંસાતી જાય છે એ જુદી વાત છે. દશરથના વચનને લીધે રામ-સીતાને વનવાસ જવું પડે એ વિચારસરણી પશ્ચિમને સમજવી મુશ્કેલ થઈ પડે છે. છતાંય એટલી વાત તો સાચી કે પશ્ચિમમાં વૃદ્ધજનો એકલવાયાં કે કોઈ ગયેલાં લાગે છે. મેં અનેક વૃદ્ધજનોની દુર્દશા જોઈ છે અને એમનું દુઃખ સાંભળ્યું છે. પરંતુ પુત્રપુત્રી પાસેથી વધુ પડતી ત્યાં અપેક્ષા રખાતી નથી એ પણ એટલું જ સાચું છે. પરંતુ વૃદ્ધ માતાપિતા દુઃખી હોય અથવા તેમને સેવાની જરૂર હોય ત્યારે પુત્ર કે પુત્રવધૂ એમને મદદરૂપ ન બને એ સારું નથી ગણાતું, એટલું જ નહિ પણ પશ્ચિમનો સમાજ એવા પુત્ર કે પુત્રવધૂ પ્રત્યે અનાદરની દૃષ્ટિ જુએ છે. સારા કુલીન માણસો પોતાનાં માબાપ પ્રત્યે સમભાવ રાખે છે અને તેમને મદદરૂપ થાય છે—પણ આપણી રીતે નહિ. '

થોડી અમારી વધુ ચર્ચા ચાલી ત્યારે આ વસ્તુને વિશેષ સ્ફુટ કરતાં એ એને કહ્યું : 'પશ્ચિમની કુટુંબભાવના સમજવા માટે એક બીજી વસ્તુ પણ લક્ષમાં રાખવી ઘટે છે પતિપત્ની પણ આપણી માફક કુટુંબ પ્રત્યે જોતા નથી પતિના માબાપ કે મિત્રો એ પત્નીને પોતાના લાગતા નથી. પતિનાં કોઈ નજીકના સગાં ઘેર જમવા નોતર્યાં હોય તો પત્ની માગ જોવાને કહે "આજે મારા પતિના મહેમાન ઘેર જમવાના છે, મારે રસોઈમાં મદદ કરવી પડશે।" પતિના મહેમાન કહીયે પોતાના મહેમાન નહિ લાગે "અમારે ઘેર અમારા મહેમાન જમવાના છે" એવો ઉદ્ગાર સાંભળવા નહિ મળે–સિવાય કે દંપતીના કોઈ મિત્ર હોય. પતિના મહેમાનને પોતાના લેખવાની આપણે ફરજ સમજીએ છીએ એવુ પશ્ચિમમાં નથી બીજા શબ્દોમાં કહીએ તો, આપણે ત્યાં પતિનાં ભાઈબેન, માબાપ એ પત્નીનાં ભાઈબેન કે માબાપ બની જાય છે તેવુ પશ્ચિમમા બનતુ નથી પતિનાં માબાપ કે ભાઈ બેન પતિનાં જ સગા ગણાય આવી ત્યાં પ્રણાલી છે અલબત્ત, આનો એક ફાયદો એ થાય છે કે આપણે ત્યાં પુત્રવધૂ ઉપર એકસામટી કુટુંબની વેઠ કરવી પડે તેવી સ્થિતિ ઊભી થતી હોય છે તેવુ ત્યાં બની શકતુ નથી પુત્રવધૂનુ સ્વતંત્ર વ્યક્તિત્વ જળવાઈ રહે કે ખીલી શકે તેવુ ત્યા વાતાવરણ હોય છે એમ જોઈ શકાય'

આમ પશ્ચિમના દેશોની અને આપણી કુટુંબવ્યવસ્થામા રહેલો ફરક હુ સ્પષ્ટ રીતે સમજી શકયો હતો બન્ને પદ્ધતિની તુલના મારા મનમાં થયા જ કરતી હતી પશ્ચિમની કુટુંબવ્યવસ્થામા વ્યક્તિના સ્વતંત્ર વિકાસની દૃષ્ટિ રહેલી છે જ્યારે આપણી વ્યવસ્થામાં કૌટુંબિક સંઘટનામા વ્યક્તિના સ્વતંત્ર વિકાસનો બહુ વિચાર થયેલો નથી એ મારા મનમાં સ્પષ્ટ થયુ એને વધુ સમજવા માટે અથવા ખરી રીતે કહીએ તો પશ્ચિમની કુટુંબવ્યવસ્થાની રચનાનો યથાર્થ ખ્યાલ મેળવવા માટે પશ્ચિમમા સારો સમય ગાળ્યો હોય

અને ત્યાંનાં કુટુંબોમાં સારી રીતે સુપરિચિત થયા હોય તેવી રીતે વર્ષો સુધી વસ્યા હોય તેવા સ્નેહીઓને હું તે વિશે પૂછતો.

એક અમારાં વિદ્યાર્થી બેન ઓક્સફર્ડમાં ત્રણેક વર્ષ રહીને અહીં આવ્યાં હતાં. તેમણે થોડો વખત હોસ્ટેલમાં રહીને પછી એક અંગ્રેજ કુટુંબની સાથે અઢીએક વર્ષ ગાળ્યાં હતાં તેમ તેમની પાસેથી જાણ્યું. આ બેનની સૂક્ષ્મ નિરીક્ષણ દૃષ્ટિ અને સમજશક્તિથી હું પરિચિત હતો. તેમનો વિષય તત્ત્વજ્ઞાન હતો. સમાજશાસ્ત્રમાં એને ઊંડો રસ હતો એટલે મેં મારા મનમાં ઘોળાતી વાત તેમને પૂછી. મેં કહ્યું : 'તમે તો અંગ્રેજ કુટુંબમાં રહ્યાં છો એટલે આપણી કૌટુંબિક વ્યવસ્થા કરતાં તેમની કૌટુંબિક વ્યવસ્થા જે રીતે જુદી છે તે રીત તમારા લક્ષમાં આવી જ હશે. આપણે ત્યાં જે કૌટુંબિક એકતા હોય છે તેવી એકતા એ સમાજમાં નથી એ સાચું? જરા સ્પષ્ટ કરીને કહું. આપણે ત્યાં જે આદરભર્યું સ્થાન આપણાં વૃદ્ધ માબાપને હોય છે એ ત્યાં નથી એ સાચું? દીકરાદીકરી પુખ્ત વયના થાય એ સમજી શકાય પણ પછી માબાપની વૃદ્ધાવસ્થામાં સંભાળ રાખવાની જવાબદારીનો ખ્યાલ તેમને આપણા જેટલો તીવ્ર નથી હોતો એમ સાંભળ્યું છે તે વિશે તમારું નિરીક્ષણ શું કહે છે? મને તેમની અને આપણી કુટુંબની વ્યવસ્થામાં રહેલો વિશિષ્ટ ભેદ સમજવાની ઇચ્છા છે તેથી હું તમને આ પ્રશ્ન પૂછી રહ્યો છું.'

આ બેને તરત જ જવાબ આપતાં કહ્યું : 'આપણી વ્યવસ્થા તેમના કરતાં સારી છે કે ખરાબ છે એવો અભિપ્રાય બાંધવાની આપણે ઉતાવળ ન કરવી જોઈએ. આપણા દેશની કૌટુંબિક વ્યવસ્થા કરતાં તેમની કૌટુંબિક વ્યવસ્થા જુદી છે એટલું જ. માબાપ પ્રત્યે ત્યાં આદર નથી એમ ન માનશો. વૃદ્ધ માબાપની ઉપેક્ષા કરવી કે એમને મદદરૂપ ન થવું એ ત્યાં પણ ખરાબ આચાર જ ગણાય છે. વૃદ્ધ માબાપની સંભાળ રાખવાની ફરજ છે એ ત્યાં પણ કુલીનતાનું

વ્યક્તિઓ છે એટલું જ નહિ પણ પતિનાં સગાં છે એમ જ માનવાનું. આપણે ત્યાં સાસુ-સસરાની જોહુકમી હોય છે તેની કલ્પના પશ્ચિમને નહિ આવે. સાસુના ત્રાસથી કોઈ વહુ આત્મહત્યા કરે તેવું ત્યાં બનતું નથી. તેમને આપણી સમાજવ્યવસ્થામાં સાસુ-સસરાના ત્રાસની વાત સમજાતી નથી. આપણે ત્યાં જે અર્થમાં કૌટુંબિક પ્રેમ ઇષ્ટ મનાયો છે તે ત્યાં નથી એટલે કે કૌટુંબિક પ્રેમને નામે આપણે ત્યાં દીકરાની વહુનું વ્યક્તિત્વ કચડાઈ જાય છે તેવું ત્યાં નથી બનતું, છતાં પતિના માબાપ પ્રત્યે આદર રાખવો એ ત્યાં પણ ઇષ્ટ ફરજ જ ગણાય છે.

'પરંતુ આપણી ભાવનાશીલતાથી જે પ્રકારની કૌટુંબિક પ્રેમના આદર્શની મનોવૃત્તિ ઘડાય છે એ ત્યાં નથી હોતી તેથી આપણને એમની રચના લાગણીહીન લાગે છે હું મારું જ એક ઉદાહરણ આપું છું અહીં આવવા નીકળી ત્યારે મેં મારા ભાઈ માટે નાયલોનનાં પાંચ સરસ શર્ટ ખરીદ્યાં. બીજી કેટલીક વસ્તુઓ ભાઈ માટે તેમ જ અન્ય સગાં માટે ખરીદી. મારી એક અંગ્રેજ બેનપણીને આનું એટલું બધું આશ્ચર્ય થયું કે મને પૂછ્યા વિના ન રહી શકી. તેણે કહ્યું: "તું આવા મોઘા આટલાં બધાં શર્ટ કોને માટે ખરીદે છે? તું પોતે તો અપરિણીત છે!" મે જવાબ આપ્યો: "મારા ભાઈ માટે લઈ જઉં છું." તેણે તરત નવાઈ પામી પૂછ્યું: "ભાઈને ભેટ આપવા માટે એકાદ શર્ટ તું ખરદે તે તો સમજી શકાય, પરંતુ આટલા બધા પૈસા તમારા ભાઈભાંડુઓ માટે શા માટે ખર્ચે છે? તારે પોતાને માટે કપડાં ખરીદે તે બરાબર છે, કે પછી આ બધા પૈસા તું તારા ભાઈ પાસેથી લેવાની છું?" મેં એને કહ્યું: "ભાઈ મારે આટલું હું ખરીદું એમાં અસ્વાભાવિક શું છે? એની પાસેથી પૈસા લેવાનો વિચાર કેમ આવે? મારો ભાઈ તો મારે માટે આથી પણ વધુ ખર્ચ કરે. મારા ભાઈ પ્રત્યેની લાગણીથી પ્રેરાઈને એને માટે આવી વસ્તુ લઉં તે કુદરતી છે.

આવે વખતે પૈસાનો વિચાર જ અમને લોકોને ન આવે. હું અને મારો ભાઈ કાંઈ જુદા થોડાં જ છીએ ! " મારું કહ્યું તેને સમજાયું ન હોય તેમ લાગ્યું. તેના મોંઢા ઉપર નવાઈની લાગણી સ્પષ્ટ તરી આવી. તે બોલી ઊઠી: " યુ માઈટ બી હેવિંગ એ વન્ડરફુલ બ્રધર " (ત્યારે તો તારો ભાઈ કોઈ અદ્‌ભુત વ્યક્તિ હશે!)

'પશ્ચિમની કુટુંબ-વ્યવસ્થાનો તમને આ ઉપરથી ખ્યાલ આવશે. આપણી કુટુંબ વ્યવસ્થાની તેને કલ્પના આવે તેવું મેં વર્ણવ્યું પણ એમાં એને નરી લાગણીઘેલછા લાગી. મને એમની વ્યવસ્થા ઉષ્માહીન ભાસી એનું એક ઉદાહરણ આપું. હું જેને ત્યાં રહેતી તે બાઈ ખૂબ ભલી હતી. મારા પ્રત્યે એને લાગણી હતી. એ બાઈને એક દીકરી હતી. દીકરી જમાઈ કોઈ કોઈ વેળા આ બાઈને મળવા આવતાં. હું તેમને ઓળખતી. એ બાઈએ એક દિવસ મને કહ્યું : " મારી દીકરી અહીં નજીકમાં ઘર ભાડે લેવાનું વિચારે છે. એ લોકો અહીં રહેવા આવે તે મને નથી ગમતું." મારાથી એકાએક સ્વાભાવિક રીતે પુછાઈ ગયું : " કેમ ? દીકરી તમારી પાસે રહેવા આવે તે તો કેટલું સારું કહેવાય ! " એ બાઈએ કહ્યું : " અહીં રહેવા આવે તો પછી એમને જ્યારે જ્યારે બહાર જવાનું થાય ત્યારે એનાં બાળકો મારે સાચવવાં પડે. એ અહીં મૂકવા આવે તો મારાથી એને ના પડાય નહિ. નકામી એ ઉપાધિ મારા ઉપર આવી પડે ! "

'આમ તમે જોઈ શકશો કે આપણે ત્યાં દીકરી કે દીકરાનાં બાળકોને ઉછેરવામાં આપણાં માબાપ ગૌરવ માને છે અને એને જીવનનો લ્હાવો ગણે છે, ત્યારે પશ્ચિમમાં એને નકામી વેઠ કરવી પડે તેમ લાગે છે. આપણને આવો વિચાર જ ન આવે. આથી તેમની કૌટુંબિક વ્યવસ્થામાં આપણને ઉષ્માહીનતા લાગે તે સ્વાભાવિક છે.'

આ વાત જ્યારે આ બેન કરી રહ્યાં હતાં ત્યારે મને મારા

એક મિત્ર હમણાં જ પૂર્વ બર્લિનથી આવેલા તેમણે કહેલી વાત યાદ આવી. મારા મિત્રે મને કહેલું, 'એક દિવસ મને એક મિત્રે જમવા નિમંત્ર્યા. હું જમવા ગયો ત્યારે એનાં માબાપ પણ હાજર હતાં. અમે બધાં એક ટેબલ ઉપર જમવા બેઠાં. અમારું ભોજન અને એનાં માબાપનું ભોજન જુદું હતું. મારા મિત્રનાં માબાપે એમની ભોજનસામગ્રીમાંથી થોડું લેવાનો મને આગ્રહ કર્યો. અલબત્ત, મેં થોડું લીધું પણ ખરું. પરંતુ એક જ વખતે એક ઘરમાં એક કુટુંબનાં સભ્યો જુદું રાંધે અને જમે તે આપણને કેવું વિચિત્ર અને ન સમજાય તેવું લાગે! તપાસ કરતાં જાણવા મળ્યું કે, તેઓ બધાં એક મોટા ઘરમાં જુદી જુદી રૂમોમાં રહેતાં હતા, પરંતુ વિશેષ જગ્યાના અભાવે જમવાનું ટેબલ એક રૂમમાં હતું અને તે બધાં સંયુક્ત રીતે વાપરતાં. મહેમાનને આમંત્રે ત્યારે પણ આવી રીતે જુદું જુદું રાંધે અને ખાય તેની કલ્પના આપણને ન આવે, પણ આવી પદ્ધતિ પશ્ચિમમાં માન્ય ગણાય છે.'

મેં પેલાં બેનને પૂછ્યું : 'તો પછી આપણી કુટુંબવ્યવસ્થા વિશેષ સંસ્કારી નથી લાગતી? આવી ઉષ્માહીનતામાં માનવી ભાવની કોમળતા ક્યાં રહી!' તેણે જવાબ આપ્યો : 'આપણો સામાજિક ઇતિહાસ જુદો છે અને આપણી સમાજરચના જુદી રીતે થયેલી છે. આપણી કૌટુંબિક રચનાનું ઘડતર આપણી આર્થિક રચનામાંથી થયેલું છે. આપણો દેશ ખેતીપ્રધાન છે. ખેતી કરવા માટે વિશાળ કુટુંબ વધુ ઉપયોગી થઈ પડે છે–વિશાળ કુટુંબ અનિવાર્ય છે એટલે આપણે ત્યાં સંયુક્ત કુટુંબની ભાવના ઘડાઈ અને રચના થઈ અને ખેતરમાં જે કાંઈ ઉત્પન્ન થાય તેમાં સૌની મહેનત હોય તેથી એ સંપત્તિ કૌટુંબિક માલિકીની ગણાય. એટલે કુટુંબનો એક મુખ્ય પુરુષ અને બીજા મદદનીશ બન્યા, પણ ખેતરની પેદાશ સામાન્ય માલિકીની ગણાઈ. આ પ્રકારની અવિભક્ત કુટુંબની વ્યવસ્થા' આપણા સમાજમાં રૂઢ બની. પશ્ચિમમાં એવી

જરૂર નહોતી. એટલે પતિપત્ની અને પુખ્તવય થયા પહેલાંનાં બાળકો એવી રૂઢિ થઈ. આપણી વ્યવસ્થામાં વ્યક્તિત્વવિકાસને અવકાશ ન મળ્યો, તો તેમની વ્યવસ્થામાં કૌટુંબિક એકતાનો વિસ્તાર ન થયો. બન્નેમાં એકમેકની વિશિષ્ટતા છે, તેમ તેની મર્યાદા પણ છે."

પછી મેં એ બેનને કહ્યું : 'પણ વૃદ્ધાવસ્થામાં માબાપને કે વૃદ્ધજનોને તેમનાં સંતાન ઉપયોગમાં ન આવે તે વસ્તુસ્થિતિ ઈષ્ટ નથી લાગતી. નિવૃત્ત થયા પછી દીકરા-દીકરી હોવા છતાં એકલતા સાલે તેવી રીતે જીવન જીવવું પડે તે વસ્તુ કરુણ નથી ? અશક્ત થાય ત્યારે પણ તેમની મદદમાં પુત્રપુત્રીઓ કે પૌત્રપૌત્રીઓ ન હોય એ વ્યવસ્થા ઠીક લાગે છે ? માંદા પડે ત્યારે એ નિરાધાર સ્થિતિ કેટલી વસમી થઈ પડે ?'

એ બેને કહ્યું : 'કોઈ પણ વ્યવસ્થાને ઉપજાવનાર ખરું જોતાં પરિસ્થિતિ જ હોય છે. પશ્ચિમમાં વૃદ્ધોને નિવૃત્તિ પછી એકલતા સાલવા લાગી એટલે ત્યાં વૃદ્ધાશ્રમો શરૂ થયાં. માંદગીમાં હૉસ્પિટલની વ્યવસ્થા ઘણી સારી હોય છે. આમ છતાં પણ વૃદ્ધજનોને દુઃખથી હેરાન થતાં મેં જોયાં છે. પણ એવી રીતે તો આ આપણા દેશમાંયે વૃદ્ધજનો ક્યાં હેરાનગતિ નથી ભોગવતા ? પશ્ચિમનાં કુટુંબોમાં વ્યક્તિત્વ વિકાસને કેટલી બધી અનુકૂળતા મળે છે ! એ કાંઈ ઓછો લાભ નથી !'

પછી તો એ બેન ગયાં, પણ આ બંને પ્રકારની કુટુંબ-વ્યવસ્થાનો તુલનાત્મક વિચાર મારા મનમાં રમી રહ્યો. એ વાત સાચી છે કે આપણાં સંયુક્ત કુટુંબમાં ઘણી વાર વ્યક્તિત્વવિકાસને બહુ અવકાશ નથી હોતો અને ઘણી વાર એકાદ મુખ્ય વ્યક્તિ વેઠ કરે અને બીજાંઓ આળસુ કે નિષ્ક્રિય બની પરોપજીવી બની જાય તેવું બને છે. ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં આ પ્રશ્નનું કલાત્મક નિરૂપણ ઘણું સુંદર કર્યું છે. પણ વૃદ્ધજનો શેષ જીવન

માનભેર ગાળી શકે તેવી સંસ્કારિતા આપણે સદીઓથી કેળવી છે તેને શા માટે ફગાવી દેવી જોઈએ? પશ્ચિમની વ્યવસ્થામાં વ્યક્તિત્વ વિકાસની અનુકૂળતા છે એ ખરું, પણ વ્યક્તિત્વવિકાસની ધૂનમાં વ્યક્તિ એ કુટુંબનું ઘટક છે અને કુટુંબ સમાજનું ઘટક છે, એ પણ એટલું જ સાચું નથી? માનવી સંસ્કૃતિનું ધ્યેય અંતે તો માનવી કુટુંબની એકતા સિદ્ધ કરવાનું છે એ સ્પષ્ટ છે. આપણે આપણાં વૃદ્ધજનો કે માબાપોની સરમુખ્યત્યારી નીચે આપણું વ્યક્તિત્વ કચડાઈ ન જાય તેની કાળજી રાખવી જોઈએ એ ખરું છે. આપણી કુટુંબવ્યવસ્થાનાં અનિષ્ટો છે એ ખરું, પણ છતાં કૌટુંબિક એકતાનું મૂલ્ય આપણી વ્યવસ્થામાં છે તે પશ્ચિમની વ્યવસ્થામાં નથી તેને શા સારું ફગાવી દઈએ? આપણી કૌટુંબિક ભાવનામાં જે કાંઈ સારી વસ્તુ હોય તો તેને સાચવી રાખવામાં શા માટે આપણે ગૌરવ ન લેવું? અલબત્ત, આપણી કૌટુંબિક વ્યવસ્થાનાં અનિષ્ટો આપણે ઓળખી લેવાં જોઈએ, સમજી લેવાં જોઈએ. એને દૂર કરીને જે આપણી કુટુંબવ્યવસ્થામાં શુભ વસ્તુ છે તેને સાચવી રાખવામાં આપણું સંસ્કાર-હિત છે.

આપણે આજે પશ્ચિમની અનેક વસ્તુઓનું અનુકરણ કરીએ છીએ. તેમાંની શુભ વસ્તુઓ જરૂર આપણે સ્વીકારીએ. કુટુંબની દરેક વ્યક્તિનું વ્યક્તિત્વ ખીલે તે વસ્તુ ઉપર લક્ષ આપણે આપવું જ જોઈએ. પશ્ચિમની કૌટુંબિકવ્યવસ્થામાંથી એ દૃષ્ટિ જરૂર અપનાવવા જેવી છે. પણ આજે આપણે ત્યાં વૃદ્ધાશ્રમો સ્થપાય છે. વૃદ્ધજનોની સ્થિતિ કરુણ બનતી જાય છે તેને અટકાવવામાં આપણું શ્રેય છે. એટલે આપણે પૂર્વપશ્ચિમની કુટુંબવ્યવસ્થાનો તુલનાત્મક અભ્યાસ કરી માનવી સંસ્કારિતાને માટે જે વસ્તુઓ પોષક છે તેને આપણે સાચવી રાખવી જોઈએ. "આજે આપણો દેશ ઔદ્યોગિક વિકાસ સાધતો જાય છે અને તેની પ્રબળ અસર આપણી સમાજવ્યવસ્થા અને વિશેષ કરીને કુટુંબવ્યવસ્થા ઉપર

થતી જાય છે. આજે આપણા ભદ્રવર્ગની સ્ત્રીઓને કમાવું અનિવાર્ય બન્યું છે. મધ્યમ વર્ગની અનેક સ્ત્રીઓ આજે નોકરી કરે છે અને નોકરી કરવી તે તેમને માટે જરૂરી બન્યું છે. એટલે કે કુટુંબના દરેક સભ્યે કામ કરવું—નોકરી કરવી-આવશ્યક છે. ઘરમાં વૃદ્ધ માબાપ કે અન્ય વૃદ્ધજનો કામ ન કરી શકે તેમ હોય ત્યારે તેમને જીવન બોજારૂપ લાગે છે. તેમને વ્યવસાયની જરૂર છે. જો આપણે આપણાં બાળકોને ઉછેરવાનું અને સાચવવાનું કામ વૃદ્ધ માબાપને સોંપીએ તો તેમને માનવીભાવને પોષાય તેવો રુચિકર વ્યવસાય મળે અને જુવાન પુત્ર કે પુત્રવધૂને કામ કરવાનો અવકાશ મળે. એથી બંનેને ફાયદો થાય. આવી વ્યવસ્થા શા માટે ન કરવી ? યુરોપ-અમેરિકામાં કાલવ્યય કરવા માટે વૃદ્ધજનોનાં વૃદ્ધાશ્રમો સ્થપાય અને બાળકોને સાચવવા માટે ભાડૂતી નોકરો રખાય છે તેના કરતાં આપણી વ્યવસ્થા વધુ સંસ્કારી અને લાભદાયક છે એ સ્પષ્ટ છે. હું તો માનું છું કે, વૃદ્ધજનો પોતાને જીવનના પ્રવાહમાંથી ફેંકાઈ ગયેલા માને તેવી સ્થિતિ આપણે પશ્ચિમનાં અનુકરણથી ઊભી કરીએ છીએ, તેના કરતાં આપણા કુટુંબમાં તેમને માનપ્રદ સ્થાન આપી આપણાં બાળકોને ઉછેરવાનું અને સાચવવાનું કામ સોંપીએ તે આપણા માટે ખૂબ જ શ્રેયસ્કર છે. પોતાનાં પૌત્રપૌત્રીઓને ઉછેરવામાં માબાપ ધન્યતા અનુભવે તેવી આપણી પ્રાચીન પ્રણાલી છે. તેનો લાભ લેવો ઇષ્ટ છે. આજની પરિસ્થિતિમાં વૃદ્ધ માબાપો કે વૃદ્ધજનો કુટુંબશાસનનાં સરમુખત્યાર બની શકે તેમ નથી. તેમ બને તેવું સમજદારીભર્યું વાતાવરણ આપણે નિર્માણ કરવું જોઈએ. વૃદ્ધજનો માટે સંતાન-ઉછેર અને સાચવણીનો વ્યવસાય કરી આપવામાં તેમની લાગણીઓ તો સજીવ રહેશે, પણ જુવાનોનેય પોતાનું કામ કરવામાં વિશેષ મદદરૂપ બનશે.

હું આ બધું વિચાર્યા પછી પેલા અંગ્રેજ પ્રોફેસરે આપણી કુટુંબવ્યવસ્થા માટે કાઢેલા ઉદ્ગારો વધારે સારી રીતે સમજી શક્યો

છું. ધૃષ્ટતાનો આરોપ વહોરીને પણ હું કહ્યા વિના નથી રહી શકતો કે આવી કૌટુંબિક વ્યવસ્થા પશ્ચિમે પણ આપણી પાસેથી સ્વીકારવા જેવી છે. ખરું કહીએ તો આવી કુટુંબવ્યવસ્થાને પૂર્વે કે પશ્ચિમની કહેવાને બદલે માનવી કુટુંબની વ્યવસ્થા કહેવી જોઈએ. પૂર્વ અને પશ્ચિમની કુટુંબવ્યવસ્થાના સુભગ અંશોનું મિશ્રણ આપણા બધાને માટે વિશેષ અનુકૂળ છે.

મોટા ભાગની કૉલેજોમાં સ્નાતક અને અનુસ્નાતક વર્ગોમાં અને ખાસ કરીને સાહિત્યનો વિશિષ્ટ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓમાં મોટી સંખ્યા હોય છે વિદ્યાર્થિનીઓની. અત્યારની શિક્ષણ-પદ્ધતિ એવી છે કે આવા નાના વર્ગોમાંયે શિક્ષક અને વિદ્યાર્થીઓ રોજ મળતા હોવા છતાં ભાગ્યે જ એકબીજાને સાચા અર્થમાં ઓળખતા હોય છે. અલબત્ત, વધુમાં વધુ તો બધા વિદ્યાર્થીઓ-માંથી અભ્યાસની દૃષ્ટિએ હોશિયાર કોણ છે અને મંદ કોણ છે એટલું શિક્ષકો જાણે પરંતુ સ્વભાવે કોણ કેવા છે તેનો ખ્યાલ સુદ્ધાં નથી હોતો – અને હોય છે તો તે માત્ર ઉપરછલો અને ઘણી વાર તે પણ ખોટો હોય છે. હું મારા અનુભવથી જાણું છું કે અમે

જ્યારે કોઈ વેળા પર્યટન ઉપર જઈએ અને વધુ નિકટતાથી ઓળખવાનો અવકાશ મળે, તે વખતે જેમને અમે ગંભીર માનતા તેઓ નીકળી પડે રમૂજી સ્વભાવના, જેમને અમે શાંત માનતા તેઓ નીકળી પડે ટીખળી અને જેમને અમે તોફાની માનતા તેઓ નીકળે ગુલાબી સ્વભાવના સહૃદયી. તેથી જ મારો તો પાકો અભિપ્રાય બંધાયો છે કે આવાં પર્યટનો એ શિક્ષણેતર પ્રવૃત્તિ નહીં, પણ શિક્ષણનું જ અંગ મનાવું જોઈએ, કારણકે આવા પ્રસંગે વિદ્યાર્થીઓ પણ અમારી નજીક આવી શકે છે અને તેમની અભ્યાસિક કે અન્ય મુશ્કેલીઓ અમને નિઃસંકોચ કહે છે. તેને પરિણામે શિક્ષણ સજીવ બને છે. એક વાર અમારા વર્ગનું અવું પર્યટન યોજાયું હતું તે વખતે એક બહેન મૂળ તો તેમના અભ્યાસ અંગે અને પછીથી સામાજિક રીતે મારા પરિચયમાં આવ્યાં તેની કથની અહીં રજૂ કરવા માગું છું.

એ બહેન એમ.એ.નો અભ્યાસ પૂરો કરી લીધા પછી કયો વ્યવસાય લેવો તેની ચર્ચા કરવા મારી પાસે આવ્યાં. હું તો એ કિસ્સામાં કે બીજે કશે કારકુનીનું કે એવું કશું કામ કરે તેને બદલે બહેનો માટે શિક્ષણનો વ્યવસાય કરે તે વધુ સારું છે એવું માનનારો એટલે મેં એને શિક્ષિકા બનવાનું સૂચવ્યું. અને એણે શિક્ષિકાનો વ્યવસાય સ્વીકાર્યો. અલબત્ત, એના ઘરની સ્થિતિ સારી હતી એટલે એને આર્થિક દૃષ્ટિએ નોકરીની બહુ જરૂર નહોતી. પરંતુ લગ્ન થયાં ન હોય એટલે વખત કેમ ગાળવો એ પણ એક પ્રશ્ન હંમેશાં હોય જ છે. વળી લગ્નનો વિષય કેવળ વ્યક્તિગત હોવાને લીધે એ સંબંધે વાત વિદ્યાર્થીઓ કરે તો ભલે, પણ નહિતર અમારે શિક્ષકોએ એવી વાત પૂછવાની કે એવી વાતનો સંસ્પર્શ કરવાનો ન હોય એટલે આ બહેન શક્તિશાળી, ઊંડી સમજવાળી, વ્યવહારુ અને કાર્યદક્ષ હતી તે હું જાણતો હતો. તેનો સ્વભાવ પણ આનંદી અને મળતાવડો હતો તે પણ મેં જોયું હતું. એની નાની બહેનના

લગ્ન પ્રસંગે હું તેના સત્કારસમારંભમાં ગયો હતો. તે વખતે આ બહેન શા માટે પરણી નહિ હોય અથવા નાની બહેનના લગ્ન થાય અને મોટી બહેન અપરણિત રહે એ સહેજ વિલક્ષણ ગણાય એવો વિચાર મને આવેલો. બે-એક વર્ષ પછી એની બીજી નાની બહેન પરણી ત્યારે પણ એ જ વિચાર આવ્યો હતો. પણ વ્યક્તિગત અને અત્યંત અંગત ગણાય એવી વાત કરવાની હોય નહિ એટલે એ વિચાર ત્યાં આપોઆપ શમી જતો. અલબત્ત, અવારનવાર મને એ બહેન મળતાં અને નિશાળની અનેક પ્રકારની વાતો કરતાં અને જરૂર પડયે સલાહ લેતાં અને એ મુજબ વર્તતાં પણ ખરાં. હળવે હળવે એનાં માતપિતા, ભાઈ-બહેન વગેરેનો પણ પરિચય થયો અને એ રીતે પછી કૌટુંબિક પરિચય પણ થોડોક વધ્યો, અને મારા કુટુંબનો પણ સબંધ બંધાતો ગયો. આમ કરતા વર્ષો વીતી ગયાં બાદ એક વાર એણે આવીને કહ્યું: 'સર, મારે તમને અંગત વાત કરવી છે. સંકોચ તો થાય છે, પણ હું કોઈની પાસે હૃદય ખુલ્લું કરી શકું તેમ નથી. કોણ જાણે કેમ પણ મને થયું કે હું તમને બધું કહું.' મેં કહ્યું: 'ખુશીથી કહો. સંકોચ રાખવાની કશી જરૂર નથી.' પછી તેણે પોતાની વાત શરૂ કરી:

'સર, હવે મને જીવનનો કંટાળો આવે છે. હું એકલી પડી ગઈ હોઉં તેમ લાગ્યા કરે છે. એકલપણાની લાગણીથી એક પ્રકારની બીક પણ લગે છે. આજે મારી ઉંમર પાત્રીસેક વર્ષની થઈ. મારાં માતાપિતા ખૂબ વૃદ્ધ થયા છે. મારા ભાઈઓ બધા પરણી ગયા છે અને જુદા થઈ ગયા છે. બહેનો બધી પરણી ગઈ છે એટલે અત્યારે ઘેર માબાપ અને હું એકલાં જ. માબાપ ક્યાં સુધી રહેશે? અને પછી? આ વિચાર મને મૂંઝવે છે અને અકળાવે છે. અનેક વાર વિચાર આવે છે: હું શા માટે જીવું છું? બસ, નિશાળમાં જવું, વિદ્યાર્થીઓને ભણાવવાં, પગાર લેવો, ઘેર આવવું-બસ આવું જ મારૂ જીવનચક્ર ચાલ્યા કરવાનું? પૈસા કોને માટે કમાવા? જે વિદ્યાર્થી-

વિદ્યાર્થિનીઓ ભણી જાય તેઓ સૌ પોતપોતાને માર્ગે ચાલ્યાં જાય. મારું કોણ? જીવન જીવવા માટે મારો ઉદ્દેશ શો? માબાપ જાય ત્યારે મારે એકલાં રહેવાનું અને એકલપેટું જીવન ગાળવાનું? એ તે કાંઈ જીવન છે? આવી રીતે મોત આવે ત્યાં સુધી મરવાના વાંકે એકલાં એકલાં જીવવું—એ વિચાર મને બેચેન બનાવે છે. કાંઈ સૂઝતું નથી અને હું અકથ્ય વેદનાની લાગણી અનુભવું છું.' એમ કહેતાં કહેતાં એનો વિષાદ અને એનાં હૃદયનું દુઃખ એનાં મુખ અને આંખમાં વરતાઈ આવતાં હતાં, તે મેં જોયાં.

મેં કહ્યું: 'આજ સુધી અંગત જીવનને લગતી વાત તમે કદી નહોતી કરી, એટલે મેં પણ એનો સંસ્પર્શ કદી નહોતો કર્યો. મને અનેક વાર વિચાર આવેલો કે નાની બહેનો તો પરણી જાય છે, તમે શા માટે અપરણિત રહ્યાં છો અથવા રહેવા માગો છો? પરંતુ આવો પ્રશ્ન હું તમને કઈ રીતે પૂછું? એટલે મેં તમારા આ વ્યક્તિગત પ્રશ્નનો કદી ઉલ્લેખ નહોતો કર્યો. તો તમે શા માટે એકાકી જીવન ગાળવાનું નક્કી કરેલું? આ અત્યારની પરિસ્થિતિ તેમાંથી અનિવાર્ય આવવાની જ હતી. બહેનો પરણે, ભાઈઓ પોતાનું સ્વતંત્ર કૌટુંબિક જીવન ગાળે અને માતાપિતા ઉંમર થયે વિદાય થાય એ ક્રમ સ્વાભાવિક જ છે. તમને અત્યારે જ આ ક્રમ સૂઝ્યો? હું તો તમારા જેવી મોટી ઉંમરની અનેક બહેનો જોઉં છું ત્યારે મને આ વિચાર આવે જ છે. આવી સ્થિતિ એક નવો સામાજિક પ્રશ્ન ખડો કરે છે એ પણ મેં જોયું છે.'

તેણે કહ્યું: 'સર, ખરું કહું તો આ પ્રશ્નની સ્પષ્ટપણે મેં કદીયે વિચારણા જ નહોતી કરી. હું બી.એ.માં હતી ત્યારે મારી બા અને મારા પિતાશ્રી મારાં લગ્ન થાય તે માટે પ્રયત્ન કરતાં. અનેક વાર કોઈ કોઈ "મુરતિયો" જોવા લઈ આવતાં. પણ મેં મૂર્ખીએ આ વાતનો વિચાર જ નહોતો કર્યો. મને થતું: "હું લગ્નબંધનમાં બંધાઈને મારું સ્વાતંત્ર્ય અને મારું વ્યક્તિત્વ ગુમાવી બેસીશ. મારે

એ આવે છે કે હું થોડો વખત પરદેશ જઈ આવું. મારી બહેન પરદેશ છે. એટલે થોડો વખત ત્યાં જઈ આવું, એટલે અહીંનાં એકવિધતા અને કંટાળો ટળે. ત્યાંથી તાજી થઈ આવું પછી શું કરવું એ વિચાર કરીશ.' મેં કહ્યું: 'પણ આ કાંઈ તમારા પ્રશ્નનો ઉકેલ નથી. એટલું જ નહિ પણ ઉકેલની દિશામાં જવાનું પગરણુ પણ નથી. આ તો જીવનની વાસ્તવિકતાથી દૂર ભાગી જવાની વૃત્તિ છે. આ ભાગેડુ વૃત્તિ (escape from reality)થી તમને શો ફાયદો થશે? તમે તમારા પ્રશ્નને જરા આગળ ધકેલો છો એટલું જ. જો કાંઈ કરીએ તે દિશા પ્રત્યે સક્રિય પગલું ભરવું જોઈએ. આંખો મીંચવાથી વસ્તુસ્થિતિ દૂર થતી નથી. સામેથી ફેલાતો આવતો અગ્નિ આંખો મીંચવાથી દૂર નથી થવાનો. અગ્નિ ઠારવાના ખરા દિલના પ્રયત્નો કરવા જોઈએ. એટલે જ હું તમને આનો સ્પષ્ટ વિચાર કરવાનો અને વાસ્તવિકતા સ્વીકારીને તેનો ઉકેલ કરવાનો આગ્રહ કરું છું. હું જ તમને સીધો પ્રશ્ન પૂછું: તમારી લગ્ન કરવાની ઇચ્છા ખરી?'

એણે સહેજ કરુણ સ્વરે કહ્યું: 'સર, ઇચ્છા હવે તો થાય છે, પણ હવે મને કોણ પરણે? કોઈ યોગ્ય પાત્ર હોય તો મને સૂચવો એ હું તમને કહેવા આવી છું. ચાલીસેક વર્ષ સુધી અપરિણીત રહેલો પુરુષ હોય અને તે પણ મારા સંસ્કારને અનુરૂપ ક્યાંથી મળે? સર, મારી મૂર્ખાઈની હું શી વાત કરું? જ્યારે "મુરતિયા" મને જોવા આવતા તે સમયગાળામાં કેટલાક મુરતિયાઓ સારા હતા અને તે વખતે મેં લગ્ન કરી લીધાં હોત તો આ પ્રશ્ન મને આટલો ન મૂંઝવત. એટલે જો કોઈ આપના ખ્યાલમાં હોય તો જરૂર કહેશો. એકાકી જીવન મને હવે માત્ર નીરસ જ નહિ પણ, ભયજનક અને અસહ્ય થઈ પડ્યું છે પરંતુ હું એટલી બધી મોડી જાગી છું કે, મારો પત્તો ખાય તેમ મને લાગતું નથી, પરંતુ કોઈ હોય તો મને જરૂર કહેશો.'

મેં કહ્યું : 'હું જરૂર ધ્યાનમાં રાખીશ અને હશે તો તરત કહીશ. પરંતુ લગ્નની મુગ્ધતા અને લગ્નજીવનના ઉલ્લાસનો સમય તો ચાલ્યો ગયો છે. હવે તો માત્ર એકલતા ટાળવા માટેનું યોગ્ય સહજીવન જ તમે શોધો છો ને? પરંતુ તમે વાસ્તવિકતાને સ્વીકારી છે અને હવે માનસિક તૈયારી કરી છે એ ભલે મોડું મોડું તોયે સારું ચિહ્ન છે.'

તેણે કહ્યું : 'એ તો હુંયે જાણું છું કે હવેનું લગ્ન થાય તો તે "અવસર ચૂકયો મેહુલો" જેવું થશે. પણ નહિતર માત્ર ખાવું-પીવું ને માટે નોકરી કરવી અને એ રીતે સ્થૂળ જીવ્યા કરવું એ મને ગમતું નથી. મારી પાસે બીજું કોઈ ધ્યેય ન હોવાથી મને કાંઈ સૂઝતું નથી. તેથી હું ખૂબ અસ્વસ્થ બની જઉં છું.' આમ કહી એ બહેને મારી વિદાય લીધી અને એણે કહેલી વાતને ધ્યાનમાં રાખી યોગ્ય કરવાનું મેં વચન આપ્યું.

ત્યાર પછી એકાદ–બે વાર એ બહેન મળેલાં. પરંતુ તેની મૂળ યોજના પ્રમાણે પરદેશ જવાની બધી એણે તૈયારી કરવા માંડી. બે ચાર મહિના પછી આવી મને કહ્યું : 'હું આગળ તમને કહ્યા મુજબ થોડો વખત પરદેશ જઉં છું...આવતી કાલે જ સ્ટીમર ઊપડે છે. એટલે આજે આપની પાસે આશીર્વાદ માગવા આવી છું. મારા મનને તાજું કરવા માટે છ-આઠ મહિના પરદેશ જવાનું મેં યોગ્ય ગણ્યું છું...' મેં તેને શુભાશિષભરી વિદાય આપી.

આ વાતને મહિનાઓ થઈ ગયા. વચ્ચે એકાદ પત્ર હતો. પછી કાંઈ જ ખબર ન આવ્યા. એકાદ વરસે પરદેશની કોઈ સારી શિક્ષણ સંસ્થામાંથી મારા ઉપર એક પત્ર આવ્યો અને તેમાં એ બહેનની અભ્યાસિક લાયકાત અને ચારિત્ર્ય વિશેનો મારો અભિ-પ્રાય માગ્યો હતો. મેં અભિપ્રાય તરત મોકલી આપ્યો. આ વાતને

પાંચ વરસ વીતી ગયાં છે પછી શું થયું તે હું જાણતો નથી. પરંતુ જ્યારે જ્યારે સ્નાતક અને અનુસ્નાતક વર્ગનાં અપરિણીત બહેનોને પાસ થયા પછી નિરુદ્દેશ નોકરી માટે ફાંફાં મારતાં જોઉં છું ત્યારે 'અવસર ચૂકયો મેહુલો' જેવી સ્થિતિવાળી બહેનનું ચિત્ર ખડું થાય છે.

## ૩૭ એક વ્યક્તાની વિમાસણ

વીસેક વર્ષ પહેલાંની વાત છે. અમારા ગામના એક મારા સંબંધીની બેન મારી કોલેજમાં વિજ્ઞાનના અભ્યાસક્રમ માટે દાખલ થઈ. સામાન્ય વિદ્યાર્થિનીઓ કરતાં સહેજ—બે-ત્રણ વર્ષ—મોટી હશે. એના મુખ ઉપર એક પ્રકારનો ઊંડો વિષાદ હું જોતો. મારા સંબંધી ભાઈ સારી સ્થિતિના હતા, શ્રીમંત હતા એ હું જાણતો હતો. પણ એમની જોડે નિકટનો સંબંધ નહોતો એટલે અંગત પ્રશ્નો પૂછવાનો કોઈ સવાલ નહોતો—નહિતર મને પ્રશ્ન ઘણીવાર ઊઠતો કે યુવાવસ્થામાં પ્રવેશેલી શ્રીમંત કુટુંબની પુત્રીના મુખે ગંભીર દુઃખની છાયા શા માટે હોય? અભ્યાસ અંગે કાંઈ પૂછવું હોય તો મને મળે એટલે એના પ્રત્યે સદ્ભાવ મારા મનમાં રહેતો.

પણ એ સ્વભાવે ઓછાબોલી હતી. 'નિશાળમાંથી નીસરી જવું પાંસરું ઘેર'ના સૂત્રની અનુયાયી હતી અને એના પહેરવેશમાં અત્યંત સાદાઈ હતી. એના ભાઈ મારા સંબંધી ન હોત તો એને હું કોઈ સામાન્ય ગરીબ કુટુંબની હશે એમ માનવા પ્રેરાત.

વિજ્ઞાનની પદવી મળી ગઈ. એના ભાઈ મને મળવા આવ્યા. વાત કરતાં કરતાં મને કહ્યું: 'હું તો તમારી સલાહ લેવા આવ્યો છું. મારી બેન પરીક્ષામાં પાસ થઈ, પદવીધર બની. પણ હવે શું કરવું તે અમને કોઈ ને સૂઝતું નથી એટલે તમારી પાસે આવ્યો છુ. તમે કદાચ એની સ્થિતિ જાણતા હશો; આપણા ગામના કોઈ પાસેથી વાત કદાચ સાંભળી હશે ' મેં કહ્યું : 'હું કશું જ જાણતો નથી. તમારી બેન છે અને મારી કૉલેજમાં છે એટલે જાણું છું કે એ ગંભીર, થોડાબોલી, સાદી અને સરળ છે. આથી વિશેષ હું જાણતો નથી.' 'તો તો મારે તમને બધી હકીકત જણાવવી જોઈએ અને ત્યાર પછી જ તમારી સલાહ કામયાબ નીવડે.' એમ કહીને એમણે વાત શરૂ કરી:

'છએક વર્ષ પહેલાં મારી બેનનાં લગ્ન કરેલાં. મૅટ્રિક પાસ થઈ હતી અને એટલું ભણનાર પૂરતું છે એમ માની અમે અમારાં માતાપિતાની ઇચ્છાથી એનાં લગ્ન કરી નાખ્યાં. એનો પતિ સામાન્ય સ્થિતિનો હતો, પણ સારા કુટુંબનો હતો અને નોકરી કરતો હતો એટલે એની સાથે લગ્ન કરેલાં. પરંતુ થોડા વખતમાં જ જાણ્યું કે બેન દુઃખી છે, એના સાસરિયાં એને દુઃખ દે છે, એના પતિને એ ગમતી નથી. હું ત્યાં ગયો. મારા બનેવી જોડે તેમ જ તેનાં કુટુંબીજનો જોડે વાત કરી મારી બેનનો મૂળથી જ ગરીબ સ્વભાવ હતો એટલે સાસરિયાંનું દુઃખ સહન કરે પણ અમને કદી ન જણાવા દે. બનેવીને અને મારાં બેનનાં સાસુ સસરાને અપીલ કરી બેનને ત્રાસ ન આપવા સમજાવ્યા. બેનને શું કહું ? એણે કદી ફરિયાદ નહોતી કરી, કોઈની પાસે પોતાનું દુઃખ વ્યક્ત નહોતું કર્યું, એને

પૂછીએ તોયે એ અમને જણાવા ન દે. પરંતુ બીજા પાસેથી સાંભળીને અમે જાણેલું. બેનને પૂછીએ એટલે એની આંખમાંથી આંસુ ઝરે, મોઢામાંથી શબ્દ ન નીકળે. બધી સમજાવટ કરી હું અહીં પાછો આવ્યો. ઠીક થઈ જશે એવી આશા સેવી હતી. મારા નજીકના મિત્ર જેવા સગાને એની દેખરેખ રાખવાનું સોંપ્યું હતું.

'થોડા દિવસો પછી એ મારા સગાનો પત્ર આવ્યો. બેનને ખૂબ મારી છે એમ તેમાં જણાવ્યું હતું. હું પાછો ત્યાં ગયો. ત્યાં જઈને એના ઉપર થયેલા અમાનુષી ત્રાસથી હું અકળાયો. બેનને કાંઈ છૂટી વસ્તુ મારેલી એટલે લમણું ફૂટી ગયેલું. એના બે-ત્રણ વરસના ઘરસંસારમાં જોયું કે બેન સુખી નહિ જ થાય. બનેવીની જોડે વાત કરતાં હું જોઈ શકચો કે બેન તરફ એને મુદલ પ્રેમ નહોતો એટલું જ નહિ ઊલટો અભાવ હતો. એમનો કોઈ કાળે મેળ ખાય તેમ જણાતું નહોતું. બેન જોડે ખુલ્લા દિલે વાત કરી તે ઉપરથી પણ એમ જ લાગ્યું કે એમનો ઘરસંસાર અશકય છે. એટલે મેં નિર્ણય કર્યો કે બેનને મારે ત્યાં રાખવી અને ભણાવવી. નિશાળમાં એ હોશિયાર હતી. ભણતરનો વિચાર એને ખૂબ જ ગમ્યો. અને હું તમારી કોલેજમાં દાખલ કરી ગયો. તે હવે પદવીધર થઈ ગઈ. આમ આ વાતને ચાર-સાડચાર વર્ષો વીતી ગયાં, પણ મારા બનેવી તરફથી કશા સમાચાર નથી. બેનની પૃચ્છા કરવાનુંય એમને મન નથી થયું. એટલે હવે તો બેન પતિ વગરની જ છે એમ અમે બધાં (બેન પણ) માનીએ છીએ.

'હવે બેનની ઇચ્છા રસાયણશાસ્ત્રમાં અનુસ્નાતક પદવી (M.Sc.) મેળવવી એવી છે. પણ હવે જે કાંઈ કરવું તે એના ભવિષ્યને લક્ષમાં રાખીને કરવું જોઈએ એમ અમને સૌને લાગે છે. અમને શું કરવું એ સૂઝતું નથી. બેનની જોડે વાત કરતાં અમને સૌને લાગ્યું કે આમાં તમારી સલાહ લેવી. એટલે હું તમારી પાસે એ માટે આવ્યો છું.'

એ ભાઈની વાતમાં હું એમની ચિંતા અને દુઃખ જોઈ શકતો હતો. એ બેન વિશેની છાપ મારા મનમાં પડેલી તેને હું સમજી શક્યો. મેં એમને પૂછ્યું: 'પણ એ ડબલ ડીગ્રી મેળવ્યા પછી શું કરવું એનો વિચાર કરી જોયો છે? બેન શું કહે છે?' એણે કહ્યું: 'પછી કોઈક પ્રયોગશાળામાં ક્યાંક નોકરી મેળવવી એવો એનો વિચાર છે. ભાઈ, તમને ખુલ્લા દિલે વાત મારે કરવી જોઈએ. એને નોકરી કરવાની જરૂર નથી. મારી આર્થિક સ્થિતિ ઘણી સારી છે. જિંદગીભર એને હું આર્થિક ચિંતાથી મુક્ત કરી શકું તેમ છું, પરંતુ મને એના ભવિષ્યનો વિચાર આવે છે. મારા ઘેર હું છું ત્યાં સુધી એને કશી તકલીફ નહિ પડે અને એનું માન જળવાશે. પણ આખી જિંદગી અમારી ઓશિયાળી રહે એ વિચાર મને સાલે છે. વળી, મારાં પત્ની કે મારા ઘરનાં બીજાં એને બોજા રૂપ ગણે તેવું ભવિષ્યમાં બને તેવી મને બીક છે. અમારા કુટુંબમાં એ અનાથ કે નિરાધાર થઈ રહે તે વસ્તુ મને સાલે છે. એનું હૃદય સ્વચ્છ છે; પ્રેમાળ છે; કામગરી છે અને સ્વભાવે ગંભીર છે એટલે એને દુઃખ પડે તોયે એ પચાવે તેવી છે. પણ મને એ કેમ સહ્ય બને? અને ભવિષ્યમાં એનું માનભર સ્થાન રહેશે એવી મને ખાતરી નથી, માટે મૂંઝાયો છું.'

મેં કહ્યું: 'છ-સાત વર્ષ થઈ ગયાં છે અને પતિપત્ની બન્નેને ભવિષ્યમાં એક થવાનું ન હોય તો છૂટાછેડા લઈને એને એ બંધનમાંથી મુક્ત કેમ નથી કરતા? પછી એને યોગ્ય લાગે તો બીજો સંસાર શરૂ કરે.' તરત જ એમણે જવાબ આપ્યો: 'મેં પણ એ વાત કરી, પણ જિંદગીમાં બીજો સંસાર શરૂ કરવો એવો વિચાર જ એના મનમાં નથી આવતો. એ કલ્પના જ અસહ્ય છે. "છૂટાછેડા કાયદાની દૃષ્ટિએ માગવાની શી જરૂર છે? વગર માગ્યે હું તો સ્વતંત્ર જ છું ને? ફરીથી લગ્ન કરવા મારે માટે અશક્ય છે તો નકામી એ પંચાતમાં શા માટે પડવું? એ લોકો છૂટાછેડાની

ઇચ્છા દાખવે તો તરત એમ કરવા તૈયાર જ છું. મારે મન મારો સંસાર સળગી ગયો છે. ફરીથી એ સંસાર ક્યાંથી જીવતો થાય? માટે એ વાત જ ન કરો." એવી દલીલ બેન કરે છે. એને હું શું કહું ?'

હિંદુસમાજના પ્રાચીન સંસ્કારમા ઊછરેલી યુવતીનું આ દષ્ટિબિન્દુ મેં અગાઉના અનુભવોમાં જોયું હતુ એટલે આ સાંભળીને મને નવાઈ ન લાગી. સીતાનો અને સતીત્વનો આદર્શ આવી સ્ત્રીઓમાં એવી રીતે વણાઈ ગયો હોય છે કે પતિ ગમે તેટલો દુષ્ટ કે દુરાચારી હોય છતાંય ફરી લગ્ન કરવાનો વિચાર એમને અસહ્ય થઈ પડે છે એટલે એ બેનનું વલણુ સમજી શકાય તેવું હતું.

મેં ભાઈ ને કહ્યું : 'બીજું બધું તો ઠીક, પણુ જીવનના પ્રવાહમાં રસ લઈ શકે તેવું કશુંક કરવુ જોઈએ. નહિતર એકાકી જીવન ગાળવામાં એને કયો રસ રહે? જીવનનો ઉદ્દેશ માત્ર પશુની માફક પેટ ભરીને દેહનું સ્થૂળ અસ્તિત્વ ટકાવી રાખવાનું જ રહે તે સંસ્કારી માણસને કેમ ગમે? એટલે મને લાગે છે કે એના જીવનમાં કાંઈ નવો રસ ઉત્પન્ન થાય તેવો વ્યવસાય આપણે તેને માટે પસંદ કરવો જોઈએ નહિતર કોઈ વાર એને જીવનનો કંટાળો આવવાનો. એટલે હું માનું છુ કે એને તમે શિક્ષિકા બને તે માટે તેનું 'એક વરસ શિક્ષણુ લેવરાવીને કોઈ સારી નિશાળમા શિક્ષકાનો વ્યવસાય લેવરાવો. નિશાળમાં નાના છોકરા-છોકરીને જોતાં એના વિકાસમા તેને રસ પડશે અને જીવનનો કશોક હેતુ એને લાધશે. સ્ત્રીના વાત્સલ્યને એમાં અવકાશ મળશે અને પોતે સ્વતંત્ર એકાકી જીવન જીવવાની શક્તિ અને લાયકાત મેળવશે મારી તો આ સલાહ છે.'

મારી સલાહ એ ભાઈને રુચિ હોય તેમ લાગ્યું. એણે તરત કહ્યું : 'તમે આ રીતે કદી વિચાર નહોતો કર્યો. તમારી વાત સાચી છે. પણુ હું આ વાત મારી બેનને નહિ કરી શકું. મને આમ સમજાવવું પણુ ન ફાવે. તમે મારા ઉપર એક કૃપા ન કરો? હું

બેનને તમારી પાસે મોકલું. તમે એને યોગ્ય રીતે સમજાવી શકશો.'

મેં એમની બેનને સમજાવવાનું કબૂલ્યું તેથી એ રાજી થઈ ને ઘેર ગયા. બીજે દિવસે એની બેન મને મળવા આવી. મેં પ્રથમ એને ભાઈ સાથે થયેલી વાત કહી. મારી જોડે વાત કરતાં એની આંખો સજળ થતી જોઈ અને ગાઢ વિષાદ તો વર્ષો થયાં જોયો હતો તે પણ જોયો. મેં કહ્યું: 'તમે બીજી નોકરી કરીને શું કરશો? હું તમારા જેવી બીજી ત્યક્તાઓનું દુઃખ જાણું છું. એવી ત્યક્તાઓએ ઘણી વાર મને કહ્યું છે: "અમને એકલતા ખૂબ સાલે છે. શા માટે જીવવું? કોને માટે જીવવું? સવારે ઊઠવું, કામ કરવું, ખાવું-પીવું, રાત્રે સૂઈ જવું એવી ક્રમબદ્ધ જિંદગી ગાળવામાં શો આનંદ? અમારા જીવનનો કોઈ જ હેતુ નથી? કોઈ પણ પ્રકારના હેતુ કે ધ્યેય વિનાની જિંદગી નિરસ બને છે એટલું જ નહિ પણ એ તો પશુ દશાની જિંદગી ગાળવા જેવું થાય." એટલે જિંદગીમાં કશોક રસ, હેતુ કે ધ્યેય જાગે તેવો વ્યવસાય પસંદ કરવો જોઈએ.'

એ બોલી ઊઠી: 'સાહેબ, મારુ કરમ ફૂટી ગયું છે, હવે શો નવો રસ જાગે? જેમ તેમ કરી આયુષ્ય વિતાવવાની વાત છે. મારો જીવનરસ ઢોળાઈ ગયો, ધૂળમાં રગદોળાઈ ગયો, હવે ફરી રસ ક્યાંથી આવે? હું મારા ભાઈ વગેરેના જીવનનોય રસ લૂંટી લઉં છું. મારી આવી કરુણ સ્થિતિ કુટુંબીજનોને કેટલી દુઃખી બનાવે છે? મારાં ભાઈભાભીનો જીવનરસ મારી આ દશાથી કેટલો મર્યાદિત થઈ ગયો છે એ હું ક્યાં નથી જાણતી? કોઈ પણ ઉલ્લાસ–આનંદના પ્રસંગે મારો વિચાર આવવાથી તેમનો ઉત્સાહ ઠરી જાય છે એમ હું જોઉં છું. મારા પ્રત્યેનો એટલો એમનો પ્રેમ છે એ હું જાણું છું પણ હું અભાગણી બધાને દુઃખરૂપ થવા જ જન્મી છું ને? સાસરે અને પિયેર બધે જ બધાંનાં દુઃખનું કારણ હું છું.' વાત કરતાં કરતાં તે રડી પડી.

સાંત્વન આપતાં મેં કહ્યું: 'લાગણીવશતાથી સમતોલતા ન

ગુમાવો. ભાઈભાભીને નિશ્ચિંત કરવાનો માર્ગ છે જ. તમારાં લગ્ન પછી કોઈ એકાએક માંદગીથી તમારો પતિ મરી ગયો હોત તો તમે શું કરત? કોને દોષ દેત? તમારા પતિ નથી અને તમને આવો કોઈ અકસ્માત નડ્યો છે એમ કાં ન માનો? હું તો માનું છું કે તમે શિક્ષકની તાલીમનો અભ્યાસક્રમ પૂરો કરી શિક્ષણ-વ્યવસાય સ્વીકારો એ તમારે માટે ઈષ્ટ રસ્તો છે. બાળકોને ભણાવતાં ભણાવતાં તમને એમના પ્રત્યે લાગણી થાય અને તેમનામાં રસ લેતાં થાઓ એ પણ જીવનનું ઉદાત્ત કાર્ય નથી? તમારાં સંતાન હોય તેવી રીતે તેમના વિકાસમાં મદદરૂપ બનો તો તમારામાં—જેમ દરેક સ્ત્રીમાં હોય છે તેમ રહેલું માતૃત્વ જાગ્રત થાય અને તૃપ્ત થાય. તમને જિંદગીમાં નવો માર્ગ મળે અને નવો રસ જાગે. પછી તમે એકલાં તમારા પગ ઉપર ઊભી રહી શકશો. ભાઈના ઘર નજીક ઓરડી લઈને સ્વતંત્ર રહો. થોડું સામાજિક સેવાનું કામ કરો. આમ, જીવનસ્રોતને થીજી જવા ન દઈને વહેવડાવો એ સુંદર અને કામ્ય વસ્તુ નથી? માત્ર રોવાથી અને સ્વજનોને રોવડાવવાથી શો લાભ? તમે આમ સ્વતંત્ર રહેશો તો તમારાં ભાઈ-ભાભીને તમારા દુ:ખમાંથી મુક્ત કરશો એટલું જ નહિ પણ એમના ઉલ્લાસનેય યોગ્ય અવકાશ મળશે. બેન તરીકે આમ ભાઈનો જીવનમાર્ગ નિશ્ચિંત બનાવવો એ તમારી ફરજ નથી? મને તો આ રસ્તો ઉત્તમ લાગે છે.'

એ બેનના મનને મારા આ કહેવાથી કાંઈ શાતા વળી હોય તેમ મેં જોયું. તે તરત બોલી ઊઠી: 'હું કાંઈક મનની નિરાંત અનુભવું છું. તમારી સલાહ મુજબ હું શિક્ષણ તાલીમના વર્ગમાં કાલે જ પ્રવેશ મેળવી લઈશ. મને લાગે છે કે એ માર્ગ મારે માટે યોગ્ય છે.'

મેં કહ્યું: 'તો હું તમને તમારા નિશ્ચયમાં સફળતા ઇચ્છું છું અને સ્વતંત્ર થયા પછી એકાકી જીવન ન રૂચે, તો આ

સ્થિતિને માત્ર લાગણીવશતાથી ન જોતાં સમતોલતા અને વિવેક-બુદ્ધિથી જોજો અને ફરી લગ્ન કરવાનું મન થાય તો એમ કરવામાં હું કશું ખોટું નથી જોતો.'

તરત એ બોલી ઊઠી : 'સાહેબ, લગ્ન તો એક જ વાર હોય; મારા જીવનમાં વ્યાપેલી ઉદાસીનતા બાળકોને શીખવવામાં દૂર થઈ જાય તોયે લગ્નની સ્થિતિ હું કદી કલ્પી નથી શકતી. પણ હું જીવનનો કશોક હેતુ શિક્ષણ કે સેવા દ્વારા પરિપૂર્ણ કરી શકીશ એવું તો અત્યારે લાગે છે. આપે દર્શાવેલા રાહ માટેની કૃતજ્ઞતા શી રીતે વ્યક્ત કરું?'

આમ વાતો કરી એ બેન ગયાં. બે-ચાર દિવસમાં એમણે શિક્ષણ તાલીમના વર્ગમાં પ્રવેશ મેળવી લીધો. મને અનેક વાર તે મળવા આવતાં. પાસ થયા પછી કોઈક નિશાળમાં જોડાઈ ગયાં. પછી તો અમે એકબીજાથી દૂર રહેવાને લીધે તથા બીજો ખાસ પ્રસંગ ન પડવાને કારણે ભાગ્યે જ મળતાં. પણ શિક્ષણમાં રસ લેતાં એટલું જ જાણ્યું હતું.

હમણાં થોડા મહિના પહેલાં એ ભાઈ મળી ગયા; કંઈક કામે મારે ઘેર આવ્યા હતા. તેમણે કહ્યું : 'સાહેબ, તમારો ઉપકાર કઈ રીતે માનું તે મને નથી સમજાતું. મારાં બેન નિશાળમાં કામ કરે છે અને ખૂબ વિદ્યાર્થીપ્રિય બન્યાં છે. શિક્ષણનાં કામમાં એને અત્યંત રસ છે. મારા ઘર પાસે જુદી રૂમમાં રહે છે અને એના જીવનમાં પ્રસન્નતા હું જોઉં છું. અમારી કરુણ દશા પણ તેને લીધે બદલાઈ ગઈ. તમારા માર્ગદર્શનથી મારી બેનની અને મારા કુટુંબની મૂંઝવણ દૂર થઈ.'

મને આનંદ થયો. વીસ વરસ પછી પણ એ બધાંને સ્વસ્થ અને સુખી જોઈ મેં પણ કૃતાર્થતા અનુભવી.

પદવીની પરીક્ષા માટેની વિદ્યાર્થિનીઓમાંથી એક વિદ્યાર્થિની પ્રત્યે મારું લક્ષ ખેંચાયું હતું, તેની અભ્યાસનિષ્ઠા અને સ્વભાવની સરળતાને લીધે. સાહિત્ય માટેની અભિરુચી સાચી હતી, તેથી અભ્યાસ અંગે ચર્ચા કરવા કે અઘરું લાગે તો સમજવા માટે ઘણી વાર એ મારી પાસે આવે. પહેરવેશ સાદો પણ સુઘડ; દેખાવ સામાન્ય, બહુ સ્વરૂપવાન નહિ પણ વિરૂપ તો નહિ જ; અભ્યાસની ઈયત્તા પણ સામાન્ય, પણ સાહિત્યરસ સાચો; ખૂબ લાગણીશીલ, પણ તેની બાહ્ય અભિવ્યક્તિ ઓછી. સામાન્ય વિદ્યાર્થિનીઓ સંકોચ અથવા બીકને લીધે મારી પાસે ઓછું આવે, પણ આ બેન ઘણી વાર આવે અને કોઈ પણ પ્રકારના સંકોચ સિવાય ચર્ચા કરે

અને પોતાનો અભિપ્રાય દઢતાપૂર્વક રજૂ કરે. એના સાહિત્યરસ અને અભ્યાસનિષ્ઠાને લીધે વર્ગમાં પણ ચર્ચાસ્પદ મુદ્દો હોય તો હું એને પ્રથમ પૂછું અને એ પોતાની રીતે એનો જવાબ આપે જ. પછી તો વર્ગની જાણે પ્રતિનિધિ હોય તેમ વર્ગવતી કશુંક કહેવું હોય તો એ આવે. (કલાની પદવી માટેના વર્ગમાં—ખાસ કરીને સાહિત્ય વિષય લેનારાઓમાં—એનોની સંખ્યા ઘણી મોટી હોય છે.) હું તો એને મધ્યમ વર્ગની માનતો હતો, પણ કૉલેજના સાહિત્યમંડળના વાર્ષિકોત્સવ વખતે મંત્રીના કહેવાથી જાણ્યું કે, તેનાં માબાપ સારી રીતે પૈસાદાર છે. ટૂંકામાં, તેના પહેરવેશ કે વર્તનમાં શ્રીમંતાઈનો આડંબર નહોતો, તેથી જ એ મધ્યમવર્ગની હશે તેમ મારા ઉપર છાપ પડેલી.

પદવીની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થઈ ત્યાર પછી મળવા આવી. મેં એને આગળ એમ.એ.નો અભ્યાસ કરવા સલાહ આપી, એના સાહિત્યરસની સાચી નિષ્ઠાને લીધે એણે કહ્યું : 'સર, મારી તો ભણવાની ઘણી ઇચ્છા છે અને ભણવામાં રસ પડે છે, પરંતુ મારા માતપિતા ના પાડે છે અમારી ન્યાતમાં બહુ ભણેલા છોકરાઓ મળતા નથી એવી એમની દલીલ છે. હું બી. એ. પાસ થઈ એટલે મારું ભણતર પૂરું થયું એવી મારા માતાપિતા માન્યતા ધરાવે છે. તેમના કહેવા મુજબ અંતે છોકરીઓને લગ્ન કરાવી સાસરે જ મોકલવાની હોય છે અને લગ્નની લાયકાત માટે બી.એ. સુધીનું શિક્ષણ પૂરતું છે. મે મારી ભણવાની પ્રબળ ઇચ્છા જણાવી પણ તેમની ઇચ્છા ન હોવાથી હું આગળ ભણી નહિ શકું. ઘેરબેઠાં હવે વાંચવું–લખવું રહ્યું. મારાં માતાપિતા પ્રત્યે મને એવો પૂજ્યભાવ છે કે, એમને દુભાવીને આગળ અભ્યાસ કરવા હું કદી ન ઇચ્છું...' પછી લજ્જાયુક્ત સ્મિત કરીને ઉમેર્યું : 'હવે તો લગ્નની રાહ જોવી રહી...માતાપિતા એની તપાસમાં જ છે' એમ વાતચીત કર્યા પછી એ ગઈ. મારે એમાં શું કહેવાનું હોય!

પાછળથી તો કહે કે "એ છે જ કમસામી...એનો ક્યાંય મેળ જ જામતો નથી." માબાપ પણ એમ જ માનવા પ્રેરાય. અને જાણે છોકરાઓએ જ પરણવાનું હોય છે અને છોકરીઓને કશી પસંદગી જેવું હોતું નથી એવી જ આપણી રૂઢિ પડી ગઈ છે. છોકરીઓએ નાપસંદ કરેલા છોકરાઓ કેટલા? ખરી વાત તો એ છે કે છોકરો પસંદ છે કે નહિ એ છોકરીને ભાગ્યે જ પુછાય છે.

'હું ત્રણચાર જગ્યાએથી નાપસંદ થઈ છું...મને એવું અપમાન લાગે છે!...પણ શું કરું? કોને કહું? મારે પરણવું નથી એમ બહુ બહુ તો બાને કહું...તો એની આંખો આંસુથી ભિંજાય માટે મારે તેથી મૌન જ રાખવું એ એક જ ઉપાય છે. હું મારી અંતર્વ્યથા કોને કહું? આપણા સમાજમાં અમારા જેવી ઘણાની સ્થિતિ છે એ હું જાણું છું...એ આશ્વાસન મેળવવું હોય તો મેળવાય, પણ એવું આશ્વાસન તો માત્ર ઉતરપિંડી છે. આવી સ્થિતિથી જિંદગી ઉપર કંટાળો આવે છે. હું એમ.એ. ભણી હોત તો મારાં બે વર્ષો કેટલાં સુખથી ગયાં હોત! અને ઇચ્છિત વિષયમાં કેટલી સરસ પ્રગતિ થઈ હોત!...સર, આ બધી વાત...કરીને ઊલટી હું તમને દુઃખી કરી રહી છું. પણ શું કરું? મને હીણપત લાગે છે એવી સ્થિતિમાં હું મુકાઉં છું, પણ હું નિરુપાય છું. કોણ જાણે કેમ તમારી પાસે મોકળા મને બધું બોલાઈ જાય છે.

'સર, તમારી પાસેથી સાહિત્યકૃતિના અભ્યાસ અને વિવેચનનો આસ્વાદ કરતાં કરતાં કેવાં કેવાં આદર્શો અને અભિલાષાઓ અમે અમારાં હૃદયમાં સંઘર્યાં છે, પરંતુ શું એ માત્ર કલ્પિત સૃષ્ટિમાં રાચવા માટે જ હશે? પણ મેં એક વાત નક્કી કરી છે કે મારી ઇચ્છા વિરુદ્ધ હું કોઈને નહિ પરણું. મને છોકરો પસંદ નહિ પડે તો હું વિનાસંકોચે ના પાડીશ એવો મક્કમ નિર્ણય મેં મારા મનમાં કરી લીધો છે અને બાને કહી પણ દીધું છે.

તમે તો ઘણી વાર અમને દૃઢતા અને હિંમતની વાતો કરી છે... હું એ શિક્ષણને નહિ લજાવું.'

હું આ વાત સાંભળતો જ રહ્યો. મેં આપણી સામાજિક પરિસ્થિતિની કરુણતા અનુભવી. દિલીપકુમાર રોયે રવીન્દ્રનાથ ટાગોર સાથેની લગ્ન સંબંધી વાતચીત નોંધી છે. (આ વાતચીત 'તીર્થ-સલિલ' નામના નગીનદાસ પરીખ–કૃત તે બંગાળી પુસ્તકના ગુજરાતી અનુવાદમાં પ્રસિદ્ધ થયેલી છે.) તેની મેં વર્ગમાં કરેલી ચર્ચા યાદ આવી...કદાચ આ બેને એને અનુલક્ષીને જ ઉપર્યુક્ત ઉદ્‌ગારો કાઢ્યા હશે. પણ એટલામાં કોઈક આવી પહોંચવાથી એ વાત અટકી અને એ બેન ગયાં.

આ વાતનેયે એકાદ-બે વર્ષ વીતી ગયાં. એક વાર આ બેનના એક સહાધ્યાયી વિદ્યાર્થી મળ્યા. તેણે મને આ બેનનું સગપણ થઈ ગયું, તે સમાચાર આપ્યા. હું રાજી થયો. થોડા દિવસ પછી હું ફરવા જતો હતો ત્યાં રસ્તામાં આ બેન એકાએક મળી ગયાં. મને જોતાં જ એના હૃદયમાં ઉમળકો આવ્યો. અને બોલી ઊઠયાં: 'સર, તમે મળી ગયા તે બહુ સારું થયું. હું થોડા દિવસમાં તમારી પાસે આવવાની જ છું. મારું સગપણ થઈ ગયું...' એના અવાજમાં આનંદોલ્લાસનો રણકાર મેં જોયો અને એના મુખ ઉપર કોઈ તૃપ્તિનો અનન્ય ભાવ જોયો. મને ઘણો આનંદ થયો અને મેં પણ તે ઉમળકાપૂર્વક વ્યક્ત કર્યો. મેં પૂછ્યું: 'કોની સાથે સગપણ થયું?' એણે કહ્યું: 'સર, મારું ભાગ્ય ખૂલ્યું... ઈજનેરીનો આગળ અભ્યાસ કરવા માટે એ મારા ભાવિ પતિ અમેરિકા જવાના છે. આ મહિનાની અંદર અમારાં લગ્ન થઈ જશે અને હું પણ એમની સાથે અમેરિકા જવાની છું. હું હમણાં મારા પાસપોર્ટ વગેરેની ખટપટમાં પડી છું...સર, હું લગ્નની કંકોત્રી તો આપી જ જઈશ, પણ તમારે તે વખતે અમને આશી-ર્વાદ આપવા આવવાનું છે...' મેં કહ્યું: 'તમારો અત્યાર સુધી

મેળ નહોતો ખાતો, તેના બદલે આવું તમને ગમે તેવું સગપણ થયું તેથી હું સાચે જ ખૂબ પ્રસન્નતા અનુભવું છું. તમારા લગ્ન-સમારંભમાં હું અવશ્ય આવીશ—આનંદપૂર્વક.' એ બેનના જીવનમાં ઊભરાતો આનંદ એના મુખમાં, એના અવાજમાં, એની વાતચીતમાં, એના હલનચલનમાં બધે જ વ્યક્ત થતો હતો. અને એ આનંદનું અવર્ણનીય સૌંદર્ય પણ એના મુખ ઉપર દેખાતું હતું. હું ખૂબ સંતોષ પામ્યો. એ આટલી ટૂંકી વાત કરી ચાલી ગઈ. આગળના વિષાદની કોઈ ઠેકાણે છાયા નથી રહી એ વાતનો મને આનંદ હતો.

આ વાતને બેએક મહિના વીતી ગયા, પણ ન દેખાયાં આ બેન કે ન આવી તેની લગ્નકંકોત્રી. થોડા દિવસ પછી અમારા એ વખતના એ વર્ગની એની બેનપણી રસ્તામાં મળી, તેના પાસેથી જાણ્યું કે તેનું સગપણ તૂટી ગયું છે અને એનું અમેરિકા જવાનું રદ થયું છે. એમ કેમ બન્યું તે આ એની બેનપણી જાણતી નહોતી એટલે એનું સગપણ કેમ તૂટયું તે જાણવા ન મળ્યું. એનો પેલા દિવસનો હર્ષપ્રફુલ્લિત ચહેરો મારી નજર આગળ ખડો થયો અને તેથી આ દુઃખદ સમાચારે મને વધુ દુઃખી બનાવ્યો.

થોડા દિવસ પછી એ મને મારે ઘેર મળવા આવી. તેના ચહેરા ઉપર દીનતા નહોતી એ જોઈ એના [illegible] મારું દુઃખ ઓછું થયું. મેં કહ્યું: '...તમારી બેનપણી પાસેથી તમારા સગપણ તૂટવાનું જાણી ખૂબ જ દુઃખ થયું...' ત્યાં તો એ દૃઢતાથી બોલી ઊઠી: 'સર, કશું જ દુઃખી થવા જેવું નથી. મને તો એ વાતનો એક દૃષ્ટિથી જોતાં આનંદ છે. અમારું engagement (સગપણ) થયા પછી અમે રોજ મળતાં...અમેરિકા જવાની તૈયારીની સાથે સાથે લગ્નની તૈયારી પણ કરતાં હતાં. એની વાતચીત ઉપરથી થોડા દિવસ પછી મેં જાણ્યું કે, એને મારા કરતાં મારા પિતાશ્રીની શ્રીમંતાઈ વધુ ગમતી હતી. લાંબા વખતે સગપણ

થયું એટલે મારાં માતાપિતા ખૂબ ખુશી થયાં હતાં...એને બધી જાતની મદદ કરવા ઉત્સુક હતાં. અમે થોડા દિવસ સાથે ફર્યાં ત્યારે એની સમમ વાતચીત અને વર્તણૂક ઉપરથી એણે જાણે મારા ઉપર મહેરબાની કરી હોય અને એ મહેરબાનીના બદલા તરીકે મારા પિતાશ્રીએ એને પૈસાની બાબતમાં મદદ કરવાની હોય તેવી તેની માન્યતા હું જોઈ શકી. મારો બધો આનંદ અદૃશ્ય થવા લાગ્યો. પિતાશ્રીના પૈસા ઇત્યાદિની વાત કરે ત્યારે તેને હું અપમાન લેખી મૌન રાખતી, જવાબ જ ન આપતી એક દિવસ એનાથી ન રહેવાયું. એક દિવસ એણે મને વાતવાતમાં કહ્યું, "મારે અમેરિકા જવાની વ્યવસ્થા માટે તથા ત્યાં અંગેના ખર્ચ માટે રૂ. ૨૫,૦૦૦ જોઈશે એ તારા પિતાશ્રીએ મને આપવા પડશે. તું સહેજ આડકતરી રીતે આ વાત એમના કાને નાખજે. તમારે માટે આટલી રકમ આપવી એ નાની વાત ગણાય, માટે કુશળતાપૂર્વક તું આટલું કામ કરી આપ." મારા હૃદય ઉપર વજ્રઘાત થયો. મારાં દામ્પત્યજીવનનાં શમણાં શમી ગયાં. એને મારા ઉપર નહિ પણ પિતાશ્રીના પૈસા ઉપર પ્રેમ છે એની ગંધ મને આવી હતી તે સ્પષ્ટ થઈ. આ મારું કેટલું મોટું અપમાન છે એની એને કલ્પના જ નહિ આવી હોય કે શું તે તો કોણ જાણે મેં ઝેરનો ઘૂંટડો શમાવતાં યુક્તિપૂર્વક કહ્યું, "મારા પિતાશ્રી એટલા બધા પૈસા આપે એમ હું માનતી નથી. હું મારા પિતાને વધુ ઓળખું. એટલે આ વાત કરવાથી શો ફાયદો ? હું નહિ કહી શકું." તેણે સ્પષ્ટ રીતે કહ્યું, "તારા પિતાશ્રી જરૂર એટલા પૈસા આપશે. આટલાં વર્ષ સુધી તારું સગપણ નહોતું થયું અને હવે થયું ત્યારે મારા જેવો સુશિક્ષિત અને તેજસ્વી કારકિર્દીવાળો મળ્યો. મારી જરૂરિયાત પૂરી કરવા જરૂર એ તૈયાર થશે. તારે ગર્ભિત સૂચન પણ કરવું કે જો એટલી સગવડ ન થાય તો અમેરિકા જવાનું બંધ રહે અને એમ થાય તો સગપણ પણ તૂટે. તારા પિતાશ્રી

જરૂર સંમત થશે એમાં મને શંકા નથી." હું તો આ સાંભળીને દિગ્મૂઢ થઈ ગઈ. એની નિર્લજ્જતા આવી ખુલ્લી રીતે પ્રકટ થશે એ મેં નહોતું ધાર્યું. એને મારી જરૂર નહોતી...મારી દ્વારા મળતા પૈસાની જરૂર હતી. આનાથી વિશેષ મારું અપમાન શું હોય?

'મેં તત્કાળ નક્કી કરી લીધું કે, મારે આને નથી પરણવું... ખાડામાં પડ્યું અમેરિકા જવું. લગ્ન ન થાય તોપણ એની ચિંતા નથી. મારા આત્માએ બળવો પુકાર્યો કે આવી અધમતા સહન ન જ થાય. એટલે મે આ વાત અહીં જ અટકાવવાનો નિર્ણય કરી લીધો. મેં કહ્યું, "હું અત્યાર સુધી ભ્રમમાં હતી કે તમે મને ચાહો છો માટે લગ્ન કરો છો. અત્યારે જ જાણ્યું કે, તમે મને નહિ પણ મારા પૈસાને ચાહો છો. પૈસા ન મળે તો તમે સગપણ તોડી નાખવા તૈયાર છો. મારા સંસ્કાર આવું લગ્ન કરવા સામે બળવો કરે છે, માટે હું આપણુ સગપણ ફોક થયેલું ગણું છું અને તમે બીજે સગપણ કરવા છૂટા છો. મારો આ નિર્ણય મક્કમ છે. હું મારાં માતાપિતાને કહી દઈશ મારા પિતાશ્રી પચ્ચીસ હજાર શું એથીય વધારે આપે એવા ઉદાર છે, પણ મારુ શું ? મેં તમને આવા જાણ્યા હોત તો હું કદીયે સગપણ કરવા કબૂલ ન થાત..."

'તે બોલી ઊઠ્યા : "ઉતાવળી ન થા, પછી પસ્તાઈશ. તું નિર્ણય લેતાં પહેલાં તારા પિતાશ્રીને તો પૂછ...!" મારે તો અનેક માગાં હતાં...મને વાંધો નહિ આવે; પણ તારું શું થશે ? માં માંડ તું ઠેકાણે પડી. અને શ્રીમંત પિતા મને મારી કારકિર્દી માટે પૈસા આપે તેમાં તારા માટે પ્રેમ નથી, તારા પૈસા માટે પ્રેમ છે એવો તું અર્થ ઘટાવે છે તે ખોટા છે.'

'મે દલીલ અધવચ્ચેથી અટકાવીને કહ્યું, "હવે મારે કશુ સાંભળવું નથી. 'હું માંડ માંડ ઠેકાણે પડી' તેની દયા તમે ન ખાશો. મારું સગપણ નહિ થાય તેનું દુઃખ નહિ થાય. મને પૈસા ખાતર કોઈ લે તેના કરતાં હું અપરિણીત રહું તે વધુ સ્વમાનભર્યું"

અને તેથી વધુ આનંદમયું છે. મારો નિર્ણય મક્કમ છે. મારે પિતાશ્રીને પૂછવું નથી, હું પાછું છું...મારા પિતાશ્રી નહિ.'"'.

આટલું કહેતાં સહેજ રડી પડી પછી કહ્યું: 'સર, પછી હું ઘેર ચાલી ગઈ. પિતાશ્રીને કહ્યું......મારું દૃષ્ટિબિન્દુ સમજાવ્યું. આવી રીતે પરણવાની મને જરાય ઇચ્છા નથી......આને તો હું નહિ જ પરણું–મરી જઈશ તોયે...પિતાશ્રી શું બોલે? કશું ન બોલ્યા. માતાને કહ્યું એ સહેજ રડી પણ મારી મક્કમતા મારાં માતાપિતા જાણી ગયાં હતાં એટલે મારો નિર્ણય સ્વીકાર્યા સિવાય તેમને બીજો માર્ગ નહોતે. સર, હું જો આમ ન કરું તો મારું શિક્ષણ લાજે...તમારું શીખવ્યું લાજે. મેં તો તમારી પાસેથી સંસ્કારબળ મેળવ્યું છે અને મારા નિર્ણયમાં તમારા આશીર્વાદ લેવા આવી છું. હું તો માનું છું કે જે થયું તે સારું થયું. પરણ્યા પછી આ જાણ્યું હોત તો! મારા ઉપર પરમાત્માની કૃપા છે કે ખરે વખતે સગપણ તૂટી ગયું એનો શોક નથી, આનંદ છે. હું તમારી વિદ્યાર્થિની તરીકે યોગ્ય વર્તી છું એમ માનું છું, માટે જ તમારી પાસે હૈયું ખુલ્લું કરવા આવી છું.'

હું એની હિંમતભરી દૃઢતાથી ખુશ થયો–ગૌરવ અનુભવ્યું. મેં કહ્યું: 'બેન, તમે કર્યું તે જ યોગ્ય માર્ગ છે. મારું–આપેલું શિક્ષણ સાર્થક થયું. તમે જે બહાદુરીથી સગપણ તોડયું તેને માટે હું મગરૂરી અનુભવું છું. તમારો આ દાખલો બીજાને પણ પ્રેરક થઈ પડશે. હું ખૂબ રાજી થયો.' પછી બીજી થોડી વાતચીત કરી એ ગઈ. હું સાચે જ ખુશ હતો.

કેવી કરુણતા કે એનું સગપણ થયું ત્યારેય કહ્યું કે, હું ખૂબ રાજી થયો અને તૂટયું ત્યારેય એ જ શબ્દો કહ્યા! પણ જીવન કેવી વિલક્ષણ સ્થિતિ ઊભી કરે છે! આવી જીવનની કરુણ નાટયાત્મકતા (dramatic irony) કોઈક વાર ઊભી થતી હોય છે.

ત્યાર પછી ત્રણ ચાર વર્ષો નીકળી ગયાં. કોઈ વાર ઘેર આવી

મળી જાય અને દિવાળી ઉપર તો અચૂક એનો પત્ર હોય જ. એનું સગપણ તૂટ્યું તે એના સમાજે કલંકરૂપ માન્યું હશે એટલે જ આવી સરળહૃદયી અને તેજસ્વી યુવતીના લગ્નનો મેળ નહિ ખાધો હોય. મેં તો જ્યારે જ્યારે તક મળે ત્યારે તેને એની આ હિંમત અને બહાદુરી માટે અભિનંદન જ આપ્યા હતા. પરંતુ એને શું થયું હશે તે હું નહોતો જાણતો.

હમણાં થોડા દિવસો પહેલાં એકાએક એ ઘેર આવી. હાથમાં લગ્નની કંકોત્રી હતી. એણે કહ્યું : 'સર, અન્તે મને યોગ્ય એવો પતિ મળ્યો છે. મારું પરમદિવસે લગ્ન છે. સર, તમે જરૂર આવશો. તમે આપેલું શિક્ષણ એ મારું બળ રહ્યું છે અને તમારા આશીર્વાદનું મારે મન બહુ મૂલ્ય છે, તો જરૂર આવશો...' એમ કહી કંકોત્રી આપી. તેના પતિ વિશે જાણ્યું. એણે કહ્યું પણ ખરું કે 'મારું સગપણ તૂટ્યું એ વસ્તુ મને નડી અને એટલા માટે આજે પાછું પાંચ વર્ષે પત્તો ખાધો. પણ હવે સંતોષ એ છે કે મને મારું મનમાન્યું સગપણ થયું છે અને સગપણ તોડવાની મારી હિંમત અને લગ્ન વિશેનું મારું એ દૃષ્ટિબિન્દુ આ લગ્નમાં ગુણરૂપ ગણાયાં છે. તમે જરૂર આવશો.'

મેં કહ્યું : 'હું જરૂર આવીશ. તમારી દૃઢતા અને તમારાં મૂલ્યોને લીધે મને તમારા પ્રત્યે આદર છે. તમારાં જેવાં મારાં વિદ્યાર્થિની છે એ મારે મન ગૌરવની વાત છે અને હું અવશ્ય આવીશ જ.'

પછી એ લગ્નમાં હું ગયો. અને એ દંપતીને આશીર્વાદ આપતાં પતિને કહ્યું : 'તમને આવી તેજસ્વી યુવતી પત્ની તરીકે મળે છે તેને હું તમારું સદ્ભાગ્ય ગણું છું. એ મારી વિદ્યાર્થિની છે અને તમારું દામ્પત્યજીવન આનંદસભર બનો તેવા આશીર્વાદ આપું છું.'...એ બેને એના પતિને કહ્યું : 'આ મારા સર છે. જેને વિશે મેં વાત કરી હતી.' બન્નેએ એકબીજાં સામે જોયું અને તેમનું સૂચક સ્મિત જોઈ હું સવિશેષ આનંદ પામ્યો.

## ૩૯ ત્યક્તાનું પ્રેરક સ્વરૂપ

આઠ-દસ વરસ પહેલાંની વાત છે. જેમની આર્થિક સ્થિતિ ખરાબ હોય અને જેઓ અભ્યાસ કરવાને પાત્ર હોય તેમને ફીમાં રાહત આપવાની પ્રથા લગભગ દરેક શિક્ષણસંસ્થામાં હોય છે. વિદ્યાર્થીની સાચી માહિતી મળે એ હેતુથી અમે આ કાર્ય માટે ફીની રાહત માટે અરજી કરનાર વિદ્યાર્થીઓને માટે 'ઇન્ટરવ્યુ' રાખ્યો હતો. આ 'ઇન્ટરવ્યુ' લેવામાં હું પણ હતો. એક પછી એક વિદ્યાર્થીઓ આવતા હતા. તેમની પરિસ્થિતિ જાણવા માટે અમુક પ્રકારના પ્રશ્નો પૂછવાનું અમે ઠરાવ્યું હતું. તે પ્રમાણે હું પ્રશ્ન પૂછીને અરજી ઉપર મારો અભિપ્રાય લખતો. ચાર-પાંચ વિદ્યાર્થીઓને આ રીતે બોલાવ્યા પછી એક ગુજરાતી બેનની

અરજી હતી. એમનાં નામ અને અટક ઉપરથી એ ગુજરાતી હશે એવું મેં અનુમાન સ્વાભાવિક રીતે જ કર્યું હતું. આ નામવાળી વિદ્યાર્થિનીને મોકલ, એમ મેં પટાવાળાને સૂચવ્યું અને તરત જ એક વિદ્યાર્થિની મારી પાસે હાજર થઈ.

પણ એને જોઈને હું આશ્ચર્ય પામ્યો. મેં ગુજરાતી વિદ્યાર્થિનીની અપેક્ષા રાખી હતી તેને બદલે સહેજ મોટી ઉમરની, પહેરવેશ અને દેખાવ એ બંને રીતે જોતાં ચોખ્ખી મહારાષ્ટ્રીય લાગે તેવી બેન મારી પાસે આવી. મેં અરજીમાંથી નામ વાંચીને ફરી પૂછ્યું: 'તમે આ અરજી કરનાર વિદ્યાર્થિની છો?'

તેણે કહ્યું: 'જી હા.'

પરંતુ એથી તો મારું કુતૂહલ ઊલટું વધ્યું. મેં કહ્યું: ,તમારું નામ અને તમારી અરજી શુદ્ધ ગુજરાતી છે, છતાં તમે ગુજરાતી હો તેમ લાગતું નથી. તમે ગુજરાતી છો?'

એ થોડું હસી અને પછી બોલી: 'હું મહારાષ્ટ્રીય છું, પરંતુ ગુજરાતીને પરણી છું એટલે મારા પતિનું નામ અને તેમની અટક મારા નામની સાથે મેં જોડી છે એટલે મારું નામ ગુજરાતી લાગે એ સ્વાભાવિક છે.'

ખરી રીતે કોણ કયા પ્રદેશના છે એ પૂછવાની જરૂર નહોતી અને આવો સવાલ હું પણ ભાગ્યે જ કોઈને પૂછતો. ઉપરના કિસ્સામાં તો ગુજરાતી નામ અને મહારાષ્ટ્રીય વિદ્યાર્થિની જોઈને જ મને કુતૂહલ થયેલું એટલે જ આવો સવાલ પૂછેલો. મારા કુતૂહલનું સમાધાન થઈ ગયા પછી મેં મારી નિયત પ્રશ્નાવલિ શરૂ કરી: 'તમે ફીની રાહત મળે એટલા માટે અરજી કરી છે; પણ તમારા પતિના પગારની આવક કેટલી છે તે અરજીમાં કેમ જણાવ્યું નથી? તમે જાણો છો ને કે આ ફીની રાહત જેમની આર્થિક સ્થિતિ નબળી હોય તેમને જ અપાય છે?' આ પ્રશ્ન પૂછ્યો કે તરત જ એ વિદ્યાર્થિનીની આંખ સહેજ ભીંજાઈ. પણ તરત જ પોતાની

લાગણીને કાબૂમાં રાખી જવાબ વાળ્યો :

'સાહેબ, તમે પ્રશ્ન પૂછ્યો છે એટલે મારે મારી થોડી અંગત વાત કરવી પડશે. અમારાં પ્રણયલગ્ન હતાં. અમારાં બંનેનાં માબાપ અમારાં લગ્ન વિરુદ્ધ હતાં. પણ અમે નિશ્ચય કર્યો હતો કે અમારે કોઈની પરવા કર્યા વિના લગ્ન કરવાં. મેં મારાં માબાપને તજ્યાં અને એમણે એમનાં માબાપને. અમે લગ્ન કર્યા. બેએક વરસ સુધી અમારો ઘરસંસાર બહુ સારો ચાલ્યો. મારે એક બાળક પણ છે. પણ...' એમ કહેતા વળી એની આંખમાં સહેજ ઝળઝળિયાં આવ્યાં. પછી તરત જ મન ઉપર કાબૂ લાવી ફરી બોલવા લાગી,... 'પણ પછીથી મારા પતિનું મન મારા ઉપરથી કોણ જાણે કેમ ઊઠી ગયું. મારા પ્રત્યેનો અનુરાગ અદૃશ્ય થઈ ગયો અને મારા પ્રત્યેની ચીડ પણ હળવે હળવે વ્યક્ત થવા લાગી. એકાદ વરસ પછી તેઓ એકાએક મને છોડીને ચાલ્યા ગયા. એટલે હું ત્યક્તા છું. મેં અભ્યાસ શરૂ કર્યો છે એટલે ફીની રાહત માટે મેં અરજી કરી છે.'

અત્યંત દુઃખિત હૃદયે આ કથા સાંભળીને મેં કહ્યું : 'બેન, તમારા અંગત જીવનના સવાલો પૂછવાનો મને જરાય અધિકાર નથી તે હું જાણું છું. પણ તમારી વાત સાંભળીને મને જે સૂઝે છે તે હું વ્યક્ત કર્યા સિવાય રહી શકતો નથી. તમે તમારા પતિ ક્યાં રહે છે તે જાણો છો ?'

'શરૂઆતમાં તો તે ક્યાં ચાલ્યા ગયા તેની ખબર જ નહોતી. થોડા મહિનાઓ પછી જાણવા મળ્યું કે તેઓ અહીં મુંબઈમાં જ છે, "કોઈક"ની સાથે રહે છે. મને રસ્તામાં મળી ગયા. હું તેમની સાથે બોલવા ગઈ. પણ જાણે તેઓ મને ન ઓળખતા હોય તેવી રીતે વર્ત્યા. મારા પ્રત્યે તેમને જો જરાય અનુરાગ ન હોય તો પછી મારે શા માટે તેમની પાછળ પડવું ? મેં મારું મન વાળી લીધું અને તેમને બોલાવીને કંટાળો ન આપવો એવો મનમાં પાકો નિર્ણય કરી લીધો...' એણે કહ્યું.

'પણ એની આર્થિક કેવી છે?' મે પુછ્યું.

'સાધારણ રીતે સારી ગણાય તેવી છે' તેણે જવાબ આપ્યો

'તો પછી તમે એના ઉપર ભરણપોષણનો દાવો શા માટે માંડતાં નથી? તેણે તમારા પ્રત્યે ક્રૂર વર્તન દાખવ્યું છતાંય તમે તેને પોતાના સ્વૈરાચાર માટે કેમ અનુકૂળતા કરી આપો છો તે હું સમજી શકતો નથી.' મે સ્ત્રીને થયેલા અન્યાયને દૂર કરવા માટેના મારા વિચારો આ રીતે દર્શાવી સહાનુભૂતિ દર્શાવી તેના હૃદયના મર્મને મે કેવી રીતે વીંધ્યુ છે તેની મને કલ્પના જ નહોતી તેમ જ મારા સહાનુભૂતિભર્યા શબ્દો જે સામાન્ય પ્રકારની સ્ત્રી માટે વપરાય તેના કરતા આ સ્ત્રી ઘણુ તેજસ્વી વ્યક્તિત્વ ધરાવતી હશે તેનીયે મને કલ્પના નહોતી હુ બોલી રહ્યો કે તરત જ એના મુખભાવો ગભીર બન્યા અને તે બોલી.

'સાહેબ, જેને મે મારા અતરના પ્રેમથી એક વાર ચાહ્યો અને જેને માટે મે મારાં માબાપને તજ્યાં તેને હુ કોર્ટમા લઈ જાઉ એમા મારુ ગૌરવ ક્યા રહ્યુ? એના માબાપ પણ નજીક જ રહે છે પણ એના માબાપને મન એમના સુપુત્રને બગાડનાર હુ જ હતી એટલે મે કદીયે એના માબાપને મળવાનો કે ફરિયાદ કરવાનો વિચાર નથી કર્યો મારાં માબાપને મારી આ સ્થિતિની ખબર પડી છે તેથી તેમણે મને તેમને ત્યા જઈને રહેવાનુ કહે વરાવ્યુ છે લગ્ન મે જાણીબૂઝીને તેમ જ પૂરેપૂરો વિચાર કરીને કર્યુ હતુ અને માબાપને મે મારા કૃત્યથી દુભવ્યાં હતા મારા કાર્યના તમામ પરિણામોની જવાબદારી મારી પોતાની એકલીની જ હતી એટલે હવે એનો દડ મારા માબાપને હુ શા માટે ભરવા દઉ? મે મારા માબાપને મારી ચિન્તા ન કરશો, હુ દુખી નહિ થઉ એમ વિવેકપૂર્વક કહેવરાવીને મારુ જીવન મારી પોતાની મેળે ગાળવાનુ નક્કી કર્યુ છે મારાં માબાપને ઘેર જાઉ તો "અમે ના કહેતાં હતા છતા તે આમ કર્યુ તો આ પરિણામ

આવ્યું'' એમ તેમના મનમાં થવાનું જ. પણ મને તેઓ એમ કહી સંભળાવશે એવી બીકથી હું ત્યાં નથી જતી તેમ નથી; પ્રણયલગ્નો ખરાબ છે અને પછી છોકરાંઓનાં અવિચારી કૃત્યોને માબાપે સહન કરવાં પડે છે—આવો વિચાર સમાજમાં ફેલાય તે ઇષ્ટ નથી તેથી નથી જતી. મારાં પ્રણયલગ્નનું આવું કરુણ પરિણામ આવ્યું માટે પ્રણયલગ્ન નકામાં છે એમ હું પોતે નથી માનતી અને મારા કોઈ પણ કૃત્ય દ્વારા કોઈ એમ ન માને તે હું જોવા તૈયાર છું.' આમ બોલીને થોડી વાર તે અટકી અને પછી વળી બોલી :

'સાહેબ, હું ખૂબ બોલી ગઈ તે માટે માફ કરજો. સવારની કૉલેજ છે એટલે મારા બાળકને માટેની બધી વ્યવસ્થા કરી હું અહીં આવી છું. કૉલેજમાંથી છૂટીને ઘેર જઈશ. મારા બાળકને મળી, તેને નિશાળમાં વિદાય કરી હું ઑફિસમાં જઈશ.
૫ મારી ઑફિસના અમલદારે કલાકેક સુધી મોડું થાય તો વાંધો નહિ એવી રજા આપેલી છે. આમ હું સ્વમાનપૂર્વક મારું જીવન ગાળવા માગું છું અને મારા બાળકને યથાયોગ્ય રીતે ઉછેરીને તેનું યોગ્ય ઘડતર કરવામાં મારા સમગ્ર જીવનને ખર્ચવા માગું છું. મારુ અંગત જીવન કરુણ બન્યું તેને એક આકસ્મિક દુર્ઘટના ગણી હું મારું સમધારણ જીવન જીવવા માગું છું.'

એની કથની દ્વારા તેનું પ્રોત્સાહક વ્યક્તિત્વ જોઈને મને સાનંદાશ્ચર્ય થયું. અત્યાર સુધી મેં અનેક ત્યક્તાઓ જોઈ છે, પણ તે મોટે ભાગે આંસુ સારતી અથવા માબાપ કે ભાઈના આશ્રિત તરીકે રહીને શેષજીવન વિતાવતી; પુરુષનાં આવાં કૃત્યથી રોષિતાઓ જોઈ છે, પણ તે કાયદાઓ દ્વારા પોતાના પતિને હેરાન કરીને વેરની તૃપ્તિ અનુભવવા મથતી હોય છે.

પરંતુ ગૌરવ, સમજ અને સંસ્કાર જેનાં વ્યક્તિત્વમાં તરી આવતાં હોય અને આવી પડેલી વિપત્તિઓનો સામનો કરવાની

જેનામાં દામ હોય તેવી સ્ત્રી મેં પહેલી જ વાર જોઈ. "દીકરી ને ગાય, દોરે ત્યાં જાય" એ દીનદશા દૂર કરનારો પહેલો જ પ્રેરક અનુભવ મેં કર્યો. અહીં મને સ્ત્રીની શક્તિનાં વિશિષ્ટ દર્શન થયાં; પણ આ શક્તિ રોષરૂપે પ્રગટ થતી ચંડી નહોતી, બલિદાન માગતી દુર્ગા નહોતી; આ તો હતી જીવનનો પુરસ્કાર કરનાર શુદ્ધ પ્રણયિની અને વત્સલ માતાની મૂર્તિ.

શ્રી ગુલાબદાસ બ્રોકર, ડૉ. હરિવલ્લભ ભાયાણી અને હું એમ અમે ત્રણ રોજ સવારના જુહુ ફેરવા જઈએ છીએ. સાહિત્ય, સંસ્કૃતિ, રાજકારણ વગેરે અનેક પ્રકારના વિષયો વિશે વાતો કરતા હોઈએ છીએ તેમાં સિનેમા વિશે સૌથી ઓછી વાત હોય છે. અમારા ત્રણમાંથી શ્રી ગુલાબદાસ બ્રોકરને સિનેસૃષ્ટિનો સવિશેષ પરિચય છે, કારણકે પ્રખ્યાત સિને-અભિનેતા દિલીપકુમારના મર્હૂમ ભાઈ અયુબ શ્રી ગુલાબદાસ બ્રોકરના સાહિત્યરસને લીધે અત્યંત નિકટના મિત્ર બન્યા હતા. એ ભાઈ અયુબને લીધે શ્રી બ્રોકરને દિલીપકુમારના સમગ્ર કુટુંબ સાથે ઘર જેવો સંબંધ બંધાયો હતો. શ્રી બ્રોકર ઘણી વાર અયુબની અને દિલીપકુમારની વાતો

કરે. શ્રી બલરાજ સહાની તો જુહુ ઉપર જ રહે છે એટલે એમને પણ ઘણી વાર અમે સૌ મળતા, છતાંય સિનેસૃષ્ટિનો મારો પરિચય તો ઉપરછલ્લો જ હતો—સિવાય કે શ્રી ગુલાબદાસ બ્રોકર દ્વારા એ વિશે કાંઈક સાંભળીએ.

હમણાં થોડા દિવસ પહેલાં વર્તમાનપત્રમાં વાંચ્યું કે દિલ્હીથી શ્રીમંત કુટુંબની એક મુગ્ધ કિશોરી પોતાનાં માબાપ અને પોતાનું ઘર છોડી સિનેમાસૃષ્ટિમાં પ્રવેશવા મુંબઈ આવી પહોંચી અને ટેક્સીવાળાને 'પોતાની બેન' વૈજયંતીમાલાને ત્યાં લઈ જવા કહ્યું. વૈજયંતીમાલાએ એને મળવાની ના પાડી એટલે બીજા સિનેમાનટને ત્યાં જવા એણે ટેક્સીવાળાને ફરમાવ્યું. એ ભલા ટેક્સીવાળાએ ચાલાકી વાપરી પોલીસ સ્ટેશને ટેક્સી લઈ જઈને આ યુવતીને પોલીસ અમલદારને હવાલે કરી અને એ રીતે એ મુગ્ધાને સિનેમાસૃષ્ટિની જાળમાં જતી બચાવી લીધી. આ સમાચારથી મારું મન ઉત્તેજાયું હતું. બિનઅનુભવી કુમારોને અને યુવાનોને સિનેસૃષ્ટિનો કેવો અદમ્ય મોહ હોય છે તેનો મને સ્વાનુભવ હતો. મારા મનમાં આ સમાચારને લીધે એ વિશેના વિચારો ઘોળાતા હતા, તેથી સવારમાં ફરતી વખતે સ્વાભાવિક રીતે જ મેં એ વાત ઉપાડી અને કહ્યું, 'સિનેમાનું એવું તે કેવું ઘેલછાભર્યું જાદુ છે કે આવી કુલીન મુગ્ધા અજાણ્યા સ્થળે એકલી માબાપ અને ઘર છોડી આવી પહોંચી હશે! મને કશું સમજાતું નથી.' અમે સૌ આ સમાચારથી સારી રીતે સંક્ષુબ્ધ થયા હતા. શ્રી ગુલાબદાસે એમની વાર્તાકારની ઢબે આ પ્રકારના બનેલા બીજા પ્રસંગનું એવું સરસ અને માર્મિક બયાન કર્યું કે એ પ્રસંગને લખી કાઢવાની મને પ્રબળ વૃત્તિ થઈ ને આ તેના પરિણામરૂપે એનું વર્ણન અહીં રજૂ કરું છું.

શ્રી બ્રોકરે આ મતલબનું કહ્યું : 'સિનેમાસૃષ્ટિમાં પૈસો અને કીર્તિ ખૂબ સહેલાઈથી મળે છે એ પ્રકારની સમજણ ઘણાં લોકોનાં મનમાં એવી રૂઢ થઈ ગઈ હોય છે કે મુગ્ધ કિશોરો સિનેમાના નટો

બનવાની તીવ્ર ઇચ્છા સેવે છે એમા કેવી મુસ્કેલી હોય છે તેની તેમને કલ્પના સુધ્ધા નથી હોતી. માબાપ નકામા સિનેસૃષ્ટિની વિરુદ્ધ હોય છે એમ તેઓ માને છે તેથી સિનેમાના અભિનેતા બનવા માટે ઘરબાર છોડીને ચાલ્યા જવાનુ 'સાહસ' કરવા તેઓ પ્રેરાય છે. દિલ્હીથી આવેલી કિશોરીના સમાચારથી મને આશ્ચર્ય નથી થતુ કારણકે એવી મુગ્ધ કિશોરીની સાહસકથાનો હુ પે સાક્ષી બન્યો છુ પ્રખ્યાત સિનેમાનટ દિલીપકુમારની સાથેના મારા નિકટના સબધથી તમે પરિચિત છો, કારણકે તેમનો ભાઈ અયુબ મારો ગાઢ દોસ્ત હતો

'વર્ષો પહેલાની આ વાત છે દિલીપકુમારને અખ્તર નામની એક યુવાન બેન હતી (દિલીપકુમાર તેમનુ સાચુ નામ નથી, એ તો જાતે મુસ્લિમ છે, પણ સિનેમા માટે એણે ધારણ કરેલુ નામ દિલીપકુમાર છે તે પ્રસિદ્ધ હકીકત છે) તે મુબઈની સોફિયા કૉલેજની બી એ થયેલી ગ્રેજ્યુએટ હતી અગ્રેજી સાહિત્ય એ તેનો ખાસ વિષય હતો વક્તૃત્વકલામા પણ તેણે નિપુણતા મેળવી હતી. બી એ થયા પછી સ્વિટ્ઝર્લન્ડ જઈ Finishing School for Ladis નામની સસ્થામા અભ્યાસ કરી આવી હતી પછી તેની ઇચ્છા ક્યાક નોકરી મેળવવાની હતી પણ દિલીપકુમાર અને અયુબ બેન નોકરી કરે તે વિચારની જ વિરુદ્ધ હતા લાખો રૂપિયા કમાનાર દિલીપકુમારને પોતાની બેન કોઈકની નોકરી કરી ચારસો-પાચસો રૂપિયા કમાય એ વિચાર કેમ રુચે? એક વખત અખ્તરે, હુ તેમને ત્યા ગયો ત્યારે મને પોતાનુ આ 'દુખ" કહ્યુ અખ્તરે મને કહ્યુ, "ગુલાબદાસજી, હુ શિક્ષિત યુવતી ઘેર બેસીને શુ કરુ? મને ક્યાક કામ કરવા જવા નહોતી દેવી તો ભણાવી શુ કામ? મારુ શિક્ષણ ઘરમા બેસીને કટાઈ જાય અને ઘરમા જ ભરાઈ રહેવાનુ હોય તો મારામાં અને સામાન્ય ઔરતમા શુ ફરક? તમે મને કાઈક આનો રસ્તો ન બતાવો?" મે એને કહ્યુ, "પણ

ભાઈનુંયે દષ્ટિબિંદુ સ્પષ્ટ રીતે સમજાય તેવું છે. આટલા બધા પૈસા કમાનાર ભાઈને પોતાની વહાલી બેન કોઈકને ત્યાં નોકરી કરે અને ચારસો-પાંચસો રૂપિયા કમાય એ વિચાર કેમ રુચે ! ચારસો-પાંચસો રૂપિયા તો એક દિવસમાં કયાંક એ સહેલાઈથી ખર્ચી શકે તેમ છે. તમે નોકરી કરો તેથી એ લજવાય. અને એમની વાત પણ શું ખોટી છે ? તમારા જેવી યુવતીઓએ તો કશુંક સામાજિક કલ્યાણનું કામ કરવું જોઈએ. તેમ કરવાથી તમને વાસ્તવિક સૃષ્ટિનો સાચો પરિચય થશે એટલું જ નહિ પણ તમે અનુભવસમૃદ્ધ થશો અને તેનો સાંસ્કારિક આનંદ પણ મેળવી શકશો. તમારે કયાં પૈસાની જરૂર છે ? આવી કોઈક પ્રવૃત્તિમાં જોડાવું હોય તો હું તમને મદદ કરવા તૈયાર છું. સમાજસેવાની સંસ્થાઓમાં કાર્ય કરનાર બેનોની જોડે હું તમને પરિચય કરાવી આપું. મૅડમ સોફિયા વાડિયા જેવી સુપ્રતિષ્ઠિત કાર્યકરો સાથે તમને મેળવી આપું અને તેમની પાસે તો અનેકવિધ સમાજસેવાની પ્રવૃત્તિઓ છે. તમે વિચાર કરી જોજો અને તમને આ વિચાર રુચે તો મને કહેશો."

"થોડા દિવસ પછી અખ્તર મને મળી. એણે મને કહ્યું કે તમારો વિચાર મને ગમ્યો છે. મેં મારા ભાઈઓને તમારી વાત કરી છે અને તેમણે કહ્યું છે કે ગુલાબદાસજી જે પ્રવૃત્તિ તને સૂચવે તેમાં તું જોડાય તો અમને વાંધો નથી. મને ઘરમાં બેસીને કંટાળો આવે છે. શું ખાવું પીવું અને મોજમજાહ કરવી એ તે કાંઈ જિંદગી છે ? આવી ઉદ્દેશહીન જિંદગી ગાળવામાં મને જરા પણ મઝા આવતી નથી. બધાં Creature Comforts (સુખસાધનો)થી હું કંટાળી ગઈ છું. અને ખરેખર સમાજસેવાની પ્રવૃત્તિ કરવા હું ઉત્સુક છું. તો તમે મને મૅડમ સોફિયા વાડિયા અથવા સમાજ-કલ્યાણ પ્રવૃત્તિમાં કામ કરનાર અન્ય કોઈ વ્યક્તિની સાથે પરિચય કરાવી આપો. મેં કહ્યું, કે મને પણ ભાઈએ એ વિશે વાત કરી હતી. તમારી ઇચ્છા છે તો હું તમને મૅડમ સોફિયા પાસે જરૂર

લઈ જાઉં. મેડમ સોફિયા વાડિયા જોડે મેં વાતચીત કરીને બીજે દિવસે સાડાચાર વાગે મળવું એમ ઠરાવ્યું. મેં અખ્તરને કહ્યું, "આવતી કાલે જ આપણે સાડાચાર વાગે મેડમ સોફિયા વાડિયાને મળીશું. તમે ચર્ચગેટ સ્ટેશન નજીકના ગેલોર્ડ રેસ્ટોરાં પાસે મને બપોરના ચાર વાગે મળશો? હું ત્યાં તમારી રાહ જોતો ઊભો હોઈશ." અખ્તરે એ નક્કી કરેલા સમયે આવવાનું કબૂલ કર્યું અને જલદી કામમાં જોડાઈ જવાની ઇચ્છાને લીધે મેડમ વાડિયાને મળવાની તેનામાં તીવ્ર ઉત્સુકતા ઉત્પન્ન થયેલી હતી તે હું જોઈ શક્યો હતો.

'નક્કી કર્યા મુજબ હું તો બરાબર ચાર વાગ્યે ગેલોર્ડ પાસે ઊભો રહ્યો હતો. ચાર વાગ્યા—સવા ચાર થયા પણ અખ્તર આવી નહિ. હજી ગઈ કાલે તો એની ઉત્સુકતા મેં જોઈ છે છતાં કેમ નહિ આવી હોય? એનો વિચાર બદલાયો તો નહિ હોય? પણ એમ હોય તો એણે મને ટેલિફોન કરવો જોઈતો હતો. દસેક મિનિટ વધુ રાહ જોવી એમ મનમાં ઠરાવ્યું અને સાડાચાર સુધીમાં ન આવે તો ચાલ્યા જવું. હું થોડો અકળાયો પણ હતો. આવી રીતે સમય નક્કી કર્યા પછી મારે આમ ઊભા રહેવું પડે અને તે પણ તેના કામ માટે મળવાનું હોય ત્યારે તે કેવું અઘટિત છે!... આવા આવા વિચાર કરતો હતો ત્યાં અખ્તરની મોટર આવી ચડી અને અધીરાઈથી ચાલુ થયેલી મારા મનની વિચારમાળા તૂટી. મોટરમાં અખ્તરની સાથે બીજી બે ત્રણ યુવતીઓ પણ હતી.

'એણે કહ્યું, "ગુલાબદાસજી ભૈયા, મને મોડું થયું તે માટે હું આપની માફી ચાહું છું. અને થયેલી એઅદબી માટે દિલગીર છું. પણ મારે શા માટે મોડું થયું તે જાણશો તો તમે મને માફ કરશો." પછી એક સુંદર યુવતીની ઓળખાણ કરાવતાં મને કહ્યું, "આ બેન આજે જ દિલ્હીથી અમારે ત્યાં આવી છે. આ બેનનો ઇતિહાસ સાંભળવા જેવો છે. એ દિલ્હીની કૉલેજમાં અભ્યાસ કરે

છે, તે પોતાનાં કાકા-કાકી સાથે દિલ્હીમાં રહે છે. કાકા-કાકીની સાથે કશીક વાતમાં મનદુઃખ થયું એટલે દિલ્હીથી ભાગીને અહીં મુંબઈમાં સિનેસૃષ્ટિમાં પ્રવેશી કારકિર્દી બનાવવા આવી. અહીં કોઈને ઓળખતી નહોતી પણ મારા ભાઈ દિલીપકુમારનું નામ જાણતી હતી કારણકે સિનેમામાં અનેક ચિત્રપટો દ્વારા ભાઈની કીર્તિ તેના મનમાં વસી હતી. આજે સવારે એકાએક બેગ-બિસ્ત્રો લઈ સ્ટેશનથી ટેકસી કરી દિલીપભાઈને મળવા માટે અમારે ઘેર આવી પહોંચી. અમે કોઈ એકબીજાને ઓળખતાં નથી, માત્ર ચિત્રપટમાં દિલીપભાઈ કામ કરે છે અને દિલીપભાઈ મુંબઈ રહે છે, તેથી તેમને મળી સિનેમામાં અભિનેત્રી તરીકે કામ કરવાનું મળશે એ માટે અહીં આવી. '

'અજાણી યુવતી અમારે ઘેર આવી એટલે અમારી મહેમાન ગણાય, દિલીપભાઈને એ મળી. પોતાની કથની કહી અને પોતે અભિનેત્રી થવા ઇચ્છે છે તેથી પોતાનું ઘરબાર છોડી આવી છે તે જણાવ્યું. થોડી વાર દિલીપભાઈ કાંઈ ન બોલ્યા. નાહ્યા-ધોયા પછી ભોજન કર્યા બાદ દિલીપભાઈએ આ બેનને આખી પરિસ્થિતિ સમજાવી. કઈ ઢબથી સમજાવી તે પણ મારે તમને કહેવું જોઈએ. આ બેને દિલીપભાઈની જોડે પોતે સિનેસૃષ્ટિમાં પોતાની કેરિયર કરવા ઇચ્છે છે વગેરે વાત કરી ત્યારે દિલીપભાઈએ અમને બધી બેનોને ત્યાં બોલાવી, પછી આ બેનને અમારી હાજરીમાં આ પ્રમાણે કહ્યું, "જો, આ બધી મારી સગી બેનો છે. તેઓ બધી કોલેજમાં ભણેલી ગ્રેજ્યુએટ છે. તેમનાં મુખ સામે જો...તેઓ બધી રૂપમાં તારાથી ઊતરે તેમ નથી ને? તું તો હજી બી.એ.માં અભ્યાસ કરે છે, પણ આ બધી તો ડિગ્રીધારીઓ છે. એટલે શિક્ષણ અને રૂપની દૃષ્ટિએ તારાથી ચડિયાતી હોવા છતાં આ મારી બેનોને મેં સિનેમામાં કામ કરવાનું ઉત્તેજન નથી આપ્યું. કારણકે સિને-સૃષ્ટિમાં શરીફ યુવતીઓને કામ કરવાની સલાહ આપી

શકાય તેવું વાતાવરણ નથી. સિનેસૃષ્ટિમાં હું વર્ષોથી કામ કરું છું અને મને કેટલી પ્રતિષ્ઠા અને પૈસો મળ્યો છે તેનાથી તો સૌ કોઈ પરિચિત છે. છતાંય હું મારી સગી બેનોને સિનેસૃષ્ટિથી દૂર રાખું છું અને તેઓ દૂર રહે તેમ અંતરથી ઇચ્છું છું. શરીફ લડકીઓએ એ સૃષ્ટિમાં જવા જેવું નથી.'

'ભાઈએ આમ સ્પષ્ટ રીતે આ બેનને સમજાવ્યું છતાં આ બેનનાં મનનું સમાધાન ન થયું. એણે ભાઈને કહ્યું, "દિલીપ ભૈયા, હું તો કાકા-કાકી સાથે મનદુઃખ કરી નાસી છૂટેલી છું અને મેં તો સિનેસૃષ્ટિમાં કામ કરવાનો દૃઢ નિરધાર કર્યો છે. મને સિનેમામાં કામ કરવાની તક આપો. મારું મન દૃઢ હોય અને હું મક્કમ હોઉં તો સિનેસૃષ્ટિમાં મને કોણ બગાડી શકવાનું છે? બગડવું, ન બગડવું એ તો આપણા મનોબળ ઉપર આધાર રાખે છે અને સિનેમામાં કામ કરવાનાં સ્વપ્નાં મેં ઘણાં વર્ષોથી સેવ્યાં છે. એમાં હું મારી કેરિયર બનાવવા ઇચ્છું છું તો કૃપા કરી મને નિરાશ ન કરો. મને મારી જાત ઉપર વિશ્વાસ છે અને મને કોઈ બગાડી નહિ શકે." આ પ્રકારની દર્દભરી અપીલ એણે ભાઈને કરી. ભાઈએ હસીને કહ્યું, "તું તો સિનેસૃષ્ટિથી તદ્દન અજાણ યુવતી છો. હું તો વર્ષોથી તેની સાથે ગાઢ પરિચયમાં છું. તારા ઉદ્‌ગારોની નિષ્પ્રાણતા હું સમજી શકું છું, પણ તેમાં તારું બિન-અનુભવીપણું જ વિશેષ વ્યક્ત થાય છે. બેન, સિનેસૃષ્ટિને તો હું તારા કરતાં વિશેષ ઓળખું કે નહિ? જેમાં મારી પોતાની બેનોને કામ કરવાની સલાહ આપતો નથી એટલું જ નહિ પણ જેનાથી હું તેમને ઈરાદાપૂર્વક દૂર રાખું છું, તેમાં પ્રવેશવાની હું તને કઈ રીતે સલાહ આપું કે સુવિધા કરી આપું? શરીફ લડકીઓનું એમાં કામ નથી એટલામાં તું બધું સમજી જા. કાકા-કાકી સાથે મનદુઃખ થયું હોય હોય તો તેનું તું સમાધાન કરી લે. એ તારે માટે સલામત રસ્તો છે. બેન, તું માર્ગ ભૂલેલી છે. તું પાછી જા."

'દિલીપભાઈએ અમારી હાજરીમાં એને આમ કહ્યા પછી અમને કહ્યું, "આ બેનને સમજાવી તમે એને બોરીબંદર સ્ટેશન લઈ જઈ ટિકિટ કઢવી આપી ગાડીમાં બેસાડી આવો." આ બેનને દિલ્હીમાં પાછું જવું એ કડવો ઘૂંટડો પીવા જેવું લાગ્યું છે, પણ અમે એમને આશ્વાસન આપ્યું છે કે ભાઈએ દર્શાવેલો માર્ગ જ એના હિતનો છે. આ સમજાવટમાં ઘણો સમય ગયો તેથી ઘણું મોડું થયું છે. ગુલાબદાસજી, આ કારણે અમને મોડું થયું છે. તે માટે હું તમારી માફી માગું છું. આજે આપણે મેડમ સોફિયા વાડિયાને મળવાનું માંડી વાળીએ. તમે એમને ટેલિફોન કરી દો. અને આ બેનને પંજાબ મેલમાં મૂકવા માટે તમે પણ અમારી સાથે ચાલો.'

શ્રી ગુલાબદાસ બ્રોકરે આ પ્રસંગનું સમાપન કરતાં કહ્યું: 'પછી એ બેનને કડવો ઘૂંટડો પાવામાં મેં પણ મદદ કરી અને અમે બોરીબંદર સ્ટેશન જઈને એ બેનને ગાડીમાં બેસાડી આવ્યા. પછી એનું શું થયું તે હું નથી જાણતો. પણ દિલ્હીથી ભાગી આવેલી કિશોરીના સમાચાર સાંભળી તમે જેટલા ક્ષુબ્ધ થયા છો તેટલો હું ક્ષુબ્ધ નથી થયો, કારણકે સિનેઅનુરાગી યુવક-યુવતીઓ સિનેસૃષ્ટિમાં મોહાંધ બની "આવાં સાહસો" કરી બેસે છે તેમાંની એક પ્રતિનિધિને તો આમ મેં નજરે જોઈ છે. દિલીપકુમાર જેવા સિનેસૃષ્ટિના પ્રથમ પંક્તિના પીઢ અભિનેતા પોતાની બેનોને તેનાથી દૂર જ રાખે છે અને તે પણ એમ કહીને કે એમાં શરીફ લડકીનું કામ નથી એ કેટલું કરુણ અને સૂચક છે!'

'સિનેમાસૃષ્ટિની ઝાંખી' એ વિશે શ્રી કેદારનાથજી પાસે વાત નીકળી શ્રી કેદારનાથજીએ આવી મતલબનું કહ્યું 'સિનેમાની મોહક સૃષ્ટિની તળે ચાલી રહેલી અધોગતિ વિશે સિનેમાના સુપ્રસિદ્ધ અભિનેતા પોતે આવું કહે તેમાં અનુભવનો સાચો રણકાર છે, તેથી મુગ્ધજનો પાસે સાચી હકીકતો મુકાય તો એ મોહસૃષ્ટિમાં પ્રવેશ-

નારા ભાવનાશીલ તરુણો વિચાર કરે. '' સિનેમા વ્યવસાયમાં શરીફ માણસોનું કામ નથી. હું મારી બેન દીકરીઓને એનાથી દૂર રાખું છું '' એવાં સિનેપટના વિખ્યાત અભિનેતાના વિધાને જ મને વધુ વિચાર કરવા પ્રેર્યો છે,' એમ કહી સહેજ અર્થગર્ભ મંદસ્મિત કરી શ્રી નાથજીએ કહ્યું : 'શરીફ લોકોએ સિનેમામાં કામ ન કરવું જોઈએ એવો એનો અર્થ થયો. અભિનેતાની બેન ત્યાં ન જાય એમ તેણે ઇચ્છયું અને કહ્યું, પણ બીજાની બેનો ત્યાં કામ કરે છે તેમનું શું ? એ અભિનેતા સિનેમાની સૃષ્ટિમાં કઈ રીતે કામ કરે છે ? અનેક કુલીન મુગ્ધાઓ એ સૃષ્ટિમા કામ કરે છે તેમને માટે તેઓ શું કરી શકે છે ? એનો અર્થ એમ પણ ન થાય કે સિનેમા-સૃષ્ટિ તો પતિત માણસોથી જ વસવાની છે એટલે એમાં પ્રવેશ-લાઓ માટે કશી ચિંતા કરવાની જરૂર નથી ? શરીફ માણસો ન જાય એટલે શરીફ ન હોય તેવાઓએ જ એ વ્યવસાયમાં પડવું અને કલાસૃષ્ટિને છે તેવી ને તેવી જ રહેવા દેવી ? ઊલટું, સારા અને કુલીન માણસો એ વ્યવસાયમાં જાય અને પોતાના વર્તનથી ત્યાં કલાને આદર મળે તેવું વાતાવરણ સર્જે એમ કરવુ એ એમની ફરજ નથી ? મને તો આ લેખ વાચી કુલીન માણસોએ ન જવું જોઈએ એમ કહી પેલી કુલીન યુવતીને અટકાવી તેના કરતાયે એ સૃષ્ટિમાં રહેલી અને પ્રવેશતી યુવતીઓ અને યુવકોનો વિચાર વધુ અકળાવે છે. એને માટે કશુંક કરવુ જોઈએ—સિનેમાસૃષ્ટિમાંના માણસોએ કરવું જોઈએ એમ ઉત્કટપણે લાગે છે. વકર્દ્ઇએ કહું તો, સિનેમાસૃષ્ટિમાં મારી બેન જાય તો મને વાંધો છે, બીજાની બેન જાય તેમા વાંધો નથી એ વૃત્તિ મને અસ્વસ્થ કરી મૂકે છે.'

નાથજીનું દૃષ્ટિબિન્દુ વિચારપ્રેરક હતું. મેં નાથજીને કહ્યું : 'તમારી વાત સાચે જ વિચાર કરતાં કરી મૂકે એવી છે. અમારા ગુજરાતી સાહિત્યના સુપ્રસિદ્ધ વિવેચક નવલરામે તત્કાલીન રંગભૂમિ વિશે લખતાં કહ્યું હતું કે નાટકો જોવા નીચી કક્ષાના લોકો જ

જાય, કારણકે નાટકો અપરુચિને, હીનરુચિને પોષે છે તેથી સંસ્કારી કે શિક્ષિત વર્ગ તેનો બહિષ્કાર કરે તેથી અપરુચિ જ પોષાવાની. નાટક અને રંગભૂમિને સુધારવાનો ખરો રસ્તો નાટકો હલકી વૃત્તિને પોષે છે તેથી નાટક જોવા ન જવું તે નથી; પણ સંસ્કારી લોકોએ જઈને સુરુચિને પોષે તેવાં નાટકોને ઉત્તેજન મળે એવી વૃત્તિથી નાટક જોવા જવું એ છે. જો નાટકો પ્રાકૃત લોકો કે વિકૃત રસના ચાહક લોકો જોવા જશે અને સંસ્કારી કે શિક્ષિતજનો નાટકોની સૂગથી બહિષ્કાર કરશે તેથી હીનરુચિને જ પોષણ મળવાનું. સજ્જનો કે કુલીનો નાટક જોવા જાય તો એમની સુરુચિને અનુરૂપ ફેરફાર થવાનો જ. એટલે ન્વવગમે જે નાટક વિશે તેમના જમાનામાં કહ્યું તે સિનેમાને અન્ય રીતે લાગુ પડે છે. એટલે કે પૃથ્વીરાજ કે બલરાજ સહાની જેવા સંસ્કારી અને સુશિક્ષિતો જાય તો. સિનેમા-સૃષ્ટિમાં એમની થોડીઘણી પણ સારી અસર પડે જ. અન્ય સંસ્કારી લોકોને જવાનું પ્રવેશદ્વાર વધુ ઊઘડે. એવા લોકોની હાજરીથી બીજા ઉપર પણ કાંઈક અંકુશ આવે. એટલે હું તમારા દૃષ્ટિબિન્દુ સાથે એકમત છું કે શરીફ લોકો સિનેમાસૃષ્ટિનો બહિષ્કાર કરે તેથી સિનેમાસૃષ્ટિ વિશેષ બગડવાની; પણ સારા અને સુરુચિ ધરાવનાર લોકો તેમાં પ્રવેશે તો તેમની ઇષ્ટ અસર થયા વિના નહિ રહે. સિનેમા કે નાટકનો મુખ્ય હેતુ તો મનોરંજન કરાવવાનો છે. મનોરંજન જે માણસોનું કરવાનું હોય તેવા માણસોને ગમતો રસ સિનેમાનાટક પોષવાના, કારણકે મનોરંજન દ્વારા એમણે પૈસા કમાવાના હોય છે. સારા માણસો ન જાય તો, પ્રાકૃત રસને પોષવું એ ધંધાર્થીઓ માટે અનિવાર્ય બને છે.'

શ્રી નાથજીએ પછી આ ચર્ચા આગળ ચલાવી. એમણે કહ્યું, 'તમારો શો અનુભવ છે તે હું જાણતો નથી. પણ નાનપણમાં અમારે ત્યાં નાટકો ભજવાતાં તે હું રસપૂર્વક જોતો. નાટક ભજવનાર લોકોને હું સારી રીતે ઓળખતો અને મારો અનુભવ એવો રહ્યો

છે કે નાટકના વ્યવસાયમાં જનાર માણસો ભાગ્યે જ ચારિત્ર્યશીલ જોવામાં આવતા. સારા ચારિત્ર્યવાનનો સુંદર અભિનય કરનાર અભિનેતાઓનું જીવન ભાગ્યે જ શુદ્ધ જોવામાં આવતું. ઊલટું, નાટકની કલા દ્વારા અભિનયકલા એ લોકોએ સારી રીતે કેળવી હતી, પણ અભિનયકલાનો એ લોકો ઉપયોગ કરતા પોતાનું કામ સાધવા–સ્વાર્થ સાધવા. મેં તો એ જોયું છે કે અભિનયકલા તરફ આકર્ષનાર લોકો હોશિયાર અને તકસાધુ હતા. સજ્જન માણસોને અભિનય કરવાની કે કેળવવાની જરૂર નહોતી, રસ નહોતો. પણ એમને અભિનયકલા સાધ્ય થઈ હોય તેઓ તેનો ઉપયોગ પોતાના કશાક અંગત લાભો મેળવવા માટે કરતા. એમ કેમ બનતું હશે તે હું જાણતો નથી, પણ મારી જાણમાં છે તેવા નાટકના વ્યવસાયમાં ગયેલા લોકો શુદ્ધ ચારિત્ર્યવાન માણસો નહોતા. એટલે મને તો ઘણી વાર એમ પણ થાય છે કે નાટકની કલા ચારિત્ર્ય ઘડે છે તે હકીકત નથી. એટલું જ નહિ પણ નાટકની કલામાં સિદ્ધિ મેળવે છે "નાટકી લોકો" એટલે કે જે લોકો સારા દેખાવાનો સુંદર અભિનય કરે છે, પણ સારા બનવાનો પ્રયત્ન કરતા નથી. એટલે કલા માણસને કેટલે અંશે સંસ્કારી બનાવે છે એ વિશે હું સશંક છું.'

શ્રી નાથજીની વાત સાંભળતાં જ મને એમના સમર્થ અનુયાયી ચિંતક કિશોરલાલ મશરૂવાળાના 'કલા' વિશેના વિચારો યાદ આવ્યા. મેં એમને કહ્યું, 'કિશોરલાલભાઈએ કલા વિશે–સર્જનાત્મક સાહિત્ય વિશે જે વિચારો દર્શાવ્યા છે તેને અનુરૂપ તમારી આ વિચારણા છે. પણ મને આ બરાબર નથી લાગતું. તમે કહો છો તેમ નાટકના વ્યવસાયમાં પડેલા ઘણા માણસોમાં ઉચ્ચ સાંસ્કારિક મૂલ્યો નહિ હોય તે બનવાજોગ છે, પણ તેથી કલામાં જ દોષ છે એમ સિદ્ધ થતું નથી. કલા પોતે તો શક્તિસંચારક વસ્તુ છે. એની શક્તિ સૌંદર્યમાંથી જન્મે છે. પણ કેટલીક વાર જે માણસોના હાથમાં કલા જાય છે તે માણસો પ્રાકૃત હોય, સ્વાર્થી હોય, દુષ્ટ હોય

તો તેવા લોકો કલાની શક્તિનો ઉપયોગ કોઈ ઉદાત્ત વસ્તુ માટે ન કરતાં પોતાની અધમતા છુપાવવા કરતા હોય તો તે દુઃખદ વસ્તુ છે. પણ કલા દ્વારા રસાત્મક સત્યનું દર્શન થાય છે અને એ કલાથી અનેક માણસોમાં સુસંસ્કારો જાગ્રત થાય છે એ પણ હકીકત નથી ? બીજાનો નહિ પણ ગાંધીજીનો દાખલો લઈ એ તો ગાંધીજીએ પોતાની આત્મકથામાં કહ્યું છે કે હરિશ્ચન્દ્રનું નાટક જોઈને મને સત્યની તાલાવેલી લાગી અને તેમાંથી મને સત્યનિષ્ઠ જીવન જીવવાની પ્રેરણા લાધી. રામાયણ, મહાભારત, ભાગવત વગેરે મહાગ્રંથોએ આપણા સમાજમાં સંસ્કારસિંચન કરવાનું મહાન કાર્ય કર્યું છે। આવા કાવ્યમય ગ્રંથોએ આપણા ચારિત્ર્યબીજને પોષ્યું છે એની ના કહી શકાશે ખરી ? આવા ગ્રંથોના કોઈ અભ્યાસીઓએ આવા અભ્યાસનો ઉપયોગ પોતાના સ્વાર્થ માટે કર્યો હશે એ બનવાજોગ છે, પણ તેથી આ ગ્રંથોની મહત્તા ઘટતી નથી.

'એટલે મૂળ વાત તો એ છે કે કલા પોતે તો રસાત્મક સત્યને રજૂ કરી પોતાની અજોડ શક્તિ દાખવે છે, પણ એ શક્તિનો સદુપયોગ અને દુરુપયોગ બન્ને થયા છે. એટલે કે એનો મૂળ આધાર માનવી પોતે કેવો છે તેના ઉપર અવલંબે છે. છરીનો ઉપયોગ માણસના ગળા કાપવામાંયે થાય છે અને શસ્ત્રક્રિયા કરી માણસને રોગમુક્ત કરવામાંયે થાય છે. વાંક છરીનો નથી, છરી વાપરનાર માનવીનો છે. તમે કહ્યું તેમ નાટકના વ્યવસાયમાં જનાર કેટલાક નાટકી માણસો પોતાના દંભ કે પોતાની હીનતાને છુપાવવા અભિનયનો ઉપયોગ કરે છે, તો રવીન્દ્રનાથ ટાગોર જેવા સાધુપુરુષ નાટક દ્વારા સંસ્કારસિંચન કરે જ છે. શાંતિનિકેતનમાં તેમ જ અન્ય સંસ્થાઓમાં અનેક એવા કલાકારો છે, જેમને પોતાના ચારિત્ર્યને પોષવામાં કલાનો વિનિયોગ કર્યો છે. આની તુલના કરવી હોય તો વિજ્ઞાન જોડે સારી રીતે થઈ શકે. વિજ્ઞાને શક્તિ આપી તેનો સંહારક ઉપયોગ થયો છે તેથી વિજ્ઞાન નકામું છે એમ ન.

કહી શકાય. વિજ્ઞાનનો માનવીકલ્યાણ અર્થે કેટલો બધો ઉપયોગ થયો છે! વિજ્ઞાન વિના માનવીની સભ્યતાની કક્ષા આજની ન હોત; માનવીની ઉત્ક્રાન્તિ અને પ્રગતિમાં તેનું મહત્ત્વ સ્પષ્ટ છે. તેમ કલાએ પણ માનવીની ઉત્ક્રાન્તિ અને પ્રગતિમાં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. કલા વિના માનવીની સંસ્કારિતા પાંગરી જ ન શકત."

શ્રી નાથજીએ તો પોતાનું મંતવ્ય રજૂ કરી એ વાત બહુ લંબાવી નહિ, પણ મારા મનમાં આ વિચારણા ચાલુ જ રહી. પ્લેટો, રસ્કિન, કિશોરલાલ વગેરેએ કલાની વિરુદ્ધ પોતાના વિચારો દર્શાવ્યા છે, પણ એ બધા ઉપર કલાની ઊંડી અસર હતી એમ તેમણે પોતે સ્વીકાર્યું છે. માનવીની બધી સિદ્ધિઓ જે વસ્તુઓ દ્વારા થઈ છે તે બધી વસ્તુઓનો વિનાશક ઉપયોગ પણ થાય છે પણ તેથી એ વસ્તુઓને શી રીતે દોષિત કહેવાય. જે અગ્નિ દ્વારા માણસ પોતાનુ ભોજન પકાવે છે અને જેના ઉપયોગ દ્વારા માનવીજાતે અનેક લાભો મેળવ્યા છે તે અગ્નિનો ઉપયોગ કોઈ કોઈને દઝાડવામાં કે આગ લગાડવામાં કરે તો તેમા અગ્નિનો શો વાંક? ધર્મનો દુરુપયોગ કરી અનેક લોકોએ અનેકને લૂટયા છે, એના નામે અનેક લોકોનો સંહાર થયો છે, અનેક લોકોને ચૂસ્યા છે તેથી ધર્મનો દોષ નથી – એનો દુરુપયોગ કરનાર માનવીનો છે.

કલાની વાત જરા જુદી છે. કલા દ્વારા માનવી પોતાની લાગણીની ઉત્કટતા સજાવી, સંસ્કારી શકે છે; કલ્પનાની પાંખ ઉપર ચડી સૌંદર્ય અને સત્યના પ્રદેશમાં જઈ શકે છે; ભાવનાશીલતાને પોષી ચારિત્ર્ય ખીલવી શકે છે. આમ છતાંય કલાનો કલાકારે દુરુપયોગ કર્યો હોય તો તે કરુણ વસ્તુ છે. નાટક, વાર્તા, કાવ્ય કે અન્ય કોઈ કલાકૃતિ જીવનનું દર્શન કરાવે છે, પણ એ દર્શન કર્યા પછીયે માણસ પોતાની વાસનામાં જકડાઈ રહે અને મુક્ત ન થઈ શકે તો એ દયાપાત્ર બને. એમાં કલા શું કરે? તેથી કલાનું સામર્થ્ય ઓછું અંકાતું નથી.

વળી પાછો નાટક વિશે મેં મારો અનુભવ નાથજી પાસે રજૂ કર્યો : 'વીસ વર્ષ સુધી મેં કૉલેજમાં નાટ્યપ્રવૃત્તિમાં સક્રિય ભાગ લીધો છે દર વર્ષે નાટક ભજવવાનું આવતું ત્યારે સારાં વિદ્યાર્થી-વિદ્યાર્થિની તેમાં આવતા – હું તે માટે ખાસ કાળજી રાખતો, ઘણી વાર સારી વ્યક્તિઓને આગ્રહપૂર્વક ખેંચી લાવતો. વિદ્યાર્થીઓ મને સમજી ગયા હોય એટલે "નાટકી" વ્યક્તિઓ કદાચ ઓછી આવી હોય તેમ બન્યું હોય. પણ આ બધાં વર્ષોનો એકંદર મારો અનુભવ સુખદ રહ્યો છે. બે-ત્રણ વ્યક્તિઓને બાદ કરતાં મારે ત્યાં નાટક મારેનું રસિક જૂથ જામતું, તેમાં બધા સહૃદયી વિદ્યાર્થીઓ હતા. નાટકમાં ભાગ લેનાર વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓમાં મેં ઉદાત્ત મૈત્રી ઊગતી અને વિકસતી જોઈ છે. આજે પણ હું એ વિદ્યાર્થીઓનો વિચાર કરું છું ત્યારે એ નાટ્યપ્રવૃત્તિ નિમિત્તે બંધાયેલી જીવનભરની ઉદાત્ત મૈત્રીવાળા અનેક વિદ્યાર્થીઓના જૂથનું ચિત્ર મારી સમક્ષ ખડું થાય છે. નાટકમાં ભાગ લેનાર મોટે ભાગે બધા "હોશિયાર" કે "નાટકિયા" હોય છે તે વાત સાચી છે. પણ જો એ પ્રવૃત્તિનો નેતા કે પ્રમુખ સારી વ્યક્તિ હોય તો એ પોતાની દૃષ્ટિએ સારા લાગતા માણસોને જરૂર આકર્ષી શકે. ઘણુંખરું એવું બને છે કે આવી બાહ્ય પ્રતિષ્ઠા અર્પતી પ્રવૃત્તિની શોધમાં તકવાદી કે સ્વાર્થસાધુ માણસો હંમેશાં હોય જ છે. એટલે જ્યાં જ્યાં આવી પ્રવૃત્તિ થાય ત્યાં ત્યાં કોઈ સજ્જન મુખ્ય માણસ હોય તો તેણે સારા માણસોને એકત્ર પ્રયાસ કરવો જોઈએ. ફરક આટલો છે : સ્વાર્થસાધુ માણસો પોતે જતા હોય છે, સારા માણસોને શોધવા પડે છે, આગ્રહ કરવો પડે છે. પણ આ તો સમજી શકાય તેવી વસ્તુ છે. આપણી લોકશાહીની ચૂંટણીઓમાં પણ એ જ પરિસ્થિતિ પ્રવર્તે છે તે આપણો અનુભવ છે, પણ સારા માણસો ચૂંટાઈ ને આવે તો જ લોકશાસનનાં સુફળ મળે. એટલે નાટકમાં કે કોઈ પણ અન્ય ક્ષેત્રમાં સારા માણસોએ સક્રિય બનવું

## ૪૧ એક અંગ્રેજ દંપતીની મુલાકાત

દરિયાકિનારે સવારમાં ફરવા જવાનો અમારો (મારો અને મારા મિત્રનો) નિયમિત ક્રમ હવે સ્થિર થઈ ગયો છે. એક સવારે દરિયાકિનારે પ્રવાસની બધી સગવડોવાળી એક મોટી મોટરગાડી અમે જોઈ. જગત-પ્રવાસે નીકળતા મુસાફરોની આવી ગાડીઓ અનેક વાર અમારા ફરવાના સ્થળવાળા દરિયાકિનારે અમે ઘણી વાર જોતા. અલબત્ત, આ બધા પ્રવાસીઓ ગોરાઓ જ હતા તે અહીં નોંધવું જોઈએ. આવી મોટી પ્રવાસ માટેની મોટરગાડીમાં સવારના પહોરમાં એક પ્રૌઢ ગોરા દંપતીને જોઈને એ ક્યાંથી ક્યાં પ્રવાસ કરી રહ્યા છે એ જાણવાના કુતૂહલથી અમે તેમની જોડે વાતચીત કરવા ગયા. નમસ્તે (Good Morning)નો

શિષ્ટાચાર કર્યા પછી અમે તેમને અંગ્રેજીમાં પૂછ્યું, 'તમે ક્યાંથી આવો છો? ક્યાં જવાનાં છો? તમે દેશદેશના પ્રવાસે નીકળ્યાં હો એમ લાગે છે!' એમણે સ્મિતપૂર્વક અમારી સાથે હસ્તધૂનન કર્યા પછી કહ્યું: 'અમે ઇંગ્લેન્ડથી આખા જગતના પ્રવાસે નીકળ્યાં છીએ. આફ્રિકા જઈ મધ્યપૂર્વના દેશોમાં થઈ, ઈરાનમાં પ્રવાસ કરી હવે અમે ભારતમાં આવ્યાં છીએ. કાશ્મીર જોવાની ઇચ્છા હતી, પણ ભારત-પાકિસ્તાન વચ્ચે યુદ્ધની પરિસ્થિતિ હોવાથી ત્યાં જવાનું જોખમ ન ઉઠાવવાની અમને સલાહ મળી, પછી અમે અહીં આવ્યાં છીએ. અહીંથી લંકા જઈ, બ્રહ્મદેશ ઇત્યાદિથી, ઑસ્ટ્રેલિયા, કૅનેડા અને અમેરિકા જવાનાં છીએ.'

'તો તો તમને આમાં લાંબો સમય નીકળી જશે! માત્ર દુનિયાનો પ્રવાસ કરવાના હેતુથી જ નીકળ્યાં છો?' અમે પૂછ્યું.

એમણે કહ્યું: 'કેવળ દુનિયાના બધા દેશો જોવાની ઇચ્છાથી પ્રેરાઈને જ અમે પ્રવાસે નીકળ્યાં છીએ. અમારો પ્રવાસ બે વર્ષનો છે.' અમે કહ્યું: 'તો તો તમે નિવૃત્ત જીવન ગાળતા હશો!' એ ગોરા સજ્જન ૭ ફૂટ ઊંચા, પડછંદ દેહવાળા, ચપળ આંખો અને લાલ લાલ લોહીની તાઝગીભર્યા મુખવાળા હતા. એમનાં અંગેઅંગમાં સ્ફૂર્તિ હતી. પચાસેક વર્ષની ઉંમર હશે એવી મારી ધારણા હતી. એમની પત્ની પણ પ્રૌઢ ઉંમરના દેખાતા હતા અને એમની શારીરિક તંદુરસ્તી પણ સ્પષ્ટ તરી આવતી હતી. બન્નેની આંખોમાં સૌજન્ય દેખાઈ આવતું હતું. નિવૃત્તિ વિશેના અમારા ઉલ્લેખનો જવાબ આપતાં એમણે સ્મિત કરી કહ્યું: 'મારો વ્યવસાય તમાકુના વેપારનો હતો. મારી સ્થિતિ સારી છે. હવે મેં એ વ્યવસાય બંધ કર્યો છે. નિવૃત્તિ તો ઘરડો માણસ લે! હું ઘરડો થયો હોઉં તો આવા પ્રવાસની જવાબદારી ક્યાંથી ઉપાડું? એટલે હું નિવૃત્ત થયો છું એમ હું નહિ કહું; મેં મારો તમાકુના

વેપારનો વ્યવસાય બંધ કર્યો છે એમ કહીશ. મારે તો દેશપરદેશ જઈને નવી નવી વસ્તુઓ જોવી છે, નવું નવું શીખવું છે અને એ રીતે જીવનપ્રવાહને તાજો રાખવાની ઇચ્છા સેવું છું.'

મેં પૂછ્યું : 'તમારી ઉંમર કેટલી છે ?' તરત જ એમણે જવાબ આપ્યો, 'છાસઠ વર્ષની.' અમને બન્ને મિત્રોને ખૂબ આશ્ચર્ય થયું. અમે બોલી ઊઠ્યા : 'તમે એવા સશક્ત અને સ્ફુર્તિભર્યા દેખાઓ છો કે તમારી ઉંમર છાસઠ વર્ષની હોય તે અમે માની શકતા નથી. છાસઠ વર્ષની ઉંમરે એકલાં દંપતી એ વર્ષની દુનિયાની મુસાફરીએ નીકળે તેનું અમને આશ્ચર્ય થાય છે. રસ્તામાં અનેક પ્રકારની મુશ્કેલીઓ આવે, જ્યાં અનેક પ્રકારના લોકો તમારી ભાષા ન સમજી શકે તેમ હોય તેવા ગામમાં તમારે રાતવાસો રહેવાનું જોખમ ઉઠાવવું પડે, સાજા-માંદા થઈએ તો શું થાય એ પ્રશ્ન થાય — આવી બધી તકલીફો છતાં આટલી ઉંમરે તમે પ્રવાસે નીકળ્યાં છો તે માટે તમને સાચે જ અભિનંદન ઘટે છે.' આમ કહેતાં મને આપણા દેશના લોકોની સાથે તેમની તુલના કરવાની સ્વાભાવિક વૃત્તિ થઈ આવી. છાસઠ વર્ષની ઉંમરે મોટરમાં મુસાફરી કરી દુનિયા ફરવાની હોંશ ધરાવે એવા લોકો આપણા દેશમાં ભાગ્યે જ હોય એમ લાગ્યું.

એમણે જવાબ આપતાં કહ્યું : 'જુઓ, દુનિયાના પ્રવાસે નીકળવાનું હતું, તેથી તો આ કૅરેવાન—પોતાની આ મોટી મોટરગાડીને તેઓ 'કૅરેવાન' કહેતા—માં ઘર જેવી ખાસ સગવડો કરાવી છે.' એમ કહી એમણે પોતાની કૅરેવાન બતાવી. સાચે જ એ એક નાનકડું ઘર હતું. તેમાં રાંધવાના ગૅસના ચૂલાવાળું નાનકડું રસોડું હતું, બાથરૂમ અને જાજરૂવાળી નાનકડી ઓરડી હતી, સામાન મૂકવાની અભરાઈઓ હતી, બે સરસ સૂવાની પથારીની સગવડ હતી; તેને ઘડી વાળીએ એટલે દિવસે બેસી શકાય તેવા તે બે સોફા બની જતા, આગળની બેઠક ઉપર એક હાંકનાર અને

બીજી એક વ્યક્તિ આરામથી બેસી શકે તેવી યોજના હતી. કાચની બારીઓ ઉઘાડી શકાય તેમ જ તાળાથી બંધ કરી શકય તેવી યોજના હતી. રાત્રે બારીબારણાં બંધ કરી કેરેવાનમાં સૂવે ત્યારે હવાની જરૂર માટે ઉપર છાપરામાં ઊંચી કરી શકાય તેવી બારીની સગવડ કરી હતી. પછી તેમણે કહ્યું : 'જીવનની ઉત્તર અવસ્થામાં નવું જોવા–જાણવા માટે આવો પ્રવાસ યોજાય તો ભારે આનંદ પડે. આ કેરેવાનમાં બધી સગવડ છે નાની દવાની પેટી પણ છે. જ્યાં જરૂર પડે ત્યાંથી વસ્તુઓ ખરીદ કરી શકાય તેવી સગવડ છે અમને તો આ પ્રવાસથી ખૂબ મજા પડે છે.' અમે પૂછ્યું : 'આ કેરેવાન ગાડી તમે ખાસ પ્રવાસ માટે જ બનાવરાવી છે ?' તેમણે કહ્યું : 'હા ' એમ કહી એનો પ્લૅન બતાવ્યો અને પછી બોલ્યા : 'આ કેરેવાનની કિંમત લગભગ સોળસો પાઉંડ જેટની થઈ છે. આવા લાંબા પ્રવાસને ધ્યાનમાં રાખીને મે તેમાં જોઈતી સગવડો કરાવેલી છે. ખરું જોતાં, આવી ગાડીઓ ઘણી છે અને આસપાસના પ્રદેશના પ્રવાસ માટે પણ ઘણી સગવડભરી બને છે, તેથી તેનો ઘણા લોકો ઉપયોગ કરે છે. આ પ્રવાસ કરતાં અમે જાણતાં હતાં તે કેટલું ઓછું હતું અને નવું જાણવાનું કેટલું બધું છે એનો અમને ખ્યાલ આવે છે આ પ્રવાસ ખરેખર આનંદપ્રદ બન્યો છે અને હજી સુધી ક્યાંય કશી તકલીફ પડી નથી ..' તેઓ મુંબઈમાં લગભગ અઠવાડિયું રોકાવાના હતાં એટલે બીજે દિવસે અમને ચા પીવાનું નિમંત્રણ આપ્યું. તેમણે અમારું આમંત્રણ સહર્ષ સ્વીકાર્યું અને અમે અમારાં ઘર તરફ વળ્યાં. પણ તેમનો જીવન વિશેનો ઉત્સાહ (Zest for life) અને તેમની શારીરિક તંદુરસ્તી અમને સ્પર્શી ગયાં. જતાં જતાં મારા કાનમાં ભણકારા સંભળાતા હતા— નિવૃત્ત નથી થયો, વ્યવસાય બંધ કર્યા છે; નિવૃત્તિ તો વૃદ્ધ માણસો લે.'

નક્કી કર્યા પ્રમાણે બીજે દિવસે એ પ્રસન્ન દંપતી મારે ત્યાં

ચા પાણી માટે આવ્યાં. થોડી ઓપચારિક વાતો કર્યા પછી મેં મારા મનમાં ઘોળાયેલો પ્રશ્ન પૂછ્યો : 'અમારા દેશની અને તમારા દેશની કુટુંબવ્યવસ્થા જુદા પ્રકારની છે. અલબત્ત, હવે તો પશ્ચિમી પદ્ધતિની અસર નીચે અમારી વ્યવસ્થા પણ બદલાતી જાય છે પણ એ તો આવાં શહેરોમાં જ. એની વાત હું નથી કરતો. હિંદમાં ૮૦ ટકા ગામડાં છે; અને મોટે ભાગે અહીં શહેર ને ત્યાં ગામડામાં તો બધે જ, જે કુટુંબવ્યવસ્થા છે તેની હું વાત કરું છું. ટૂંકામાં કહીએ તો, અમારી પદ્ધતિ સયુક્ત કુટુંબની છે, જ્યારે તમારે ત્યાં વિભક્ત કુટુંબ હોય છે. તમારે ત્યા પતિ-પત્ની અને સગીર બાળકો એટલે કુટુંબ. બાળકો પુખ્ત વયનાં થાય ત્યારે માબાપથી તેઓ જુદા જ રહે એ તમારી પ્રથા. અમારે ત્યાં માબાપ, ભાઈ-ભાભી અને પતિ પત્ની વગેરે સાથે રહે. એક મારા અંગ્રેજ સ્નેહીએ એક વાર મને કહ્યું હતું કે ભારતની કુટુંબ-વ્યવસ્થા મને ગમે છે કારણકે તેમાં વૃદ્ધ માણસને આદરભર્યું સ્થાન છે, અમારા ઇંગ્લેન્ડમાં એમ નથી. અમારે ત્યાં વૃદ્ધજનોને એકલાં રહેવું પડે છે. પુત્રના કુટુંબમાં તેને સ્થાન હોતુ નથી. વૃદ્ધજનોને એકલતા ઘણી વાર સાલતી હોય છે. ઘણી વાર માંદગીમા કે મુશ્કેલીમાં પણ પુત્ર કે પુત્રવધૂ બહુ ઉપયોગી નથી બનતાં. કોઈ વાર તો એમને ક્રૂર કહી શકાય તેવી લાગણીહીનતા બતાવે છે. એમણે ક્રૂર– Cruel –શબ્દ વાપર્યો હતો. તમારો આ વિશે શો અભિપ્રાય છે?'

એમણે કહ્યું : 'હા, વૃદ્ધજનોની સ્થિતિ કોઈ વાર કરુણ હોય છે એ વાત સાચી છે કેટલાક લોકો વૃદ્ધ માતા-પિતા પ્રત્યે બેદરકારી સેવે છે એટલે માબાપની માંદગી કે જરૂરિયાત વખતે પણ દરકાર નથી કરતા એ વાત પણ સાચી છે. પણ આનો ઉકેલ તો અમારે ત્યાં થયો જ છે. વૃદ્ધો માટે વૃદ્ધાશ્રમો છે. ત્યા બધા વૃદ્ધો એકબીજા સાથે રહીને પોતાના જીવનને સહ્ય કે સુખભર્યું બનાવે છે માંદગી માટે રાષ્ટ્રીય તંદુરસ્તી યોજના છે. એટલે માંદાંની સારવાર કરવાનું

કાર્ય તો રાષ્ટ્ર તરફથી હૉસ્પિટલમાં થાય છે અને સારી રીતે થાય છે. પુત્ર કે પુત્રવધૂ તેમને પ્રસંગોપાત્ત મળવા જાય છે અને જરૂર પડયે પૈસાની મદદ પણ કરે. અલબત્ત, બધે આમ નથી બનતું અને કેટલાક ઠેકાણે વૃદ્ધો તરફ ક્રૂરતાભરી બેદરકારી સેવાય છે, પણ આ વૃદ્ધાશ્રમો તેમ જ રાષ્ટ્રીય તંદુરસ્તી યોજના એના સારા ઉપાયો છે. તમારી કુટુંબ-વ્યવસ્થામાં આટઆટલા માણસો એક જ ઘરમાં સાથે કેમ રહી શકે? આટલાં બધાં માણસો સાથે રહે તો એકબીજા જોડે લડે નહિ? એક ઘરમાં આવડું મોટું ટોળું કેવી રીતે રહી શકે? ઘર પણ નાનું ન પડે? વ્યવસ્થા કેવી રીતે સચવાય?'

મેં જવાબ વાળ્યો: 'આ બધામાં રૂઢિ અને રિવાજ મોટા ભાગ ભજવે છે. મોટું કુટુંબ હોય એટલે ઝઘડો થાય, પણ અમારાં ધર્મ અને સંસ્કૃતિએ પ્રાચીનકાળથી અમને શીખવ્યું છે કે માબાપ એ પૂજ્ય લેખાય અને ઉંમરની દૃષ્ટિએ મોટા હોય તેને માન આપવું જોઈએ. કુટુંબનો વડો પણ પિતામહ હોય ત્યાં સુધી પિતા નહિ, અને પિતા હોય ત્યાં સુધી ગમે તે ઉંમરનો પુત્ર હોય તો તે પણ નહિ—એવી અમારી કુટુંબ-વ્યવસ્થા રૂઢ બની હતી. પરિણામે જૂની નવી પેઢીના વિચારસંઘર્ષો થતા, ઝઘડા પણ થતા. છતાંય **પિતૃદેવોભવ—માતૃદેવોભવ**ની ભાવના અમારામાં પ્રાચીન સંસ્કારોથી રૂઢ થયેલી એટલે માતાપિતાને દૂભાવાય નહિ એટલું જ નહિ પણ એમના પ્રત્યે પૂજ્યભાવ સેવવો જોઈએ એવી પદ્ધતિ પડી ગયેલી. પણ રાજાશાહી કે સામન્તશાહીને અનુરૂપ આ વ્યવસ્થા હતી રાજકીય ક્ષેત્રમાં લોકશાસનની ભાવના જાગૃત થતાં કુટુંબ-રાજ્યમાં પણ લોકશાસન હોવું જોઈએ એવી સ્વાભાવિક અભિલાષા જાગી. પરિણામે, અમારા ગૃહજીવનમાંથી માબાપનું—વૃદ્ધ માબાપનું સ્થાન મહત્ત્વનું ન રહ્યું. જુવાન દીકરો અને એની વહુ જુદાં રહે તેમાં કાંઈ ખોટું નથી એવીયે મનોવૃત્તિ વધતી ગઈ.

પશ્ચિમની અસરથી દરેકને પોતાનું વ્યક્તિત્વ કેળવવાની તક મળવી જોઈએ એવી વાજબી અપેક્ષા સેવવામાં આવી. પણ અમારે ત્યાં વૃદ્ધાશ્રમો નથી, રાષ્ટ્રીય તદુરસ્તી યોજના નથી અને નજદીકના ભવિષ્યમાં થાય તેવો સંભવ નથી. એટલે અમારા કુટુંબજીવનમાં એક વિલક્ષણ સ્થિતિ ઊભી થઈ છે. વૃદ્ધ માબાપ જુદાં રહેતાં હોય, તો તેમને આર્થિક મદદ આપવી, સાથે રહે તો તેમની ખાનાપીવાની સંભાળ રાખવી, માંદગીમાં ચાકરી કરવી એ ફરજ સ્વીકારવામાં આવી છે. પણ અન્ય રીતે ઘરમાં એમની સ્થિતિ ઉપેક્ષભરી હોય છે. પુત્ર, પુત્રવધૂ કે પૌત્ર-પૌત્રીઓ સાથેનો એમનો માનસિક સંબંધ તૂટી ગયો હોય છે. બન્ને પેઢીના વિચારો અને જીવનરીતિ ફરી ગયાં છે અને એનો સંવાદ સાધવાનો કોઈએ પ્રયાસ કર્યો નથી. પરિણામ એ આવ્યું છે કે માબાપ પ્રત્યે પૂરેપૂરો આદર હોવા છતાં તેમની સ્થૂળ સાર-સંભાળ પૂરતી જ ફરજ મર્યાદિત બની ગઈ છે. તેથી અનેક શ્રીમંત કુટુંબનાં વૃદ્ધજનોને મેં દુઃખી થતાં જોયાં છે. પોતે સોનાના પાંજરામાં પુરાયા છે એવો ભાવ વૃદ્ધો અનુભવે છે. એ અસંતોષ અનેક રીતે ઘરમાં વ્યક્ત થાય છે. જુવાન દીકરા દીકરીને આ વૃદ્ધજનોનું દુઃખ સમજાતું નથી અને આટઆટલી સગવડો આપવા છતાંય શા માટે તેઓ ચીડિયા રહે છે તેનું કારણ તેમને મળતું નથી. પણ તટસ્થ દૃષ્ટિએ જોતાં માબાપ કે પુત્ર કોઈ દોષિત નથી, પણ બન્ને વચ્ચે સમજણભર્યો મેળ નથી આ સમજી શકાય તેવી ઘટના છે.

મોટેરાઓની સત્તાનો યુગ રહ્યો નથી એટલું સમજીને આ વૃદ્ધજનો પલટાયેલી સ્થિતિમાં કુટુંબવ્યવસ્થામાં પોતાનું યોગ્ય સ્થાન લઈ લે તો આખું કુટુંબ સુખી થાય. નાનાં બાળકોને ઉછેરવાનું, ઘર સાચવવાનું કાર્ય વૃદ્ધો સારી રીતે કરી શકે. તે કાર્ય ઉપાડી લઈને પોતાનાં જુવાન પુત્ર કે પુત્રવધૂની એટલી જવાબદારી ઓછી કરે અને તેમને તેમના અન્ય કાર્ય માટે અવકાશ આપે તો તેમને

બધાને યોગ્ય વ્યવસાય મળી રહે. વૃદ્ધજનોની ઉપયોગિતાનો લાભ કુટુંબને મળે અને યુવાનોને પોતાના અન્ય કાર્ય માટે વિશેષ સમય મળી શકે. આનાથી બીજો પણ ફાયદો થાય : બાળઉછેરમાં જે સમતાલપણું, સહનશીલતા વગેરે ગુણોની જરૂરિયાત છે તે વૃદ્ધોમાં હોય છે તેથી એ કાર્ય સારું બને. આમ નવી પરિસ્થિતિને અનુકૂળ વ્યવસ્થા કરવામાં આવે તો વૃદ્ધજનોનું જીવન અર્થમય બને અને યુવાનોને પોતાના કાર્યક્ષેત્રમાં વધુ સમયશક્તિ મળી રહે."

મેં મારું આ પિંજણ ચલાવ્યું અને પેલાં અંગ્રેજ દંપતી સાંભળી રહ્યાં, અને તેમને આમાં કશું કહેવા જેવું લાગ્યું નહિ. તેમણે તો વિવેકપૂર્વક માત્ર એટલું જ કહ્યું : 'તમે ઉલ્લેખેલી વસ્તુસ્થિતિથી અમે પરિચિત નથી; પણ આ કહો છો તે લાગે છે તો સરસ.'

આ અંગ્રેજ સજ્જનનું નામ હતું શ્રી ગૅરેટ. ગૅરેટ દંપતીને ચાર-પાંચ દિવસ પછી ફરી ચા-પાણી માટે મળવાનું અમે નક્કી કર્યું હતું, કારણ કે એ દરમિયાન તેઓ અજંતા–ઈલોરા જઈને પાછાં આવવાનાં હતાં. નક્કી કરેલે દિવસે અમે તેમને બોલાવવા ગયા અને અમારી સાથે તેઓ આવતાં હતાં ત્યારે સંખ્યાબંધ ઝૂંપડાં અને તેમાં સબડતી દશામાં રહેતાં માનવીઓને જોઈને મેં કહ્યુ : 'તમને ભારતમાં અને તેમાં પણ આવા મોટા શહેરમાં આ જમાનામાં આવી ગરીબી જોઈને નવાઈ લાગતી હશે.' શ્રી ગૅરેટે કહ્યું : 'ખાસ નથી થતી. ભારતની ગરીબી વિશે સાંભળ્યું હતું. પણ હું જ્યારે સાત-આઠ વર્ષનો બાળક હતો ત્યારે મેં લંડનમાં અને અમારા દેશના અન્ય ભાગોમાં આવી જ ગરીબાઈ જોયેલી. અહીં જેવાં જ નાગાં, ગંદાં અને સબડતાં બાળકોને રખડતાં મેં પોતે જોયાં છે. અમારે ત્યા પણ આવા ગંદા વિસ્તારો હતા અને તેમાં અસંખ્ય કુટુંબો આવી માનવીને ન શોભે એવી દશા (Subhuman Condition)માં રહેતાં-હતાં. હવે નથી.

અમારું જીવનધોરણ સુંદર છે, એટલે આજે આવું દશ્ય અમારા દેશમાં જોવા ન મળે તે ખરું છે.' પછી મારો ક્ષોભ દૂર કરવા માટે પણ કદાચ હોય, તે બોલ્યા : 'પણ તેવી રીતે તમારા દેશમાં પણ સુયોજિત પગલાં લેવામાં આવે તો થોડાં વર્ષો પછી તમારા દેશમાંયે જીવનધોરણ સુધરશે. લગભગ અહીં જે દશ્ય તમે જુઓ છો તેવું જ ચારેક વર્ષ પહેલાં અમારે ત્યાં મેં જોયું છે.'

પછી અમે ચાપાણી લેતાં હતાં ત્યારે તેમણે કહ્યું : 'આ પ્રવાસથી અમને ઘણો ફાયદો થયો છે. દુનિયા કેવી વિશાળ છે, તેમાં કેટલું વૈવિધ્ય છે અને માનવજાતિની કેટકેટલી વિવિધતા છે તેનો આ પ્રવાસ સિવાય અમને ખ્યાલ ન આવ્યો હોત. દર ક્ષણે અમે કેટલું ઓછું જાણતાં હતાં તેનું જ અમને ભાન થાય છે.' પછી મેં તેમને પૂછયું : 'તમે ભારત આવ્યા પહેલાં ભારત વિશેની તમારી કલ્પના કેવી હતી ? અહીં આવ્યા પછી એ ચિત્રમાં શો ફેરફાર જોયો ?' શ્રીમતી ગૅરેટ હસી પડયાં અને બોલ્યાં : 'ભારત કોઈ જાદુઈ દેશ છે એવી મારી કલ્પના ઘડાયેલી હતી. સર્પો અને જંગલી પશુઓનો દેશ છે એવી મારા મનમાં છાપ અંકાઈ હતી. પણ એનું કારણ હતું : મારા પિતામહ અહીં લશ્કરી અમલદાર હતા. હું નાની હતી ત્યારે મને બિવડાવવા માટે હોય અથવા મારો અદ્ભુત રસ પોષવા માટે હોય તે હું જાણતી નથી, પણ હિંદુસ્તાનનાં ગાઢ જંગલો, વાઘવરુઓ, સર્પાદિ ભયંકર જંતુઓની વાતો કરતા. એટલે હિંદુસ્તાન કોઈ મધ્યકાલીન જંગલી દેશ હશે તેવી મારા મનમાં કલ્પના રૂઢ બની ગઈ હતી. ઊલટું, અહીં આવીને જાઉં છું તો અહીંનાં સુંદર મકાનો, કારખાનાઓ, રસ્તાઓ, વગેરે જોઈને મારા મનમાં સેવેલી હિંદની મૂર્તિ ક્યાંક અલોપ થઈ ગઈ. અહીંનાં મંદિરો, ચિત્રવિચિત્ર પોશાકો, દેશદેશના જુદા રંગના અને આકૃતિવાળા માણસો જોઈને તેનું વૈવિધ્ય નજરે પડે છે, પણ અદ્ભુત રસનું મારા પિતામહના વર્ણન ઉપરથી

કલ્પેલું હિંદનું ચિત્ર કેટલું ખોટું હતું તેનો ખ્યાલ આવે છે.'

મેં કહ્યું : 'યુરોપ–અમેરિકામાં અનેક લોકોના મનમાં હિંદ વિશે કંઈક વિચિત્ર ખ્યાલ પ્રવર્તે છે. મારી એક વિદ્યાર્થિની અમેરિકા ગઈ ત્યારે એક અમેરિકન કુટુંબમાં રહેતી હતી, ત્યારે એ અમેરિકન ગૃહિણીએ તેને કહ્યું, "તમે હિંદવાસીઓ સર્પો વગેરે ભયકર પ્રાણીઓ વચ્ચે શી રીતે રહી શકો છો?" એ વિદ્યાર્થિનીએ કહ્યુ કે તમારા કોઈ પણ શહેરના જેવું જ અમારું શહેર છે, પણ ત્યારે એ અને એના જેવા અસંખ્ય માણસો એ વસ્તુ માનવા તૈયાર જ નહોતાં. પોતાના દેશની આબરૂ જાળવવા માટે આમ કરે છે એમ જ માનતાં. એટલે સુધી કે અમેરિકા છોડ્યા પછી એ વિદ્યાર્થિની પાછી હિંદમાં આવી ત્યારે એ પ્રેમાળ અમેરિકન કુટુંબ જોડે પત્રવ્યવહાર તો ચાલુ જ હતો. એ પત્રમા પણ પેલી અમેરિકન બાઈએ લખેલું કે "તમારે ત્યા મુંબઈમાં ચારે બાજુ સર્પો કે વાઘ-સિંહો જેવા પ્રાણીઓ વસતાં નથી એમ લખશો નહિ. એમાં શું ? દરેક દેશની પોતાની અનેકવિધ ખાસિયત હોય છે. તેથી તમારા દેશમાં સર્પો વગેરે હોય તેમા ક્ષોભ પામવાનું કશું કારણ નથી." એટલે મનમા રૂઢ થયેલી વસ્તુ પ્રત્યક્ષ દર્શન દ્વારા જ ફેરવી શકાય. આવા પ્રવાસોનો મોટો ફાયદો આવા ભ્રમો દૂર કરે છે અને માનવજાતિ એક જ છે તેની પ્રતીતિ થાય છે એ છે.'

આ સાંભળી શ્રી ગુલાબદાસ બ્રોકરે કહ્યુ—આ વખતે અમે ચા-પાણી માટે શ્રી બ્રોકરને ત્યા મળ્યા હતા...'આવી છાપ પાડવા માટે આપણાં સામયિકો પણ ઘણે અંશે જવાબદાર હોય છે. હિંદ એ રાજામહારાજાઓનો, ગદારીઓ વગેરેથી ભરેલો દેશ છે, એવી છાપ ઇંગ્લાંડ-અમેરિકામાં ઘણે ઠેકાણે પ્રવર્તે છે. હું અમેરિકા ગયો ત્યારે અહીંના એક સ્નેહીને મળ્યો હતો. તેને ત્યાં જમ્યા પછી અમે એટલે કે એ યુવાન સ્નેહી, અમેરિકન યુવતી અને હું દરિયા-

કિનારે; ફરવા ગયાં હતાં. સરસ દરિયાકિનારો જોઈને મને જુહુના દરિયાકિનારાની યાદ આવી. મેં એ મારા સ્નેહી મિત્રને કહ્યું, "આ સુંદર દરિયાકિનારો જુહુની સુમધુર યાદ આપે છે અને એના જેવો જ આ રળિયામણો દરિયાકિનારો છે." એ મિત્ર મોટેથી બોલી ઊઠયો : "ગુલાબભાઈ, તમે એ વાત આ અમેરિકન યુવતીને કહો. હિંદમાં આવો સુંદર દરિયાકિનારો હોઈ શકે એ એના માનવામાં જ નથી આવતું. હું ઘણી વાર એને આપણાં શહેરોની સુંદરતાની વાત કરું છું ત્યારે હું ગપ્પાં જ મારું છું એમ તે માને છે. હિંદુસ્તાન એ કોઈક અતીત–જનો દેશ છે, જેમાં કોઈ આવી સુંદરતા હોઈ શકે જ નહિ એવી એની માન્યતા રૂઢ થઈ ગઈ છે. હું ગમે તેટલું ગંભીરતાપૂર્વક સાચું કહું પણ તે સાચું માનવા તૈયાર જ નથી. હું મારા દેશનું ગૌરવ બિરદાવવા માટે ખોટાં ગપ્પાં મારું છું એમ જ તે માને છે." પછી એ યુવતીને મેં કહ્યું કે "આ દરિયાકિનારા જેવો જ અને જેટલો જ અમે રહીએ છીએ ત્યાં જુહુનો દરિયાકિનારો છે અને આ જોઈને મને એનું સ્વાભાવિક સ્મરણ થયું." વિવેકની ખાતર એ કશું બોલી નહિ પણ મારી વાતની આશંકા તેના મુખ ઉપર તરી આવતી હતી. તેને થયું હશે કે એના મિત્રની વાતનું સમર્થન કરવા હું પણ ખોટું ગપ્પું મારું છું. પણ વાચન–શ્રવણને પરિણામે ઉત્પન્ન થયેલા પૂર્વગ્રહો દૂર કરવાનું એકમાત્ર સાધન છે–પ્રવાસ.'

આ સાંભળીને શ્રીમતી ગૅરેટ કહ્યું : 'સાચી વાત છે. મેં હિંદ જોયું ન હોત, પણ તમે લંડનમાં આવીને હિંદનું સાચું વર્ણન કર્યું હોત તો મારા માન્યામાંયે ન આવત. કલ્પનાથી રૂઢ થયેલી વસ્તુઓને દૂર કરવા માટે પ્રત્યક્ષ દર્શન જ અમોઘ ઉપાય છે અમે એટલા માટે કૅમેરા અમારી સાથે રાખ્યો છે અને જ્યાં જઈએ છીએ ત્યાંનાં કેટલાંક મહત્ત્વનાં ઉપયોગી સ્થળો, માણસો વગેરેનાં ચિત્રો અમે કૅમેરામાં ઝડપી લઈએ છીએ.'

મહાત્માજીના આદર્શથી અમે પૂરેપૂરા રંગાયેલા હતા. કદાચ એ વખતે પણ જો તમે અહીં આવ્યા હોત, એટલે કે અંગ્રેજો સામે અમે લડતા હતા ત્યારે પણ તમે હિંદમાં આવ્યા હોત તો વ્યક્તિગત રીતે તમારે માટે ભારતના લોકોએ આદર જ દર્શાવ્યો હોત. અમારી લડાઈ અંગ્રેજ સત્તા સામે હતી, અમને ગુલામીની જંજીરોમાં બાંધી રાખનાર અંગ્રેજ સલ્તનત સામે હતી, અંગ્રેજ લોકો સામે નહિ. આ વસ્તુ ગાંધીજીએ અમને બરાબર શીખવી હતી. હજીય આજે અમારા રાષ્ટ્રને બ્રિટિશ રાજનીતિ ખૂંચે છે: ખાસ કરીને ભારત–પાકિસ્તાનના યુદ્ધમાં બ્રિટિશ રાજ્યનું પક્ષપાતી વલણ અમને અત્યારે પણ ખૂંચે છે, છતાંય તમારા પ્રત્યે અમારું પ્રેમાદરભર્યું વલણ છે તેનું કારણ ગાંધીજીએ અમને આપેલું માનવી શિક્ષણ છે.

શ્રી ગૅરેટ બોલી ઊઠ્યા : 'ખરી વાત છે. ભારત-પાકિસ્તાન યુદ્ધ વખતે હિંદનો બ્રિટિશ વલણ માટેનો પ્રબળ વિરોધ મેં છાપાં દ્વારા જાણ્યો હતો. જાણકાર મિત્રોએ પણ કહ્યું હતું. એટલે જ અહીં કડવો અનુભવ થવાનો સંભવ છે એવી બીક હતી. એને બદલે આવું મીઠું અને અકલ્પ્ય અમારું આદરાતિથ્ય કેમ થતું હશે તેનું મને આશ્ચર્ય થતું હતું. તમે કહ્યું તેથી હવે એ સમજાય છે. બનતાં સુધી રાજકારણની વાત ન કરવી એમ મેં ઠરાવ્યું છે, કારણ એમાં મને પણ સમજ શું પડે? પણ તમારી વાતથી તમારા દૃષ્ટિબિંદુની હું કદર કરું છું.'

શ્રી ગૅરેટનો અવાજ બદલાયો. તેમાં માનવી ભાવાર્દ્રતા સ્પષ્ટ રીતે તરી આવતી હતી. તેમણે કહ્યું : 'અમારા જેવા સાવ અજાણ્યા માણસોને તમારા જેવા અનેક ભારતવાસીઓએ જે પ્રેમાદર દાખવ્યા છે તેની કૃતજ્ઞતા હું શી રીતે દાખવું? તે શબ્દાતીત છે. અનેક દેશો હું ફર્યો છું, અનેક માણસોને હું મળ્યો છું, પણ આવું લાગણીભર્યું આતિથ્ય મેં જીવનમાં પહેલી જ વાર જોયું છે. મારે માટે અસાધારણ

ઘટના છે. હું લંડનની કલ્પના કરું છું અને મારા લંડનમાંયે મને આવો આવકાર મળે એ હું કલ્પી શકતો નથી સાચે જ આ વાત કરતાંય હું લાગણીવિવશ બની જાઉં છું. તમે કોઈ લંડન આવો અને તમારો કોઈ આવી રીતે સત્કાર કરે એવી કલ્પના હું કરી શકતો નથી. શબ્દાતીત ભાવોને હું કઈ રીતે વ્યક્ત કરી શકું ?"

શ્રી ગુલાબદાસ બ્રોકરે એમને કહ્યું : 'એવી રીતે હું કહું તો હું પણ એમ કહી શકું કે મારા પોતાના દેશમાં મનેયે કોઈ આવો પ્રેમાદર ન દાખવે. માનવી હૃદયમાં આતિથ્યની ઊંડી ભાવના રહેલી જ હોય છે એમ હું માનું છું. તમે લંડનની વાત કરો છો તેથી મને પણ ત્યાંનો એક પ્રસંગ યાદ આવે છે હું પણ એક પરિષદ્ માટે યુરોપ ગયો ત્યારે લંડન ગયો હતો. ત્યાં તમારા નામેરી શ્રી ગૅરેટ નામના યુવાનનો મને પરિચય થયો હતો. હું ભારતવાસી પ્રવાસી છું અને જ્યાં અમારા અનેક નેતાઓએ કેળવણી લીધી હતી તે પ્રસિદ્ધ નિશાળો અને વિદ્યાપીઠોનાં દર્શન માટે ઉત્સુક છું એ જોયું ત્યારે કશી જ ઓળખાણ વિના એણે પોતાની મોટરમાં મને લઈ જઈ આ સ્થળો બતાવ્યાં. મારી ખૂબ ખાતરબરદાસ્ત કરી. અમારા બન્નેના દેશોની વિશિષ્ટતાઓની અમે રસભરી તુલના કરી. પછી એણે કહ્યું કે અમારાં ગામડાં જોવા જેવાં છે. મને એને માટે અવકાશ અને રસ છે એ જોઈ એમણે ત્રણ દિવસથી ગ્રામદર્શનની મુસાફરી યોજી. પોતાને ખર્ચે પોતાની મોટરમાં ત્રણ દિવસ સુધી મારી સાથે ફર્યા અને પ્રેમભર્યા આતિથ્યથી નવડાવ્યો. છે એ હું કદી નહિ ભૂલી શકું મારા દેશમાં આવી રીતે ત્રણ દિવસ કોઈ અજાણ્યો યુવક મારું આતિથ્ય ન કરે એમ હું પણ તમારી માફક કહી શકું. પરંતુ લંડન હોય કે ભારત, પણ માનવહૃદયમાં રહેલો આતિથ્યનો ભાવ યોગ્ય પ્રસંગે વ્યક્ત થાય જ છે અલબત્ત, એ વાત સાચી કે અમારા દેશમાં **અતિથિ દેવો ભવ**ની ભાવના પ્રાચીન કાળથી પોષાઈ છે.'

શ્રી પોકરના આ ઉદ્‌ગારોથી આનંદપુલકિત થયેલું હૃદય એમના મુખભાવોથી વ્યક્ત થતું હતું અને ગેરેટ દંપતી. ભારતના આતિથ્યથી સુપ્રસન્ન થયાં હતાં તે તો તેમણે અનેક વાર અમને જણાવ્યું હતું. એમાં માત્ર વિવેક નહોતો પણ હૃદયનો ખરો ભાવ હતો તેની અમને પ્રતીતિ થઈ ચૂકી હતી.

પછી મેં તેમને બીજો એક પ્રશ્ન પૂછ્યો : 'આ પ્રવાસ દરમિયાન તમને ખરાબ અનુભવ થયા છે ખરા ? તમે અનેક પ્રદેશોમાં મુસાફરી કરતા હો ત્યારે તમારા પ્રવાસનિવાસ દરમિયાન કશી તકલીફ ન પડી ? દુનિયામા કાંઈ બધે જ સારા માણસો હોય છે એવું થોડું છે ?'

શ્રી ગેરેટે જવાબ આપ્યો : 'અમને કોઈ કોઈ વેળા બીક લાગતી—ખાસ કરીને ક્રૂર અને ઘાતકી દેખાય તેવા માણસોને જોઈને. ઈરાનથી ભારત આવતાં કેટલાક ઘાટોમાંથી પસાર થતા કદાવર રાક્ષસ જેવા દેખાતા માણસોને જોઈને હૃદયમાં શંકા ઉત્પન્ન થતી અને હેરાન કરશે કે લૂંટી લેશે તેવી બીક પણ લાગતી. પણ પ્રસંગ પડયે આવા માણસોએ મદદ કરી છે. તકલીફ પડી જ નથી. કેવળ દેખાવ ઉપરથી કોઈનું મૂલ્ય કરવું યોગ્ય નથી એનો પદાર્થપાઠ અમને તો મળ્યો છે. ખરું કહું તો કયાંય અમને કડવો અનુભવ નથી થયો. ભાષાની મુશ્કેલીને લીધે ઘણી વાર પરિચય કે માનવવ્યવહાર નથી થઈ શકયો એ જુદી વાત છે. પરંતુ એ મુશ્કેલીઓ પણ અમને બહુ નથી નડી.'

શ્રી અને શ્રીમતી ગેરેટ સાથે અમારે સારો અને મીઠો પરિચય થયો હતો. ખુલ્લા હૃદયે વાત કરી શકીએ તેવો સ્નેહબંધ બંધાયો હતો. અંગ્રેજ અને ભારતવાસી તરીકે નહિ, પણ માનવી તરીકે અમે વાતો કરતાં થયાં હતાં અને સ્વદેશાભિમાનની વૃત્તિ પણ ગૌણ બની ગઈ હતી. ભારતીય જીવનની કેટલીક અનિષ્ટ વાત હું કરતો હોઉં, ત્યારે એવું કહ્યું નથી અમારે ઇંગ્લાંડમાં પણ આવાં અનિષ્ટો

હોય છે, એમ ઉદાહરણો આપી એ કહેતાં : હું અંગ્રેજોની રાજકીય ખટપટો કે અંગ્રેજશાસન દરમિયાન એમની શાસકનીતિની હીનતાની વાતો કરું ત્યારે તેમના ઉદ્દગારો નીકળતા કે રાજકારણનાં મૂલ્યો જ જુદાં હોય છે, કારણકે સત્તા ટકાવવા કે મજબૂત બનાવવા માટે નૈતિક મૂલ્યો દબાવી દેવાં પડે છે.

શ્રીમતી ગેરેટની ભારતીય સાડીનો પહેરવેશ ખૂબ ગમતો હતો. ભારતીય વેશાભિધાનથી તે ખુશ હતાં. અમે એક મિત્રને ત્યાં ચા પીવા ગયાં, ત્યારે અમારા મિત્રને ત્યાં સ્ત્રીજનોની વેશભૂષા જોઈને બોલી ઊઠયાં : 'આવો પહેરવેશ મેં પહેર્યો હોય તો હું કેવી સરસ લાગું ? મને સાડીનો પહેરવેશ કલાત્મક અને ચિત્તાકર્ષક લાગે છે.' મારા મિત્રને ત્યાંથી એક યુવતીએ એવો પહેરવેશ તેમને પહેરાવવાની ઇચ્છા અને આગ્રહ દર્શાવ્યાં. શ્રીમતી ગેરેટે ખુશીથી એ સૂચન સ્વીકાર્યું અને દસેક મિનિટમાં ભારતીય વેશભૂષા ધારણ કરી અમારી સામે ઊભાં રહ્યાં. શ્રી ગેરેટ ખૂબ આનંદમા આવી ગયા અને ફોટો પાડી લેવા ઉત્સુક બન્યા. શ્રીમતી ગેરેટ નીચે તેમની કેરેવાનમાં કેમેરા લેવા ગયાં ત્યારે જાણ્યું કે, એ કેમેરા આગલે દિવસે ક્યાંક ગુમ થયો છે. અમે બધા નિરાશ થઈ ગયા અને ગુમ ક્યા થયો હશે તેની શ્રી અને શ્રીમતી ગેરેટ સાથે સહાનુભૂતિપૂર્વક સંભવિતતાનો વિચાર કરવા લાગ્યા : 'અમારા દેશમાથી પ્રવાસ વખતે ક્યાકથી પણ તમારો કેમેરા ગુમ થયો તેથી અમને અત્યંત દુઃખ થાય છે.' એમ અમારાથી સ્વાભાવિક બોલાઈ ગયુ. તરત જ શ્રી ગેરેટ બોલી ઊઠયા : 'એ તમારું વિધાન બરોબર નથી. લંડનમાં અમે ક્યાંક દરિયાકિનારે કે કોઈ સ્થળે ગયા હોત અને મોટરના બારણાં ખુલ્લાં રાખી ક્યાક ગયાં હોત તો ત્યાંયે કેમેરા ગુમ થયો હોત. કૃપા કરીને એવું દુ:ખ ન લગાડો. મને તો દુઃખ એ વાતનુ છે કે કેમેરા ગુમ થયો તેની ખબર અહીં તમારી હાજરીમા પડી એની અમને સહજ ગ્લાનિ થઈ એ વાતનું છે. આ વાત આપણે વિસારે પાડી દેવી

જોઈએ' એમ સ્મિત કરતાં કહ્યું.

પણ આ દરમિયાન શ્રીમતી ગૅરેટે આંગળીથી કશીક નિશાની કરી, આંખો મીંચી કશુંક બોલ્યાં. શ્રી ગૅરેટે ખડખડાટ હસતાં હસતાં મને કહ્યું: 'તમે શ્રીમતી ગૅરેટ શું કર્યું તે જોયું? એ વહેમી છે. અમારે ત્યાં વહેમ છે કે વસ્તુ ખોવાઈ જાય ત્યારે અમુક આવી નિશાની કરવાથી ખોવાયેલી વસ્તુ જડે છે. તેથી શ્રીમતી ગૅરેટે એમ કર્યું. મારી પત્ની કેવી વહેમી છે!' મેં કહ્યું: 'દરેક દેશમાં ચિત્રવિચિત્ર વહેમો હોય જ છે. માનવી જીવનમાં વહેમનું સ્થાન હજી છે જ. સ્ત્રીઓમાં વહેમ વિશેષ હોય છે, એમાં વિસ્મય પામવા જેવું કશું નથી. અમારે ત્યાં પણ આવા પ્રકારના વહેમો છે જ.' અમે બધાં હસ્યાં. પછી મારા મિત્રે પોતાને ત્યાંથી કૅમેરા લઈને શ્રીમતી ગૅરેટના ભારતીય વેશભૂષામાં ફોટા પાડયા અને કેટલાક એ દંપતીના ભારતીય કુટુંબની સાથે ફોટા પાડયા.

બીજે દિવસે વળી અમે ચા માટે મળ્યા. હવે તો અમારી નિકટતા વધી હતી. એટલે નિઃસંકોચ અમે ઘણા પ્રકારની વાતો કરતાં. તે જ દિવસે રૂહોડેશિયામાં ગોરાઓની એકપક્ષી સ્વતંત્રતા જાહેર થઈ હતી તે વર્તમાનપત્રમાં સમાચાર છપાયા હતા. મેં શ્રી ગૅરેટને કહ્યું: 'આ રૂહોડેશિયાના ગોરાઓ હજી સમયનાં એંધાણ કેમ પારખતા નથી? દુનિયામાં બ્રિટિશ પ્રજાને લાંછન લાગે તેવું વર્તન કરે છે એટલું જ નહિ પણ જાગ્રત થતા દેશને આ યુગમાં ગુલામ નહિ રાખી શકાય તેટલું તેમને આજે પણ કેમ સમજાતું નથી? સમકાલીન ઇતિહાસ પ્રત્યે કેમ આંખમીંચામણા કરે છે? આ રાજકારણ વિશે તમારા પ્રત્યાઘાત કેવા હશે તે હું જાણતો નથી, પણ મારા હૃદયના ઉદ્‌ગારો વ્યક્ત કર્યા વિના રહેવાતું નથી.'

શ્રી ગૅરેટ નિખાલસતાપૂર્વક કહ્યું: 'તેમનું આવું વર્તન કેમ છે તે હું થોડે અંશે સમજી શકું છું. તેમાં એ યોગ્ય છે કે, અ-યોગ્ય તેનો તો હું પણ નિર્ણય કરી શકું તેમ નથી. એ ગૂંચવાડા–

ભર્યો પ્રશ્ન છે. વળી રાજકારણ મને બહુ સમજાતું નથી. હું તો પૃથક્જન તરીકે વાત કરું છું. સસંકોચ વાત કરું છું.

'મારા એક નજીકના સગા પૂર્વ-આફ્રિકામાં કેન્યામાં હતા. ચાર-પાંચ પેઢીથી કેન્યામાં વસતા હોવાથી તે ખરી રીતે કેન્યાવાસી જ ગણાય. લંડન તો કોઈ વાર અનેક વર્ષો પછી થોડા દિવસ માટે આવે એટલું જ. જન્મથી અને ઊર્મિના ઘડતરઉછેરથી એ કેન્યાને પોતાનો દેશ ગણતા. એમને કેન્યા છોડવાનું સ્વપ્ન પણ ન આવે અને લંડન કે ઇંગ્લાંડ તેમને પરદેશ લાગે. હું અગાઉ કેન્યા ગયો ત્યારે તેમને ત્યાં જ ઊતર્યો હતો. આફ્રિકાના હબસી વિશેના તેમના ઉદ્‌ગારો મને બરાબર યાદ છે. "આફ્રિકન હબસીઓના ધડ ઉપર મસ્તિષ્ક નથી, સમજવાળું કે બુદ્ધિશીલ માથું નથી, પણ લાકડાનો ટુકડો (log of wood) છે; પશુબળ ઘણું, અકલ્પ્ય મજૂરીનું કામ કરી શકે, પણ રહેણીકરણીની સ્વચ્છતા કે સંસ્કારનું નામ ન મળે." તેના આ ઉદ્‌ગારો મને ગમ્યા નહોતા, પણ આ હતી તેની આફ્રિકન પ્રત્યેની મનોવૃત્તિ. આફ્રિકનો જંગલી દશામાં રહેતા હતા અને આરોગ્યમય રહેણીકરણીનો તેમને ખ્યાલ નહોતો તે તો મેં પણ જોયું હતું.

'પણ એનાં ઘરબાર, માલમિલકત અને જીવનના આધારભૂત મનોસામગ્રી કેન્યાની હતી તે હું જાણું છું. તેમણે વીસ હજાર એકર જમીન ખરીદી હતી. તેમણે એનીમા સારી કાર્યદક્ષતા કેળવી હતી. હજારો પૌંડ એ કમાયા હતા. એમની સુખ–સમૃદ્ધિ પણ ઘણી સારી હતી. ત્યાર પછી તો ઠીક વર્ષો વીતી ગયાં. કેન્યા સ્વતંત્ર બન્યું. ગોરાઓનું વર્ચસ્વ જતું રહ્યું, પણ મનોવૃત્તિ કયાંથી જાય? જેમો કેન્યાટાની સરકારે કહ્યું કે, કેન્યાની નાગરિકતા સ્વીકારીને કાળા હબસી સત્તાધિકારીના અમલ નીચે રહો, નહિતર તમારા દેશ–ઇંગ્લાંડમાં–ચાલ્યા જાઓ. આવડી મોટી જમીન મૂકીને કયાં જાય? સંપત્તિનો ઘણો મોટો ભાગ તો જમીન રૂપે જ હતો. ઇંગ્લાંડ જાય તો જમીનનો

આલિકીહક છોડીને જ જવાય તેમ હતું. કેન્યા છોડવું ગમતું ન હતું અને કાળાનાં હાથ નીચે કામ કરવું તેને માટે અસહ્ય હતું. તેણે મને લખેલું, " જે આજ સુધી અમારા નોકર તરીકે વર્તતા તેને અમારે માલિક ગણવો? એના હુકમ પ્રમાણે કામ કરવું? એને શું સમજ પડે?" પણ એની સ્થિતિ કરુણ બની. કાળાની તાબેદારી સ્વીકારવી એ અશક્ય. ઈંગ્લાંડ જઈને શું કરે? કેન્યાની જમીનનું કશું ન મળે. ઈંગ્લાંડ જઈને કાયમી વસવાટ કરે તો ઉપાર્જનનું સાધન શું? ખૂબ મનોમંથન પછી અંતે તેણે ઈંગ્લાંડ જવાનું ઠરાવ્યું—અત્યંત દુઃખી હૃદયે. ઘરની સુંદર વર્ષોથી વસાવેલી અનેકવિધ ઘરવખરી, મોટી મોટી સરસ ફર્નિચરની સામગ્રી—એ બધું ઇંગ્લાંડ કેમ લઈ જવાય? વસ્તુ વેચે તો લોકો તેને ખરીદવા તૈયાર નહોતા. એટલે નિયમ પ્રમાણે મોટા પાંચ દાગીનાની પેટીઓ સ્ટીમર ઉપર ચડાવી, પાણીના મૂલે અનેક વસ્તુઓ વેચી દીધી અને છેવટે લંડન ગયો. બે-ચાર વર્ષ ગાળ્યાં પણ કશો ધંધો હાથમાં આવ્યો નહિ—ફાવ્યો નહિ. જમીન ખેડવાનું આવું જંગી કામ લંડનમાં ક્યાંથી મળે? બીજું કશું શીખ્યો નહોતો. ઉંમર મોટી હતી. પાકા ઘડે કાંઠા કેમ ચડે? એની મૂંઝવણનો પાર નહોતો—ઉકેલ કોઈ જડતો નહોતો. બેઠાં બેઠાં ખાવાનું ક્યાં સુધી ફાવે? કેન્યા તો છોડી દીધું હતું, લંડન પોતાનું કદી ન લાગ્યું, કરવું શું? બ્રિટિશ સરકારે પણ એને ત્યાં સ્થિર થવા માટે કશી મદદ ન કરી. એના પોતાના કશા વાંક વિના માત્ર રાજકીય પરિસ્થિતિ બદલાવાને કારણે એ શ્રીમંતમાંથી સામાન્ય બની ગયો. જીવનનો રસ ઊડી ગયો. કેન્યા જઈ શકે તેમ નહોતું અને હવે જાય તો એની જમીન તો ચાલી જ ગઈ હતી. પેઢીઓથી પોતાના પરસેવાના જોરથી જે કાંઈ મેળવ્યું હતું તે બધું રાજકીય પલટો થતાં ગુમાવી બેઠો. એને નહોતી મળી સહાનુભૂતિ કેન્યાવાસીઓ તરફથી કે ન મળી ઈંગ્લાંડમાં. એની નિરાશા, ચીડ, દુઃખ હું જોઈને દુઃખી થતો હતો. પણ શું થાય?

'અન્તે ચાર-પાંચ વર્ષ પછી એણે પોતાની સ્થિતિ પોતાના એક સ્વજનને જે દક્ષિણ આફ્રિકામાં વસતા હતા તેને લખી. દક્ષિણ આફ્રિકાના એ તેમના સબંધીએ એને ત્યાં બોલાવી લીધો. અત્યારે એ દક્ષિણ આફ્રિકામાં છે અને પોતાનો ધંધો ત્યાં મળતાં એ ત્યાં ખૂબ સુખી છે. ફરીથી એને દક્ષિણ આફ્રિકામાં જીવતદાન મળ્યું છે. હવે જો દક્ષિણ આફ્રિકામાંથી એને જવું પડે તો ક્યાં જાય? દક્ષિણ આફ્રિકામાં આવા ગોરાઓ પોતે કાયમી વસવાટ કરવા ઇચ્છે અને રાજકીય સત્તા જો તેમને સહાયભૂત થાય તો તે શું સમજી શકાય તેવી વસ્તુ નથી? તેમને લંડનના અથવા બ્રિટનના નાગરિક કેવી રીતે ગણાય? હું તો તેમની સ્થિતિ તમને સમજાવું છું. આવી સ્થિતિ પ્રત્યે કોઈ સહાનુભૂતિ દાખવે તો તે સ્વાભાવિક નથી? અનેક પેઢીઓથી આફ્રિકામાં વસતા ગોરાઓને શા માટે પરદેશી ગણી "પોતાના ગણાતા" દેશમાં મોકલી દેવા? આવી સ્થિતિ માટે ગોરાઓ લડે તો તે સ્વાભાવિક નથી? લંડન કે બ્રિટન જઈ તે શું કરે? તેઓને બ્રિટનવાસી કેમ કહેવાય? હું ધારું છું તમે મારું કહેવાનું તાત્પર્ય સમજી ગયા હશો. હું તો એક દૃષ્ટિબિન્દુ દર્શાવું છું.'

શ્રી ગૅરેટની સહાનુભૂતિ આફ્રિકાના ગોરાઓ પ્રત્યે હતી તે સ્પષ્ટ થતી હતી. રૂહોડેશિયાના ગોરાઓ પ્રત્યે પણ તેમને સમભાવ હશે એમ હું માનું છું. એટલે મારા મનમાં શ્રી ગૅરેટની વાતના જે પ્રત્યાઘાત પડ્યા તે મેં પણ તેમને વિનાસંકોચે કહ્યા:

'શ્રી ગૅરેટ, આફ્રિકાના ગોરાઓ માટેનો તમારો સમભાવ હું સમજી શકું છું. પણ એનો ખરો દૃષ્ટિકોણ તમને કદાચ સમજાયો નહિ હોય એવો મારો ખ્યાલ છે. હું તો તમને એટલું જ કહું કે જો કોઈ આફ્રિકન હબસી તમને આમ કહે તો તમે શો જવાબ આપશો ?–"તમે ગોરાઓ તમારા દેશમાં તમારો જીવન-નિર્વાહ ન થયો માટે તમે અમારા દેશમાં આવ્યા. અમારા અજ્ઞાન

અને અમારા જંગલીપણાનો લાભ લઈ તમે અમારા દેશમાં આવી અમને ચૂસી લીધા. અમારી પાસે મજૂરી કરાવી તમે તાજામાજા થયા અને શ્રીમંત બન્યા. તમે અમારા રાજા બની ગયા અને અમને નોકર બનાવી દીધા. અનેક પેઢીઓ સુધી તમે આ ચૂસણનીતિ ચલાવીને માલદાર બની ગયા. અમારી જમીન છીનવી લઈ તમે માલિક બની ગયા. અમારી સંપત્તિ લૂંટી લઈ તમે શ્રીમંત બન્યા. હવે અમે અમારી અજ્ઞાન અને ગુલામીની ચિરનિદ્રામાંથી જાગ્યા છીએ. અમે તો તમને કહીએ છીએ કાં તો અહીં રહો તો અમારા દેશના બનીને રહો. ગોરા માટે ઊંચા અને કાળા નીચા એ ભાવ છોડી દો. તમને ન ગમે તો તમે ચાલ્યા જાઓ જ્યાંથી આવ્યા ત્યાં, હવે લૂંટણનીતિ નહિ ચાલે.'

'શ્રી ગૅરેટ, તમે સહાનુભૂતિપૂર્વક આફ્રિકાવાસીની સ્વાભાવિક અભિલાષાની કલ્પના કરો. તમારા જે સ્વજનની વાત કરી તેમાં હબસીની સત્તા નીચે એણે એ જમીનને ખેડી હોત તો શું હીણપત આવવાની હતી? રંગદ્વેષ માનવીના ગૌરવને શોભે ખરો? તમે આફ્રિકનોને ચૂસ્યા એટલે તેમને કાયમી ચૂસવાનો અધિકાર કઈ રીતે મળે? તમે ગોરા છો તે ભૂલી જાઓ.' તમે આફ્રિકાવાસી હબસી હોત તો તમારી મનોવૃત્તિ કેવી હોત તેની કલ્પના કરવાની હું વિનંતી કરું છું.'

શ્રી ગૅરેટે મારી વાત સાંભળીને માત્ર એટલું જ કહ્યું: 'તમે કહ્યું તે હું કાંઈક સમજી શકું છું. મારી પાસે ઉત્તર નથી. આ વસ્તુ ગૂંચવણવાળી છે. હું કશું કહી શકતો નથી.'

મારા એક સંસ્કારી મિત્ર છે. હું એમના કુટુંબના સભ્ય જેવો બની ગયો હોઉં તેટલી ગાઢ અમારી મૈત્રી છે. એમના કુટુંબના બધા સભ્યો જોડે પણ એવી જ આત્મીયતા છે. એમના વૃદ્ધ પિતા છે; નિવૃત્ત જીવન ગાળે છે, એકાકી છે કારણકે માતા તો વર્ષો પહેલાં મૃત્યુ પામી હતી.

એક વાર એમના વૃદ્ધ પિતા અને હું એકલા બેઠા હતા અને વાતો કરતા હતા. વાતો કરતાં એમણે કહ્યું, 'હવે તો હું દુનિયામાંથી જલદી વિદાય પામું તો સારું. જીવનનો કંટાળો આવે છે અને હવે એમાંથી છૂટું તો સારું.' એમ કહેતાં એમની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. મને દુઃખ થયું અને નવાઈ પણ લાગી. મેં

કહ્યું : 'કાકા, તમારા જેવા આ જીવનમાં ભાગ્યશાળી માણસ બહુ ઓછા હશે. તમારું જીવન સુખથી ઊભરાય છે છતાં આવા ઉદ્ગારો કેમ કાઢો છો? તમારા પુત્રની આટલી સરસ પ્રતિષ્ઠા છે, એમની પત્ની પણ આવી સંસ્કારી છે, આર્થિક સ્થિતિ આટલી સારી છે. ઘેર મોટર છે, નોકરચાકર છે, તમારી પાસે જે જોઈએ તે બધી સગવડો છે. દીકરો અને પુત્રવધૂ તમારા પ્રત્યે કેવો ઊંડો આદર ધરાવે છે! તમારે માટે અત્યંત કાળજી રાખે છે. તમારે શું દુઃખ હોઈ શકે એ જ હું સમજી શકતો નથી.' એમણે જવાબ આપતાં કહ્યું : 'તમે કહ્યું એ બધી વાત સાચી છે. અહીં સુખ-સગવડનો પાર નથી એ સાચું, પણ મને એકલતા સાલે છે. મારું કોણ? વખત જતો નથી. શું કરવું સૂઝતું નથી. મને તો આ ઘર સોનાની જેલ લાગે છે. સૌ કોઈ પોતપોતાના કામમાં મસ્ત છે. મારી ઉંમરના કોઈ સાથી રહ્યા નથી. એટલે મારે કોની જોડે શી વાત કરવી? તમે જાણો છો કે મેં તો મારા નાનકડા ગામમાં જિંદગી કાઢી. અહીં દીકરો સ્થિર થયો. ઊંચી પદવીએ ચડ્યો,... અને હું ગામડામાં એકલો હતો, સાજો-માંદો થઉં તો મારી કોઈ સંભાળ પણ રાખે તેમ ન હતું. એટલે દીકરાએ અહીં બોલાવ્યો એટલે અહીં આવ્યો. દીકરો અને એની વહુ મને સારી રીતે રાખે છે, મને અહીં બધી સગવડ છે એ બધું સાચું. પરંતુ આખો દિવસ કેમ કાઢવો એ મારો પ્રશ્ન છે. દીકરો દીકરાના કામે જાય, વહુ એના કામે લાગે...માત્ર નકામો હું. દિવસ કેમ કાઢવો એ જ મને સૂઝતું નથી. સારું ખાવાનું, સારું રહેવાનું મળે છે માટે તો હું એને સોનાની જેલ કહું છું ને? માણસો અહીં ઘણા મળવા આવે છે, પણ એ બધા દીકરાને મળવા આવે છે...મારે તો દૂરથી એ બધું જોવું જ રહ્યું. એક બાજુ પડ્યા રહેવાનું...' એમની સ્થિતિ સમજવાનો પ્રયાસ કરતાં મેં કહ્યું : 'તમે કહો છો તે હું સમજી શકું છું, પણ તમને ફુરસદ મળે ત્યારે વાંચો, સવાર-

સાંજ ફરવા જાઓ, સાંજના બગીચામાં બેસો. થોડું ધર્મધ્યાન કરો.' એમની વ્યાકુળતા અને એકલતાની મૂંઝવણ મારા ખ્યાલમાં આવી. તાત્કાલિક જે સૂઝયું તે કહ્યું. તેમણે જવાબ આપ્યો: 'વાંચું છું...પણ વાંચીને કંટાળું છું. આખો દિવસ વાંચીને શું કરવું? ફરવા જઉં છું પણ કોની જોડે બોલું? શી વાતચીત કરું? મારી ઓળખાણવાળું કોણ? મારી સાથે વાતચીત કરનાર ક્યાંથી કાઢું?'

એમની સાથેની વાતચીત ઉપરથી વૃદ્ધાવસ્થા વિશે મને ઘણા વિચાર આવી ગયા. એમની જ વૃદ્ધાવસ્થાનો પ્રશ્ન નહોતો, વૃદ્ધજનોની સ્થિતિનો એમાં વેધક ચિતાર હતો. મને મારા પિતાનો પ્રશ્ન યાદ આવ્યો. મારા પિતા પણ એક નાના ગામમાં રહેતા. ઘરમાં કોઈ કામ કરનાર નહિ. માતા તો મેં નાનપણથી ગુમાવી હતી. બેનો પણ સદાકાળ માટે ચાલી ગઈ હતી. ભાઈ પણ બહારગામ હતો. પિતાની ચિંતા થયા કરે. એમની આર્થિક સ્થિતિ વિષમ. ગરીબાઈમાં ઊછરેલા એટલે કરકસરથી જીવન ગુજારે. એમની તબિયત બગડે તો એમની સંભાળ રાખનાર કોઈ નહિ. વિનંતી કરીને હું મુંબઈ બોલાવતો, એ આવતા. અહીં એમને માટે બધી સગવડ. આવે એટલે તબિયત સુધરે. જોઈ તો આરામ મળી રહે. પણ એક-બે મહિના થાય એટલે પાછું ગામમાં જવાનું મન થાય. અહીં બધી સગવડ છતાં એમને ગમે નહિ. કારણકે આખો દિવસ શું કરવું એ પ્રશ્ન રહે. હું મારા કામે જઉં. મારાં પુત્ર-પુત્રીઓ નિશાળ-કૉલેજે જાય...પછી તેઓ એકલા એકાદ-બે કલાક ઊંઘમાં ગાળે. ધાર્મિકવૃત્તિવાળા હતા એટલે ત્રણ-ચાર કલાક પૂજા પાઠમાં ગાળતા એ મોટું સદ્દભાગ્ય હતું. સાંજના ફરવા જાય. જ્યારે આવે ત્યારે ત્રણ-ચાર મહિના થાય ત્યારે પોતાના ગામ--ઘેર જવાની તીવ્ર ઇચ્છા થાય અને ઘેર જાય ત્યારે જ ચેન પડે. ઘેર ખાવા-પીવાની મુશ્કેલી હોય, કામ કરનાર ન મળે, કોઈ સગવડ ન હોય છતાંય

અહીંથી કંટાળે અને ગામ જાય ત્યારે જ નિરાંત વળે.

આ પ્રશ્નનો હું ઊંડો વિચાર કરતો અને પિતાની મુશ્કેલી સમજી શકતો : માણસને ખાઈ–પીને સુખસગવડ મેળવવામાં જીવનનો સંતોષ નથી મળતો. જીવનના પ્રવાહમાં એ પણ રહ્યા છે, એમ એમને લાગવું જોઈએ. જો સમવિચાર ધરાવનાર સગાસંબંધી મળે, કે ગામના પરિચિત પ્રશ્નો કે પરિચિત માણસો મળે ત્યારે તેમની સાથે વાતચીત કે વિચારવિનિમય કરી એ પણ જીવનના પ્રવાહમાં છે એવી અનુભૂતિનો આનંદ મેળવી શકે. જ્યાં માણસ સાથેનો અંગત સંબંધ ન હોય કે જીવનના પ્રવાહમાં બીજાની સાથે પોતે પણ તરે છે એમ ન લાગે પણ પોતે પ્રવાહથી દૂર ફેંકાઈ ગયા છે અને બીજાથી દૂર પડી ગયા છે એમ લાગે ત્યારે જીવનથી દૂર પડી ગયા છે એમ તેમને લાગે તે સ્વાભાવિક છે. જીવનથી દૂર પડી જવું એટલે એક પ્રકારનું મૃત્યુ જ ને ? એ મૃત્યુના ભાસથી તેઓ અકળાતા અને તેથી મારે ત્યાં બધી સુખ-સગવડોને તજીને પોતાના ગામમાં અનેક પ્રકારની હાડમારી સહન કરવામાં એમને મઝા આવતી, કારણકે એમાં એક જીવન હતું. માણસને રસ પડે છે જીવન જીવવામાં; માત્ર ખાઈ–પીને સ્થૂળ જીવનમાં રસ હોઈ શકે જ નહિ. એટલે મારા ઘણા અણુસમજુ સગાઓ કહેતા : 'તમારા પિતાશ્રી આ તમારા ઘરનું સુખી જીવન છોડી નકામા હેરાન થવા માટે શા માટે ગામ જાય છે ? ગામમાં શું દાટ્યું છે ? એ ધૂની છે. નહિતર આવું સુખ છોડી ગામ જઈ દુઃખ ભોગવવા શા માટે જાય ?' પરંતુ મારા પિતાની સ્થિતિ હું સમજી શકતો હતો; એ ધૂની નહોતા. પણ મારે ઘેર એમને જીવન જીવન જ નહોતું લાગતું. એ જૂની ઘરેડમા ઊછરેલા...અમારી જીવનપદ્ધતિ એમને માટે નવી હતી, એટલે અમારી સાથે એમના જીવનનો ધબકાર જ નહોતો રહ્યો. મારાં પુત્ર-પુત્રીઓ 'બાપા'ને માન આપતાં, પણ દૂરથી. બાપાને લાગતું કે 'તેઓ મારા

દીકરાનાં દીકરા-દીકરી ખરાં, પણ એમને દૂરથી ચિત્રમાં જોતા હોય તેમ જોવાનાં.' મારા પુત્ર-પુત્રીઓના રસના વિષયો જુદા હતા, પિતાના રસના વિષય જુદા હતા. હું મારા કામમાંથી ફારગત થઉં એટલે પા–અર્ધો કલાક વાત કરું એટલો જ એમનો જીવન સાથે જીવંત પરિચય. મારા મિત્રો, મારા સ્નેહીઓ, સંબંધીઓ 'બાપા'ને મારા પિતા તરીકે દૂરથી જુએ તેટલું જ. તેમની જોડે વાત કરવાની ન હોય. પિતાને તો પૂછવાનું ઘણું મન થાય કે, 'એ કોણ હતું? શા માટે મળવા આવ્યા હતા! એ કઈ જાતના છે? ક્યાંના છે?' વગેરે પણ એ પૂછવું મને નહિ રુચે કારણકે એવું વૃથા કુતૂહલ સારું નહિ ગણાય એમ માની મૌન સેવતા. ગામમાં તો બધાંની સાથે સુપરિચિત. કોને ત્યાં કોણ મહેમાન આવ્યા અને કોણ માંદા છે, કોણ મરી ગયું, કોને ત્યાં લગ્ન છે, એ બધી વાતો એમને મન જીવંત રસની વસ્તુ હતી. ટૂંકામાં કહીએ તો, તેઓ પોતાની રીતે જીવન જીવતા હતા, જ્યારે અહીં મોટા શહેરમાં ખાવા-પીવાની તેમ જ બીજી બધી સગવડ હતી તે વાત સાચી, પરંતુ જીવંત સામાજિક જીવન સાથેનો એમનો સંબંધ તૂટી ગયો હતો. બીજા શબ્દોમાં કહીએ તો અહીં સ્થૂળ જીવન જીવતા હતા, પણ એમની માનવીસૃષ્ટિ મૃતઃપ્રાય બની હતી. એટલે જ બે-ચાર મહિના અહીં રહ્યા પછી એમને ગામ જવાની તીવ્ર ઇચ્છા થતી તેને હું સમજી શકતો અને બને તેટલી બધી સગવડ ગામમાં મળે તેવી વ્યવસ્થા કરી આપી તેમને ગામ જવાની–રહેવાની અનુકૂળતા કરી આપતો.

માનવી-જીવનના રસ અને આનંદનું કેન્દ્ર માનવી છે, એ માનવીભાવ જ જીવનને જીવવા જેવું બનાવે છે. આને લીધે જ ગામનાં મંદિર, ઉકરડો, નદી, તળાવ, ઢોર, કૂતરાં, તેમ જ સગાં વહાલાં, કુટુંબીજનો, ગામના માણસો – જડ અને ચેતન – બધી વસ્તુઓ એમના જીવનના રસને પોષક હતી. મુંબઈની ટ્રેનો, બસો, ટેક્સીઓ, બગીચાઓ, અથવા અહીંના પડોશીઓ કે અન્ય જનોની

સાથે માનવીભાવ સંકળાયેલો નહોતો એટલે અહીંની જડચેતન વસ્તુઓ સાથે આત્મીયતા નહોતી સધાઈ. નવા જમાનાનાં પૌત્ર-પૌત્રીઓ સાથે એટલે જ અહીંના જીવનમાં જીવનબળ જ નહોતું રહેતું. પુત્ર તરફ પ્રેમ ખરો, પણ પુત્રની સૃષ્ટિ સાથે એમની સૃષ્ટિનો મેળ નહોતો બેસતો. આથી જ વારંવાર અહીંથી ભાગવાનું મન થતું. કારણકે અંતે તો માણસને પોતાનું દૈહિક અસ્તિત્વ હોય ત્યાં સુધી 'જીવવું' ગમે છે...અહીં 'જીવન' નહોતું, દૈહિક અસ્તિત્વ હતું.

આ જ વસ્તુ લાગુ પડે છે મારા મિત્રના પિતાને. એ વૃદ્ધ પિતાને બધી સગવડો મળે એ માટે મારા મિત્ર અને મિત્ર-પત્ની સજાગ રહેતા. એમની લાગણી ન દુભાય એ માટે જાગ્રત રહેતાં. પણ છતાંય તેમને બધી સુખસગવડવાળું જીવન સોનાની જેલ લાગતું. કારણકે એમના જીવંત રસને પોષક વાતાવરણ નહોતું-શક્ય નહોતું. આમાં કરુણતા રહેલી છે તે પિતા-પુત્રને એકબીજા તરફ અત્યંત આદર અને પ્રેમ હોવા છતાં આખી પરિસ્થિતિ પિતાના જીવનને પોષક બને તેવી નહોતી.-તેમાં દીકરાનોયે વાંક નહોતો, કોઈનોયે વાંક નહોતો. જો પિતા પ્રત્યે પુત્ર આદર કે સમભાવથી ન જુએ તો તો એનો દોષ ગણાય. પુત્ર ઉપર અધિકાર ભોગવવાનો પિતાનો સ્વભાવ રહ્યો હોત તો પિતાના સ્વભાવનો દોષ ગણાત. આમાં તો કોઈનોયે દોષ નહોતો. એટલું જ નહિ, પિતા પ્રત્યે અપાર સ્નેહની લાગણી હોવા છતાં પુત્ર અસહાય હતો તેમાં જ સાચું કારુણ્ય (Tragedy) રહેલું છે. ઉપરનાં આ બંને ઉદાહરણો વૈયક્તિક નથી, પરંતુ અનેક પિતા-પુત્રની કરુણાજનક પરિસ્થિતિનું પ્રતિબિંબ પાડે છે. હવે પ્રશ્ન એ રહે છે કે આવી સ્થિતિમાં શું કરવું જોઈએ? પુત્રની ફરજ ઉપરાંત-આ સ્થિતિને હળવી બનાવવામાં પુત્રે શું કરવું જોઈએ અને પિતાએ પણ જીવનરસ વહેતો રહે તે માટે કેવો દૃષ્ટિકોણ કેળવવો જોઈએ એ વિશે વિચાર કરવાનો.

૪૨૨ છે.

અનેક સારી સ્થિતિવાળાં કુટુંબોમાં આવી સ્થિતિ જોઈ છે. પિતા અને માતા બંને જીવંત હોય તો આ સ્થિતિ સહ્ય બને છે, કારણકે તેઓ પરસ્પરમાં પોતાનો જીવનરસ જીવંત રાખી શકે છે. પિતાને પરાણે આવી સ્થિતિમાં રહેવું પડે છે ત્યારે ઘણી વાર એના સ્વભાવમાં એક પ્રકારની વિકૃતિ આવી જાય છે અને હંમેશાં દીકરામાં કે તેનાં કુટુંબમાં દોષ જોતા થઈ જાય છે. પુત્ર સમજુ ન હોય તો પિતા તરફ આટલો આદરભાવ રાખવા છતાં પિતા આવી રીતે વર્તે એટલે પુત્ર પિતાના સ્વભાવમાં દોષ જોવા માંડી જાય છે અને પિતા પ્રત્યેનું એનું વલણ ઇચ્છા ન હોવા છતાંયે કઠોર બની જાય છે. એટલે જ આ સ્થિતિમાં પિતા–પુત્રના માનસનું પૃથક્કરણ કરીને આ પ્રશ્નની વિચારણા કરવી ઘટે છે. આમ કરવાથી આ સ્થિતિનો કશોક ઉકેલ પણ સૂઝે. સમભાવપૂર્વક આ સ્થિતિને સમજવાનો પ્રયાસ કરવાથી કદાચ વૃદ્ધાવસ્થાનું કારુણ્ય હળવું બનાવી શકાય.

માત્ર શારીરિક ક્ષીણતાને કારણે નહિ, પણ જીવનના તાજા પ્રવાહોથી દૂર ફેંકાઈ જવાથી માનસશાસ્ત્રીય આઘાતોને લીધે વૃદ્ધજનો બધા જ પ્રકારની સુખસગવડતા હોવા છતાં દુઃખ અનુભવે છે. જરા સાહિત્યિક શૈલીમાં કહીએ તો, નવા જમાનાના જીવનની સાથેનો તેમનો તાલ તૂટી ગયો છે. પરિણામે પુત્રો પિતા પ્રત્યે ઊંડો આદર રાખવા છતાંયે તેમને સંતોષ આપી શકતા નથી.

આ પ્રશ્નને જરા જુદી રીતે વિચારીએ. આપણે આપણા નાના ગામમાં કે ગામડામાં નજર કરીશું તો જણાઈ આવશે કે શારીરિક ક્ષીણતા શરૂ થાય ત્યારે જ જીવનના રસ માટેની સ્ફૂર્તિ ઘટી જવા લાગે છે અને વૃદ્ધાવસ્થા જલદી શરૂ થઈ જાય છે. માણસ પચાસેક વર્ષનો થાય ત્યારે તે ઘરડો બનવા લાગે છે. જીવનના ચેતન પ્રવાહ સાથેનો સંબંધ ઘટતો જાય છે એટલે શારીરિક

નબળાઈ વધતી જાય છે અને ઇન્દ્રિયો પણ શિથિલ થવા માડે છે; આંખે ઝાંખપ આવે, કાને બહેરાશ આવે, પગ લથડવા જેવું લાગે એટલે લાકડીનો ટેકો લેવો પડે—આવી મંદતાનાં ચિહ્નો દેખાવા લાગે છે. તે ઉપજીવિકાનું કામ મૂકી દે છે અને તેનામાં પરાધીનતાની વૃત્તિ દેખા દે છે. આથી ઊલટું શહેરી જીવન તરફ નજર નાખીશું કે, માણસ સાઠ વર્ષનો હોય તોયે તે જીવનના કાર્યમાં સક્રિય રીતે ભાગ લેતો હોવાને લીધે તેને વૃદ્ધાવસ્થા બહુ સ્પર્શતી નથી; તેની ઇન્દ્રિયો શિથિલ બની જતી નથી. મુંબઈ, કલકત્તા કે એવાં બીજાં શહેરોમાં સાંઠ-પાંસઠ વર્ષનો માણસ ઑફિસમાં કે બીજે ક્યાંક કામ કરતો હોય ત્યારે તે ટ્રેઈનમાં કે બસમાં સરળતાથી મુસાફરી કરે છે, શરીરમાં ચપળતા હોય છે, આંખે ઝાંખ નથી લાગતી કે કાને બહેરાશ નથી લાગતી. એ કામ કરતો હોવાને કારણે નવી પેઢીના માણસોના જીવનપ્રવાહની સાથે સંવાદી બની શકે છે, જીવનના પ્રશ્નોમાં રસ લઈ શકે છે અને પરિણામે જીવનની ચેતના જાળવી શકે છે. સાઠ વર્ષે નોકરીમાંથી નિવૃત્ત થયેલા માણસો કાંઈક કામ શોધે છે અને કામ કરવા ખુશી હોય છે. આમ ગામડાનાં હવા-પાણી વગેરે સારાં હોવા છતાંયે વૃદ્ધાવસ્થા જલદી આવે છે અને શહેરનું ધમાલિયું અને સંઘર્ષમય જીવન હોવા છતાંય વૃદ્ધાવસ્થા દૂર રહે છે તેનું કારણ શું? તો જીવનના પ્રવાહ સાથેનો રસ જાળવવાની તક અને રસવૃત્તિ કેટલી અને કેવી છે તેના પર તેનો આધાર છે, એમ કહી શકાય.

આના સમર્થનમાં એમ પણ કહી શકાય કે જે વ્યક્તિઓએ જીવનમાં અનેકવિધ રસ કેળવ્યો છે અને સાચવ્યો છે તેને વૃદ્ધાવસ્થા બહુ જલદી અસર કરી શકતી નથી. રાજકારણ, સમાજસેવા, સાંસ્કારિક ક્ષેત્ર વગેરેમાં કામ કરનાર માણસોને પોતાને પોતાના કાર્યમાં જીવંત રસ હોવાને કારણે વૃદ્ધાવસ્થાની શિથિલતાથી તેઓ દૂર રહે છે. વયે કે શરીરે વૃદ્ધ થવા છતાં ઉત્સાહ કે સ્ફૂર્તિની

દૃષ્ટિએ યુવાન રહે છે. ટૉલ્સ્ટૉય, ગાંધીજી, ટાગોર, બર્નાર્ડ શૉ જેવા જીવનના પ્રવાહની સાથે એકરસ હતા તેથી તેમને વૃદ્ધાવસ્થા નડી નહોતી. અત્યારની વાત કરવી હોય તો બર્ન્ટ્રાન્ડ રસેલ, વિનોબા કે રાજાજી જેવા વૃદ્ધો થયા છે તેનો આપણને ખ્યાલ આવતો નથી.

આનો સાર એ છે કે, જેમને જીવનમાં ઊંડો રસ છે, જેમણે બૌદ્ધિક કે સાંસ્કારિક રસને કેળવ્યો છે તેવી વ્યક્તિઓને વૃદ્ધાવસ્થા નડતી નથી. શારીરિક નિર્બળતાને દાબી દે એવું જીવનબળ તેમનામાં ઊભરાતું હોય છે. ગામડામાં પણ જે લોકો બધાંની સાથે ભળી જતા હોય, બધા પ્રશ્નોમાં રસ ધરાવતા હોય તેવા માણસોને આપણે વૃદ્ધાવસ્થામાંયે સ્ફૂર્તિવાળા જોઈએ છીએ. સામાજિક કાર્યકરો, રાજકારણી માણસો, સાહિત્યકારો, વિચારકોને, તેથી જ વૃદ્ધાવસ્થા જલદી આવતી નથી. પણ જેને જીવનમાં માત્ર સ્થૂળ રસ હોય છે, તેઓમાં શારીરિક શક્તિઓ ક્ષીણ થતાં જીવનનો રસ ઘટી જાય છે અને તેને પરિણામે અકાળે વૃદ્ધત્વ પામે છે. સામાન્ય જનસમૂહ સ્થૂળ જીવનમાં રસ લેતો હોય છે તેથી સ્થૂળ શક્તિ ઘટી જતાં નકામા બની જાય છે. બીજો રસ નહિ હોવાથી જીવન વિશેની સમજણ પણ ઘટી જાય છે તેથી આપણામાં કહેવત બની છે કે, 'સાઠે બુદ્ધિ નાઠે.' એથી ઊલટું, વિદ્વાનો, સંશોધકો વગેરેને જીવનમાં સ્વીકારેલાં ક્ષેત્રમાં એવો રસ હોય છે કે, સાઠ વર્ષે તેમની પ્રતિભા કે પ્રજ્ઞા પરિપક્વ બને છે અને તેમની શક્તિનો સારો પરિપાક એ ઉંમરે પણ મળતો રહે છે.

આ વસ્તુ જો આપણને બરાબર સમજાય તો આપણે વૃદ્ધાવસ્થામાં કામ કરવા માટે ફાંફાં મારતા અનેક વ્યવસાયશીલ માણસોની મનોવૃત્તિ સમજી શકીએ. પાકી ઉંમરે નિવૃત્ત થયેલા અનેક અધ્યાપકો અથવા વિદ્યાપીઠ કે રાજ્યના કોઈ સત્તાસ્થાનેથી નિવૃત્ત થયેલા અમલદારો નિવૃત્ત થયા પછી નવું કામ શોધવા ઉત્સુક હોય છે. તેનું કારણ સક્રિય જીવન ગાળ્યા પછી નિવૃત્તિ ભારરૂપ બોજારૂપ

લાગે છે, એટલું જ નહિ થોગ દિવસો કે મહિનાઓ નિવૃત્તિમાં ગાળ્યા પછી જીવનપ્રવાહથી પોતે દૂર થતા જાય છે એ વિચાર તેમને સતાવે છે. પરિણામે જીવનનો રસ ટકાવી રાખવા માટે અને જીવનપ્રવાહનું સાતત્ય જાળવી રાખવા માટે નાની માની પાયરીઓ કે ઓછા વેતને કે માનદ કામ સ્વીકારવા તૈયાર થઈ જાય છે. નહિતર નિવૃત્ત જીવન એમને જીવંત દુનિયાથી દૂર થયેલા કે મૃત્યુ પામેલા માણસ જેવું લાગે છે. જેમને કામ મળતું નથી તેઓ ઘણી વાર બહુ જલદીથી વૃદ્ધત્વ પામે છે, (they are ageing very fast) અથવા તો મૃત્યુ પામે છે. ઘણા અમલદારો—ખાસ કરીને સરકારી ઊંચો હોદ્દો ધરાવનાર અમલદારો—નિવૃત્ત થયા પછી પોતે સશક્ત સ્થિતિમાંથી એકાએક વૃદ્ધ બની જાય છે, તેનું કારણ આ દૃષ્ટિએ સમજી શકાશે. જેમણે સત્તાસ્થાન ભોગવ્યું હોય અને સત્તા કે હોદ્દાની દૃષ્ટિએ લોકાએ એમને ખૂબ માન આપ્યું હોય તેઓ સત્તા કે હોદ્દા ન ધરાવતા હોય ત્યારે લોકો પાસેથી પૂર્વવત્ અપેક્ષા રાખે અને એ અપેક્ષા મુજબ લોકો એમને માન ન આપે ત્યારે તેમનામાં કડવાશ અથવા નિષ્ક્રિયતા કે જિંદગીની નિસ્સારતા પ્રવેશે છે. તેથી આવા મોટા હોદ્દા ધરાવનારે કદી ન ભૂલવું જોઈએ કે માન ખુરશીને એટલે કે પદને છે, વ્યક્તિને નથી. આવી સમજણ કેળવી હોય તો, પાછળથી અસંતોષ કે દુઃખની લાગણી જીવનમાં ન પ્રવેશે અને પ્રાપ્ત સ્થિતિને અનુરૂપ બનવાની કોશિશ કરી શકે.

પણ આ વિચારણાની ફલશ્રુતિ મહત્ત્વની છે, કારણકે તેમાંથી જીવનના કર્તવ્યની માર્ગરેખા મળી રહે છે; માણસે પોતાના જીવનનો પરમોચ્ચ આનંદ મેળવવો હોય તો એટલું સમજી લેવું જોઈએ કે સ્થૂળ જીવન ગાળવાથી કદીયે જીવનનો સાચો આનંદ નહિ અનુભવી શકાય. માનવી જીવનનો અર્થ (Meaning of life) શો છે તે પણ આ સ્થિતિમાં જ સમજી શકાશે. માનવી જીવનની સાર્થકતા

માત્ર પોતાના સ્વાર્થ માટે જીવન ગાળવામાં નથી રહેલી; એ તો પશુજીવનની લાક્ષણિકતા છે. જીવન 'બીજા' અર્થે ગાળીએ અને જેમ જેમ એ 'બીજા' એટલે માત્ર પોતાનું કુટુંબ જ નહિ પણ સમાજ, રાષ્ટ્ર કે માનવી સૃષ્ટિ એમ વિસ્તૃત વર્તુળ બનાવીએ તો તેમાંથી માનવજીવનની 'માનવીતા' પ્રકટ થાય છે. બધા માનવી ગુણોનો ઉત્કર્ષ આ ભાવનામાંથી જ થાય છે. આપણા સંતો, કવિઓ, ઋષિઓ, દ્રષ્ટાઓ વગેરેએ આને પ્રેમ એવું નામ આપ્યું છે. ઊંડો વિચાર કરીશું તો જણાશે કે સહકાર, સહાનુભૂતિ, મૈત્રી, ત્યાગ, ઉદારતા, ઇત્યાદિ ગુણોનો વિકાસ બીજા માનવીના હિતાર્થે કાર્ય કરવામાથી જ થાય છે. સ્વાર્થ માનવીજીવનના ગુણોને પ્રગટાવી શકે જ નહિ. સમગ્ર માનવી પ્રગતિનો આધાર પણ આ દૃષ્ટિમા જ રહેલો છે. કોઈ સંસ્કારી માણસે – ઋષિ, સંત, સાધુપુરુષ એવું કોઈ પણ નામ આપીએ – પોતાના જીવનનો ઉત્કર્ષ બીજા કોઈના ઉત્કર્ષ માટે કશુંક કરવામાથી જ સાધ્યો છે એમ અંતિમ રીતે જોતા માલૂમ પડશે; જીવનનો એ જ હેતુ છે, જીવનનો એ જ અર્થ છે અથવા જીવનનો એ જ ધર્મ છે એમ સમજાશે.

સ્વામી વિવેકાનંદના જીવનનો એક પ્રસંગ ટાંકવાથી આ વસ્તુ ઉપર ઠીક પ્રકાશ પડશે. કલકત્તામા એક વાર એક ધનવાન ધર્મજિજ્ઞાસુ માણસે–એક મુમુક્ષુએ – સ્વામી વિવેકાનંદને કહ્યું : 'સ્વામીજી, હું ઘણો પ્રયત્ન કરું છું પણ બરાબર ધ્યાન ધરી શકતો નથી. બારીબારણાં બંધ કરું છું, એક આસન ઉપર બેસી આંખો મીંચી ધ્યાન નિમગ્ન થવા ખૂબ પ્રયત્ન કરું છું, પણ મને તેમા સફળતા મળતી નથી. જીવનમા શું કરવું એ સૂઝતું નથી. આર્થિક ચિંતા તો કશી નથી, છતા પણ મને ચેન પડતું નથી અને ધ્યાનમગ્ન થવાતું નથી, તો મારે શું કરવુ ? સ્વામી વિવેકાનંદે જવાબ આપ્યો : 'ઘરના બારીબારણાં ઉઘાડી નાખ; બહાર નીકળ. આસપાસ નજર નાખ, માણસોને મળ. તેમાં કોણ માંદા

છે, કોને શી તકલીફ છે, કોણ શા માટે દુઃખી છે તેની તપાસ કર. અને પછી તેમને મદદ કરવા લાગી જા. તને શું કરવું એ તેમાંથી સૂઝી જશે અને તને તારો જીવનધર્મ મળી જશે. પછી તું ધ્યાનમગ્ન થવામાં સફળ થઈશ.'

આ દષ્ટિકોણમાં જીવનનો કેવો સૂક્ષ્મ મર્મ સમાયો છે! ઘણી વાર જ્યારે નિવૃત્ત થયેલા માણસો કહે છે કે, 'મારે વખત કેમ ગાળવો એ સૂઝતું નથી; કંટાળો આવે છે. હવે તો જીવનલીલા સંકેલાઈ જાય તો સારું!' ત્યારે વિવેકાનંદે દર્શાવેલો માર્ગ અખત્યાર કરે. તેને જીવન કદીયે ખાલીખમ નહિ લાગે. આપણા પડોશમાં, આપની નજીકમાં, આસપાસમાં અનેક માણસોને અનેક પ્રકારની જરૂરિયાત હોય છે અને એ માટે આપણે કશુંક કરવાનો પ્રયત્ન કરીએ તોયે આપણને જીવનના પ્રવાહ સાથેનું અનુસંધાન મળી જશે. માનસિક કાર્ય માટેનું ક્ષેત્ર પણ મળી જશે. ઘરમાં એકલા બેસી રહેવા કરતાં કે સૂઈને વખત ગાળવા કરતાં અથવા તો ઘરના માણસોથી આળા બની જઈને 'મારી કોઈને કશી પડી નથી' એવી મિથ્યા દુઃખની લાગણી અનુભવવા કરતાં કે 'હવે તો જીવનલીલા સંકેલાઈ જાય તો સારું' એવા વેદન ભર્યા ઉદ્ગારો કાઢવા કરતાં આપણી આસપાસ અનેક માણસને ઉપયોગી થઈ શકાય એવું કામ શોધી કાઢીએ તો જીવનની નિરુપયોગિતા દૂર કરી શકાય. બીજાને મદદ કરવાની મનોવૃત્તિ એ જ મોટું કાર્યક્ષેત્ર દાખવી જાય છે. આપણા રૂઢિવાળા જૂના જમાનામાં માણસ ઘરડો થતાં પોતાનાં પૌત્રપૌત્રીઓને રમાડવામાં, ઘર સાચવવામાં કે એવી બીજી રીતે ઘરકામમાં ઉપયોગી થવામાં મદદ-રૂપ બનતો તેથી તે પોતે પણ ઉપયોગી વ્યક્તિ છે એવો સંતોષ મેળવી શકતો. એને બદલે ઘર ઉપરાંત આસપાસ મદદ કરવામાં લાગી જાય તો ઓટું આળાપણું આવતું અટકે.

ખરી રીતે આ પ્રશ્નને ઊંડાણથી તપાસતાં એ પણ જણાઈ

આવશે કે જે વ્યક્તિએ જીવનની વિવિધતામાં રસ લીધો છે, કેળવ્યો છે તેને તો કાર્યપ્રવૃત્તિ છેક સુધી મળી જ રહેવાની. જીવનપ્રવાહથી વિખૂટા પડી જવાનો ભય સેવવાનો પ્રસંગ જ એને નહિ આવે. જે માણસે જીવનની વિવિધતામાં રસ કેળવ્યો છે તેને જીવનની શુષ્કતા કદીયે નહિ સાલવાની. જીવનપ્રવાહમાં, એ ગમે તેટલો વૃદ્ધ થયો હોવા છતાં, યથેચ્છ રીતે સાથે રહી શકશે અને 'વૃદ્ધાવસ્થાનું કારુણ્ય' એને નહિ સ્પર્શે.

## ૪૩ વૃદ્ધાવસ્થા અને જીવનની શુષ્કતા

એક મારા સંબંધીની વાત સાંભળી હૃદયમાં વિષાદ અને કરુણા જાગ્યાં. આ ભાઈના પિતાશ્રીની ઉંમર અત્યારે સિત્તેરથી વધુ છે. જુવાનીમાં આ વૃદ્ધજન ગુજરાતથી દૂર આવેલા શહેરમાં સામાન્ય નોકરી કરતા અને દીકરાને ભણાવવા માટે કુટુંબને ગુજરાતમાં પોતાના ગામમાં રાખતા અને પૈસા મોકલતા. એમને તો ઘણુંખરું એકાકી જીવન ગાળવું પડતું. વરસ દહાડે એકાદ મહિનો કુટુંબ જોડે રહી જાય અને વચ્ચે અવારનવાર કોઈ કોઈ વાર આવીને બધાં સાથે રહી જતા. પુત્ર ગ્રેજ્યુએટ થયો, નોકરીએ લાગ્યો, પરણ્યો અને કુટુંબજીવન શરૂ કર્યું. માતા પણ સાથે જ રહેતી. પિતા વૃદ્ધ થયા, શરીર અશક્ત બન્યું એટલે પુત્ર સાથે

રહેવા માટે નોકરી છોડી દઈને ગુજરાતમાં આવતા રહ્યા.

પિતા મોટે ભાગે દૂર રહ્યા હતા એટલે પુત્રની સાથે હૃદયનો નિકટનો સંબંધ નહિ બંધાયો હોય તે કારણે કે બીજા કશા ન સમજાય એવા કોઈ કારણે પિતા બધાંને ખૂંચવા લાગ્યા, બોજારૂપ લાગવા માંડયા. પુત્રનાં સંતાનો પણ તેમનાથી દૂર રહેવા લાગ્યાં અને તેમને ઉવેખવા લાગ્યાં. બીજું બધું તો ઠીક, પણ માતા પણ પતિમાં દોષ જોતી થઈ. કમાઉ દીકરાની વહૂને ખુશ રાખવા હોય અથવા દીકરાના કુટુંબમાં પોતાનું સ્થાન બરાબર રહે તે માટે હોય, પણ માતા પણ પતિને વારંવાર રોકટોક કર્યા કરતી. આ વૃદ્ધજનના જીવનમાં ક્યાંયે પ્રેમની આર્દ્રતા ન રહી. આમ તેમનું જીવન શુષ્ક બની જાય તે સ્વાભાવિક હતું. લોકલજ્જાએ જાણે આ કુટુંબ પિતાને રાખતું હોય તેવી સ્થિતિ બની. ન કોઈ એમની સંભાળ રાખે, કે ન કરે કોઈ એમની દરકાર અને તેથી તે વૃદ્ધની સ્થિતિ ઘરમાં અણગમતા મહેમાન જેવી થઈ. આ બધાનો પ્રત્યાઘાત ડોસા ઉપર થયા વિના ક્યાંથી રહે? ડોસાના સમોવડિયા સંબંધીઓ પણ ભાગ્યે જ કોઈ રહ્યા હતા અને દૂર નોકરી કરવાને લીધે ગામમાં ભાગ્યે જ બીજા સંબંધીઓ હતા, જ્યાં તે પોતે મોકળે મને વાત કરી શકે. માત્ર એક નજીકનો એમનો ભાણેજ હતો, જ્યાં એ ડોસા જતા. એ ભાણેજને ત્યાં કદાચ સહેજ મન મોકળું કરતા હશે.

પરિણામ એ આવ્યું કે ડોસો માત્ર સ્થૂળ જીવન જીવી રહ્યો. કુટુંબના પ્રેમ માટે અવકાશ જ ન રહ્યો. ખરું કહીએ તો, માનવી પ્રેમભાવ માટે અવકાશ ન રહ્યો. સ્થૂળ જીવન જ મુખ્ય બની રહ્યું. સારી ખાવાની કોઈ વસ્તુ જોઈને મોંમાં પાણી આવે એટલે ખાવામાં જીવ જાય. કોઈનું ધ્યાન ન હોય ત્યારે ચોરીને પણ વસ્તુઓ ખાવાની ટેવ પડી. આને લીધે દીકરાની વહૂ વગેરેનો મિજાજ જાય અને ચોરીને ખાવા માટે ધમકાવે. થોડા પૈસા હોય

તો બજારમાં જઈ ગાંઠિયા કે ભજિયાં જેવી વસ્તુ લે અને ખાય. પત્ની પણ આ માટે ડોસાને ધમકાવે. નાના છોકરાઓ પોતાના પિતામહ પ્રત્યે ઘૃણાથી જુએ. ડોસામાંથી માનની સંવેદનશીલતા (Sensitivity) ચાલી ગઈ હતી એટલે તેના ઉપર આ બધાંની ઘૃણા કે ઉપેક્ષાની કશી અસર થતી નહોતી અને એક પ્રકારનું રીઢાપણું આવી ગયું હતું. પરંતુ ડોસાને માટે એક જ વિશ્રામ-સ્થાન હતું એ તેમનો પેલો ભાણેજ. તેની પાસેથી કાંઈક સમભાવ મળતો હશે તેથી ઘરની વાતો ત્યાં કરીને ડોસો મનનું સમાધાન શોધે. એ મારા સંબંધીના ઘર ઉપર નાનકડો મેડો હતો તે ડોસાનું નિવાસસ્થાન. પોતાને એકાંતવાસની જેલ સ્વીકારવી પડી હોય તેવી અદાથી ડોસા એ મેડા ઉપર રહેતા. કંટાળે ત્યારે બજારમાં જાય અથવા પેલા ભાણેજને ત્યાં વખત ગાળે. એમનો આવો રોજિંદો કાર્યક્રમ બની ગયો હતો. ડોસા વિશેની આ વાતો મારે કાને પહોંચી હતી તેથી મેં મારી રીતે એ સ્થિતિનું મારા મનમાં ઉપર વર્ણવ્યું તેવું પૃથક્કરણ કર્યું હતું.

મારે મારા અંગત કામ માટે એમને ગામ જવું પડયું. કામને લીધે હું ઊતર્યો હતો તો બીજે, પણ ઘણો વખત હું તેમને ત્યાં ગાળતો. મારે એમની જોડે અતિનિકટનો સંબંધ હતો. આખાયે કુટુંબને મારે માટે ખૂબ સદ્ભાવ હતો અને વર્ષોનો ઘનિષ્ઠ સંબંધ હતો. સૌ મારી પ્રત્યે આદરદૃષ્ટિથી જોતા હતા. જે દિવસે ગયો તેના બીજે દિવસે સ્વાભાવિક રીતે જ મારે તેમને ત્યાં જમવા જવાનું કર્યું હતું. હું જમવા ગયો. જમવા બેસવાની તૈયારી કરી, પણ ત્યાં એ વૃદ્ધજનને ન જોયા એટલે મેં પૂછ્યું: 'બાપુજી ક્યાં?' તરત જ એ સંબંધીએ પોતાના પિતાની કથની કહી અને કુટુંબમાં એમની સાથેનો વિસંવાદ જણાવ્યો અને છેવટે કહ્યું: 'બાપુજી જમવાની ના પાડે છે. છેલ્લા બે-ત્રણ દિવસથી કશુંક એમને માઠું લાગ્યું છે, એટલે અહીં જમતા નથી. અત્યારે

એ બેઠા મેડા ઉપર.' મેં કહ્યું : 'હું એમને તેડી આવું. એ ન હોય તે કેમ ચાલે?' પેલા સંબંધી ભાઈએ કહ્યું : 'એ જિદ્દી છે. નહિ આવે. એમને તો બહારની વસ્તુઓ ખાવાની ટેવ પડી છે અને ઘરમાં આવી રીતે ઘણીય વાર વર્તે છે...'

કશું જ બોલ્યા વિના હું મેડા ઉપર ગયો. ડોસા વિષાદ-ભર્યા બેઠા હતા. મેં કહ્યું : 'ચાલો, જમવાનું થઈ ગયું છે. તમને બોલાવવા જ આવ્યો છું.' ડોસા તરત બોલી ઊઠ્યા : 'મારે નથી જમવું. તમે બધાં જમી લ્યો.' મેં પૂછ્યું : 'પણ આનું કાંઈ કારણ? તમારા વિના હું નહિ જમું.' એ વૃદ્ધજન ગળગળા થઈ ગયા. ધીમેથી કરુણ અવાજે બોલ્યા : 'આ ઘરમાં મારું સ્થાન નથી. અહીં હું સૌને અણગમતો છું. હડધૂત થાઉં છું, છતાં રહ્યો છું. ક્યાં જાઉં? આ જીવનતાંતણો તૂટે તેની રાહ જોઈ રહ્યો છું...' આમ કહેતાં કહેતાં એ વૃદ્ધની આંખમાં આંસુ આવ્યાં. મેં તેમને કહ્યું : 'તમે આવું શું બોલો છો! ખરી રીતે તમારે તો આ છેલ્લી અવસ્થામાં સંતોષ પામવા જેવું છે. દીકરો સુખી છે. દીકરાને ત્યાં દીકરા સહિત સંતતિ છે. સ્થિતિ પણ પ્રમાણમાં ઠીક છે. તમે બન્ને જણ બેઠા છો. તમારે શા માટે આમ ઓછું લાવવું પડે?'

તે વૃદ્ધજને ઉત્તર આપ્યો : 'ભાઈ, કાંઈ કરવા જેવી વાત નથી. અત્યારે હું કાંઈ કમાતો નથી, મારી પાસે કાંઈ પૈસા નથી, એટલે હું બધાને અળખામણો થઈ પડ્યો છું. દીકરો મૂંગો છે; દીકરાની વહુને હું બોજારૂપ બન્યો છું. દીકરાના દીકરાઓને મન પણ હું નકામો છું. છોકરાઓ સૌ મારા પ્રત્યે બેદરકારીથી જુએ છે અને કોઈ વાર મારા ઉપર ગુસ્સે થાય છે ત્યારે મારું અપમાન પણ કરે છે. બીજાં બધાં તો ઠીક, પણ મારાં પત્નીનેય મારી કશી પડી નથી. અવારનવાર મારા દોષો બતાવી મને ટકટક કર્યા કરે છે. હું તો અહીં તણખલાને તોલે છું. શું કરું? હું કોઈને કશા

ખપમાં આવું તેમ નથી એટલે બધાંને ખૂંચું છું. શા માટે ભગવાન મારી જીવનદોરી નથી ખેંચી લેતા?' આમ કહેતાં કહેતાં ડોસા ગળગળા થઈ ગયા. મેં કહ્યું: 'આપણે પછી આ બધી વાત કરીશું. અત્યારે જમવા ચાલો.' તેમણે દૃઢતાપૂર્વક જમવાની ના પાડતાં કહ્યું: 'ક્યાં સુધી હડધૂત થઈ નીચી મૂંડીએ જમવા બેસવું? હું બહાર જઈને મારું ફોડી લઈશ.' મેં એમને કહ્યું: 'તમે તો જાણો છો કે એ બધાંને મારે માટે આદર છે અને મારું કહ્યું સાંભળે છે. તમારી મુશ્કેલીઓ બધી દૂર થાય તેમ હું કરીશ, પણ પહેલાં અત્યારે તમે મારી ખાતર જમવા ચાલો. તમે નહિ જમો તો હું પણ નહિ જમું. જમ્યા પછી આપણે વાતો કરીશું અને તમારી મુશ્કેલીઓનો ઉકેલ આણીશું, માટે ચાલો...ઊભા થાઓ.' એમ કહ્યું કે તરત એ વૃદ્ધજન બોલ્યા: 'તમારી ખાતર હું જમવા તૈયાર છું. મારી મુશ્કેલીઓ તો હું જ જાણું. તે તો દૂર થશે કે નહિ તે હું નથી જાણતો પણ અહીં મારું માનભર્યું સ્થાન રહે એમ મને નથી લાગતું.'

અમે નીચે આવ્યા, જમી લીધું. થોડી વારે ડોસા એમના મેડા ઉપર ગયા. હું જમ્યો ખરો, પણ મારા મનમાં આ સ્થિતિની વિષમતાના વિચારો ઘોળાયા કરતા હતા. હું પણ મેડા ઉપર ગયો અને પછી વૃદ્ધજનને પૂછ્યું: 'હવે, કહો, તમારી ખાસ મુશ્કેલી શી શી છે?' તેમણે કહ્યું: 'ભાઈ, હું શું કહું તે સૂઝતું નથી; દીકરો તો પ્રમાણમાં ઠીક છે. એ બોલે છે ઓછું. પણ આ ઘરની કર્તાહર્તા એની વહુ છે. મારે તો બીજું શું જોઈતું હોય? કોઈક વાર ખીચડી કે મગ કે એવી વસ્તુ ખાવાની ઇચ્છા થાય ત્યારે એ રાંધવાની કહું, ત્યારે મારું કોણ સાંભળે? જે થાળી પીરસે એ જ મારે ખાવાનું હોય. તેમાંય વાંધો નહિ, પણ જે રીતે મને થાળી આપવામાં આવે છે એ બધી રીતમાં મારા પ્રત્યેનો અનાદર દેખાયા વિના ન રહે. હું તો કાંઈ મન થાય તો બહાર જઈને

કશુંક ખાઉં. મારો એક ભાણેજ છે ત્યાં કોઈકવાર ખાઉં. પણ દીકરો હવે તો મને વાપરવા માટે પૈસા પણ આપતો નથી. મારે શું જોઈએ? વધુમાં વધુ મહિને પાંચ-સાત રૂપિયા. મારા તરફ બધાનો મૂંગો અણગમો હું સ્પષ્ટ રીતે જોઈ શકું છું. મારાં પત્ની પણ વારંવાર મને મહેણાં ટોણાં મારે. દીકરાનો દીકરો પણ મારા ઉપર રુઆબ કરે. અને મારે આ બધું મૂંગે મોંએ સહન કરવાનું. હવે સિત્તેર તો ગયાં, પણ હવે જલદી આ જિંદગીનો અંત આવે તો આ બધાંમાંથી છૂટું...' મેં આશ્વાસન આપીને કહ્યું, 'હું બધા જોડે આ પ્રશ્નની ચર્ચા કરીશ અને કુટુંબની શોભા દેખાય તેમ બધાંએ વર્તવું જોઈએ તે વિશે વાત કરીશ.' થોડી વાર બીજી વાતો કરી એમની રજા લીધી ને હું નીચે આવ્યો.

પછી મારા સબંધી જોડે આ વાત છેડી. એણે કહ્યું : 'હું તો આ સ્થિતિથી મૂંઝાઈ ગયો છું, કોઈ વાર તો ઘરમાંથી ભાગી જઉં એમ થઈ આવે છે. પિતાને હું પૈસા બહુ નથી આપતો તે સાચી વાત છે. પૈસા આપું તો તે તેમના ભાણેજને આપી દે છે અથવા બહારની ચીજો ખાઈ તબિયત બગાડે છે અને અમારે માટે ઉપાધિ વધારે છે. એમના પ્રત્યે બધા આદર રાખે તેમ હું ઇચ્છું છું, પણ આખી પરિસ્થિતિ જ એવી બને છે કે એમ નથી થતું. પિતા હડધૂત થાય તે મને ન જ ગમે ને? પણ એમનું વર્તન વિચિત્ર છે. બીજા બધા ઉપર મારો કાબૂ નથી.'

મેં સમભાવપૂર્વક તેમની વાત સાંભળી. પછી કહ્યું : 'તમે એક કામ કરો. દર મહિને દસેક રૂપિયા તેમને વાપરવા આપો. તે ભાણેજને આપે છે કે શું કરે છે તે તમે ન જુઓ. એમને જે કરવું હોય તે કરે. બહારનું ખાવું હોય તો ભલે ખાય. તેમની તબિયતની તો એમને પણ થોડી પડી હશે ને? અને ન પડી હોય તો માંદા પડે ત્યારે મૃદુતાથી તેમને સમજાવવું. એમના છિદ્રો જોવા બંધ કરો. આટલું કરશો તો કૌટુંબિક પરિસ્થિતિ હળવી બનશે.'

આવું દૃષ્ટિબિન્દુ એમણે જોયું અને તેમ કરવાની હા પાડી.

પછી હું એ વૃદ્ધજનનાં પત્નીને મળ્યો. આ વિશે કહ્યું, ત્યારે એ બોલી ઊઠયાં : 'તમે એમની બાજુ નકામી લ્યો છો. એ જિંદગીમાં ક્યારે અમારા થયા છે? એમણે જિંદગીભર નોકરી કરી પોતાની સગવડો સંભાળી છે. અમારી ક્યારે પરવા કરી છે? એ તો હવે ઘરડા થયા અને નોકરી ન રહી એટલે આવ્યા અહીં. અમે અમારાથી બનતું કરીએ છીએ. એમની રીતભાત એવી છે કે એને લીધે પોતે દુઃખી થાય છે. અમે શું કરીએ? એમને એમનો ભાણેજ મળ્યો છે. ત્યાં જઈને અમારા બધાનું બૂરું બોલે છે અને પેલો ભાણેજ એને ફોસલાવીને એમની પાસેથી પૈસા લઈ લે છે. એમને તો ઝાઝું ભાન જ ક્યાં બળ્યું છે?' વગેરે. આ પ્રકારના ઉદ્ગારોની મેં અપેક્ષા નહોતી રાખી. મેં એમને કહ્યું : 'ગમે તેમ તોયે એ તમારા પતિ છે. નોકરી દૂર દેશમાં હતી એટલે તેમનો સહવાસ ભલે ઓછો રહ્યો, પણ છતાંય એમને તમારા પ્રત્યે કે દીકરા પ્રત્યે સ્નેહ નહોતો એમ માનવાનું કશું કારણ નથી. હું તેમને ઘણાં વર્ષોથી જાણું છું તે તો તમને માલૂમ છે જ. ભાણેજ પાસે એમને શા માટે જવું પડે છે, તેનો વિચાર કર્યો છે? તમે કોઈએ એને પ્રેમ ન આપ્યો, એમની લાગણી સૂકવી નાખી, પછી એ કરે શું? ભાણેજ પાસે ધકેલવામાં દોષ તમારો છે તે તમે કેમ નથી જોતાં? પત્ની તરફથી સમભાવ ન મળે, દીકરો ઉપેક્ષા કરે, દીકરાની વહુ અપમાનજનક વર્તાવ રાખે, દીકરાના દીકરા એમના પ્રત્યે બેદરકાર રહે એટલે આ કુટુંબમાં એનું કોણ? પછી કાંઈ ભારના ભાણેજને જ શોધે ને? અહિને દસ-પંદર રૂપિયામાં તે એ ભાણેજ એમને શું ફોસલાવી લેવાનો હતો? એમના પ્રત્યે કોમળ લાગણી રાખવી એ તમારી ફરજ છે. ફરજ ગણો કે ન ગણો તોપણ માણસાઈભર્યું વર્તન રાખશો તોયે તેમનામાં સારો ફેરફાર થશે. આવી સ્થિતિ તો અસહ્ય ગણાય.' આવી મતલબનું વિસ્તારભર્યું વિવરણ કર્યું. તેમણે કોઈ

જવાબ ન આપ્યો અને અનુત્તર રહ્યાં તેથી મને સંતોષ થયો.

પછી એ સંબંધીના પુત્રને મળ્યો. તેની જોડે વાત કરી. તેણે કહ્યું : 'બાપુજી અમને બધાંને અમારાં કુટુંબીજન જેવા લાગતા જ નથી. અમારી જોડે સમરસ થતા જ નથી. એમની શી વાત કરું ? એક વાર ઘરમાથી ચોરીને વસ્તુ ખાતા મેં જોયા...જોયા નહિ. પકડયા. પછી ઠપકો આપ્યો. આમ, ઘરમાંથી વસ્તુઓ ચોરીને ખાય એ સારું કહેવાય ? અમને તેમના માટે ક્યાંથી માન ઉત્પન્ન થાય ?'

મે એને કહ્યું: 'એમને પોતાના ઘરમાંથી ચોરી કરીને શા માટે ખાવું પડે છે તેના કારણનો કેમ વિચાર નથી કરતો ? એમને તેં પકડયા અને ઠપકો આપ્યો તેને બદલે તારે કહેવું જોઈતું હતું : "બાપુજી, આ બધું તમારું જ છે. તમે ખુશીથી જે જોઈએ તે ખાઓ." તમે બધા તેમને સ્વજન નથી ગણતા તેથી તમે એમને આવી સ્થિતિએ પહોંચાડયા છે તેમ હું માનું છું. તેમાં તેમનો વાંક છે તેના કરતાં તેમને આ સ્થિતિએ પહોંચાડનાર તમે બધાં લોકો તેને માટે જવાબદાર છો. એમનામાંથી માનવપ્રેમનો ભાવ સૂકવી નાખો તો પછી રહે શું ?' આમ કહ્યા પછી તેને મેં બધી વસ્તુઓનું પૃથક્કરણ કરી સમજાવ્યું. છોકરો સમજુ હતો એટલે મેં જે કહ્યું એ એણે સાંભળ્યું એટલું જ નહિ પણ એ કાંઈક વિચારમાં પડયો હોય તેમ જોયું.

પછી આ વિષે મારા સંબંધીની પત્નીને સમજાવી. આમ હું બે-ત્રણ દિવસ ત્યાં રહ્યો તે દરમિયાન આખા કુટુંબની જોડે આ પ્રશ્નની ચર્ચા કરી. વૃદ્ધજનને પણ કહ્યું અને ઠસાવ્યું કે તેમણે પોતે કુટુંબીજન તરીકે રહેવું જોઈએ અને કુટુંબમાં ઉપયોગી બનવાનો સતત પ્રયત્ન કરવો જોઈએ. માત્ર મોઢું લગાડવાથી અને દુઃખી થવાથી આખા કુટુંબને નુકસાન પહોંચે છે.

પરિણામે બે-ત્રણ દિવસ હું રહ્યો ત્યાં સુધી કુટુંબનું વાતાં

સહેજ સુખદું હોય તેમ મેં જોયું. જે દિવસે હું મારા ઘેર જવાનો હતો તે દિવસે મેં ફરી મારા સંબંધી અને એના પુત્ર જોડે વાત કરી. એમની કૌટુંબિક પરિસ્થિતિનું અને ખાસ કરીને વૃદ્ધજનના માનસનું મેં તેમની પાસે વિવરણ કર્યું. તેમને મેં કહ્યું કે 'આવું' જ રહસ્ય કલાત્મક દૃષ્ટિએ દર્શાવતી "નવો જન્મ" નામની એક વાર્તા રામનારાયણ પાઠકે લખી છે. તેમાં એક શ્રીમંત અને સંસ્કારી ગણાય એવા કુટુંબની ભાવનાશીલ અને ઉદાત્ત સ્ત્રી પોતાનો પતિ ગુજરી જતાં અને પરિણામે આર્થિક આફત આવી પડતાં કરુણ સ્થિતિમાં મુકાય છે. પણ પછી તેનો એકાએક પુત્ર ગુજરી જતાં એના જીવનનો રસ ઊડી જાય છે અને જીવનમાં શૂન્યતા પથરાઈ જાય છે. પછી ડોસીનો સ્વભાવ તદ્દન બદલાઈ જાય છે અને તેની ભાવનાશીલતા, સંસ્કારિતા અને ઉદારતા કોણ જાણે ક્યાંક લોપ થઈ જાય છે અને એ ડોશીનું વર્તન પ્રાકૃત બની જાય છે. તે વાર્તામાં એ ડોશીના બદલાયેલા સ્વભાવની ચર્ચા કરતાં તેના હિતૈષી એક પુરુષ પોતાની પત્નીને આમ સમજાવે છે: 'ડોશીમામાં આ ફેરફાર શાથી થયો તે તું જાણતી નથી. જ્યાં સુધી કુટુંબમાં કોઈ પણ હતું ત્યાં સુધી જીવનની પર, જીવનનું એક ધ્યેય હતું. કુટુંબ નાશ પામતાં, તેનામાંથી ધ્યેય અને આદર્શ બંને ઊડી ગયાં. હવે તે કેવળ પશુ થતી જાય છે...' તમારા પિતાની પણ કાંઈક આવી જ સ્થિતિ નથી? પાઠકની વાર્તામાં એ ડોશીને જૂની કૃતજ્ઞતાથી પ્રેરાઈને એક હિતૈષી દંપતી પોતાને ત્યાં લઈ જાય છે ત્યાં એ ડોશી ઘરમાંથી માખણ ચોરીને ખાય છે. તેવો પ્રસંગ આવે છે. તમારા પિતાશ્રી પણ ચોરીને ખાતા હતા અને તમારા આ પુત્રે તેને પકડ્યા ત્યારે મને એ વાર્તાનું સ્મરણ આપોઆપ થયું. આ વાર્તા ઘણી સુંદર છે. પેલા હિતૈષી દંપતીએ એ ડોશીના જીવનમાં પોતાના બાળક માટે પ્રેમ ઉત્પન્ન થાય તેવી પરિસ્થિતિ યોજી અને પરિણામે એ ડોશીનો

મૂળ ખાનદાન અને સંસ્કારી સ્વભાવ પાછો આવ્યો, જાણે ડોશીનો "નવો જન્મ" થયો ન હોય! તે જ રીતે તમે પણ તમારા વૃદ્ધજનના જીવનમાં કૌટુંબિક લાગણી જાગ્રત થાય તેવી પરિસ્થિતિ ઊભી કરો. મને લાગે છે કે એમ કરવા જેવું છે. તમારા પિતાનો આવો "નવો જન્મ" થાય તેવું તમે બધાં વાતાવરણ કેમ ઊભું ન કરો ?' આ વાતચીત પૂરી થઈ. મેં રજા લીધી અને પાછો મારા મૂળ વતનમાં આવ્યો.

આ વાતને છએક મહિના થઈ ગયા છે. અને મને ખબર મળ્યા છે કે એ વૃદ્ધજનના વર્તનમાં અનુકૂળ ફેરફાર થઈ રહ્યો છે અને કૌટુંબિક કલહ ઓછો થયો છે.

આ પ્રસંગ લખતી વેળા આવા બદલાયેલાં સ્વભાવવાળાં અનેક વૃદ્ધજનોનાં અનેક ચિત્રો ખડાં થાય છે અને કૌટુંબિક વાતાવરણમાં અનેક વૃદ્ધોની કૌટુંબિક ભાવના મુરઝાઈ ગયેલી યાદ આવે છે. પરિણામે કુટુંબના લોકો 'સાઠે બુદ્ધિ નાઠી' કહી વૃદ્ધોની ઉપેક્ષા કરે છે. અને એમના જીવનની આખરી દશા કરુણ બનાવે છે. આ બધાંના મૂળમાં સાચી સમજનો અભાવ હોય છે. જો આ વસ્તુસ્થિતિને સાચી રીતે સમજતાં શીખીએ તો કૌટુંબિક જીવનની સંવાદિતા જાળવી રાખવી અઘરી ન બને.

માતપિતા તેમ જ વૃદ્ધ વડીલો પ્રત્યે પૂજ્યભાવ સેવવો એ આપણી પ્રાચીન ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા હતી. પિતૃદેવો ભવ આદિ સૂત્રો એ ભાવનાનાં દ્યોતક છે. આ ભાવનાને લીધે જૂની અને નવી પેઢીનાં કુટુંબીજનો વચ્ચે એક પ્રકારની સંવાદિતા સધાતી અને કુટુંબજીવનની મધુરતા સચવાતી. પશ્ચિમી સંસ્કૃતિના પ્રભાવને લીધે વ્યક્તિનિષ્ઠા ઉપર ભાર મુકાયો. પરિણામે, વૃદ્ધજનોની સંસાર-કાર્ય કરવાની શક્તિ ક્ષીણ થાય ત્યારે તેમનું સ્થાન બિનમહત્ત્વનું બનવા લાગ્યું. અત્યારની ઔદ્યોગિક સમાજરચનામાં વૃદ્ધજનોનું સ્થાન વિશેષ બિનમહત્ત્વનું બનતું જાય છે. આ પરિસ્થિતિમાં કૌટુંબિક સંવાદિતા જળવાતી નથી, બલકે વિસંવાદિતા વધતી જાય

છે; કુટુંબજીવનની મધુરતા લોપાતી જાય છે અને પતિપત્ની અને બાળક પૂરતી જ કુટુંબભાવના સીમિત બની જાય છે. પુત્રાદિની ઇચ્છા ન હોવા છતાં આજના યુગમાં આપણે ત્યાં વૃદ્ધોની સ્થિતિ કરુણ બનતી જાય છે. આ પ્રશ્નનું પૃથક્કરણ કરી વાસ્તવિક સ્થિતિ સમજવાનો પ્રયત્ન કરીએ તો એનો કશોક ઉકેલ સૂઝે એવો સંભવ છે.

અનેક શ્રીમંત અને સુખી કુટુંબોમાં મારે જવાનું થાય છે ત્યાં મને કરુણ વિસંવાદિતાનાં દર્શન મોટે ભાગે થાય જ છે. તેવે વખતે આ પ્રશ્નને યથાર્થ રીતે સમજવાની તક મળે છે. મારે એક ટેવ છે. હું જે સ્નેહીઓનાં કુટુંબમાં જાઉં ત્યાં તેનાં વૃદ્ધ માતપિતાને અવશ્ય મળું અને થોડો સમય એમની સાથે વાતચીતમાં ગાળું. આવાં કુટુંબમાં જો કોઈ ઉપર ઉપરથી જુએ, તો તેમને વૃદ્ધજનો સુખી લાગે, કારણકે તેમને રહેવાની, જમવાની અને અન્ય સાધનોની સગવડ મળતી દેખાય, નોકરચાકરો બધું કામ કરતાં દેખાય. પુત્રની શ્રીમંતાઈનો તેમને લાભ મળે, તે તો નજરે પડયા વિના કેમ રહે? તેથી બહારથી જેનારને તો તેમની ' લીલી વાડી ' અને સાહ્યબી જોઈ તેઓ ખૂબ સુખી લાગે; પણ આવા વૃદ્ધજનોનું હૃદય ખૂલે તેવી રીતે તેમની સાથે વાત કરવાથી તેમની આંતરિક સ્થિતિનો સાચો ખ્યાલ મળે. તેમના પુત્ર સાથે એ સબંધે વાત કરીએ તો તેમનું દૃષ્ટિબિંદુ સમજાય, પણ કૌટુંબિક વિસંવાદ તેમાંથી પ્રગટ થવાનો જ. કુટુંબજીવનની મધુરતા હણી લેતી આવી વિસંવાદી સ્થિતિ મેં મોટે ભાગે જોઈ છે. તેમાંથી જો બન્ને— પુત્ર તેમ જ તેમનાં વૃદ્ધ માતાપિતા—માત્ર પોતાની જ દૃષ્ટિથી નહિ પણ અન્ય પક્ષની દૃષ્ટિએ જુએ, તો વિસંવાદ ઓછો થાય એમ બનવાજોગ છે.

વૃદ્ધ માતાપિતા અને જુવાન ગૃહસ્થી પુત્રનું લાક્ષણિક ચિત્ર મળી રહે તેવો અનુભવ મને મારા નિકટના મિત્રને ત્યાં થયો. તે કહેવાથી આપણી કુટુંબજીવનની મધુરતા કઈ રીતે હણાય છે અને

ખાસ કરીને વૃદ્ધજનોની કરુણતા કેવી હૃદયદ્રાવક હોય છે તેનો ખ્યાલ આવશે.

મારા એક સારી સ્થિતિના મિત્ર છે. તેમને તેમના પિતાશ્રી તરફ આદર છે. પિતાનાં સુખસગવડ સાચવે છે. તેમના પિતાશ્રી સાથે એક વાર વાતચીત કરતાં મેં કહ્યું: 'તમે કેવા સુખી છો! દીકરો પ્રતિષ્ઠિત અને સારી સ્થિતિવાળો છે. તમારે માટે અલાયદો રૂમ છે, ખાવાપીવાનું સરસ મળે છે અને તમારી સંગવડ સાચવવા નોકર પણ તમારી તહેનાતમાં છે. વળી દીકરાને ત્યાં નાનાં દીકરા-દીકરી છે. તમારે ફરવા જવું હોય તો મોટર પણ છે. આથી વધુ સુખ શું હોઈ શકે?'

એકાંત હતું અને અમે નિરાંતે નિખાલસતાથી વાત કરતા હતા. એ વૃદ્ધજને ગદ્‌ગદ કંઠે કહ્યું: 'મારું દુઃખ હું કોને કહું? મારી સાથે કોઈ જ વાત કરતું નથી. હું તો એક ખૂણે ધકેલાયેલો છું. મારો પુત્ર પોતાના કામમાં ને "કુટુંબ"માં પરોવાયેલો રહે છે. મારી જોડે બેસીને ભાગ્યે જ તે વાત કરે છે. એનાં દીકરાદીકરી પણ પોતાના કામમાં અને મિત્રોમાં મસ્ત હોય છે. ઘરમાં "દાદા" છે એટલું તેઓ જાણે છે. આ ઘેર આવનાર લોકો કાં તો મારા પુત્રના ઓળખીતા કે સ્નેહીજનો હોય, કાં તો મારાં પૌત્ર-પૌત્રીઓનાં મિત્રો હોય છે. મને કોણ બોલાવે? કોઈ સગાં-વહાલા કે ઓળખીતા હોય, તો "કેમ છો, દાદા?" એમ કહી તરત મારા દીકરા પાસે ચાલ્યા જાય છે. અમારી તરફ કોણ જુએ છે? અમે હવે શા કામના છીએ કે ખપમાં લાગીએ? સારું ખાવાનું કે સારી સગવડો મળ્યે કાંઈ અંતરનું સુખ થોડું મળે છે? મારી વાતચીત સાંભળવા પણ કોઈ તૈયાર નથી. દીકરાને પડી નથી, તો પછી બીજાનો શો ધોખો કરીએ? ભાઈ, હવે તો ભગવાન આ જીવાદોરી ખેંચી લે, તો દુઃખ ટળે. મારા દીકરા વગેરે મારાથી દૂર ભાગે છે, તેમ મોત પણ મારાથી દૂર ભાગે છે!' આવી મતલબના ઉદ્‌ગારો

કાઢતાં મેં એમની આંખમાં સહેજ પાણી આવતાં જોયાં અને છેવટે કરુણાસૂચક સ્મિત જોયું.

પછી એક વાર અનુકૂળ સમયે મારા મિત્ર જોડે એમના પિતાશ્રી સાથેની વાતનો ઉલ્લેખ કર્યો. મિત્રે કહ્યું, 'મારા પિતાશ્રીની બધી સગવડ સચવાય તેનું હું ધ્યાન રાખું છું. મારા વિકાસમાં હું નાનો હતો તે સમયનો એમનો ઘણો ફાળો હતો. એમને માટે પૂજ્યભાવ સેવું છું. એમને ઓછું આવે છે તે પણ હું જાણું છુ. પણ શું કરુ ? એમની જોડે શી વાત કરું ? એમના જમાનાના વિચારો હવે બદલાયા છે, પણ નવા તાજગીભર્યા વિચારોથી તેઓ અસ્પૃષ્ટ રહ્યા છે. તેઓ ભૂતકાળમાં જીવતા હોય તેમ લાગે. એમના જમાનાના રીતરિવાજ મુજબ બધુ થવું જોઈએ એમ તેમની દૃઢ માન્યતા છે કોઈ પણ વસ્તુ કરવી હોય તો તેમની જુનવાણી રીતની સલાહ આપે, જે અમને કોઈને માન્ય ન હોય. અમે કાંઈક નવા જમાના મુજબનો અભિપ્રાય આપીએ તો ભૂતકાળ કેટલો સારો હતો અને હવે બધા કેવાં બગડી ગયાં છે એનું જ ઉચ્ચારણ તેઓ કર્યા કરે. તેમની જોડે દલીલ કરવાથી શો ફાયદો ? મારા પુત્ર–પુત્રીનો ઉછેર એમના જમાનાની જેમ થાય તેમ કહે, તેને કોણ સ્વીકારે ? દાદાને દૂરથી માન આપે છે એ વાત સાચી, પણ તેમની જોડે દાદાનો કઈ રીતે મેળ ખાય ? એમના દુઃખે હું દુઃખી થઉં છુ, પણ એમને સુખી કરવાનો મને કોઈ રસ્તો જડતો નથી' આ રીતે મારા મિત્રે તેમનુ પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું. મે એ બંને દૃષ્ટિબિંદુઓને સમજવા અને તેમાંથી કુટુંબજીવનની મધુરતા જળવાય તેવું સંવાદી વાતાવરણ કેમ સર્જાય તે વિચારવા પ્રયાસ કર્યો.

આ વિચારો મારા મનમાં ઘોળાયા કરતા હતા. એ સમય દરમિયાન મારે કેદારનાથજી (કિશોરલાલ મશરૂવાળાના ગુરુ) સાથે આ વિષે વાતચીત થઈ. મેં કેદારનાથજીને ઉપર્યુક્ત પ્રસંગ

વર્ણવીને કહ્યું, 'વૃદ્ધ પિતાને બધી જ સગવડ મારા મિત્ર આપે છે અને ઘણી કાળજી રાખે છે, છતાં તેમને કંઈક ઓછું લાગે છે, તેનું કારણ માનસશાસ્ત્રીય છે એમ મને લાગે છે. જેઓ સંતાનોને આજ્ઞા કરવા ટેવાયા હોય અને સંતાનોએ આજ્ઞાનું પાલન કરવું જોઈએ, એવી અપેક્ષા રાખવાની જેમને ટેવ પડી ગઈ હોય, તેમને હવે સંતાનો મોટાં થયાં અને પોતે વૃદ્ધ થયા એટલે તેઓ પિતાની પરવા શું કામ કરે એવો પૂર્વગ્રહ બંધાય છે. પછી પોતે બોજારૂપ છે અને સંતાનોને આપણી કશી જરૂર નથી, માત્ર લોકલજ્જાએ બધું કરે છે એવી માન્યતા તેમના મનમાં ઘર ઘાલે છે. તેમની હેઠીના કોઈ રહ્યા ન હોય અને જે કોઈ ઘેર આવે, તે ઔપચારિક વંદન કરે તે સ્વાભાવિક વસ્તુ છે. તેને શા માટે તેઓ દુઃખનું કારણ માને? દીકરો પોતાના કામકાજમાં પડ્યો હોય, બાળકો પોતાના રસમાં તલ્લીન હોય એટલે વૃદ્ધ પિતા કે દાદાની સાથે સમય ન ગાળે તેમાં તેમના તરફ અનાદર છે એવું માને તે અયોગ્ય ન કહેવાય? જમાનાની રુચિ ફરી હોય એટલે વૃદ્ધને ભૂતકાળ સુંદર લાગે, વર્તમાન બગડેલો લાગે. નવી સ્થિતિને સમજવાની સહાનુભૂતિભરી કલ્પના તેમનામાં નથી હોતી, ત્યારે બીજી બાજુથી નવીનોને જૂનુ રૂઢિચુસ્ત વર્તમાનમાં ઉપયોગી નથી એમ લાગે. તેમાંથી આ કારુણ્ય સર્જાય છે. આમાં કોનો વાંક? આ સ્થિતિ કેમ સુધારાય?'

મારી વાત સાંભળીને કેદારનાથજીએ કહ્યું, 'વૃદ્ધો વિષેના પ્રશ્નને હું ખૂબ મહત્ત્વનો ગણુ છું. તમે કહ્યું તેમ બને છે, પણ આ પ્રશ્નને હળવો બનાવી શકાય તેમ છે એમ હું માનું છું. અત્યારે મારા પિતાશ્રીની સ્થિતિનો પૂરેપૂરો ચિતાર મારા ચિત્ત સમક્ષ ખડો થાય છે. મારા પિતા વૃદ્ધાવસ્થાની આખરમાં આંખો ગુમાવી બેઠા હતા. વૃદ્ધોની સેવા કરવી જોઈએ એ જૂની પરંપરામાં મને દઢ શ્રદ્ધા હતી. તેમની સેવા હું કરતો. એ પરવશ

હતા. એમની બધી હાજતો મારે સંભાળવાની હતી અને એ કામ હું પ્રેમાદરપૂર્વક કરતો, તેનો મને આનંદ હતો. પરંતુ તેમને એ સાલતું. મારા જીવનમાં પોતે વિક્ષેપકર્તા હોય તેમ તેમને ભાસતું. એક વાર અતિ કોમળ સૂરે સજળ નયને એમણે મને કહ્યું, 'બેટા, હું તમને બધાંને કેટલી બધી તકલીફ આપી રહ્યો છું! પણ હું શું કરું? હું અંધ છું એટલે નિરુપાયે તમને હેરાન કરવા પડે છે. એના કરતાં મારી આયુષ્યની દોરી પરમાત્મા ખેંચી લે એવું અંતઃકરણપૂર્વક હું ઇચ્છું છું.'

'મારાથી એકાએક બોલાઈ ગયું: 'પિતાજી, આ તમે શું બોલો છો? તમારે આંખ નથી એ કોણે કહ્યું? તમારે તો આઠ આંખો છે (અમારા ચાર ભાઈઓની). તમને આવો વિચાર કેમ આવ્યો? અમારા બધાની આંખો શા કામની છે?'

આ વાત કહેતા હતા ત્યારે કેદારનાથજીના અવાજમાંયે દ્રવી રહેલી પિતૃભક્તિની આર્દ્રતા હું જોઈ શકતો હતો. નાથજીએ કહ્યું, 'હું કાંઈ સાહિત્યકાર નથી, છતાંયે પિતાજીને આઠ આંખો છે એવી સાહિત્યિક ભાષા મારાથી બોલાઈ તેનું મને આશ્ચર્ય થયું.' પછી વાત આગળ ચલાવતા કહે: 'આ સાંભળીને મારા પિતાના હૃદયમાંનો ઉદ્વેગ ચાલ્યો ગયો. આનંદનો સ્પષ્ટ આવિર્ભાવ તેમના ચહેરા ઉપર તરવરી રહ્યો. તમે જેને "કારુણ્ય" કહો છો તે અદૃશ્ય થઈ ગયું.'

પછી નાથજીએ ભાષ્ય કરતાં કહ્યું: 'પિતાના હૃદયમાં પુત્ર-પ્રેમની સહજ પ્રતીતિ થતાં એમનું હૃદય કૃતાર્થતા અનુભવે છે. તમે બધો વખત તેમની પાસે ગાળો એવી અપેક્ષા પિતા નથી [illegible] હોતા. તમે તમારો પ્રેમાદર તેમની પ્રત્યે દિવસમાં પાંચ [illegible] ગાળીને પણ બતાવી શકો છો.' પછી વિનોદ કરતાં [illegible] કે 'તમે તમારા કામે જતાં વખતે તેમને કહો "હું [illegible] જઉં ને?" ત્યારે "તમે ન આવો" એમ તો

-ને ? તો પછી આવી રીતે કોઈ કોઈ વાર તમારો પ્રેમાદર વ્યક્ત કરો તેમાં શું ખોટું છે? કોઈ વાર તમારી પત્ની પૂછે કે "બાપુજી, આજે શું રાંધીશું?" આવું સાંભળે તો તેમને જરાય ઓછું ન લાગે. વૃદ્ધજનો સામાન્ય રીતે તમને અનુકૂળ થવાના જ—જો તમે તમારી લાગણી એકાદ બે મિનિટ ગાળી વ્યક્ત કરો તો! પણ તમે લાગણી ન બતાવો અને બધી સગવડો આપો—પૈસા આપો, નોકરની સેવા આપો, તો તેથી તેમને ઓછું લાગવાનું જ. એ ભૂખ્યા છે તમારા પ્રેમના. તમારા હૃદયમાં પ્રેમ છે એમ માની લઈએ, પણ તમે આવી રીતે કોઈ વાર પણ પ્રેમ વ્યક્ત ન કરો તો તેમના મનમાં આશંકા ઊભી થાય તેમાં તેમનો શો દોષ? દિવસમાં એકાદ બે મિનિટ તમે એમની પાસે ગાળો અને પછી આખો દિવસ તમે તમારા કામમાં રહેશો તો તે તેમને નહિ ખૂંચે. જીવનમાં બીજા રસ વિલુપ્ત થઈ જાય ત્યારે તેમના જીવનરસનું એકમાત્ર કેન્દ્ર રહે છે સંતાનપ્રેમ. તેના આવિષ્કાર માટે તેઓ ઝંખતા હોય છે એ ખરું, કારણકે તમે તમારા કામની લગનીમાં એમને ઉવેખતા હો એવી શંકા તેમને થાય છે. એવી આશંકા દૂર કરવી જરૂરી છે.'

ત્યાર પછી એક સૂચક અને અવિસ્મરણીય પ્રસંગ નાથજીએ કહ્યો: 'મારા પિતાજીને તમાકુ ખાવાની ટેવ ઘણાં વર્ષોથી હતી. તમાકુ ખાનારને વારંવાર થૂંકવું જરૂરી હોય છે, તેથી તે માટે થૂકદાની રાખી હતી. પિતાજીની સેવા હું કરતો એટલે થૂકદાની ધોઈને સાફ કરવાની જવાબદારી મારી હતી. પણ હવે તો હું "જાહેર વ્યક્તિ" બની ચૂક્યો હતો એટલે અનેક પ્રતિષ્ઠિત લોકો મળવા આવતા. થૂકદાની મારે સાફ કરવી પડતી એ પિતાશ્રીને ખૂંચતું. આવા "મોટા" ગણાતા દીકરાને થૂકદાની સાફ કરવાનું કામ કરવું પડે એ તેમને જરાય રુચતું નહિ. એક દિવસ તેમણે મને કહ્યું: 'તને મોટા માણસો આવે અને હું તારી પાસે થૂકદાની સાફ કરાવું તે મને ગમતું નથી. મારે તમાકુ ખાવી છોડી દેવી

એમ હું વિચારું છું.'

'મારાથી તરત જ બોલી ઉઠાયું : "દાદા, (અમે તમને 'દાદા' કહી બોલાવતા) તમને સાઠેક વર્ષથી તમાકુ ખાવાની ટેવ છે. તમારી એંશી વર્ષની આ ઉંમરે હવે ટેવ છોડો તેથી તમારી તબિયત બગડે. તમે એ વિચાર છોડી દો. થૂન્દાની સાફ કરવામાં હું પિતૃસેવાનો આનંદ અનુભવું છું. માટે તમાકુ ખાવાની ટેવ છોડવાનો વિચાર ન જ કરશો." પણ દાદા તરત બોલી ઊઠયા : 'તમાકુ ખાવાની ટેવ ગંદી નથી? વારંવાર થૂકવું પડે એવી ટેવ સારી ગણાય?' હું શો જવાબ આપું? લાંબા કાળથી પડેલું તમાકુનું વ્યસન તેઓ છોડે તો તેમની તબિયત બગડે તેની મને ચિંતા હતી. આવી રીતે છોડનારને માથું દુખે છે, કબજિયાત થાય છે, પેટમાં ગરબડ થાય છે એ હું જાણતો હતો. પણ તમાકુ ખાવાની ટેવ ગંદી નથી પણ સારી છે એમ તો હું શી રીતે કહી શકું? એટલે મેં કહ્યું : "દાદા, તમે આ બાબતને બીજા દૃષ્ટિકોણથી કેમ નથી જોતા? પિતૃસેવા જેવી વસ્તુ છે અને હું પુત્રધર્મ બજાવું તેમાં શું ખોટું છે? મને તકલીફ નથી પડતી એટલું જ નહિ, પણ સેવાનો સંતોષ મળે છે. તમે આટલી પાકી ઉંમરે તમાકુ છોડો તે મને યોગ્ય નથી લાગતું. તમારી તબિયત બગડશે તો અમારી ઉપાધિ વધુ વધશે. માટે તમાકુ ખાવાની છોડી દેવાનો વિચાર જ ન કરશો."'

પછી નાથજી કહે : 'પણ તમાકુ ખાવાની ટેવ ગંદી છે તેનો જવાબ હું ન આપી શક્યો તેને પરિણામે તમાકુ છોડી દેવાનો તેમણે નિર્ણય કરી લીધો હશે તે હું ક્યાંથી જાણું? ચર્ચા વધુ ન કરવાના આશયથી મેં એ વાત છોડી દીધી. તેમણે જમી લીધું એટલે હમેશની માફક મેં તમાકુ તૈયાર કરીને તેમને આપી. દાદા બોલી ઊઠયા, "તમાકુનું ગંદું વ્યસન મેં છોડી દીધું છે; હવે એ વાત નહિ." મેં ઘણું કહ્યું પણ તેઓ ન માન્યા તે ન જ માન્યા.

"તમાકુની ટેવ ગંદી છે માટે એ ન જોઈએ" એમ કહ્યા કર્યું. પછી છેવટ સુધી તેમણે તમાકુ કદી ન ખાધી. પ્રબળ નિશ્ચય પાસે કશી મુશ્કેલી ન ટકી. ન માથું દુખવાની ફરિયાદ કરી, ન કશી તબિયત ઉપર પ્રતિકૂળ અસર થઈ. આમ સાઠ વર્ષનું વ્યસન એક ક્ષણના નિર્ણયથી છોડી શકયા તેની પાછળ નિશ્ચયબળ તેમ જ પુત્રપ્રેમ રહ્યાં હતાં. તેથી કોઈ કહે કે વર્ષોનું વ્યસન કોઈ રીતે ન છૂટે ત્યારે મને મારા પિતાનું આ ઉદાહરણ યાદ આવે છે. અને ન છૂટે એમ હું માની શકતો નથી."

પછી આ પ્રસંગની સમાલોચના કરતાં નાથજીએ કહ્યું: 'હું તો શ્રદ્ધાપૂર્વક પિતૃસેવાને મહત્ત્વની માનું છું. વડીલોને માન આપવાથી અને તેમની સેવા કરવાથી વૃદ્ધ પિતાનું જીવન આનંદમય બને છે, એટલું જ નહિ પણ ઘરનું સમગ્ર વાતાવરણ પ્રેમમય અને પ્રસન્ન બને છે. આપણાં બાળકોને કુટુંબસંસ્કારની તાલીમ મળે છે. આપણે પોતે વૃદ્ધજનો પ્રત્યે પૂજ્યભાવ અને પ્રેમ ન બતાવીએ, તો આપણાં બાળકો આપણે વૃદ્ધ થઈએ ત્યારે તેમ જ વર્તવાનાં. બાળકો સાક્ષાત્ અનુભવથી જે શીખે છે, તેની જ અસર તેમનાં આચરણ ઉપર થાય છે—વિચાર કે ઉપદેશની બહુ અસર નથી થતી.' નાથજીએ આમ કહ્યું ત્યારે તરત જ ગીતાનો ચેલો શ્લોક મને યાદ આવ્યો: यद् यदाचरति श्रेष्ठः—જેવું શ્રેષ્ઠ ગણાતા માણસો આચરણ કરે છે, તેવું બીજા લોકો આચરે છે.

વળી પાછો નાથજીએ એક સ્મરણપ્રસંગ કહ્યો: 'અમારે ત્યાં એક હજામ કુટુંબગત રિવાજ પ્રમાણે નિયત દિવસે હજામત કરવા આવતો. અમારા બધા ભાઈઓની હજામત માટે તે દિવસ અને સમય બરાબર પાળતો. પણ પિતાશ્રી માટે આવવાનું હોય ત્યારે કોઈ વાર વહેલું મોડું કરે. અમારી ઉપયોગિતા જેટલી પિતાશ્રીની ઉપયોગિતા કે પિતાશ્રીનું મહત્ત્વ એને મન કદાચ ન હોય. એક વાર પિતાશ્રી તેની ઇંતેજારીપૂર્વક રાહ જોઈ રહ્યા હતા.. કલાક

વીત્યો તોયે તે ન આવ્યો. તેને ઘેર તપાસ કરાવી ત્યારે 'તે બીજા કોઈ ને ઘેર હજામત કરવા ગયો છે એમ જાણવા મળ્યું. પિતાશ્રીએ નિ:શ્વાસ નાખ્યો. પિતાશ્રીની વ્યાકુળતા હું જોઈ ગયો. મેં તેમને કહ્યું : 'હું હજામત કરી આપું ?' આ સાંભળીને પિતાજી તો ઘડીવાર દિઙ્મૂઢ બની ગયા! મેં ફરીથી પૂછ્યું.

'પિતાજીએ આશ્ચર્યથી પૂછ્યું : "તું મારી હજામત કરશે ?" મેં જવાબ આપ્યો : "હા, એમાં શું ? મારી પાસે સાધન છે. હું ઘણી વાર મારી હજામત હાથે કરું છું. ચાલો, તમારી હજામત કરી આપું." એમ કહી મેં એમની હજામત કરી આપી. એમને થોડા ઉઝરડા પડ્યા હશે, કારણકે હજામની કુશળતા મેં ક્યાંથી પ્રાપ્ત કરી હોય ? પણ પિતાજીના આનંદનો પાર નહોતો; કારણકે હજામત નિમિત્તે પુત્રપ્રેમની અભિવ્યક્તિ તેમણે જોઈ હતી. એમણે સંતોષ અને આનંદના ઉદ્ગારો કાઢ્યા. તેમનો આનંદ ઊભરાતો હતો, તો પિતૃભક્તિનો મારોયે આનંદ ક્યાં ઓછો હતો ?'

વળી વાતનું અનુસંધાન કરતાં કહ્યું : 'એકાદ કલાક પછી હજામ આવ્યો. પિતાશ્રીની હજામત થયેલી જોઈ તેને આશ્ચર્ય થયું. અમે ગુસ્સે થઈને બીજાની ઘરાકી બાંધીશું એવી શંકા તેને થઈ. તેણે મને પૂછ્યું : "હજામત માટે કોને બોલાવ્યો ? મોડું કર્યું તે મારી ભૂલ થઇ." મેં હસીને જવાબ આપ્યો : "મેં જ હજામત કરી છે. તારી વાટ જોઈ ઘેર તપાસ કરાવી, પણ તારો પત્તો ન લાગ્યો. પિતાજીને વધુ રાહ જોવરાવવાની તકલીફ ન આપવા માટે મેં જ મને આવડી તેવી હજામત કરી આપી. પણ ઘરાકી તો તારી જ રહેવાની."

પછી નાથજીએ કહ્યું : 'તે દિવસ પછી પિતાશ્રીને માટે તે હજામે હમેશાં આપેલો સમય પાળ્યો. પિતા પ્રત્યે અમે જે ભાવ રાખતા હતા, તે જોઈને તેણે પિતાજીની ત્યાર પછી કદીયે ઉપેક્ષા કરી નહિ. અમે માન આપીએ તેની શુભ અસર તેના ઉપર થયા

વિના કેમ રહે ?'

છેવટે આ પ્રશ્નની સમીક્ષા કરતા હોય તે રીતે નાથજીએ કહ્યું : 'આપણે આપણાં માતાપિતા પ્રત્યે પ્રેમાદરભર્યો વર્તાવ કરીએ, તો આપણાં સંતાનો પણ તેમને માન આપતાં શીખવાનાં, અને પછી આપણે વૃદ્ધ થઈએ ત્યારે આપણને પણ પૂજ્યભાવથી જોવાનાં. ઘણી વાર સંતાનો પ્રત્યે અત્યંત વહાલ રાખનાર માબાપ પોતાનાં વૃદ્ધ માતાપિતા પ્રત્યે અણછાજતો વર્તાવ કરે, તો તેમનાં જ વહાલસોયાં સંતાનો પણ મોટાં થાય ત્યારે પોતાના માબાપ પ્રત્યે અણછાજતો વર્તાવ કરતાં જોવામાં આવે છે. આવાં માબાપ જ્યારે સંતાનોની વિરુદ્ધ ફરિયાદ કરે છે, ત્યારે તે સ્થિતિ માટે કારણભૂત પોતે છે એમ તેઓ ભાગ્યે જોઈ શકે છે. દરેકે આ બોધપાઠ લક્ષમાં રાખવા જેવો છે.'

શ્રી કેદારનાથજીની વાતચીતે મેં ઉપસ્થિત કરેલા પ્રશ્ન ઉપર સારી રીતે પ્રકાશ પાડચો છે. આપણા કુટુંબજીવનની મધુરતા જાળવી રાખવી હોય તો પરસ્પર માટે પ્રેમાદરભર્યો વર્તાવ કરવો જોઈએ. વૃદ્ધો પ્રેમભૂખ્યા હોય છે અને તેમને પ્રેમ મળે તો તેમનું જીવન સચેત અને પ્રસન્નતાભર્યું બને છે અને તેની શુભ અસર આપણા કુટુંબજીવન ઉપર થયા વિના રહેતી નથી.

## ૪૫ પરદેશ વસતો એક સ્વદેશપ્રેમી યુવક

એક મારા મિત્રનો પુત્ર—જે મારો વિદ્યાર્થી પણ હતો—છ-સાત વર્ષ પહેલાં ઇંગ્લૅન્ડમાં દરિયાઈ-ઇજનેરી વિદ્યા—Marine Engineeringના અભ્યાસ માટે ગયો હતો. સ્વભાવે તે સંવેદનશીલ હતો અને કલારસિક હતો. વિજ્ઞાનનો વિદ્યાર્થી હોવા છતાં આપણી સંસ્કૃતિ અને આપણી કલાનો એ ચાહક હતો. એના પિતા ગુજરી ગયા હતા. મારા પ્રત્યે એને આદર એટલે, અનેક વાર મારી પાસે આવી એના મનમાં ઊઠતા પ્રશ્નોની ચર્ચા કરતો. ઇંગ્લૅન્ડમાં જ આ વિષયનો—દરિયાઈ ઇજનેરી વિદ્યાનો સારો અભ્યાસ થઈ શકે તેમ હતું એટલે ત્યાં જવાનો નિર્ણય કરેલો, અને એ વિદ્યા શીખીને પાછો દેશમાં જ સ્થિર થવાનો હતો.

સ્વભાવે ઊર્મિલ હોવાથી ખૂબ કુટુંબવત્સલ હતો. ત્યાં ગયા પછી પણ આપણી સંસ્કૃતિ અને આપણી કલા વગેરેનું ગૌરવ પરદેશીઓ પાસે ચર્ચતો. આપણા દેશ તરફ તુચ્છ બુદ્ધિથી જોનાર અંગ્રેજોમાં આપણા વિશે કેવા પૂર્વગ્રહો છે તે વિશેની તેની અકળામણ મને પત્રમાં વર્ણવતો. ત્યાં ઇજનેરી વિદ્યા મુખ્ય હોવા છતાં સાહિત્ય અને કલાનો શોખ જરાય ઓછો નહોતો થયો, બલ્કે વધ્યો હતો. ત્યાંની ઉત્તમ વસ્તુઓ (સાહિત્ય અને કલાની) જોઈને એના મનમાં થતા આનંદને પણ મારા ઉપરના પત્રમાં તે વ્યક્ત કરતો. આપણી સંસ્કૃતિ અને કલાની વિશિષ્ટતાઓનો કોઈ પણ પ્રસંગ આવ્યે ત્યાંના નાગરિકોને દર્શાવતો. ખાસ કરીને, ત્યાં મનોરંજનના કાર્યક્રમો યોજાય ત્યારે અહીંની કલાની સાચી ખૂબી દર્શાવવા પોતે ભાગ લઈને ભારતીય સંસ્કૃતિની ખૂબીઓનો તેમને પરિચય કરાવતો. ટૂંકામાં, પરદેશી વિદ્યાર્થીઓ પાસે આપણી સંસ્કૃતિનો એ એલચી હોય તેમ વર્તતો. એના પત્રોમાં ઇંગ્લૅન્ડમાં વસતા આપણા લોકોનું વર્તન કેટલું અણછાજતું હોય છે તેનું દુઃખ વ્યક્ત કરતો અને આપણા લોકો જ આપણી પ્રતિષ્ઠા કેટલી નીચે લાવે છે તેનું બયાન કરતો. અંગ્રેજ લોકો ભારતવાસીઓ પ્રત્યે હીન ભાવે જોતાં તેમાં તેમના પૂર્વગ્રહો કરતાંયે આપણી ઇંગ્લૅન્ડની વિદ્યાર્થીવસતિનું વર્તન કારણભૂત હતું તે એને ખૂંચતું. 'આપણે નથી આપણી સંસ્કૃતિના સાચા પ્રતિનિધિ રહેતા અને નથી પશ્ચિમી સંસ્કૃતિના શુભાંશો જીવનમાં વણતા, પણ આપણે આપણાપણું ગુમાવી બેઠા છીએ અને પરદેશી સંસ્કૃતિનું સત્ત્વહીન અનુકરણ (Feeble imitation) કરીને આપણે આપણું નામ બગાડીએ છીએ,' એ એના પત્રનો મુખ્ય ધ્વનિ રહેતો. આપણી સારી વસ્તુઓની એટલે કે ભારતીય સંસ્કૃતિના ઉત્તમાંશોની ઇંગ્લૅન્ડના સુશિક્ષિત અને સંસ્કારી માણસો કદર કરે છે એ હકીકત પણ એના લખાણમાં આવતી જ. મારી સાથેનો એનો પત્રવ્યવહાર ચાલુ હતો. પછી

તો એ ઇજનેર બન્યો; થોડા વખત માટે ત્યાં જ નોકરી લીધી. ત્રણ-ચાર વર્ષ ત્યાંના કામનો અનુભવ મેળવી પછી અહીં દેશમાં સ્થિર થવું એમ એણે વિચાર્યું હતું. એક વર્ષ નોકરી કરીને, રજા લઈને, એકાદ મહિના માટે હમણાં જ અહીં આવી ગયો. સાતેક વર્ષ પહેલાં અહીંથી ગયો ત્યારથી આપણા દેશમાં થયેલા ફેરફારોની એના મન ઉપર કેવી અસર થઈ તે વિશેની અહીં મારી સાથે વાતચીત થઈ હતી. પરંતુ હમણાં આવેલા એના પત્રમાં એનું મનોમંથન સારી રીતે વ્યક્ત થાય છે, એટલે એના પત્રમાંથી જ એનો ઉતારો આપું છું.

'મેં મારા પત્રમાં કેટલાક મુદ્દાઓ વિશે તમને પુછાવ્યું હતું અને તમારા જવાબની હું રાહ જોતો હતો. પણ તમારો પત્ર નથી એટલે ફરીથી એ મુદ્દાઓ અહીં ટાંકું છું અને તમારા માર્ગદર્શક ઉત્તરની રાહ જોઉં છું.

'મારા મનમાં તીવ્ર મનોમંથન ચાલી રહ્યું છે અને તેને પરિણામે ઉત્પન્ન થયેલા ધર્મસંકટનું મને કોઈ નિરાકરણ સૂઝતું નથી – મને લાગે છે કે એનો ઉકેલ જ નથી. આપણા દેશના નાગરિક મટી જઈ હું આ દેશની (બ્રિટનની) નાગરિકતા સ્વીકારી લઉં? જો હું આમ કરું, તો મને મારી પોતાની માતૃભૂમિ વિશે કશી લાગણી નથી એવો જ હું લેખાઉં. પણ શું માત્ર માનવી તરીકે – પછી ભલે હું ભારતીય, રૂસી કે અંગ્રેજ હોઉં તે વસ્તુ ગૌણ લેખાય – કેવળ માણસ તરીકે મને જીવવાનો અધિકાર નથી? હું જે સમાજમાં રહેતો હોઉં તે સમાજને હું ઉપયોગી બની શકું અને સાથે-સાથે એ સમાજની સર્વોત્તમ વસ્તુઓનો હું લાભ લઈ શકું – એવી રીતે હું મારું જીવન ગાળી ન શકું? અને આવી મારે માત્ર એક જ જિંદગી ગાળવાની છે કારણકે મને એક જિંદગી મળી છે તો પછી એ જીવનને સફળ બનાવવાનો આ માર્ગ યોગ્ય નથી? અહીં ઇંગ્લેન્ડમાં મને લાગે છે કે હું એક માનવીને શોભે એ રીત

'કામ કરી શકું છું. ઇજનેર તરીકે અહીંની અંગ્રેજ પેઢીમાં હું માનભર્યું સ્થાન પામું છું; મને સારો પગાર મળે છે. મારા દરજ્જાને યોગ્ય હું પ્રતિષ્ઠાભર્યું જીવન ગાળી શકું છું. અહીં મારા સાથીઓ મારા પ્રત્યે આદરદૃષ્ટિ ધરાવે છે અને આ સમાજમાં હું ખરેખર સુખી છું. (ભારતમાં આવ્યો ત્યારે જોયું હતું તેમ) મારે અહીં લાખો માણસો—કેવળ ભારતમાં જન્મ્યા હોવાનું એમનું દુર્ભાગ્ય હતું તે કારણે જ—ને ભૂખ્યા જોવાનું નથી હોતું. જેના વિચારમાત્રથી હું ગાંડા જેવો બની જાઉં છું તેવી લાંચ-રુશવતની ગેરરીતિનું ભારત જેટલું મોટું પ્રમાણ મારે અહીં જોવું નથી પડતું. અહીં હજી થોડો ન્યાય છે—દરેકને માટે એકસરખો કાયદો છે અને પૈસાએ હજી કાયદાનું સ્થાન લીધું નથી. જીવન-ધોરણ ઊંચું છે—જોકે આ બ્રિટન પણ એવો દેશ બની ગયો છે જેની ઉચ્ચતા ચાલી ગઈ છે અને તેની અધોગતિ શરૂ થઈ છે. છતાં પણ હું એટલું તો ખાતરીપૂર્વક કહી શકું છું કે જે ગતિએ ભારતની અધોગતિની પ્રગતિ થઈ રહી છે તેવી અધોગતિ અહીં તો હું મારા જીવનકાળ દરમિયાન નહિ જ જોઈ શકુ. પ્રગતિ શબ્દ મેં અવળા અર્થમાં વાપર્યો છે એ ખરું. પણ ભારતને સ્વાતંત્ર્ય મળ્યા પછી કંઈ પણ પ્રગતિ થઈ છે ખરી? ભારત લોકશાહી રાષ્ટ્ર છે એમ તમે કહી શકો ખરા? ભારત વિશે મારા મનમાં ભ્રાન્તિ રહી નથી. કદાચ હું વસ્તુસ્થિતિને અત્યારે વક્ર દૃષ્ટિએ જોતો હોઈશ એમ તમને લાગશે.'

એની ઊર્મિલતા અને નિખાલસતાથી હું પરિચિત હતો. ભારત પ્રત્યેના પ્રેમથી સ્વાતંત્ર્ય પછી જે પ્રકારના ભારતની એણે અપેક્ષા રાખી હોય તેના કરતાં જુદું જ જોયું, તેને પરિણામે એને થયેલું દુઃખ આમાં હું જોતો હતો. ઇંગ્લૅન્ડના મોહમાં એ પોતાનો દેશપ્રેમ ગુમાવી બેઠો હતો એમ નહોતું જ. એના આ મનોમંથનનો મારે માટે જવાબ આપવો જરૂરી હતો. આપણી

અહીંની દુર્દશાથી તેનું મન ક્ષુબ્ધ બન્યું હતું અને સ્વભાવે ઊર્મિલ હોવાથી ભારતવાસી મટી જવાનો એને વિચાર આવ્યો એ તેના દુઃખની તીવ્રતા સૂચવતો હતો. એના ઉપર્યુક્ત પત્રનો જવાબ મેં લખ્યો તે નીચેની મતલબનો હતો :

'તમારી મનોવેદના પણ, એક રીતે જોઈએ તો, તમારો દેશપ્રેમ સૂચવે છે. આપણા પ્રિયજન વિશેની જે અપેક્ષા આપણે રાખી હોય તેને બદલે તેનાથી ઊલટું દર્શન થાય તો તેની પ્રતિક્રિયા થાય એ સ્વાભાવિક છે. તમારી આ પ્રતિક્રિયા સમજી શકું છું, પણ પ્રતિક્રિયા મનની સમધારણ (normal) સ્થિતિ નથી દાખવતી. તમે ઇંગ્લૅન્ડ ગયા ત્યારે આપણા દેશના ગૌરવ વિશે ત્યાં શું કહેતા તે મને બરાબર યાદ છે. ભારતમાં લાંચ-રુશવત, અન્ન, ગરીબાઈ છે એ વાત સાચી છે. જે દેશજનોએ આત્મભોગ આપી આપણા રાષ્ટ્રને પરાધીનતામાંથી મુક્ત કરી સ્વાતંત્ર્ય અપાવ્યું તેના ફળની અપેક્ષા સ્વાભાવિક રીતે આપણને રહે જ. આજે સ્વાતંત્ર્યના મુફળો ઓછાં જોવા મળે છે તે ખરું છે; ઊલટું, દેશ સ્વતંત્ર બન્યા પછી આપણે ત્યાં કેવી અધોગતિ—ખાસ કરીને નૈતિક—થઈ છે જે જોતાં આપણે સૌ નિરાશા અને દુઃખ અનુભવીએ છીએ. પણ આવી નિરાશાભરી પરિસ્થિતિથી અકળાઈને દેશ છોડી દઈ પરદેશી નાગરિકતા સ્વીકારવી એ આપણી પરાજિત મનોવૃત્તિ (defeatist mentality) દાખવે છે. એ પ્રશ્નનો ઉકેલ નથી. વાસ્તવિક પરિસ્થિતિથી દૂર જવાની ભાગેડુ વૃત્તિ (escapist tendency) છે કોઈ પણ સ્વમાની અને પુરુષાર્થી યુવકને આ ન શોભે. આવી અધોગતિભરી સ્થિતિને કેમ પલટાવવી, એ સ્થિતિ બદલાવવા માટે કેવું સંગઠન કરવું, એને માટે શી શી યોજના કરવી એવી વિચારણા અને એને અનુરૂપ ક્રિયા એ જ સાચો માર્ગ છે. કુટુંબમાં ઝઘડા થાય તો કુટુંબને ત્યજીને ભાગી જવામાં કુટુંબવત્સલતા નથી; કુટુંબવત્સલતા તો

કૌટુંબિક એકતા સાધવામાં છે. જેમ એ એકતા માટે સહન કરવામાંયે ગૌરવ છે તેમ દેશની દુર્દશા જોઈને દેશ છોડી દેવો એ કાયરતા છે—દેશવત્સલતા નથી. તમારી માફક દરેક સંસ્કારી કે ચારિત્ર્યશીલ માણસ દેશ છોડીને પરદેશને પોતાનો બનાવે એટલે કે પરદેશની નાગરિકતા અપનાવે, તો આ દેશની સ્થિતિ બગાડવામાં તેમનો હિસ્સો નથી? ગાંધીજી કે ટાગોર કે એવી અન્ય ભારતીય વિભૂતિઓને આ દેશ અજ્ઞાન, વહેમ, ગરીબી અને ગુલામીમાં સબડતો હતો ત્યારે આ દેશ છોડી દઈ પરદેશમાં વસી પરદેશને પોતાનો દેશ બનાવવાનો વિચાર નહોતો આવ્યો. ઊલટું, આપણા દેશની અધોગતિ જોઈને એ અધોગતિને દૂર કરવા સારુ જે પુરુષાર્થ એમણે દાખવ્યો તેમાંથી જ તેમની પ્રતિભા ખીલી ઊઠી હતી. આપણા દેશ કે સમાજમાં અંધકાર વ્યાપ્યો હોય ત્યારે એ અંધકાર દૂર કરવા માટેનો વિચાર અને ક્રિયા કરવામાં જ સાચી સંસ્કારિતા છે, સાચી માનવી ભાવના પ્રકટ થાય છે. કોઈ પણ દેશમાં ઇતિહાસના કોઈ પણ કાળે પોતાના દેશની ખરાબ સ્થિતિ જોઈને ભાગી જવામાં કોઈ પણ મહાપુરુષે પોતાના જીવનની કૃતાર્થતા અનુભવી છે? ઊલટું, પોતાને ત્યાં વ્યાપેલા અંધકારને દૂર કરવાના પુરુષાર્થમાં જ તેમણે પોતાના જીવનની કૃતકૃત્યતા અનુભવી છે. એવા મહાનુભાવો જ દરેક દેશમાં પ્રેરણાસ્થ ન બન્યા છે, તેની ઇતિહાસ સાક્ષી પૂરશે. રાજા રામમોહનરાય, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, નર્મદ, દયાનંદ સરસ્વતી, તિલક, ગાંધી ઇત્યાદિ અનેક મહાપુરુષોને કર્તવ્યપ્રેરણા પોતાના સમયમાં વ્યાપેલી બદીઓમાંથી નહોતી મળી? ઉદાહરણરૂપ જ હું આ કહું છું. તમે ભારતની સ્થિતિ વર્ણવી છે તે ખરી છે, પણ એ સ્થિતિ પલટાવવા માટે શું થવું જોઈએ એની વિચારણા કરવી, તેને માટે કેવી ક્રિયાપ્રવૃત્તિ કરવી એ વિચાર જ યોગ્ય દિશાનો છે. તમે એક અહીંથી નાસી છૂટશો, તમારા અસંખ્ય ભારતવાસી ભાઈ એ

ક્યાં જશે ?

'આપણા દેશમાં લોકશાહી નથી અથવા સ્વાતંત્ર્ય મળ્યા પછી આપણે કશી પ્રગતિ કરી નથી એ મોટે ભાગે સાચું હોવા છતાં સ્વાતંત્ર્યનાં થોડા સુફળો આપણે મેળવ્યાં છે તે કેમ ના કહેવાય ? આજે અહીંથી આર્થિક દૃષ્ટિએ સામાન્ય કક્ષાના અસંખ્ય વિદ્યાર્થીઓ પરદેશ ભણવા જાય છે તે સ્વાતંત્ર્ય મળ્યું ન હોત તો જઈ શકત ખરા ? તમે પોતે પણ ઈંગ્લેન્ડ જઈ શકત ખરા ? આપણા મહાન બુદ્ધિમાન લોકોને પણ પરદેશ જવાની જે તક નહોતી મળતી તે આજે કોઈ પણ સામાન્ય જનને મળે છે એ હકીકત નથી ? આજે આપણો ખેડૂત વધુ સુખી નથી ? રાજ્યશાહીની ગુલામીનાં બંધનો દૂર નથી થયાં ? દેશી રાજ્યનાં જુલમો આજે ભારતમાં છે ખરા ? આજે આપણા દેશમાં અનેક ઉદ્યોગો સ્થપાયા નથી ? સ્વદેશી વસ્તુઓ કેટલી બધી બને છે ? આમાંયે અનેક ક્ષતિઓ છે, સુયોજિત ઉદ્યોગો નથી ઇત્યાદિ વસ્તુ-સ્થિતિ તો છે જ. છતાંય સ્વરાજ્ય મળ્યા પછી આપણે માટે વિકાસના માર્ગ ખુલ્લા થયા છે. એ નિર્વિવાદ હકીકત છે આપણે સિદ્ધિ નથી મેળવી, આપણાં ઉચ્ચ મૂલ્યો નથી કેળવાયાં વગેરે બધું કબૂલ છે, પણ ઇતિહાસદૃષ્ટિએ સત્તર-અઢાર વર્ષનો ગાળો બહુ નાનો ગણાય આપણને ઊંડી નિરાશા થાય તેવી સ્થિતિ છે એ વાત સાચી, મોટા હોદ્દા ઉપર બેઠેલા માણસો સાચી દૃષ્ટિવાળા નથી, લાંચરુશ્વત કે સગાવાદ વ્યાપક છે એ બધું થોડે ઘણે અંશે ખરું છે, પણ આપણે હજી સંક્રાન્તિકાળમાં છીએ ત્યારે આવી નિરાશાજનક સ્થિતિ હોય તો તે થોડે અંશે સમજી શકાય તેવી છે. પણ આપણે ત્યાં પ્રતિભાશાળી વ્યક્તિઓ યોગ્ય સ્થાને આવે તેવું વાતાવરણ નિર્માણ થવું જોઈએ અને તે માટે આપણે બધાએ માનસિક આબોહવા ઊભી કરવી જોઈએ. દરેક શિક્ષિત કે સંસ્કારી માણસ વ્યક્તિગત લાભને બદલે રાષ્ટ્રીયહિતની દૃષ્ટિ કેળવે એ

આજના આપણા દેશની સૌથી મોટી જરૂરિયાત છે.

૩ 'તમે લખ્યું કે કોઈ પણ દેશના નાગરિક વગેરેને લક્ષમાં ન લઈ ને માનવી તરીકે આપણને જીવવાનો અધિકાર નથી? આપણો માનવી અધિકાર એ મુખ્ય વસ્તુ છે, પણ માનવી જે સ્થળકાળમાં રહે છે અને જેની સાથે રહે છે તે વસ્તુને કેમ ભૂલી શકાય? આપણે ભારતીય હોવાથી માનવી મટી નથી જતા, પણ માનવી હોવા છતાં ભારતમાં રહીએ છીએ, ભારતીય સમાજમાં રહીએ છીએ, ભારત અને ભારતીય સંસ્કૃતિમાં જન્મ્યા છીએ એ પણ એટલું જ સત્ય છે ને? કુટુંબપ્રેમ, સમાજપ્રેમ, રાષ્ટ્રપ્રેમ અને માનવીપ્રેમ, એ એક પછી એક વિસ્તરતાં વર્તુળો છે અને પોતાના યોગ્ય વિકાસક્રમે વિસ્તરે છે. હું મારા કુટુંબને ન ચાહું, પણ માનવી તરીકે માનવીને ચાહું, તો એમાં એટલું જ કહેવાનું કે જે કુટુંબને ન ચાહે તે માનવીને ચાહી જ ન શકે. માનવી એટલે કોણ માનવી? માનવી કુટુંબી ન હોય? ઊલટું માનવીની શરૂઆત કુટુંબથી જ થાય છે. પહેલે પગથિયે ચડ્યા વિના ઊંચી મેડીએ કેમ પહોંચાય? તેથી જ અંગ્રેજીમાં Charity begins at home એ કહેવત રૂઢ બની છે. આ તમને કહેવાની જરૂર ન હોય. પણ ગમે લખ્યું એના ઉત્તરરૂપે લખવું અનિવાર્ય બન્યું તેથી લખું છું.

'વળી, મારે એક જ જિંદગી જીવવાની છે એમ લખી તમે શું સૂચવો છો? ભૂતકાળ કે ભવિષ્ય કાળ તરફ દૃષ્ટિ ન રાખવી એમ? આ દૃષ્ટ સ્વાર્થ અને ક્ષણના મોહમાંથી જન્મી છે. મારે એક જ જિંદગી જીવવાની છે તો પછી હું મારું સુખ જોઉં, બીજાનું થવું હોય તે થાય અને ભવિષ્યમાં જે થવું હોય તે થાય —આવી વિચારણા તમારા લખાણમાં હોય તો તે માનવીને શોભાવે એવી દૃષ્ટ નથી. માનવેતર પ્રાણી ભલે વર્તમાન જુએ, માનવીનું માનવીપણું કે માનવી વિકાસ ભૂત અને ભવિષ્ય તેમ જ 'હું'

માત્ર નહિ પણ 'અમે' એમ જોવામાં રહી છે. આવી દષ્ટિમાંથી જ માનવીની એકતા અનિવાર્ય રીતે કેળવાય છે. મારે એક જ જિંદગી જીવવાની છે એમ માનનાર કોઈ પણ ઉદાત્ત કે માનવી ગૌરવને શોભાવનાર કામ કરી શકે ખરો? એવી માન્યતા ઈશુ ખ્રિસ્ત, બુદ્ધ, સોક્રેટિસ, ગાંધી એવા મહાપુરુષો તો ઠીક પણ આપણાં સામાન્ય માબાપો પણ નથી રાખતાં. તેથી જ પોતાની સંતતિ માટે કશુંક સારું કરી જવામાં પોતાના જીવનની કૃતાર્થતા માને છે. આવી દૃષ્ટિ કોઈ પણ માનવી ગુણને ખીલવી જ ન શકે, તેથી ક્ષણિક સુખની લાગણીના આવેગમાંથી જન્મેલી આ દૃષ્ટિને સૌથી પહેલાં સુધારી લ્યો એમ ઇચ્છું છું."

મારો પત્ર મળશે એટલે મારા દૃષ્ટિબિન્દુનો સહેજ અનુકૂળ પ્રત્યાઘાત એ યુવાનમિત્ર ઉપર પડશે જ, કારણકે આપણા દેશને અને આપણી સંસ્કૃતિને ખરા હૃદયથી તે ચાહતો હતો, એ હું જાણતો હતો. પરદેશની નાગરિકતા સ્વીકારી લેવાની વૃત્તિ પણ સ્વદેશમાં વ્યાપક બનતી નિરાશાજનક પરિસ્થિતિથી અકળાયેલા દેશપ્રેમમાંથી જન્મી હતી. આવેગશીલ-સંવેદનશીલ હૃદય ઘણી વાર તટસ્થતાથી કે વિવેકથી વસ્તુસ્થિતિને સમજવાને બદલે નિરાશાના પૂરમાં તણાઈ જાય છે. તેથી એના પત્રમાં વ્યક્ત થયેલા ઉદ્‌ગારો પરિપક્વ વિચારણામાંથી નહોતા જન્મ્યા એમ હું માનતો હતો અને ઉત્તરની ઉત્સુકતાપૂર્વક રાહ જોતો હતો.

પ્રત્યુત્તર તરત આવ્યો. એણે લખ્યું: 'બ્રિટિશ રાષ્ટ્રની નાગરિકતા સ્વીકારવાનો મારો વિચાર એ વસ્તુસ્થિતિથી દૂર જતા રહેવાની ભાગેડુવૃત્તિમાંથી જન્મ્યો છે એમ તમે લખ્યું. તમે કદાચ સાચા હો તે બનવાજોગ છે. દરેક જાગ્રત અંતઃકરણવાળો માણસ કાં તે અપ્રામાણિકતા, લાંચરુશ્વત અને જડતા સામે લડવા માગે છે. ખરું જોતાં જે કાંઈ અનિષ્ટ છે તે અનિષ્ટો સામે ઝઘડે છે; અથવા જો તેની સામે લડી ન શકે તો તેનાં બંધનથી છટકવા માગે

છે. હું આમ છટકવાની વૃત્તિ ધરાવતો હોઈશ. મને લાગે છે હું તેટ સમુદ્રના પાણીનું એક ટીપું ગણાઉં. ભારતમાં જે અનિષ્ટો અને અધોગતિનો સમુદ્ર ઊછળી રહ્યો છે તેની સામે હું શું કરી શકવાનો હતો? કહો કે અનિષ્ટોના આવડા મોટા દરિયાની સામે લડવાની મારામાં શક્તિ નથી, લડીને હું કશું મેળવી શકવાનો નથી. આખરે તો આ પૃથ્વી ઉપર મને તો એક જ વાર જીવન જીવવાનું મળ્યું છે, અને જો આ પૃથ્વી ઉપરની આપણી જિંદગીમાં આપણે આ પૃથ્વીમાં વસતા સાથીઓનું કશું હિત સાધી ન શકીએ તો આપણું જીવ્યું વ્યર્થ છે. મને લાગે છે કે ભારતમાં હું જીવન ગાળું તો મારું જીવ્યું આવું વ્યર્થ જ થવાનું. પરંતુ અહીં ઇંગ્લેન્ડમાં મારી જિંદગી ગાળું તો હું અહીંના જીવનમાં કશોક ઠીક ગણાય તેવો ફાળો આપી શકીશ એમ હું જોઈ શકું છું. અને આ મારો ફાળો વ્યર્થ નહિ જાય અને અહીંનું મારું જીવન મને પ્રતિષ્ઠા અને સંતોષ આપી શકશે એ મારે મન મહત્ત્વનો મુદ્દો છે.

'આવા વિચારો મારા ચિત્તમાં ઊભરાઈ રહ્યા છે છતાં મારા હૃદયમાંથી ઊંડો અવાજ આવે છે કે હું નજીકના ભવિષ્યમાં પાછો મુંબઈ આવવાનો જ છું. કારણ કે જેમની સાથે મારા હૃદયના સંબંધો છે તેવાં સ્વજનો મુંબઈમાં છે તેમને છોડવાનો વિચાર અસહ્ય છે—અશક્ય છે. તેથી જ હું ત્યાં આવું તે પહેલાં બ્રિટિશ રાજ્યની નાગરિકતા લઈ લેવા માગું છું. આમ કરવાથી માત્ર એટલું જ નુકસાન થવાનું કે હું ભારતમાં રહીશ ત્યારે હું મારો મતાધિકાર ગુમાવી બેસીશ. પણ તેથી શું નુકસાન છે? ભારતમાં ૪૫ કરોડ લોકો વસે છે તેમાંથી સમજીને મત આપનાર લોકોની સંખ્યા કેટલી ઓછી છે? જ્યારે તેઓ પોતાનું મતદાન કરી પોતાના પ્રતિનિધિને ધારાસભા કે લોકસભામાં મોકલે છે ત્યારે વિચાર કરીને મોકલનાર લોકોની સંખ્યા કેટલી? આવી સ્થિતિમાં હું માત્ર મારો એક મત આપવાનો અધિકાર ગુમાવીશ તેથી શો

ફેર પડવાનો છે? જ્યારે ફાયદો દેખીતો છે: ભારતમાં વસ્યા પછી મને જો એમ લાગશે કે હું ભીંતની સામે માથું અફાળું છું તેથી ભારતના અનિષ્ટોરૂપી ભીતને હું નહિ ભાંગી શકું એટલું જ નહિ, પણ મને જ લોહી નીકળશે, તો બીજું હું કાંઈ ન કરી શકું તો કાંઈ નહિ પણ અહીં બ્રિટનમાં આવી આનભેર રહી શકીશ તો ખરો ને? એટલે તમે અહીંની નાગરિકતા માટે જેને ભાગેડુ વૃત્તિવાળું મારું દૃષ્ટિબિન્દુ કહો છો તે ભારતમાંના લાંચરુશ્વત, અપ્રમાણિકતા અને જૂઠાણાંના વમળમાં ડૂબી જવા કરતાં મને વધુ સ્વીકાર્ય લાગે છે. બીજું કશું નહિ તો આથી અહીં તો મારો બ્રિટિશ નાગરિક તરીકેનો વસવાટ મને વધુ સહ્ય લાગશે. હું જાણું છું કે મારી બેચેનીમાંથી આ ઉદ્‌ગારો નીકળે છે, પણ હમણાં મુંબઈ આવીને મેં ભારતમાં જે જોયું છે તેથી સાચે જ હું બેચેન બન્યો છું એ હકીકત છે. તમારા પત્રે મને વિચાર કરતો કરી મૂક્યો છે, પણ અહીંની નાગરિકતા લેવાની મારી ઇચ્છા નાબૂદ થઈ નથી. હું ધારું છું તમે બીજું કશું નહિ તો મારું દૃષ્ટિબિન્દુ સમજી શકશો અને તમે આદર્શવાદી નહિ ગણો સાચે જ હું આદર્શવાદી રહી શકું તેમ નથી. હું તો સામાજના ઘટક રૂપી એક સંસ્કારિક વ્યક્તિ તરીકે માનવી ગૌરવને અનુરૂપ જીવન જીવવા ઇચ્છું છું."

આ પત્ર વાંચી એની બેચેનીનું ઊંડાણ હું જોઈ શકતો હતો. બીજું કશું નહિ તો એ ભારતને સદંતર છોડવા નહોતો ઇચ્છતો, એનાં સ્વજનોનો પ્રેમ તેને તેમ કરવા દે તેમ ન હતો. એની વિચારણાને એની નિરાશા અને બેચેનીની ધુમ્મસ ઢાંકી દેતી હતી. વિવેકનો પ્રકાશ એ ધુમ્મસને દૂર કરવા માટે જરૂરી હતો. મેં ફરીથી એને પત્ર લખી મારા મૂળ દૃષ્ટિબિન્દુનું સમર્થન કર્યું:

'તમારી અસ્વસ્થતા તમારા પત્રમાં ચોખ્ખી દેખાઈ આવે છે. તમે ભલે બ્રિટિશ નાગરિકના લેવાની વાત કરો, પણ તમારું હૃદય અહીં છે એ સ્પષ્ટ છે. તમે ત્યાંના સમાજમાં કશોક ફાળો

આપી શકો તેમ છો એમ લખો છો તો અહીંના તમારા પોતાના સમાજની સેવા નહિ કરી શકો એમ? ઇંગ્લેન્ડમાં તમે વસશો, કીર્તિ મેળવશો, પૈસા મેળવી શકશો, સુખ-સગવડ ભોગવશો, પણ તમને એ દેશનો સમાજ પોતાનો ગણશે ખરો? તમારા અંતઃકરણને પૂછો: તમને ઈંગ્લેન્ડ તમારો પોતાનો દેશ લાગશે ખરો? ત્યાંની નાગરિકતા મેળવશો તો તમને મતાધિકાર મળશે, પણ ત્યાંની પ્રજા સાથે ભારતના સ્વજનોના હૃદયસંબંધો બંધાશે ખરા? તમારું જે કાંઈ ઋણ હોય તે અહીંના સમાજ પ્રત્યે હોય. ત્યાં તમે અંગ્રેજ નહિ જ ગણાઓ; બહુ બહુ તો તમે ભારતવાસી બ્રિટિશ નાગરિક ગણાશો. કોઈ ભારતવાસી પરદેશમાં પોતાનો ગણાયો હોય તેવી વ્યક્તિનું કોઈ ઉદાહરણ મને આપી શકશો ખરા?

'તમારી વિચારસરણી નથી તર્કપૂત કે નથી સંસ્કારપૂત; અણઆવડતથી તમે ભ્રમમાં રાચી રહ્યા છો. તમે ત્યાંના સમાજના અભ્યુદયમાં ફાળો આપી શકશો એમ લખો છો તો હું પૂછું છું કે શો ફાળો આપશો? તમે ઈજનેરી પેઢીમાં કામ કરી રહ્યા છો તે? તમે નોકરીની કિંમત રૂપે જે પગાર મેળવો છો તેના બદલામાં કામ કરો છો, તેનાં શો ફાળો આપ્યો ગણાય? આફ્રિકામાં વસી આપણા વેપારીઓએ કે બીજા નોકરી કરનારાઓએ આફ્રિકાના વિકાસમાં શો ફાળો આપ્યો છે? આપણા દેશમાં સારી રીતે રોટલો નહોતો મળતો એટલે ઘણા લોકો આફ્રિકા, બર્મા, લંકા વસ્યા, તેથી તેઓ ત્યાંના બન્યા છે ખરા? આફ્રિકાના દેશો કે બર્મા, લંકા વગેરે ભારતવાસીઓને પોતાના ગણે છે કે પોતાના દેશને બોજારૂપ ગણી આપણને આપણા દેશમાં પાછા ધકેલી દેવા ઇચ્છે છે? આપણી આંખ સામે શું બની રહ્યું છે તેનો વિચાર કરો ને? તમારા સંસ્કારગામી લખાણને શુદ્ધ હકીકતરૂપે તો આમ ન લેખાય? 'અહીં ઇંગ્લેન્ડમાં રને ખાવાપીવાની, મોજમજાહ કરવાની એટલે કે સુખ-સગવડભરી રીતે જીવન ગાળવાની તક મળે છે, એટલે સ્વદેશમાં

આવી દુઃખી થવા કરતાં ઇંગ્લૅન્ડ જેવા સમૃદ્ધ દેશમાં રહેવું વધુ સારું.' આ સ્વાર્થી દૃષ્ટિબિન્દુ નથી?

'મને તો તમારી એ દલીલ પણ વિચિત્ર લાગે છે કે તમે આપણા દેશને બદલે ત્યાંના સમાજને ફાળો આપી શકશો. સારા માણસની જરૂર આપણા દેશમાં છે. ફાળો આપવાની જરૂરિયાત પણ આપણા દેશમાં જ છે. જ્યાં અનિષ્ટો હોય અને તે પણ આપણા ઘરમાં હોય તો એ અનિષ્ટોને દૂર કરવામાં આપણી શક્તિ વપરાય તો તેમાં જ જીવનની સાર્થકતા નથી? ત્યાં અનિષ્ટ નથી અથવા બહુ ઓછાં છે તો તેમા તમારી શક્તિની ત્યા કઈ જરૂર છે? જ્યારે અહીં જ તેની સૌથી વિશેષ જરૂર છે.

'લોકશાહી વિશેનું તમારું દૃષ્ટિબિન્દુ સુધારવાની જરૂર છે. લોકશાહીનો પાયો ખરી લોકકેળવણી છે. આપણે ત્યાં અત્યારે કેળવણીનો અભાવ હોવાથી મત આપનાર લોકો વિચાર કરી શકે તેવા નથી એ સાચી વાત છે. પણ તેથી આપણે શિક્ષણનો પ્રસાર કરવાને બદલે ચૂંટણી કે મતદાન પરત્વે બેદરકાર રહીએ તે કઈ રીતે વ્યાજબી ગણાય? હજી તો આપણને સ્વતંત્રતા મળ્યે સત્તર વર્ષ થયાં. આપણે સમજીને મતદાન કરીએ તો જ આપણે લોકશાહી નાગરિક બનીએ. સમજુ મતદાન (Enlightened Voting) એ લોકશાહીનો પાયો સુદૃઢ કરે તેથી સમજુ માણસોએ યોગ્ય વાતાવરણ નિર્માણ કરવું એ એમની ફરજ છે. લોકશાહીની સફળતા તેમાં છે. તમે તો પીછેહઠ કરવાની વાત કરો છો.

'અહીં કાર્ય કરવુ એટલે ભીંત સામે માથું અફાળવા જેવું એમ કહો છો, પણ સભ્યતા કે સંસ્કૃતિની પ્રગતિનો ઇતિહાસ તો જુઓ? પ્રગતિની શરૂઆત કોઈ એક વ્યક્તિએ જ કરી છે ને? લોકહૃદય ભીંત નથી ટીપેટીપે જ સરોવર ભરાયું છે. હું એક શું કરી શકું એવો વિચાર કરનાર માનવી કદી કશું જ શુભ કાર્ય કરી શકે નહિ. વ્યક્તિ જ સમુદાયમાં પોતાની ચેતના જગાવી શકે તે

ખીલવી શકે છે. મારો પહેલો પત્ર ફરીને વાંચી જવાનો હું આગ્રહ કરું છું. મને તો શ્રદ્ધા છે કે તમારી અત્યારની ડોળાયેલી ચિત્તવૃત્તિ થોડા સમયમાં જ નિર્મળ બનશે અને વસ્તુને યથાર્થ રીતે સમજી શકશો.

"તમારું હૃદયદૌર્બલ્ય કાઢી નાખો. બીજે જઈ અનુકૂળ વસ્તુઓનો લાભ લઈ સુખસગવડ ભોગવવામાં તે કઈ બહાદુરી છે? દેશમાં સ્થિતિ ખરાબ હોય તો તેની સામે ઝઝૂમીને આપણો આત્મપ્રકાશ ફેલાવવામાં ગૌરવ નથી? ઘરમાં ઝઘડો હોય તો એ ઝઘડો દૂર કરવામાં પુરુષાર્થ છે, કૌટુંબિક પ્રેમ છે, માનવીગૌરવ છે, કે ઝઘડાથી દૂર ભાગી જઈ કોઈ હોટલમાં રૂમ લઈ બધી સુખસગવડો ભોગવવામાં? ત્યાંના સમાજનો હું ફાયદો ઉઠાવીશ અને ત્યાંના સમાજને હું મારો ફાળો આપીશ અને આવું જીવન મને એક જ જીવન મળ્યું હોવાથી હું ગાળવા ઇચ્છું છું એમાં આત્મવંચના અને ખોટી સમજ કેટલી છે? ત્યાંના સમાજનો ફાયદો ઉઠાવશો એ સાચું, ત્યાંના સમાજના વિકાસમાં કશોક ફાળો આપી શકશો એ આત્મવંચના. તમે તમારો રોટલો રળો તેમાંથી એ સમાજને તમારી પાસેથી કયો ફાયદો મળવાનો છે? એક જ જીવન છે કે વધુ જિંદગી છે તે ધર્મ કે તત્ત્વજ્ઞાનનો પ્રશ્ન એક બાજુએ મૂકી દઈએ તો, જો એક જીવન મળ્યું છે તેને જે રીતે સુખસગવડ મળે એવી રીતે જીવન ગાળવું એમાં જીવનની કૃતાર્થતા છે કે જીવન મળ્યું છે તે ગમે તે વિષમ પરિસ્થિતિ હોવા છતાં આપણે સંસ્કારી માનવી તરીકે જીવવા માટે ઝઘડવું પડે તો વિષમ સ્થિતિ સામે ઝઘડવું એમાં જીવનની કૃતાર્થતા છે? સુખસગવડો તરફ તમારી દૃષ્ટિ નથી એ તો તમારા પત્રમાંથી પણ સ્પષ્ટ થાય છે, કારણ કે તમે જ લખો છો કે ઇંગ્લૅન્ડમાં હું ત્યાંના માણસોને ઉપયોગી થઈ પડું તેમ કરી શકીશ; પણ હિંદમાં નહિ, કારણકે હિંદનાં અનિષ્ટોની સામે ઝઘડવું એ ભીંત સામે માથું અફાળવા જેવું છે. મારે એટલું જ કહેવાનું છે કે ત્યાંના માણસોને તમારી જરૂર છે તેના કરતાં તમારા દેશવાસી સ્વજનોને

અહીં વિશેષ છે. ત્યાંનું સુખી જીવન ગાળવા કરતાં અહીં અનિષ્ટો સામે ઝઘડવામાં બધુ દુઃખ પડે તો તે સહન કરવામાં સાચો આનંદ મળશે. સ્વસ્થ ચિત્તે આ બધું વિચારી જોવા મારો આગ્રહ છે. તમારા પ્રત્યુત્તરની રાહ જોઉં છું. તમારી ભાવનાશીલતા અને સ્વદેશ પ્રત્યેની ભક્તિથી હું પરિચિત છું એટલે તમારા પત્રમાંના ઉદ્ગારોને હું એ ક્ષણિક આવેશનાં વચનો છે એમ સમજવા પ્રેરાઉં છું.'

હમણાં થોડા દિવસ પહેલાં પરાની ભરચક ગાડીના ત્રીજા વર્ગમાં હું પ્રવાસ કરી રહ્યો હતો. મને તો બેસવાની જગ્યા મળી હતી એટલે નિરાંતે બેઠો હતો, પણ એ ડબ્બામાં ઠીક પ્રમાણમાં ગિરદી હતી. ચારપાંચ સ્ટેશન પછી એ જ ડબ્બામાં થોડે દૂર કાંઈક ગરબડ થઈ. પછી બૂમબરાડા સંભળાવા લાગ્યા. એટલામાં એ જગ્યાની આસપાસ મોટું ટોળું જમા થઈ ગયું. જગ્યા માટે કશીક મારામારી થઈ હશે એમ માનીને હું તો મારી જગ્યાએ સ્વસ્થ બેસી રહ્યો હતો. છતાંય કોલાહલ ન શમ્યો. એક સ્ટેશને ગાડી ઊભી રહી, બીજું સ્ટેશન આવ્યું પરંતુ કોલાહલ તો ઊલટો વધ્યે જ જતો હતો.

ત્યાં તો એ ટોળામાંથી એક જણ અમારી નજીક આવીને કહેવા લાગ્યો : 'એક ખિસ્સાકાતરુએ એક જણનું ખિસ્સું કાપ્યું, પણ કાપતાં કાપતાં તે પકડાયો એટલે બધા લોકોએ એને માર્યો છે. માર સારી પેઠે પડ્યો છે. આવા સાલા મુફલિસ અને ગુંડાઓને તો બરાબર ખોખરા કરવા જોઈએ.'

હજી વાત કરે છે એટલામાં તો મોટી બૂમો વધુ જોરથી સંભળાવા લાગી. હું ત્યાં ગયો. એ વખતે બે કદાવર માણસો બીડી પીતાંપીતાં જોરથી બોલતા હતા, એક બીજાને બૂમો પાડીને કહી રહ્યો હતો : 'આવા પબ્લિકને હેરાન કરનાર ગુંડાઓને માર મારીને ચાલતી ગાડીએ નીચે જ ફેંકી દેવા જોઈએ. બધા લોકો પોલીસને સોંપી દેવાની વાત કરે છે, પણ પોલીસને સોંપવાથી કશો જ ફાયદો થતો નથી. પોલીસ તો એની પાસેથી થોડા પૈસા પડાવીને છોડી મૂકશે. હમણાં થોડા દિવસ પહેલાં આવા ખિસ્સાકાતરુને પકડીને પોલીસને આપી દીધો હતો. પાછો ત્રીજે દિવસે એ ખિસ્સાકાતરુને મેં જોયો હતો. એણે એનો ધંધો શરૂ કરી દીધો. માટે પોલીસને સોંપી દેવા કરતાં સાલાને ફેંકી દો નીચે ભલે ને મરી જાય. મુંબઈમાં આવા લોકોનો ત્રાસ બહુ વધી ગયો છે.' બીજાઓએ એની હામાં હા પુરાવી અને પોલીસખાતું સડી ગયું છે એમ કહીને એને નીચે ફેંકી દેવો જ જોઈએ એમ કહેવા લાગ્યા.

આટલે સુધી તો ઠીક હતું. પરંતુ વાત આટલેથી અટકી નહોતી. એક-બે અભણ જેવા દેખાતા જુવાનિયાઓ ઊભા થયા અને પહોંચી ગયા પેલા અધમૂઆ ખિસ્સાકાતરુ પાસે. પેલો ખિસ્સાકાતરુ તો નીચે જોઈ રહ્યો હતો. તેનાં કપડાં ફાટી ગયાં હતાં. તેના વાળ અસ્તવ્યસ્ત થઈ ગયા હતા. એના મોઢા ઉપર આંગળીના સોળ ઊઠેલા દેખાતા હતા. એને ઘણો માર પડ્યો હતો એ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. હું પણ ત્યાં ઊભોઊભો આ બધું જોતો હતો અને સાંભળતો હતો.

પેલા બે જુવાનિયા એ અધમૂઆ બનેલા ખિસ્સાકાતરુને ધક્કા મારી બારણાં તરફ ઘસડવા લાગ્યા. મને લાગ્યું કે પેલા બે માણસોની વાતચીતની અસર આ જુવાનિયા ઉપર થઈ છે અને કદાચ ઉશ્કેરાટમાં એને ધકેલીને નીચે ફેંકી દેશે. એટલે હું એની પાસે ગયો અને મેં પૂછ્યું : 'તમે શું કરો છો? હવે એને ઘણો માર પડ્યો છે અને છતાંયે તમે એને આવી રીતે ધક્કા શા માટે મારો છો?' આટલું કહ્યું ત્યાં તો એક જણ જોરથી બોલી ઊઠ્યો : 'આને પોલીસને સોંપી દેવાથી શું વળવાનું છે? એને ફેંકી દેવાથી એવો પાઠ મળશે કે ફરી આવું કોઈ દિવસ નહિ કરે. એનાં હાડકાં ભાંગવાની જરૂર છે.'

મેં કહ્યું : 'એમ ન થાય. એને એવી રીતે ફેંકી ન દેવાય. એવી રીતે ફેંકવાથી એ મરી પણ જાય. હવે ઘણું થયું. તમે આવતા સ્ટેશને રેલવે પોલીસને સોંપી દો.' ત્યાં તો એની સાથેનો બીજો બોલી ઊઠ્યો : 'આમ તમારા જેવા ભણેલા માણસો જ આવી રીતે આડા આવીને આવા ગુનેગારોના ગુના વધે તેમ કરે છે.' પછી પેલા માણસની સામે જોઈને કહ્યું, 'અરે, જુએ છે શું? ફેંકી દે સાલાને બારણેથી!' બીજા બધા આ તમાશો જોતા હતા, 'હવે બહુ થયું. સોંપી દો પોલીસને' એમ કેટલાક કહેતા હતા તો 'ગુનેગાર તરફ દયા બતાવવાનો કશો અર્થ નથી.' એમ બીજા કેટલાક કહેતા હતા.

મેં દૃઢતાપૂર્વક એમને કહ્યું : 'આવતા સ્ટેશને આપણે એને પોલીસને સોંપી દઈશું. તમે ધક્કો મારીને એને મારી નાખશો એટલે તમે પણ ખૂનનો ગુનો કરી બેસશો. હું એને નીચે ફેંકવા નહિ દઉં.' આમ કહ્યું એટલે ઘણાખરા મારા કહેવાની સાથે સંમત થયા અને મને ટેકો આપ્યો. પછી આગળના સ્ટેશને એને ઉતારી દઈને રેલવે સ્ટેશન ઉપરના પોલીસને સોંપી દીધો અને ફરિયાદ લખાવી.

પરંતુ આ પ્રસંગ રહસ્યસૂચક છે. ગુનેગારને યોગ્ય શિક્ષા થવી જોઈએ એમ બધા માને છે તે તો જાણીતી અને સમજી શકાય તેવી વાત છે. પણ શિક્ષા અદાલતે નહિ પણ આપણે જ કરવી જોઈએ એવી વૃત્તિમાંથી ક્રૂર અત્યાચારોનાં બીજો વવાય છે તે મોટા ભાગના લોકોના ધ્યાનમાં નથી આવતું. પેલો ખિસ્સાકાતરુ પકડાયો અને એને થોડો માર પડ્યો એ સમજી શકાય તેવી વસ્તુ છે પરંતુ ટોળું ભેગું થઈને તેના ઉપર અત્યાચાર ગુજારે અને તેને મારી નાખવાની હદ સુધી જાય તે કોઈ પણ સભ્ય સમાજને શોભે તેવી વસ્તુ નથી. લોકોનો ગુસ્સો સમજી શકાય તેમ હતો, પરંતુ સમજદાર લોકો ટોળાશાહી વૃત્તિ ઉપર યોગ્ય અંકુશ ન મૂકે તો સમાજ જંગલી બની જાય

સભ્ય અને સંસ્કૃત સમાજના કાયદાઓનો અમલ થાય, અને જંગલના, પશુવૃત્તિના નિયમો (Law of Jungle) ન પ્રવર્તે તેવું વાતાવરણ ઊભું કરવું બહુ જરૂરી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. ટોળાશાહી અત્યાચારો (Lynching) કઈ રીતે શરૂ થાય છે તેનો ખ્યાલ આવા પ્રસંગો ઉપરથી આવે છે. જગત્‌માં બનેલા ટોળાશાહી અત્યાચારોનો ઇતિહાસ જોઈશું તો તેની આ લાક્ષણિકતા તરી આવશે. પછી એ ક્રૂરતાને માનવો ભૂલી જાય છે અને એને ધર્મ ગણતા થઈ જાય છે ત્યારે અધોગતિ હીનકક્ષાએ પહોંચે છે. આપણે ત્યાં થયેલાં હિંદુ–મુસ્લિમનાં કે જર્મનિ અને યુરોપમાં યહૂદી વિરોધી થઈ ગયેલાં કે હમણાં ક્રૂર કૃત્યોનું આચરણ આવી જ રીતે થયેલું હોય છે. ટોળાશાહી ઝનૂનમાંથી જન્મતાં આવાં કૃત્યોને અટકાવવાનો જાહેર મત આપણે કેળવવો જોઈએ.

પણ આ પ્રસંગ બીજી રીતે વિશિષ્ટ પ્રકારનું રહસ્ય સૂચવે છે અને આપણા દેશમાં શું થઈ રહ્યું છે તેનું પ્રતિબિંબ એમાં પડે છે. ગુનેગારોને પકડીને પોલીસને સોંપીશું એટલે એને યોગ્ય-

શિક્ષા થશે એવો જાહેર વિશ્વાસ હોવો એ સુસભ્ય સમાજને માટે જરૂરી છે. આવો વિશ્વાસ આપણા લોકોમાંથી ઊઠતો જાય છે અને એ વિશ્વાસ ઊઠી જાય તે માટેનાં વ્યાજબી કારણો છે એ હકીકત ખૂબ સૂચક છે. આજે આપણે ત્યાં જે કાંઈ લાંચ-રુશવત કે બીજી ગુનાખોરી પ્રવર્તી રહી છે અને પોલીસ એને અટકાવી શકતી નથી એ હકીકત આજે એટલી બધી પ્રસિદ્ધ છે કે લોકોની આ સમજ ખોટી છે એમ કહેવું મુશ્કેલ છે.

સમાજની સ્થિરતા, તેના સ્વાસ્થ્ય તથા તેની સલામતી માટે કાયદાની જોગવાઈ યથાર્થ રીતે થઈ છે અને તેનો અમલ બરાબર રીતે થાય છે એવી વિશ્વાસની લાગણી લોકોમાં જન્મવી જરૂરી છે. એ આજે આપણામાં નથી રહી એ હકીકત પ્રત્યે આપણી રાષ્ટ્રીય સરકારે અને સત્તાધિકારીઓએ સજાગ બનવું જરૂરી છે. સાચી લોકશાહીની સફળતા માટે આ વસ્તુ અનિવાર્ય છે એમ આપણે બધાં જેટલું વહેલું સમજીએ તેટલું વધુ સારું.

થોડા વખત પહેલાં એક વેપારીની સાથે થયેલી વાતચીતમાં અત્યારની આ સ્થિતિનું લાક્ષણિક ચિત્ર બરાબર તરી આવતું હતું. સમાજદ્રોહી તત્ત્વોનો આપણે સામનો કરવો જોઈએ એમ મેં કહ્યું ત્યારે એણે મને રોકડો જવાબ પરખાવેલો: 'સાહેબ, આપણી સરકાર કરતાં બ્રિટિશ રાજ્ય સારું હતું. બ્રિટિશ રાજ્યમાં પોલીસની બીક હતી. અત્યારે તો કોઈ પોલીસથી બીતું નથી. ગુંડાઓની ફરિયાદ પોલીસમાં કરવાથી ગુંડાને શિક્ષા થવાની નથી; ઊલટું એ ગુંડાઓની નજર ફરિયાદ કરનાર ઉપર રહેવાની. એટલે હું ફરિયાદ કરીને શું કરું? મેં તો બે રૂપિયા આપી દઈને એ લપ ટાળી.'

લોકોમાંથી સલામતીની લાગણી (Sense of Security) ચાલી જાય એ સ્થિતિ ખૂબ સ્ફોટક ગણાય. આજે આપણે ત્યાં આવી લાગણી પ્રવર્તી રહી છે—અને વાજબી રીતે જ પ્રવર્તી રહી

છે. એટલે જ ઉપર્યુક્ત કિસ્સામાં 'પોલીસ કશું નહિ કરે' એ વૃત્તિમાંથી પેલા ખિસ્સાકાતરુ ઉપર ક્રૂર અત્યાચાર કરવાની લાગણી જન્મી હતી એ આપણે ભૂલવું ન જોઈએ. લોકશાહીમાં શ્રદ્ધા ધરાવનારે તથા જેના હાથમાં સત્તાની લગામો છે કે જેઓ જવાબદારીભર્યાં સ્થાનો ભોગવે છે તે બધાએ આ વાસ્તવિક હકીકત ઉપર લક્ષ કેન્દ્રિત કરવું ઘટે છે.

## ૪૭ દાક્તરી 'અહં'નું કેવું પરિણામ!

વર્ષો પહેલાંની આ કરુણ કથની છે. મારા અત્યંત નજીકના સગાને વીતેલી આ વીતકકથા છે અને આજે હું પ્રસંગ લખું છું ત્યારે પણ એ આખુંયે ચિત્ર મારી સામે તરવરી રહે છે—જાણે એ આખી ઘટના હું અત્યારે નિહાળી રહ્યો ન હોઉં! આજે લખું છું ત્યારે પણ મારી આંખ્યુંઓની બને છે, માંડ માંડ આંસુઓને તો રોકું છું પણ હૃદયને દ્રવતું અટકાવી શકતો નથી. મારા હૃદયને સખત ચોટ લાગેલી એ ઘટના હતી.

મારા એ સગા હતા તે ભાઈની ઉંમર ૩૩–૩૪ વર્ષની હતી. તેને ચાર બાળકો હતાં. તેમની પત્નીને પાંચમા બાળકનો જન્મ એકાદ મહિના પહેલાં જ થયો હતો. આર્થિક સ્થિતિ તદ્દન સામા-

—થોડી ગરીબ કહી શકાય તેવી હતી. નબળી આર્થિક સ્થિતિને લીધે એની પત્નીને ઘરકામ કરવું પડતું તે ઉપરાંત ચાર બાળકોને સંભાળવાનાં રહેતાં. પાંચમા બાળકનો જન્મ થયો ત્યારે અતિશ્રમને લીધે એને કોઈ કોઈ વાર તાવ આવતો. એનું મુખ્ય કારણ હતું નબળાઈ અને અતિશ્રમ. પત્ની વધારે પડતી લાગણીશીલ હોવાને લીધે પોતાને ઠીક ન હોય તોયે કામ કરી લે અને અસ્વસ્થ હોય તોયે કોઈને કહે નહિ. નકામા દવાના પૈસા ન ખર્ચાવ તો સારું એવી મનોવૃત્તિ તેની પાછળ રહી હતી. નબળાઈ વધતી ગઈ અને શરીર દૂબળું થતું ગયું છતાંય ઘરમાં કામ કર્યા વિના એનાથી ન રહેવાય. લાગલાગટ થોડા દિવસ તાવ આવ્યો ત્યારે તેમના (મારા એ સગાના) એક પિતરાઈ ભાઈએ અહીંની એક મોટી હૉસ્પિટલમાં જનરલ વોર્ડમાં પોતાની લાગવગથી એ બાઈને (મારા એ સગાની પત્નીને) દાખલ કરાવી. ફ્રી વોર્ડમાં દાખલ કરી એટલે ખાસ ખર્ચ ન થાય અને બાઈને ફરજિયાત આરામ મળી જાય એવી તેની પાછળ ગણતરી હતી. પંદરેક દિવસમાં તબિયત સુધરી ગઈ અને એને ઘેર લઈ ગયા. પછી તો માત્ર શક્તિની લખી આપેલી દવા જ આપવાની હતી. આ સમય દરમિયાન હું હૉસ્પિટલમાં એકાદ વખત જઈ આવ્યો હતો. તબિયત સુધર્યા પછી બહુ ચિંતા કરવા જેવું રહ્યું નહોતું. ઠીક હશે એમ જ માની લીધું હતું.

ત્રણેક અઠવાડિયાં પછી પાછા સમાચાર મળ્યા કે એને ફરી હૉસ્પિટલમાં દાખલ કરવી પડી છે. મેં ધાર્યું કે અતિશ્રમનું જ પરિણામ હશે. બીજો કોઈ રોગ હતો નહિ. એટલે ફુરસદ મળ્યે ત્રણ-ચાર દિવસમાં આંટો મારી આવીશ એમ વિચાર કરેલો. બીજે દિવસે પરોઢિયે સમાચાર મળ્યા કે એ હૉસ્પિટલમાં ગુજરી ગઈ! હું તો માની જ ન શક્યો. આ શોક સમાચારથી સ્તબ્ધ બની ગયો. ચાર નાનાં બાળકો અને એક નવું જન્મેલું બાળક—એમને સાચવે કોણ? એમના ઘરમાં બીજી સ્ત્રી નહોતી. આવા કરુણ

સમાચાર માટે મારી માનસિક તૈયારી જ નહોતી. અત્યંત દુઃખી હૃદયે હું તો તરત ઊપડયો અને હૉસ્પિટલમાં પહોંચી ગયો. આમ એકાએક કેમ બન્યું તે જાણવા ઉત્સુક હતો.

થોડા દિવસ પછી એ ભાઈએ આખી ઘટના કહી. એણે કહ્યું: 'આમ તો તેને કશો જ રોગ નહોતો તે તમે જાણો છો. અગાઉ હૉસ્પિટલમાંથી ઘેર આવ્યા પછી તેને બરાબર સારું થયું હતું, પણ થોડા દિવસ પછી એને અસહ્ય માથું દૂખવા આવ્યું. પીડા તેનાથી સહન થતી નહોતી. એનો સ્વભાવ એવો હતો કે ગમે તેવી પીડા થાય તોયે કોઈ દિવસ ફરિયાદ ન કરે, કે ન કોઈ દિવસ એ આપણને જાણવા દે, પણ આ વખતે માથાનો દુખાવો તેનાથી સહેવાતો નહોતો. બૂમાબૂમ કરે. મેં પૂછ્યું ત્યારે કહ્યું, "હૉસ્પિટલમાં હું હતી ત્યારે મારી પાસેના ખાટલામાં પેલી બાઈ ને મેનીનજાઈટિસ થયો હતો તેનો ચેપ લાગ્યો છે એમ હું માનું છું. તમે આપણા દાક્તરને બોલાવો..." દાક્તર છેલ્લાં પાંત્રીસેક વર્ષથી અમારા કુટુંબ-દાક્તર છે. મારા પિતાશ્રીના વખતથી અમારે કોઈ ને કંઈ પણ માંદગી હોય ત્યારે એને જ બોલાવીએ. મેં મારી પત્નીએ મેનીનજાઈટિસના ચેપની વાત કરી હતી તે વાત તેમને કહી. ડૉક્ટર ઘેર આવ્યા. તપાસીને કહ્યું કે મેનીનજાઈટિસ નથી; તમારી વહુના મનમાં ખોટા વહેમ અને બીક ઘૂસી ગયાં છે. હું દવા આપું છું; શરદી અને ખાંસીને લીધે માથું દુઃખે છે તે દવાથી મટી જશે. ચિન્તા કરવા જેવું નથી એમ કહી. દાક્તરે દવા આપી.

'મારી પત્નીએ દાક્તરને કહ્યું, "સાહેબ, શરદી નથી. મને વહેમ છે કે મેનીનજાઈટિસનો મને ચેપ લાગ્યો છે. મારાથી આ માથાનો દુખાવો સહન નથી થતો. માથું પછાડી ફોડી નાખવાની વૃત્તિ થાય છે. દાક્તર સાહેબ, મને મેનીનજાઈટિસની દવા કરો." દાક્તરે એવું કશું નથી એમ કહીને માથાનો દુખાવો મટી જાય અને શરદી-ખાંસી દબાઈ જાય તેવી દવા આપી. અને દાક્તર ગયા.

જતાં જતાં મને કહેતા ગયા કે તમે ચિન્તા ન કરશો, તમારી વહુના મનમાં નકામો વહેમ પેસી ગયો છે. માથું દુઃખે છે તેના કરતાંય મેનીનજાઇટિસની કલ્પનાથી જ એ વધુ બૂમો મારે છે.

'હું શું કહું? દાક્તરની વાત સાંભળી લીધા પછી મેં મારી પત્નીને સાંત્વન આપ્યું, પણ તેની ચીસો વધતી ગઈ. ઊંઘની દવા આપવાનું દાક્તરને કહ્યું, દાક્તરે દવા આપી પણ ઊંઘ ન આવી. ચીસો વધતી જ ગઈ. એની વ્યથા અને પીડા હું જોઈ શકતો નહોતો. મારી પત્નીએ કહ્યું કે તમે આ દાક્તરને છોડીને બીજાને બોલાવો. મેનીનજાઇટિસ જ મને છે; આ દાક્તર નકામા માનતા નથી. પેલી મારા ખાટલા આગળ મેનીનજાઇટિસના દર્દવાળી બાઈને જેવી પીડા થતી હતી તેવી જ પીડા મને થાય છે, તમે બીજાને બોલાવો.

'હું વિમાસણમાં પડ્યો. મને થયું કે દાક્તરની વાત સાચી હોય અને મારી પત્નીના મનમાં ઊંડો વહેમ પેસી ગયો તેથી પણ પીડા થતી હોય. કદાચ મેનીનજાઇટિસ હોય પણ ખરો. મારું મન બેચેન હતું. મારી પત્નીની અસહ્ય વેદના અને ચીસોથી મારું હૃદય ચિરાતું હતું. હું પાછો દાક્તર પાસે ગયો. મેં દાક્તરને કહ્યું કે સાહેબ મારી પત્ની ગમે તેવી પીડા હોય તોયે કદી બૂમો કે ચીસો પાડે તેમ નથી. કદાચ એને મેનીનજાઇટિસ હોય પણ ખરો. ભલે ખર્ચ થાય, પણ તમે મેનીનજાઇટિસની દવા કરો એમ મેં કરગરીને કહ્યું.

'પણ દાક્તર મારા ઉપર ખિજાયા અને કહ્યું કે રોગ હું જાણું કે તમે? તમને મારામાં વિશ્વાસ ન હોય તો તમે જાઓ બીજા કોઈ દાક્તરને બોલાવી લાવો. હું પછી તમારી કોઈ દિવસ દવા નહિ કરું. કેટલાં વરસોથી તમારા ઘરની દવા કરું છું! તમારી વહુને તો વહેમ હોય, પણ તમે આવા વહેમી હશો એમ મેં માન્યું નહોતું. હું દવા કરું છું તે જ બરાબર છે. તમે જો ડહાપણ કરશો

તો હું દવા નહિ કરું. રોગને પારખવાનું કામ મારું છે, તમે તેમાં શું સમજો? આમ કહીને મને ધમકાવ્યો. પછી પાછી માથાના દુખાવાની ટીકડીઓ આપીને કહ્યું કે તમે આ આપશો એટલે એને ઠીક થઈ જશે.

'' હું ઘેર આવ્યો. પત્ની માથાના દુખાવાની ચીસો પાડતી હતી. મેં ફરી સાંત્વન આપ્યું, પણ એણે મને કહી દીધું કે આ દાક્તર પોતાની વાત મૂકતો નથી પણ મને સોએ સો ટકા ખાતરી છે કે મને મેનીનજાઇટિસ જ છે, તમે દાક્તર નહિ બદલો તો હું આમ ને આમ મરી જઈશ. મારાથી પીડા સહેવાતી નથી. હું આ પીડામાં જ મરી જઈશ. એની વેદના અસહ્ય હતી. એમ દેખાતું હતું, પણ કદાચ મારી વહુના મનમાં મેનીનજાઇટિસની ખોટી કલ્પના ઘર ઘાલી બેઠી હોય તેને લીધે પણ આમ થતું હોય, પણ આ બધા વિચારો કરતાંય મારાથી તો તેની પીડા જોઈ જતી નહોતી. હું શું કરું? આસપાસના સગાઓ ભેગા થયા તેમાં એક પક્ષ દાક્તર બદલવાના મતનો હતો, તો બીજો પક્ષ દાક્તર કહે છે તે જ બરાબર છે અને વહેમનું કાંઈ ઓસડ નથી દાક્તર બદલવાથી ઘરનો દાક્તર ગુમાવશો અને બહારનો દાક્તર બધું શું જાણે? હું મારો મક્કમ વિચાર કરી શકતો ન હતો. હું ગરીબ માણસ, જો ઘરના દાક્તરને નારાજ કરું તો વળી પાછી કાયમની મારે ઉપાધિ રહે. એટલે વળી દાક્તરને જઈને વિનવ્યા. " મેનીનજાઇટિસ હશે તો, સાહેબ, હું બાળબચ્ચાંવાળો રખડી પડીશ અને મારા દુઃખની સીમા નહિ રહે. માટે, સાહેબ, જરા દવા લાવી કોઈ બીજા દાક્તરને તમે જ બોલાવીને પૂછી જુઓ ને!"

' દાક્તર મારા ઉપર વધુ ચિડાયા: તમારી બૈરી તો વહેમી છે, પણ તમેયે આવા વહેમી છો? હું કોઈને નહિ બોલાવું. રોગની પરખ હું નહિ કરી શકતો હોઉં? જરૂર પડે તો હું જ ન બોલાવત? તમને ચોખ્ખું કહી દઉં છું કે એને મેનીનજાઇટિસ નથી,

મારી દવાથી ઠીક થઈ જશે છતાં તમારે બીજા કોઈ ને બોલાવવો હોય તો બોલાવો, હું આ કેસ છોડી દઈશ. પછી મને પૂછવા ન આવશો.

'મારી મનોવ્યથાનો પાર નહોતો. હું મારી બુદ્ધિ ગુમાવી બેઠો હતો. શું કરવું તે મને સૂઝતું નહોતું ઘરના દાક્તરને દૂભવવાની હિમ્મત નહોતી પત્નીને વહેમ હોય એ પણ બનવાજોગ છે તેમ લાગતું, પણ કદિયે બૂમ ન પાડનાર સહિષ્ણુ પત્ની આવી અસહ્ય ચીસો પાડે છે એ પણ અમસ્થા નહિ હોય એમ પણ લાગતું. મારી નિર્ણયશક્તિ બુઠ્ઠી થઈ ગઈ હતી. આવતી સવાર સુધીમાં કંઈ ફેર નહિ પડે તો બીજા દાક્તરને બોલાવીશ એમ મનમા ઠરાવ્યું. રાતની રાત કાઢી નાખવી એમ નક્કી કર્યું.

'પણ સવારે તો પત્ની બેભાન થઈ ગઈ દાક્તરને બોલાવ્યા. એમણે બીજા કોઈને બોલાવવાની સલાહ આપી, પછી તરત જ પાછા મારા સગાની લાગવગથી હોસ્પિટલમા પત્નીને દાખલ કરી, એ બેભાન હતી હોસ્પિટલના દાક્તરને બન્યું હતું તે કહ્યું દાક્તર ખાસ કાંઈ બોલ્યા નહિ માત્ર એટલું જ કહ્યું કે તમે મોડું કર્યું છે વહેલા ઉપચાર કરવાની જરૂર હતી એમ કહી મારી પત્નીને લમ્બર પંક્ચર કર્યું. એ તો ભાન ગુમાવી બેઠી હતી મારી વેદના અકલ્પ્ય હતી તે ચાલી જાય તો મારી કેવી સ્થિતિ થાય તેના વિચારે હું ધ્રૂજી ઊઠતો હું શૂન્યમનસ્ક હતો. બપોર થઈ પણ સ્થિતિ બગડતી જતી હોય તેમ લાગતું હતું લમ્બર પંક્ચરની તપાસ ઉપરથી જાણવા મળ્યું હતું કે પત્નીને મેનીનજાઇટિસ જ હતો. દાક્તરે આવી મને આ હકીકત કહી કહ્યું કે હવે સ્થિતિ ખૂબ બગડી ગઈ છે — હાથમહાર ગઈ છે ચોવીસ કલાક વહેલા આવ્યા હોત તો દર્દી કદાચ બચી જાત છતાંય અમે અમારા બધા ઉપચારો અજમાવીએ છીએ. આવું બધું કહીને સાંત્વન આપ્યું

'રાત પડી સ્થિતિ સુધરી નહિ. અમે વારાફરતી અહીં ‹

બેસીને સારવાર કરતા રહ્યા. પરોઢે પત્ની અમને છોડીને ચાલી ગઈ! એ બિચારી સાચી હતી. હું કેવો મૂઢ કે મેં એનું કહ્યું માન્યું નહિ અને બીજા દાક્તરને કહી મેનીનજાઇટિસનો ઉપચાર કર્યો નહિ,' એમ કહેતાં કહેતાં એ હૃદયભેદક વિલાપ કરી રહ્યો હતો...બોલ્યો : 'હું ગુનેગાર છું. મારે એ બિચારીના દુઃખને સમજીને ખરો ઉપચાર કરવો જોઈતો હતો. એણે કહ્યું અને અમારા દાક્તર ભલે ન માન્યું પણ હું એની શેહમાં આવીને કેમ નિષ્ક્રિય રહ્યો...! મને હું માફી આપી શકતો નથી...'

આ વાત સાંભળીને મારું હૃદય બેવડી વ્યથાથી સ્તબ્ધ બની ગયું. આ પ્રસંગમાંથી બે-ત્રણ વસ્તુઓનો વિચાર કરવો ઘટે છે. એક તો, જ્યારે દર્દી કંઈ કહે ત્યારે તેને વહેમ ગણી એને લક્ષમાં જ ન લેવું એ યોગ્ય નથી. મોટે ભાગે બને છે પણ ખરું કે દર્દીઓ પોતે ખોટા કલ્પેલા દર્દથી પીડાતા હોય છે. પણ દાક્તરનું કાર્ય તો દર્દી કહે છે તેને સમતોલપણે સાંભળવાનું છે. જેમ દર્દી કલ્પે તે રોગ ન હોય તે બનવાજોગ છે, તેમ કહે છે તેમ હોય તો તેને ન માનવા માટેનાં પૂરતાં કારણો વિચારી લેવાં જોઈએ. અને એ કહે છે તેમ પણ કદાચ હોય તો તેની સંભવિતતા પણ વિચારી લેવી જોઈએ. આ કિસ્સામાં બન્યું છે તેમ દર્દી કે દર્દીના સગા કંઈ ન સમજે અને એ કાંઈ સૂચવે તો તેને અનધિકાર ચેષ્ટા ગણી ધમકી આપવી તેમાં તો ચોખ્ખું અભિમાન 'અહમ્' જ છે. એ અહંનું દેવું હૃદયભેદક અને કરુણ પરિણામ આવ્યું તે આ કિસ્સામાં જોવામાં આવે છે. દાક્તરે પોતાના અહંને દૂર રાખીને આ દર્દીનું કહેવું સાંભળ્યું હોત અને મેનીનજાઇટિસ ચેપી રોગ હોવાથી એને ચેપ લાગ્યો હોય તોપણ બનવાજોગ છે એમ સમતોલપણે વિચાર્યું હોત તો કદાચ આ દર્દી બચી જાત; અને આ અસહ્ય કૌટુંબિક આફતમાંથી બચી જવાત. એને સાંભળવાની વાતો તો દૂર રહી, પણ હવે હું તમારા ઘેર

દાક્તરી કામ માટે કદિયે નહિ આવું એવી ધમકી આપવામાં શુદ્ધ અહંભાવ જ નડયો છે એ સ્પષ્ટ છે. આજે આ મારા સગા પાંત્રીસ વર્ષે ઘરભંગ થયા અને બચ્ચાં રખડી પડયાં તેની નૈતિક જવાબદારી આ દાક્તરની ખરી? ગમે તે હોય પણ દાક્તરના અહંને લીધે આવું કરુણ પરિણામ આવ્યું તે ખુલ્લું છે. મારાં સગાએ દાક્તરની ધમકીથી ચુપકીદી સેવી તે કેટલે અંશે યોગ્ય છે, તેની ચર્ચા હું અહીં નથી કરતો. દાક્તરે શુદ્ધબુદ્ધિથી ખોટું નિદાન કર્યું હોત અને દર્દી મરી ગયો હોત તો તેમાં દાક્તરનો હું જરાય દોષ ન ગણું. દાક્તરી જ્ઞાનની મર્યાદાને લીધે દર્દી મરી જાય તોયે તેનો દોષ દાક્તરને ન આપીએ. પણ કેવળ દર્દી કે દર્દીના સગાને શું ખબર પડે તેવી રીતે તેમની પ્રત્યે તુચ્છતાભરી વૃત્તિથી જોઈને તેમને સાંભળવા જ નહિ એ દાક્તરી શાસ્ત્રના નિયમ વિરુદ્ધ છે એમ હું માનું છું. માત્ર નૈતિક નહિ, પણ દાક્તરી ગુનો પણ આને ગણવો જોઈએ. સારાસારનો વિવેક કરીને દાક્તરે શું કરવું જોઈએ તે દાક્તરે જ સમજવાનું હોય છે. પણ માત્ર અહમ્‌ને લીધે જાણવા જેવી હકીકત પ્રત્યે બેદરકારી સેવવી એ અક્ષમ્ય છે.

બીજો મુદ્દો છે: 'જનરલ વોર્ડ'માં મેનીનજાઇટિસના દર્દીને કેમ રાખ્યો હશે તે સમજી શકાતું નથી. આ કિસ્સામાં મેનીનજાઇટિસનો ચેપ આ બાઈને લાગ્યો હશે એમ માનવાને પૂરતાં કારણો મળી રહે છે. એટલે હૉસ્પિટલના અધિકારીઓએ આવી સાવચેતી લેવી જ જોઈએ.

આ કિસ્સાએ મારા ચિત્ત ઉપર એટલી ઊંડી અસર કરી છે કે હું જ્યારે જ્યારે એ મારા કમભાગી સગાને અને રખડી પડેલાં નાનાં બાળકોને જોઉં છું કે તરત પેલા દાક્તરની અહંભાવવૃત્તિનું સંપૂર્ણ ચિત્ર ખડું થાય છે. કહેવાની જરૂર નથી કે આ કિસ્સો લખવાની પાછળ પેલા દાક્તરને વ્યક્તિગત દોષ દેવાનો

ઇરાદો નથી; તેથી તો અત્યાર સુધી અનેક વાર એ કરુણ ઘટના પ્રબળ રીતે મારા મનમા તાજી થઈ આવતી છતાં એને મેં લખી નથી. આમા પ્રશ્ન છે દાક્તરી નીતિનો. તેથી જ કોઈ પણ દાક્તર આવે પ્રસગે દર્દીની કથનીનો વિચાર કર્યા વિના પોતાના મનમાં વસે તે ચિકિત્સા કરી ઉપચારો કરે તો તેનું કેવું પરિણામ આવે છે તે કહેવાનો આશય છે. દાક્તરનો અહં કેવું અક્ષમ્ય પરિણામ ઉપજાવે છે તે અહીં દર્શાવવાનો ઇરાદો છે. ઘણા દર્દી ગાંડીઘેલી વાતો કરે તો તેને દાક્તરો ન સાંભળે તે સમજી શકાય તેમ છે. અહીં તો વાત વિવેકબુદ્ધિની છે. કયું સાંભળવું, કેટલું સાંભળવું, કેટલું લક્ષ આપવું, કેટલું સ્વીકારવું એ અવશ્ય પરિસ્થિતિ ઉપર આધાર રાખીને દાક્તરે પોતે નક્કી કરવું જોઈએ. દર્દી દર્દ સૂચવનાર કોણ એવી અહંતાભરી મનોવૃત્તિ સેવવી હિતાવહ નથી. નૈતિક નથી,' એટલું જ આ પ્રસંગ દ્વારા કહેવાનો ઇરાદો છે. વર્ષો પછી આ લખું છુ કારણકે મારો વ્યક્તિગત દુઃખ મારા આ હકીકત નિરૂપણમાં ન આવે તેની મારે સાવધાની રાખવાની હતી. આ કિસ્સાના દાક્તરનું જ ધ્યાન ખેંચવા આ નથી લખતો, દાક્તર માત્રે આવી સાવધાની રાખવી જોઈએ એ દર્શાવવા જ આ લખું છું.

પ્રચલિત લોકોક્તિઓ અથવા કહેવતોની પાછળ માણસના સ્વભાવ સંબંધે અનુભવનો અર્ક રહ્યો હોય છે. તેમાં મનુષ્યપ્રકૃતિનો સત્યાંશ વ્યક્ત થાય છે. માણસમાં. અનેક વાર શુભ ભાવનાઓ જાગી ઊઠે છે. તે જ વખતે જો એ ભાવનાઓ આચરણમાં મુકાય તો તેનાં સુફળ આવ્યા વિના રહેતાં નથી. પરંતુ માણસ સ્વભાવે ચંચળ હોય છે તેથી જો શુભ ભાવનાઓ પ્રમાણે માણસ તરત આચરણ ન કરે તો તે થોડા સમયમાં ચાલી જાય છે. શુભ કાર્યમાં ઢીલ ન કરવી જોઈએ એ દર્શાવવા માટે અનુભવી અને ડાહ્યા માણસોએ ધર્મસ્ય ત્વરિતા ગતિઃ અથવા 'તરત દાને મહાપુણ્ય' એવી કહેવતો ચાલુ કરી હશે. આ વિશે હું વિચાર કરતો હતો ત્યારે

મારા સ્મરણપટમાં સ્વાનુભવના ત્રણ કિસ્સાઓ તાજા થયા :

(૧) એક વખત હું સવારમાં ફરવા જતો હતો ત્યારે એક પરિચિત ભાઈ મને રસ્તામાં સામા મળ્યા. તેમણે મને કહ્યું : 'મારે તમારું થોડું કામ છે. તમને ક્યારે મળું ?' આ ભાઈની સાથેનો મારો પરિચય બહુ ઓછો હતો. થોડા મિજાજી અને દોષદર્શી છે એવી છાપ એમને વિશે મારા મનમાં પડી હતી; કારણકે કોઈ વ્યક્તિ કે કાર્યકર વિશે અનુદાર ટીકા કરતા મેં તેમને કેટલીક વાર સાંભળ્યા હતા. જ્યારે મને મળવા માટે તેમણે પૂછ્યું ત્યારે તેમને મારી કૉલેજને લગતું કંઈક કામ હશે એમ માન્યું હતું. તેથી મેં જવાબ આપ્યો : 'તમને અનુકૂળ હોય ત્યારે બેત્રણ દિવસમાં સવારે કે સાંજે ઘેર આવો.'

'આજે સવારે નવ વાગ્યે આવું ?' તેમણે પૂછ્યું.

'ખુશીથી આવો. હું ઘેર જ હોઈશ.' મેં ઉત્તર આપ્યો.

કહ્યા મુજબ સવારે મળવા આવ્યા. તેમણે કહ્યું, 'મારું એક કામ કરશો ? હું આપને આ છસો રૂપિયા આપું છું તે આપ કોઈ સુપાત્ર વિદ્યાર્થી કે વિદ્યાર્થીઓને આપજો. આની જાહેરાત કરવાની જરૂર નથી. તમે કયા વિદ્યાર્થીને આપો છો તે મારે જાણવું નથી. મેં આપ્યા છે એ કોઈને કહેવાની જરૂર નથી. એનો હિસાબ કોઈને આપવાનો નથી. આ વિનતિ કરવા હું આવ્યો છું.' એમ કહીને છસો રૂપિયાની નોટો મારા હાથમાં મૂકી. દાન આપવાની આની રીતથી મને આશ્ચર્ય થયું. નામ આપવાની શરતે મેં અનેક દાનો સંસ્થા માટે સ્વીકાર્યાં હતાં. પણ આ દાનમાં માત્ર હૃદયમાં જાગેલી શુભ વૃત્તિને તત્કાળ અમલમાં મૂકવાની ઈંતેજારી હતી, કીર્તિ કે એવી કોઈ બાહ્ય ગણતરીનો અભાવ હતો.

આ પ્રસંગ વિશે બીજી એક આડ વાત પણ મારે કરવી જોઈએ. આ ભાઈ વિશેની મારી છાપ એક બે બાહ્ય પ્રસંગોને આધારે પડી હતી. આ પ્રસંગ ન પડ્યો હોત તો આ સજ્જનની

ટીકાખોર વૃત્તિને જ હું જાણતો હોત, તેમના શુભ વ્યક્તિત્વનું આ પાસું મને જોવા મળ્યું ન હોત. એકાદ બાહ્ય પ્રસંગ ઉપરથી કોઈ માટે અભિપ્રાય બાંધવો એ કેટલું ખોટું છે તે મને આ પ્રસંગે શીખવ્યું. ઉતાવળિયા અભિપ્રાય આવા હોય.

(૨) થોડા મહિનાઓ પછી એક વૃદ્ધ સજ્જન પણ રસ્તામાં જ મળી ગયા. તેમણે સમગ્ર જીવન શિક્ષણવ્યવસાયમાં ગાળ્યું હતું. એ આદરણીય પુરુષને હું સારી રીતે ઓળખતો હતો. તેમણે મને કહ્યું: 'અહીં હું તમને મળવા માટે જ રાહ જોઈ રહ્યો છું. તમને ફુરસદ હોય તો અત્યારે ઘેર મળું? મારે થોડું કામ છે.' મારું ઘર નજીક હતું. મેં કહ્યું: 'આપને અનુકૂળ હોય તો મને અનુકૂળ જ છે.' પછી અમે બંને મારે ઘેર ગયા.

ઘેર ગયા પછી તે સજ્જને જ વાત ઉપાડી: 'હમણાં મારી તબિયત સારી નથી રહેતી. મને લાગે છે કે મારે જીવનમાંથી વિદાય લેવાનો સમય આવી પહોંચ્યો છે. મેં આખું જીવન શિક્ષણ-વ્યવસાયમાં ગાળ્યું છે તે તમે જાણો છો. મારે ત્યાં ઘણાં પુસ્તકો છે, જેમાં શેક્સપિયરની બધી કૃતિઓ, સંસ્કૃત તથા ગુજરાતી સાહિત્યનાં મહત્ત્વનાં અને કેટલાંક અલભ્ય પુસ્તકો છે. કેટલાંક સારાં સામયિકો પણ છે. તમારી કૉલેજના પુસ્તકાલયમાં આ બધું ભેટ આપી દેવાની મારી ઇચ્છા છે. મારાં પુત્ર-પુત્રીઓ ઠીક ગણાય તેવી સ્થિતિનાં છે. હું ન હોઉં પછી મારાં આ પુસ્તકોનો ઉપયોગ મારાં પુત્ર-પુત્રીઓ કેટલો કરશે તેની મને જાણ નથી. કદાચ પુસ્તકોના કબાટોની શોભા શેષ રહે એમ પણ બને. એને બદલે કૉલેજમાં વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થી એનો લાભ લે એ મને વધુ ગમે છે. એટલે મારી હયાતીમાં હું એ પુસ્તકો વગેરે તમારી લાઇબ્રેરીમાં આપી દઉં તો મને આંતરિક સંતોષ થાય. તમને આ વાત બરાબર લાગે છે ને?'

આ શિક્ષણપ્રેમી સજ્જનનાં અંતઃકરણના ઉદ્‌ગારોથી હું

લાગણીવિવશ બની ગયો. મેં તેમને સાદર કહ્યું : 'આપની આ સસ્કારી ઇચ્છાથી હું ભાવાર્દ્ર બની જાઉં છું. આપ અમારી લાઈબ્રેરીમાં પુસ્તકો અને સામાયિકો આપવા ઇચ્છો છો તો તેને હું સહર્ષ સ્વીકારું છું. અને એની પાછળની આપની ભાવનાનું મારે મન ઘણું મૂલ્ય છે. આપના તરફથી મળશે તે પુસ્તકોનું કબાટ હું જુદું રાખીશ અને એની સાથે આપનું નામ જોડાય એવી મારી ઇચ્છા છે. વ્યક્તિ કોઈ ઉપયોગ કરે કે ન કરે, પણ સંસ્થાના કોઈક વિદ્યાર્થીઓ કરશે જ એવી આપની ઉદાત્ત શ્રદ્ધાભરી ભાવનાથી આપ પુસ્તકો આપો છો તેમાં આપનો વિદ્યાપ્રેમ વ્યક્ત થાય છે...'

તેઓ તરત બોલી ઊઠ્યા : 'જુઓ, હું એક વસ્તુ સ્પષ્ટ કરી દઉં. હું નામ કે કીર્તિ મેળવવા પુસ્તકો નથી આપતો. તમે નામ આપવાનો આગ્રહ રાખશો તો હું એ પુસ્તકો નહીં આપું. હું એક સામાન્ય શિક્ષક. મારી પાસે એકઠાં થયેલાં પુસ્તકોનો વિદ્યાર્થી સદુપયોગ કરે એ જ મારો આનંદ છે. માટે નામની વાત ન કરશો.' હું શું બોલું? કૃતજ્ઞતાભર્યું મૌન રાખ્યું.

નક્કી કર્યા મુજબ મેં મારા એક સાથીને અઠવાડિયા પછી તેમને ઘેર મોકલ્યા. મારા સાથીને તેમણે પુસ્તકો અને સામયિકો બતાવી કૉલેજને માટે ઉપયોગી હોય તેવાં જુદાં પાડવા કહ્યું. એમાંનાં કૉલેજ માટે ખૂબ મૂલ્યવાન થઈ પડે તેવાં પુસ્તકો જોઈ મારા સાથીએ તેમને કહ્યું : 'આવાં અલભ્ય પુસ્તકો વિદ્યાભ્યાસ માટે શિક્ષકોને પણ ખૂબ ઉપયોગી થઈ પડશે.' એ સજ્જને મારા સાથી દ્વારા મને કહેવડાવ્યું કે હું થોડા દિવસ બહારગામ જાઉં છું અને એકાદ મહિના પછી આવી જઈશ; પછી આ પુસ્તકો લઈ જવાની વ્યવસ્થા કરજો.

બેએક મહિના પછી મેં એ પુસ્તકો લઈ આવવા પેલા સાથીને મેં મોકલ્યા. ત્યારે સામયિકો આપ્યાં અને ચોપડીઓ માટે

વિશેષ વિચાર કરવાનો છે તેથી નક્કી કર્યે કહેવરાવીશ એમ સાંથી દ્વારા સંદેશો મોકલ્યો. ત્યાર પછી બે વર્ષથી વધુ સમય વીતી ગયો પણ સંદેશો આવ્યો નહીં. પછી મને રસ્તામાં મળ્યા ત્યારે અમે બીજી વાતો કરી પણ પુસ્તકો વિશે ઉલ્લેખ ન કર્યો. તેમણે તેમનાં પુત્ર-પુત્રી સાથે ચર્ચા કરી હોય અને વિચાર બદલાયા હોય અથવા વિશેષ વિચાર કરતાં પુસ્તકો વિશે બીજી કોઈ યોજના વિચારી હોય. પણ એ પુસ્તકો અમારા પુસ્તકાલયમાં ન આવ્યાં એ હકીકત છે.

(૩) રોજ સવારે હું જુહુ ફરવા જાઉં છું. એક વાર એક મિત્રે એક શ્રીમંત વૃદ્ધ સજ્જન સાથે પરિચય કરવ્યો. પછી સવારે મળી જઈએ ત્યારે પરસ્પરને વંદન કરીએ એટલો જ અમારો સંબંધ. મળીએ ત્યારે કોઈક વાર સામાન્ય વાતો કરીએ એટલો પરિચય થયો હતો. થોડા મહિનાઓ પછી, તેમનાં પત્ની ગુજરી ગયાં એમ મેં જાણ્યું ત્યારે મેં એ વિશે ખરખરો કર્યો અને સહાનુભૂતિ વ્યક્ત કરી. એમની આંખમા દુઃખનાં આંસુ આવેલાં મેં જોયાં. તેમને સખ્ત આઘાત લાગ્યો હતો તે દેખાઈ આવતું હતું. બેચાર દિવસ બાદ મિત્રો સાથે જુહુકિનારે હું ફરતો હતો ત્યારે તેમણે મને એક બાજુએ બોલાવી કહ્યું: 'મારે તમારું કામ પડયું છે. પત્ની સ્મરણાર્થે થોડા પૈસા વાપરવાના છે. તમારી કૉલેજમાં ભણતા કોઈ લાયક વિદ્યાર્થીઓ માટે મેં હજાર રૂપિયા આપવાનું નક્કી કર્યું છે. તમને યોગ્ય લાગે તે પ્રમાણે તેનો ઉપયોગ કરજો. હું બેત્રણ દિવસમાં પૈસા આપી જઈશ. એની જાહેરાત કરવાની જરૂર નથી.' એમની ઇચ્છા પ્રમાણે એમના પૈસાનો ઉપયોગ કરવાનું સ્વીકાર્યું.

પછી તો ઘણા દિવસો વીતી ગયા. જુહુકિનારે અમે ફરવા જઈએ ત્યારે તેમનો મેળાપ થઈ જતો. પરસ્પરને વંદન કરતા પણ પૈસાની વાતનો તેમણે કદી ઉલ્લેખ કર્યો નહિ. મારે તો યાદ

કરવાનું હોય નહીં. ત્રણેક મહિના બાદ, એમને પેલી વાત યાદ આવતાં કશુંક ખૂટ્યું હોય કે બીજું કાંઈ થયું હોય પણ મને એક બાજુ બોલાવી કહ્યું: 'પેલા પૈસા મારે અપાવાના છે તે બેત્રણ દિવસમાં આપી દઈશ.' મેં ઉત્તર વાળ્યો: 'જ્યારે આપશો ત્યારે તમારી ઇચ્છા પ્રમાણે તેનો ઉપયોગ કરીશ.' પછી વર્ષો વીતી ગયાં. તેમણે એ વાત કરી નહિ, મેં તેની યાદ આપી નહિ. અમારાં પરસ્પરનાં વંદન ચાલુ રહ્યાં.

આ ત્રણે કિસ્સાઓ દર્શાવે છે કે શુભ ભાવનાઓનો ઊભરો ઘણી વાર આપણા હૃદયમાં આવી જાય છે, પણ ઊભરો શમી જતાં શુભ ભાવના ઠરી જાય છે. પહેલા કિસ્સામાં શુભ વિચાર આવ્યો ને તરત અમલમાં મૂક્યો. બીજામાં શુભ ભાવના જાગી અને સમય જતાં અર્ધી વસ્તુ અમલમાં મુકાઈ. ત્રીજામાં પત્નીની પ્રબળ યાદને લીધે તેના સ્મરણાર્થે કે પુણ્યાર્થે કશુંક કરવાની શુભ વૃત્તિ જાગી અને દિવસો વીતતા ગયા તેમ એ વૃત્તિ ગૂંધી ગઈ.

આમાં મનુષ્યસ્વભાવનું દર્શન થાય છે. શુભ ભાવનાઓ ઉદય પામતાં જ અમલમાં મુકાઈ જાય તો તેવી ટેવ આપણા વ્યક્તિત્વનું લક્ષણ બની જાય અને આપણું ચારિત્ર્ય ઘડાય અને પોષાય. પણ અમલ કરવામાં વિલંબ થાય તો ભાવના ઊડી જાય અને હૃદય કોરું રહી જાય. 'તરત દાને મહાપુણ્ય' જેવી કહેવતો પાછળ આવા સ્વભાવની સમજણ રહી હોય છે.

આપણાં બધાંના જીવનનું નિરીક્ષણ કરીશું તો જણાઈ આવશે કે શુભ ભાવનાઓનો ઊભરો આવે ત્યારે તેને જીવનમાં વણી ન લીધી હોય તો તે ભાવના અદૃશ્ય થઈ જાય છે અને તેનું કશું ફલપ્રદ પરિણામ નથી આવતું. પછી પાછી જની ટેવો સવાર થઈ જાય છે અને આપણે ચાલુ ઘરેડમાં ચાલ્યા કરીએ છીએ. તેથી જ ડાહ્યા માણસોએ શુભ વૃત્તિઓને જીવનમાં ઉતારવા માટેનું સૂત્ર પેલી કાવ્યપંક્તિઓ મુજબ 'આજ, આજ, ભાઈ

અત્યારે '(શુભસ્ય શીઘ્રમ્) એ રાખવાનું સૂચવ્યું છે; જીવનશુદ્ધિ માટેનો એ મંત્ર ગાયો છે.

[ ૨ ]

આ વિશે એક મિત્ર જોડે વાત થતી હતી. તેમણે કહ્યું : 'ભાવનાને તત્કાળ અમલમાં મૂક્યા પછી પસ્તાવું પડયું હોય અને ભાવના મુજબ વર્તી નાખવાથી પોતે ગુમાવ્યાનો વસવસો રહ્યો હોય તેનું શું ?'

આ વાતે મને ભૂતકાળમાં ધકેલ્યો. હું કોલેજમાં ભણતો હતો ત્યારનો એક પ્રસંગ મારી નજર સામે તરી રહ્યો. એક વાર મેં પાટલૂન અને કોટ માટે સરસ ગરમ કાપડ ખરીદ્યું. કાપડ ખૂબ સરસ હતું તેથી હું ખુશ હતો. બેત્રણ દિવસ પછી મારા મિત્રને એ ભેટ આપવાનો વિચાર આવ્યો અને બીજે જ દિવસે મેં એમને એ કાપડ ભેટ આપી દીધું. ભાવનાને તત્કાળ અમલમાં મૂકી તેનો મેં નિર્મળ આનંદ અનુભવ્યો. થોડા દિવસ વીત્યા પછી મને એક ક્ષણ વિચાર આવી ગયો ..'મે ભેટમાં એ કાપડ નકામું આપી દીધું. મારી પાસે બીજું કાપડ ખરીદવાના પૈસા નથી. મે જ કોટ–પેન્ટ સિવડાવી લીધા હોત તો સારું. એને એની જરૂર પણ નહોતી. મારાથી ઉતાવળ થઈ ગઈ.' પણ થોડી ક્ષણો બાદ તેનો પ્રત્યાઘાત મારા મનમાં થયો :

'હું ઉદાત્ત મૈત્રી અને નિર્મળ પ્રેમની વાતો કરું છું અને આવો વિચાર મારા મનમા આવી ગયો! મારામા સંસ્કારીતાની ખામી છે. એ મિત્ર કેટલો ઉદાત્ત હતો! હું ભેટ આપતો હતો ત્યારે એની ઇચ્છા એ સ્વીકારવાની નહોતી, મારે જ તેનો ઉપયોગ કરવો એવો તેનો આગ્રહ હતો. પણ મેં ખૂબ આગ્રહ કર્યો તેથી નહિ સ્વીકારું તો હું દુભાઈશ એમ માની તેણે મારી ભેટ સ્વીકારી.' મારા મનમાં આવો વિચાર આવ્યો તે માટે હું શરમાયો. થોડી પળોમાં હું ફરી ભાવનાશીલ બની ગયો અને મિત્રને હું

એ ભેટ આપી શક્યો તેનો સાત્ત્વિક આનંદ મેં અનુભવ્યો. જો આત્મપૃથક્કરણ કરીને વિવેકથી ઉદાત્ત મિત્રભાવનાને હું પોષણ આપી શક્યો ન હોત તો કદાચ મને પસ્તાવો થાત અને ઉતાવળ કરી એહાનો અફસોસ થાત.

ખરી વાત એ છે કે ઉદાત્ત ભાવનાઓના બીજ કાર્યભૂમિમાં વાવવાથી તે હમેશાં ઊગી નીકળે છે એ વાત ખરી નથી. ભાવનાશીલતાનો વરસાદ વરસતો રહેવો જોઈએ. એમ થાય તો જ બીજ ફળદાયી નીવડે. ભાવનાશીલતાના વરસાદ વિનાની સૂકી ભૂમિમાં બીજ વેડફાઈ જાય. એટલે ભાવના તત્કાળ અમલમાં મુકાય તો તેનું સારું પરિણામ આવે એ વાત જેટલી સાચી છે, તેટલી જ એ ભાવના અમલમાં મૂકયા પછી કાર્ય કર્યાનો વિશુદ્ધ આનંદ ન રહે તો ભાવનાશીલતામાં ઊણપ આવે અને પછી પસ્તાવો થાય એ વાત પણ સાચી છે.

કોઈ વાર દાન કર્યા પછી દાતાની આર્થિક સ્થિતિ વિષમ થાય તો તેને પશ્ચાત્તાપ થાય એ કલ્પી શકાય તેવી વસ્તુ છે. એટલે દાન અવિચારી ન હોય તે વિશે જાગ્રત રહેવું જોઈએ. ભાવનાશીલતા અને અવિચારી પગલું એ બે તદ્દન ભિન્ન વસ્તુઓ છે. આ બેનો ભેદ સમજી લેવો ઘટે. એક ઉદાહરણ દ્વારા એ સ્પષ્ટ કરું. મારા એક સગા હતા. એમને પુત્ર નહોતો. સ્થિતિ સારી ગણાય તેવી હતી. એક પુત્રી હતી. એ પુત્રીને એક પુત્ર હતો. આ મારા કુટુંબીજન વૃદ્ધ થયા હતા. તેમને દીકરી પ્રત્યે અપાર પ્રેમ હતો. દીકરીને પિતા માટે એવો જ પ્રેમ હતો. પ્રેમના ઉત્સાહ-આવેશમાં એક દિવસ આ વૃદ્ધ જને પોતાની સઘળી મિલકત પુત્રીને કાયદેસર લખી દીધી. અશક્ત થયા ત્યારે પુત્રીને ત્યાં રહ્યા. પુત્રી સારી રીતે રાખતી હતી. કમનસીબે પુત્રી મૃત્યુ પામી. પછી જમાઈ અને ભાણેજે એ વૃદ્ધની દુર્દશા કરી એમને કાઢી મૂકયા. અનાથાશ્રમમાં મૂકવાનો વારો આવ્યો. પણ અમારા કુટુંબીઓએ મળી જીવે ત્યાં

સુધી રહેવા જમવાની વ્યવસ્થા કરી આપી. મિલકત આપી દીધાને આવૃદ્ધ જનને છેક સુધી પસ્તાવો રહ્યો. મિલકત લખી આપવામાં દીકરી માટેનો પ્રેમ હતો તેની સાથે દીકરી અને જમાઈ છેક સુધી તેમને સારી રીતે રાખશે તેવી ગણતરી હતી. ગણતરી ખોટી પડી. આવી સ્થિતિમાં અવિચારી અને ઉતાવળિયું પગલું ભરવાને બદલે વિલ કરી પોતાની હયાતી પછી પુત્રીને મિલકત મળે તેમ કર્યું હોત તો વિષમ સ્થિતિ અટકત. ભાવનાશીલતાથી પ્રેરાયેલું કાર્ય પણ વિવેકથી કરવું જોઈએ, ઉતાવળ કે અવિચારી રીતે નહિ.

મનમાં સારો કે ખરાબ કોઈ પણ તરંગ ઊઠે તે પ્રમાણે વર્તવાની ટેવ સારી નથી. સારું કરવાનો વખત આવે ત્યારે એ વસ્તુ ખરેખર સારી છે કે નહિ તેની ચકાસણી વિવેકબુદ્ધિ દ્વારા કરી લેવી જોઈએ. ચકાસણી કરવાથી ભાવના ઊડી જશે એમ માનવાની જરૂર નથી. ઊલટું, વિવેકબુદ્ધિથી કરેલું કાર્ય કદી પણ પસ્તાવો ઉત્પન્ન નહિ કરે.

માત્ર એટલી સાવચેતી રાખવાની કે વિવેકબુદ્ધિને નામે સ્વાર્થ કે આળસ શુભ ભાવનાને કુંઠિત કરી ન નાખે. દાન માટે ફંડફાળા થાય ત્યારે આવેશ કે ઉતાવળથી મોટી રકમ લખાવ્યા પછી આપવાનું મન નથી થતું એ આ કારણે. ઉતાવળિયા નિર્ણયથી કે કોઈ અંગત સ્વાર્થથી પ્રેરાઈને કરેલા દાનના કાર્યમાં પસ્તાવાને અવકાશ રહે છે. પણ અંગત સ્વાર્થ જેમાં ન હોય પણ બીજાને હિતકારક અને તેવી કોઈ પણ ભાવનાને અમલમા મૂકવાથી સુફળ જ આવે છે, પસ્તાવાનો સંભવ નથી. કહેવતોની પાછળ આવો બધો અનુભવનિચોડ રહ્યો હોય છે.

## ૪૯ સંસ્કારઘડતર અને બાહ્ય વર્તન

કોઈ પણ વ્યક્તિના ઘડતરમાં સંયોગો પણ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે તે સુપ્રસિદ્ધ અને સર્વસ્વીકૃત હકીકત છે. વ્યક્તિનું ઘડતર વારસાજન્ય ગુણ, લક્ષણો, કૌટુંબિક વાતાવરણ, શિક્ષણ ઇત્યાદિ અનેક પરિબળોથી થાય છે એ પણ એટલી જ જાણીતી હકીકત છે. પહેલી હકીકત માણસના બાહ્ય વર્તનના મૂળમાં રહેલી છે, જ્યારે બીજી હકીકત માણસના સંસ્કારઘડતરમાં રહેલી હોવાથી તેના આંતરિક ચારિત્ર્યઘડતરની સાથે સંકળાયેલી છે. એટલે સંયોગો બદલાતાં બહારથી ખૂબ ગૌરવશીલ કે રુઆબદાર લાગતી વ્યક્તિ હીન કે હીન વર્તનવાળી બની જાય છે. જ્યારે આંતરિક ચારિત્ર્યઘડતરવાળી વ્યક્તિનું વર્તન કોઈ પણ સ્થિતિમાં લગભગ એકસરખું

રહે છે. અલબત્ત, આ બંને પરિબળો હંમેશાં એકબીજાથી તદ્દન ભિન્ન હોય છે એમ નથી; સંમિશ્ર પરિબળોથી ઘડાયેલા માણસનું વર્તન સંજોગો બદલાતાં જુદા જ પ્રકારનું બની જાય છે. તેથી જ સંયોગો બદલાતાં વ્યક્તિનું વર્તન કેવું થશે એ કહેવું કે કલ્પવું મુશ્કેલ બની જાય છે. ઘણી વાર વ્યક્તિને પોતાને પણ એના વર્તનમાં થતા ફેરફારનો જરાય ખ્યાલ રહેતો નથી એ પણ એટલી જ સાચી હકીકત છે.

એક ગૌરવશીલ અને રુઆબદાર વકીલના સંજોગો બદલાતાં તેનું વર્તન કેવું દીનહીન અને વિકૃત બની ગયું હતું તેનું એક સ્મૃતિચિત્ર મારા મનમાં આબેહૂબ કોરાઈ ગયું છે.

એક દેશી રાજ્યમાં મારું બાળપણ વીતેલું હતું. અમારી શેરીમાં એક મોટા ડેલા–ડેલીવાળું રુઆબદાર ઘર હતું. બેએક પેઢીથી પરપ્રાન્તમાંથી આવેલું એક પરભાષી કુટુંબ તેમાં રહેતું હતું. મૂળ તો અમારા ગામના મહારાજાના કુટુંબીજનના કારભારી તરીકે એ ઘરના માલિક પરપ્રાન્તમાંથી આવેલા હતા, અને એ ઘર, એ મહારાજાના એ ભાયાતે જ એમને બક્ષિસ આપેલું હતું. અમારી મધ્યમવર્ગીય કે ગરીબ વસતિના લત્તામાં એ રુઆબદાર ઘર એમાં રહેનારના વૈભવની સાક્ષી પૂરતું હતું. અમે સૌ વિસ્મયપૂર્વક એ ઘરને તથા ઘરમાં રહેનારાંઓને જોતાં.

હું નાનો હતો ત્યારે એ ઘરના મૂળ પુરુષ ગુજરી ગયા હતા. પણ પછી એમના પુત્ર અમારા રાજવીના ભાયાતના પુત્રનું કારભારું કરતા હતા. રાજવીને અને એમના આ ભાયાતને કાંઈક વાંધો પડ્યો અને એને પરિણામે રાજ્યે એમનો મોટા ભાગનો ગરાસ પડાવી લીધો. એટલે એ ભાયાતની આર્થિક સ્થિતિ ઘસાઈ અને એમની સાથે એમના કારભારીની પણ સ્થિતિ ઘસાઈ. એ કારભારીનો પુત્ર મારી સાથે ભણતો. અમારી બંનેની ખૂબ મૈત્રી હતી એટલે હું એને ઘેર જાઉં અને એ મારે ઘેર આવે. કારભારીની

સ્થિતિ ઘસાઈ તોપણ એ તો ભાંગ્યું તોયે ભરચ હતું. એમના મોટા ડેલા–ડેલીની ભભકથી હું અંજાતો. મારા મિત્રના પિતા—એ કારભારી—બક્ષીજીના ગૌરવભર્યા નામથી ઓળખાતા. એમનું પડછંદ શરીર, લાંબો કોટ, સરસ ખેસ અને આંટીવાળી પાઘડી એમના રુઆબને શોભાવતાં.

એમના પુત્રનો મિત્ર હોવાથી મારા પ્રત્યે તેમની સારી મમતા હતી. એ, અમને બોલાવે તેમાંયે અમારું ગૌરવ વધતું હોય એમ અમને લાગતું; અમે તેથી રાજી થતા. બક્ષીજીના કુટુંબ સાથે મારે પરિચય છે, તેથી અમારા ગરીબ પાડોશીઓ—હું પણ ખૂબ ગરીબ સ્થિતિનો હતો—ઉપર મારોયે વટ પડતો. એમની સ્થિતિ ઘસાઈ ગઈ હતી તોયે એમનો રુઆબ તો એવો ને એવો જ રહ્યો હતો. આખીયે શેરી એમનાથી અંજાતી.' તે જુદા જ વર્ગના છે, ઉચ્ચ વૈભવશાળી કે સત્તાધારી વર્ગના છે, એવી રીતે વર્તતા અને અમે પણ એમને એવા જ લેખાતા. બક્ષીજી બહાર નીકળે ત્યારે બધા અદબ-પૂર્વક એમના પ્રત્યે જોતા.

પછી તો મે મારું ગામ છોડયું. હું કોલેજમાં અભ્યાસ કરવા ગયો. થોડાં વરસો પછી મારો એ મિત્ર એટલે કે બક્ષીજીનો પુત્ર ગુજરી ગયો એવા સમાચાર મને મળ્યા. વેકેશનમાં ઘેર જાઉં ત્યારે હું અવશ્ય બક્ષીજીને મળતો. મને એ સ્નેહ અને મમતાથી બોલાવે. એમની ઘરની સ્થિતિ ઘસાતી જતી હતી તે હું જોઈ શકતો હતો. લોકો હવે તેમના પ્રત્યે બહુ માનપૂર્વક નહોતા જોતા એ પણ હું જોઈ શકતો હતો. એમના રુઆબદાર ઘરના બાહ્ય ભાગે પણ બક્ષીજીની ઘસાયેલી સ્થિતિની સાક્ષી પૂરવી શરૂ કરી દીધી હતી. બક્ષીજીના વર્તનમાં રહેલો રુઆબ પણ ઘટી ગયો હતો; અને બાહ્ય ઘર જાણે એમના આંતરિક વ્યક્તિત્વનું પ્રતિબિંબ પાડતું હોય તેમ તેજહીન હવે ભાસતું હતું. એમનું આંતરિક તેજ જરાય ઓછું નથી થયું એમ માનીને હું તો એમના પ્રત્યે તેવા જ પૂજ્યભાવથી

જોતો. એમનું ગૌરવ ખંડિત થયું હોય એવી તેમની મૂર્તિને હું નિહાળવા તૈયાર નહોતો એટલે એમના ભગ્નગૌરવમાંયે હું તેમની મૂળની જ આકૃતિ કલ્પતો. પછી તો વરસો સુધી તેમને મળવાનું નહોતું બન્યું. એમની સાથે કે એમના કુટુંબીજનો સાથે પત્ર-વ્યવહાર નહોતો એટલે એમના વિશે મને કશી જ માહિતી નહોતી.

અમને મળ્યાને ૫ દરેક વરસ વીતી ગયા હતાં. હું પ્રસંગોપાત્ત મારે ગામ ગયો હતો. બક્ષીજીને મારા આવ્યાના ખબર મળ્યા એટલે ત્રણેક દિવસ પછી તેઓ બપોરે મારે ત્યાં આવ્યા. એમનું શરીર ખખડી ગયું હતું. એમના શરીર ઉપર મેલાં અને ફાટેલા કપડાં હતાં મુખ ઉપર દીનતા હતી. એમના આ દેખાવથી મેં એક પ્રકારની ઊંડી વેદના અનુભવી મેં એમનું પહેલાની જેમ અત્યંત આદરથી સ્વાગત કર્યું. એમણે મને કહ્યું. 'આપ બહુ સારી સ્થિતિએ છો એ જાણીને મને ખૂબ ખુશી થઈ.'

મેં કહ્યું : 'આપ તો મારા પિતા સમાન છો. મને " આપ " કહીને ન શરમાવો. પહેલાની જેમ તુંકારે બોલાવવાનો આપને હક છે.' ૫ દરેક વરસના ગાળામાં એમનામાં શો ફેરફાર થયો હશે એ હું શું જાણું ? મારા મનમાં તો એમની પૂર્વ સ્થિતિની જ મૂર્તિ હતી.

એમણે કહ્યું : 'મારે આપની સાથે ખાનગી વાત કરવી છે.' મેં હૃદયપૂર્વક ના કહ્યા છતાંયે એમણે મને 'આપ' ફરીથી કહ્યું તેથી મેં ખૂબ દુઃખ અનુભવ્યું. મેં કહ્યું : 'ચાલો, આપણે અંદરના ઓરડામાં બેસીએ ' એમ કહીને હું એમને અંદરના ઓરડામાં લઈ ગયો

થોડી વાર પછી એ ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યા હું તો આભો જ બની ગયો શું બોલવું એ જ નહોતું સૂઝતું આવા સિત્તેરેક વર્ષના વૃદ્ધ પુરુષ, જેમને હું પિતા સમાન ગણતો હતો અને જેમની ભવ્ય અને પ્રતાપી મૂર્તિને નાનપણમાં હું અત્યંત

આદરભાવથી નમતો હતો તેમને આવી રીતે ચોધાર આંસુએ રડતા જોઈને મારી આંખમાં આંસુ આવ્યાં. થોડી વાર પછી એમનું રડવું બંધ થયું ત્યારે મેં મારાં આંસુ લૂંછતાં કહ્યું કે, 'આપ વિના સંકોચે આપને જે કહેવું હોય તે કહો.'

તેમણે કહ્યું: 'મને મારા પુત્રો ખૂબ દુઃખ દે છે. સારું ખાવાયે નથી આપતા. મારી સાથે બોલતાયે નથી. મને તુંકારે બોલાવે છે. પણ આ બધું તો છેલ્લાં પાંચ વરસથી સહન કરું છું. આપ સારી સ્થિતિ ઉપર છો એટલે આપની પાસેથી મારે દસ રૂપિયા જોઈએ છે. મારે કોઈ વાર દેવદર્શને જવું હોય ત્યારે કાંઈક પૈસા મૂકવા હોય તો કામ આવે. આ મારું પહેરણ ફાટી ગયું છે તેથી એ પણ સિવડાવવું છે. અને હુંયે માણસ છું. અત્યારે કેરીની સીઝન છે એટલે મને કેરી ખાવાનુંયે મન છે. કોઈ વખત બીડી પીવાનું મન થાય છે. તેને માટે પૈસા હોય તો કામ આવે, ગાંઠિયા ખાવાનીયે કોઈ વાર ઇચ્છા થાય છે, પણ આ પૈસા આપો તે છાના જ આપજો. કોઈને ખબર ન પડે.'

આ વાત સાંભળીને હું પોતે ભાનમાં છું અને ખરેખર બક્ષીજીને સાંભળી રહ્યો છું કે કેમ તેની જ મને શંકા ઊઠી. હું જાણે કોઈ અગમ્ય પ્રદેશમાં આવી પડેલો અજાણ્યો હોઉં એમ અનુભવ્યું. બે મિનિટ સુધી અવાક્ બની રહ્યો. પછી સ્વસ્થ થઈને કહ્યું: 'હું તમારા મોટા પુત્રને ઓળખું છું અને તમને બધી સગવડ મળે તેવી વ્યવસ્થા કરું છું.'

પણ આ સાંભળતાં એ મોટેથી બોલી ઊઠ્યા: 'ના, ના; તમે એમ મારા પુત્રને કહેશો તો હું તેમને બદનામ કરું છું એમ કહીને મને ત્રાસ આપશે. તમે મને દસ રૂપિયા આપો તે મારા દીકરાને ખબર ન પડે તે ખાસ જોજો.' અસ્વસ્થ ચિત્તે હું કશો જ વિચાર ન કરી શક્યો. મેં એમને જોઈતા પૈસા આપ્યા અને પછી ફરી મળવા કહ્યું. તેઓ ગયા મારા ઘરમાંથી પણ મારા મનમાં

તો ઊંડું ઘર ઘાલી ગયા.

મેં પછી તપાસ કરી. ખબર મળી કે બક્ષીજીને એમની આર્થિકસ્થિતિ બગડયા પછી આમ બહારથી પૈસા માગવાની ટેવ છેલ્લાં સાત-આઠ વરસોથી પડી છે એટલે જ એમના પુત્રો એમના પ્રત્યે કડકાઈ રાખે છે. હું એમની બાબતમાં ઊંડો ઊતરી શકું એટલો સમય નહોતો. એમના પુત્રને કહીને એમની સ્થિતિ બગાડવી મને ગમી નહિ. પરંતુ આ 'બક્ષીજી' એ મૂળના બક્ષીજી હોય તેમ માનવાનું મારે માટે અઘરું થઈ પડયું. આગળની સત્તાવાહી વર્તણૂક એ ક્યાં ઊડી ગયાં અને આ દીનતા અને આ વિકૃતિ ક્યાંથી આવ્યાં તેના વિચારમાં હું પડી ગયો. આગળના સંયોગો અદૃશ્ય થતાં એમની મોટાઈ પણ અદૃશ્ય થઈ ગઈ! એ 'મોટાઈ' શું માયાવી હતી? અનેકને ગરીબ સ્થિતિમાંયે ગૌરવવંતા જોયા છે, સ્વમાની જાણ્યા છે, પણ એ બધા એમના આંતરિક વ્યક્તિત્વના ઘડતરને લઈને હશે? બક્ષીજી તો બાહ્ય સંયોગોથી ઘડાયા હતા તેથી જ વર્તનવિકૃતિ થઈ હશે? આવા આવા વિચારો હજીયે બક્ષીજીનું સ્મરણ થતાં મૂંઝવ્યા કરે છે.

નગર સ્ટેશન નજીક જ બસ-સ્ટેન્ડ છે, અને દર દોઢ કલાકે ત્યાંથી બે-ત્રણ બસો એ વખતે ઊપડે છે. હું બસની ટિકિટ રિઝર્વ કરાવી રાખીશ. બે વાગ્યાની બસ પકડીશું. પંચાવન માઈલની મુસાફરી છે એટલે સાંજે પાંચેક વાગ્યે ઘેર પહોંચી જઈશું.' ત્યાર પછી બીજી અનેક વાતો કરી અને અમે જુદા પડયા. શનિવારે એક્સપ્રેસમાં જવાનું નક્કી કરી નાખ્યું હતું, અને એ મુજબ શનિવારે હું ઊપડયો.

એ જ ગાડીમાં મારા બીજા એક સ્નેહી હતા. તે પોતાને ત્યાં પૂના જતા હતા. એમને ત્યાં જમીને મારે જવું એવો એમનો આગ્રહ હતો. પણ મારા મિત્ર સ્ટેશને આવવાના છે અને જમવાનું અગાઉથી એણે નક્કી કરી રાખ્યું હશે એટલે તમારે ત્યાં હું નહિ આવી શકું એમ મેં તેમને કહ્યું અને હું શિવાજીનગર સ્ટેશને બારેક વાગ્યે ઊતરી પડયો. સ્ટેશન ઉપર મેં મારા મિત્રને ન જોયા એટલે મારી નિરાશાનો પાર ન રહ્યો. શું કરવું એ મને ઘડીક વાર તો ન સૂઝયું. કદાચ આવતાં વહેલુંમોડું થયું હશે એમ વિચારીને અર્ધોએક કલાક સ્ટેશને એની મેં રાહ જોઈ. હું ભૂખ્યો હતો. ક્યાં જવું અને શું કરવું એની હું વિમાસણમાં પડયો:

'દસ વરસની ગાઢ મૈત્રી હતી, છતાંય એણે નકામો મને આવી રીતે આંટો ખવરાવ્યો એવી શંકા મારા મનમાં ઉત્પન્ન થઈ.' એણે વિવેક કર્યો, પણ હું કેવો મૂર્ખો કે એના વિવેકને સાચો માની લઈને આમ હેરાન થયો. એવાએવા વિચારો મને આવવા લાગ્યા. એના ઉપર ખૂબ ચીડ ચડી, મારું જાણે ઇરાદાપૂર્વક અપમાન કર્યું હોય તેવુંયે મને લાગ્યું. વળતી ગાડીમાં પાછા મુંબઈ ચાલ્યા જવું એવો વિચાર કર્યો. ' પણ વળી પાછું મનમાં થયું:

'એમ તો એ ન જ કરે. મારા તરફ અત્યંત પ્રેમ છે એ તો મેં દસ વરસ સુધી સતત અનુભવ્યું છે. એટલે પાછા તો ન જ જવાય. ગમે તે કારણે એ ન આવી શકયો હોય તોયે હું જરૂર

જઈશ અને એને શરમાવીશ.'

અન્તે મેં શિવાજીનગરથી બસ-સ્ટેન્ડનો રસ્તો પકડ્યો. જુન્નરની બસમાં બેઠો અને થોડો નાસ્તો કરી શાંત થયો. પણ મારું ચિત્ત ચકડોળે ચડ્યું હતું અને એ મિત્રની લાગણીમાં શંકા ઉત્પન્ન કરતા જ વિચારો મને મુખ્યત્વે આવતા હતા. ક્રોધ, ચીડ, આવેશ મારા ચિત્તને રૂંધી રહ્યાં હતાં. દસ દસ વરસની અત્યંત નિર્મળ લાગણી સતત અનુભવી હતી તોયે એના વિશે અનેક પ્રકારની શંકાઓ મારા મનમાં ઊભી થઈ હતી. આપણું મન કેવું ચંચળ અને અહંકેન્દ્રી હોય છે એનો મને સારો અનુભવ થયો. એને ઘેર પહોંચીને એને શું શું કડવાં વચનો કહેવાં એ પણ મેં મનમાં વિચારી લીધું હતું. ક્યાંયે નિર્મળ સ્નેહ છે જ નહિ— એવા સત્રનું મારું ચિત્ત પારાયણ કરી રહ્યું હતું. અલબત્ત, હું જ નિર્મળહૃદયી અને લાગણીશીલ છું અને દુનિયા એવી નથી એમ હું પ્રતીતિપૂર્વક માનતો થઈ ગયો હતો. પાંચ, સાડા પાંચે જુન્નર આવ્યું. ત્યાંના બસ-સ્ટેન્ડે એ મિત્ર આવ્યો હશે એમ મનમાં થતું હતું, પણ બસ-સ્ટેન્ડેયે એ નહોતો. 'એને મારી શું પડી હોય કે એ મારી મુશ્કેલીનો વિચાર કરે!'—એ મારી એ વખતની મનોવૃત્તિ હતી. જુન્નર મેં જોયું નહોતું એટલે એક મજૂર પાસે સામાન ઊંચકાવી એનું ઘર પૂછતોપૂછતો હું છેવટે પહોંચ્યો.

ઘરમાં ગયો કે તરત એના પિતાએ મને આશ્ચર્યપૂર્વક પૂછ્યું: 'કેમ, તમે એકલા? ક્યાં ગયો તમારો મિત્ર? એ તો તમને લેવા માટે પૂના ગયો છે! પૂનાથી સાંજની મોડી બસ આવે છે તેમાં આવીશું એમ કહીને ગયો છે.'

'અરે, મેં તો અર્ધો કલાક સુધી સ્ટેશને એની રાહ જોઈ! પણ છેવટે એનો પત્તો ન લાગ્યો એટલે હું એકલો અહીં આવી પહોંચ્યો.' મેં કહ્યું. શું થયું હશે એની અમને કશી જ સમજ

## ૫૦ આત્મલક્ષી દૃષ્ટિની સંકુચિતતા

શિક્ષણ, અભ્યાસ, ચિંતન, પરિશીલન ઇત્યાદિથી આપણી બુદ્ધિ સૂક્ષ્મ અને તીવ્ર બને છે તથા આપણી સમજ કેળવાય છે એ ખરું. પણ ઘણી વાર જીવનવ્યવહારના અનુભવમાંથીયે અત્યંત મૂલ્યવાન શિક્ષણ મળે છે એટલું જ નહિ, પણ તે અનુભવ આપણને યોગ્ય દૃષ્ટિબિન્દુ કેળવવામાં મદદરૂપ થાય છે અને અન્તે વ્યક્તિગત અને સામાજિક જીવનની સફળતા માટે પણ ઉપયોગી થઈ પડે.

થોડાં વર્ષો પહેલાંની વાત છે. એક વાર વેકેશનની રજાઓ પડી ત્યારે મારા અત્યંત નિકટના મિત્રે મને લાગણીપૂર્વક કહ્યું: ‘મારે તો આ વેકેશનમાં મારા વતન ગુજરાતમાં ગયા વગર છૂટકો

નથી; મારા પિતાશ્રીની પાસે મારે થોડા દિવસ રહેવાનું છે. મારી ખાસ ઇચ્છા છે કે તમે પણ આવો. તમારા આવવાથી મારા દિવસો હું આનંદમાં ગાળી શકીશ અને તમને પણ થોડા દિવસ આરામ મળશે. હું આવતી કાલે જઉં છું. બને તો કાલે મારી સાથે જ આવો ને?'

'મારે હમણાં ચાર–પાંચ દિવસ અહીં રહેવું અનિવાર્ય છે. પછી હું જો ફુરસદ મળશે તો એ દિવસ જરૂર આવી જઈશ.' મેં કહ્યું.

'એમ નહિ. તમે મને નક્કી કરીને અત્યારે જ એ દિવસ કહો હું પૂના તમને લેવા આવીશ. પૂનાથી જુન્નર બસ-સર્વિસ છે એટલે આપણે પૂનાથી બસમાં સાથે જઈશું. જુન્નરમાં શિવાજીનો કિલ્લો છે એ પણ જોવાશે અને આસપાસની બીજી જગ્યાઓ પણ આપણે જોઈશું.' એણે કહ્યું.

મારી પણ જવાની ઇચ્છા હતી. એક તો અમારી ઘનિષ્ઠ મૈત્રી હતી એટલે આવી રીતે બેચાર દિવસ સાથે રહેવાના મળે એ મને ગમતી વાત હતી. મારે પણ આરામની જરૂર હતી. એટલે મેં કહ્યું: 'હું જરૂર આવીશ અને આવતાં અગાઉ તમને પત્ર લખીશ.' પણ આ મિત્ર એટલો બધો લાગણીશીલ હતો કે મારો જવાબ સાંભળીને બોલી ઊઠ્યો: 'મારે એવો અનિશ્ચિત જવાબ નથી જોઈતો. દિવસ અને ટ્રેઈન અત્યારે જ નક્કી કરીને કહો.'

'ઠીક, ત્યારે આવતા શનિવારે સવારે પૂના એક્ષપ્રેસમાં હું પૂના આવી પહોંચીશ; બારેક વાગ્યે પૂના સ્ટેશને ગાડી આવે છે ત્યારે તમે હાજર રહેજો.' મેં પણ એટલા જ ઉમળકાભેર જવાબ આપ્યો.

'હું જરૂર એક્ષપ્રેસ ઉપર હાજર રહીશ.' આનંદપૂર્વક તેણે કહ્યું. પછી એણે મને વાતવાતમાં કહ્યું કે 'તમે પૂના સ્ટેશને ઊતરવાને બદલે આગલા સ્ટેશન શિવાજીનગર જ ઊતરજો. શિવાજી-

નગર સ્ટેશન નજીક જ બસ-સ્ટેન્ડ છે, અને દર દોઢ કલાકે ત્યાંથી બે-ત્રણ બસો એ વખતે ઊપડે છે. હું બસની ટિકિટ રિઝર્વ કરાવી રાખીશ. બે વાગ્યાની બસ પકડીશું. પંચાવન માઈલની મુસાફરી છે એટલે સાંજે પાંચેક વાગ્યે ઘેર પહોંચી જઈશું.' ત્યાર પછી બીજી અનેક વાતો કરી અને અમે જુદા પડ્યા. શનિવારે એક્સપ્રેસમાં જવાનું નક્કી કરી નાખ્યું હતું, અને એ મુજબ શનિવારે હું ઊપડ્યો.

એ જ ગાડીમાં મારા બીજા એક સ્નેહી હતા. તે પોતાને ત્યાં પૂના જતા હતા. એમને ત્યાં જમીને મારે જવું એવો એમનો આગ્રહ હતો. પણ મારા મિત્ર સ્ટેશને આવવાના છે અને જમવાનું અગાઉથી એણે નક્કી કરી રાખ્યું હશે એટલે તમારે ત્યાં હું નહિ આવી શકું એમ મેં તેમને કહ્યું અને હું શિવાજીનગર સ્ટેશને બારેક વાગ્યે ઊતરી પડ્યો. સ્ટેશન ઉપર મેં મારા મિત્રને ન જોયા એટલે મારી નિરાશાનો પાર ન રહ્યો. શું કરવું એ મને ઘડીક વાર તો ન સૂઝ્યું. કદાચ આવતાં વહેલુંમોડું થયું હશે એમ વિચારીને અર્ધોએક કલાક સ્ટેશને એની મેં રાહ જોઈ. હું ભૂખ્યો હતો. ક્યાં જવું અને શું કરવું એની હું વિમાસણમાં પડ્યો:

'દસ વરસની ગાઢ મૈત્રી હતી, છતાંય એણે નકામો મને આવી રીતે આંટો ખવરાવ્યો એવી શંકા મારા મનમાં ઉત્પન્ન થઈ. એણે વિવેક કર્યો, પણ હું કેવો મૂર્ખો કે એના વિવેકને સાચો માની લઈને આમ હેરાન થયો. એવાએવા વિચારો મને આવવા લાગ્યા. એના ઉપર ખૂબ ચીડ ચડી. મારું જાણે ઇરાદાપૂર્વક અપમાન કર્યું હોય તેવું યે મને લાગ્યું. વળતી ગાડીમાં પાછા મુંબઈ ચાલ્યા જવું એવો વિચાર કર્યો.' પણ વળી પાછું મનમાં થયું: 'એમ તો એ ન જ કરે. મારા તરફ અત્યંત પ્રેમ છે એ તો મેં દસ વરસ સુધી સતત અનુભવ્યું છે. એટલે પાછા તો ન જ જવાય. ગમે તે કારણે એ ન આવી શક્યો હોય તોયે હું જુન્નર

જઈશ અને એને શરમાવીશ.'

અન્તે મેં શિવાજીનગરથી બસ-સ્ટેન્ડનો રસ્તો પકડયો. જુન્નરની બસમાં બેઠો અને થોડો નાસ્તો કરી શાંત થયો. પણ મારું ચિત્ત ચકડોળે ચડયું હતું અને એ મિત્રની લાગણીમાં શંકા ઉત્પન્ન કરતા જ વિચારો મને મુખ્યત્વે આવતા હતા. ક્રોધ, ચીડ, આવેશ મારા ચિત્તને રૂંધી રહ્યાં હતાં. દસ દસ વરસની અત્યંત નિર્મળ લાગણી સતત અનુભવી હતી તોયે એના વિશે અનેક પ્રકારની શંકાઓ મારા મનમાં ઊભી થઈ હતી. આપણું મન કેવું ચંચળ અને અહંકેન્દ્રી હોય છે એનો મને સારો અનુભવ થયો. એને ઘેર પહોંચીને એને શું શું કડવાં વચનો કહેવાં એ પણ મેં મનમાં વિચારી લીધું હતું. ક્યાંયે નિર્મળ સ્નેહ છે જ નહિ—એવા સૂત્રનું મારું ચિત્ત પારાયણ કરી રહ્યું હતું. અલબત્ત, હું જ નિર્મળહૃદયી અને લાગણીશીલ છું અને દુનિયા એવી નથી એમ હું પ્રતીતિપૂર્વક માનતો થઈ ગયો હતો. પાંચ, સાડા પાંચે જુન્નર આવ્યું. ત્યાંના બસ-સ્ટેન્ડે એ મિત્ર આવ્યો હશે એમ મનમાં થતું હતું, પણ બસ-સ્ટેન્ડેયે એ નહોતો. 'એને મારી શું પડી હોય કે એ મારી મુશ્કેલીનો વિચાર કરે!'—એ મારી એ વખતની મનોવૃત્તિ હતી. જુન્નર મે જોયું નહોતું એટલે એક મજૂર પાસે સામાન ઊંચકાવી એનું ઘર પૂછતોપૂછતો હું છેવટે પહોચ્યો.

ઘરમાં ગયો કે તરત એના પિતાએ મને આશ્ચર્યપૂર્વક પૂછ્યું : 'કેમ, તમે એકલા? ક્યાં ગયો તમારો મિત્ર? એ તો તમને લેવા માટે પૂના ગયો છે! પૂનાથી સાંજની મોડી બસ આવે છે તેમાં આવીશું એમ કહીને ગયો છે.'

'અરે, મે તો અર્ધો કલાક સુધી સ્ટેશને એની રાહ જોઈ! પણ છેવટે એનો પત્તો ન લાગ્યો એટલે હું એકલો અહીં આવી પહોંચ્યો.' મેં કહ્યું. શું થયું હશે એની અમને કશી જ સમજ

ન પડી.

'પણ આજ તમે આવવાના છો તેના ઉત્સાહમાં એણે તેર વહેલી બસ પકડી હતી; અહીં કેટલાક મિત્રોને પણ તમારા આવવા વિશે કહી રાખ્યું છે. પૂના પણ બે-ચાર મિત્રોની સાથે તમારો જમવાનો કાર્યક્રમ યોજ્યો છે. આમ કેમ બન્યું એ સમજાતું નથી.' એની પત્નીએ કહ્યું.

આમ કેમ બન્યું હશે એની અમને કશી જ ખબર ન પડી. રાતના આઠેક વાગ્યે એણે ખિન્નતાભર્યે ચહેરે ઘરમાં પ્રવેશ કર્યો. મને જોઈને એ આસો જ બની ગયો. એણે મને કહ્યું : 'અરે, ભલા માણસ તમે ખૂબ મારી ફજેતી કરી! હું તો વહેલો પૂના પહોંચી ગયો. બે-ચાર મિત્રો સાથે આપણો જમવાનો કાર્યક્રમ યોજ્યો હતો. ગાડી આવી તે પહેલાં અધીં કલાક હું અને મારા બીજા મિત્રો તમને લેવા આવી પહોંચ્યા હતા. ગાડી આવ્યા પછી પણ એકેએક ડબ્બો અમે જોઈ વળ્યા. પણ તમારો પત્તો જ નહિ. ચાર વાગ્યાની બસમાં આપણા બંનેને માટે રિઝર્વેશન પણ કરાવી રાખ્યું હતું. મારા મિત્રોની પાસે હું ચાટ પડ્યો. તમે વચન આપ્યા છતાં ન આવ્યા એમ માનીને હું અત્યારસુધી ચિડાયેલો જ રહ્યો છું. પણ તમે અહીં પહોંચ્યા કઈ રીતે? સ્ટેશને અપણે એકબીજાને કેમ ન મળ્યા તે જ મને સમજાતું નથી.'

'પણ મનેયે એનું જ આશ્ચર્ય થાય છે! તમારી સૂચના મુજબ હું શિવાજીનગર સ્ટેશને ઊતર્યો અને તમારી રાહ અધો કલાક જોઈ પણ તમને ન જોયા એટલે બસ-સ્ટેન્ડ ઉપર જઈને મેં જુન્નરની બસ પકડી.' મેં કહ્યું.

'શિવાજીનગર? હું તો પૂના સ્ટેશને રાહ જોતો હતો. ઓહ! શિવાજીનગર ઊતરવાનું મેં તમને કહ્યું હતું તે તો મારા ખ્યાલમાં જ ન રહ્યું!'

પછી તો એને મનમાં શા વિચારો આવ્યા હતા તથા મને

શા શા વિચારો આવ્યા હતા એ અમે બંનેએ એકબીજાને નિખાલસતાપૂર્વક કહ્યા. અમને બંનેને લગભગ એકસરખા જ પરસ્પરના અણવિશ્વાસના જ વિચારો આવ્યા હતા. કાંઈક અનિવાર્ય મુશ્કેલીને લીધે એ સ્ટેશને નહિ આવ્યો હોય એવી ઉદારતા મારા મનમાં નહોતી વસી કે કોઈક અનિવાર્ય કારણસર મારું આવવાનું મુલતવી રહ્યું હશે અને સમાચાર આપવા જેટલોયે વખત નહિ રહ્યો હોય એવો ઉદાર વિચાર એને નહોતો આવ્યો.

અમારા બંનેમાં માનવસુલભ નિર્બળતા ઉપરાંત કેવળ આત્મલક્ષી દૃષ્ટિ જ કામ કરી રહી હતી અને બીજાની દૃષ્ટિથી વિચાર કરવાનું અમને સૂઝ્યું નહોતું એમ બંને જોઈ શક્યા. મારે માટે તો આ પ્રસંગમાં કિંમતી બોધપાઠ રહેલો હતો કે કેવળ આત્મલક્ષી દૃષ્ટિ આપણામાં કુશંકાઓ અને ગેરસમજ પેદા કરે છે. અનેક જણના આવી આત્મલક્ષી દૃષ્ટિને કારણે વૈયક્તિક અને સામાજિક સંબંધો કડવા બનેલા મેં જોયા છે. જ્યારે જ્યારે મારા મનમાં કોઈને અન્યાય કરી બેસવાની મનોવૃત્તિ જાગ્રત થાય છે, ત્યારે ત્યારે આ પ્રસંગ યાદ આવે છે; એટલું જ નહિ પણ કોઈ મને અન્યાય કરી બેસે ત્યારેયે તેને સમજી શકવા જેટલી મનોવૃત્તિ આ પ્રસંગે મારામાં પેદા કરી છે એમ મને લાગે છે.

## ૫૧ અનિષ્ટને આપમેળે મરવા દો

મારા એક નિકટના મિત્ર છે અને તે તેમને સાચું લાગે તો ગમે તે ભોગે કાર્ય કરવાના હિમાયતી છે. એમનો હોદ્દો જવાબદારી-ભર્યો છે. એટલે તે જે કાંઈ કરે તેની અસર બીજા ઉપર થયા વિના ન રહે. પરિણામે તેમણે કરેલા કેટલાક સુધારાઓએ અનેક લોકોને નાખુશ કર્યા હતા. બીજા શું કહેશે એ વસ્તુની એમને પરવા નહોતી એમ નહિ, પણ બીજાના દૃષ્ટિબિંદુનો વિચાર કરી લઈ બીજા નાખુશ થશે તે જાણવા છતાં યોગ્ય વસ્તુ કરવાના એ આગ્રહી હતા. કેટલાક લોકોના સ્વાર્થને—હિતને નુકસાન થાય તેવા એમણે સુધારા કર્યા એટલે ઘણા લોકોએ ઊહાપોહ કર્યો. કેટલાંક વર્તમાનપત્રોમાં એમની વિરુદ્ધ ટીકાઓ આવી એટલું જ નહિ પણ અનુદાર આક્ષેપો

પણ થયા. કેટલાક પત્રોએ ગાળો ભાંડી અને એમની ઠેકડી ઉડાડવા માંડી.

એક વાર એક વર્તમાનપત્રમાં એમના તરફ કરેલા આણછાજતા પ્રહારો મને ખૂબ ખૂંચ્યા. મેં એમને કહ્યું કે, 'તમારે આનો જવાબ આપવો જોઈએ અને આવી હીનતાપૂર્વક લખેલી ટીકાઓનો સામનો કરવો જોઈએ. તમે કશો જ જવાબ ન લખો તો લોકોને એમ થાય કે, આવું બધું પત્રોમાં લખે છે તો તેમાં થોડુંક તો તથ્ય હશે જ ને? તમે કેમ એનો જવાબ વાળતા નથી?' એમણે કહ્યું: 'જ્યાં મુદ્દો કે વિચાર સમજવાની વૃત્તિ હોય તેમને આપણે આપણું દૃષ્ટિબિંદુ સમજાવવું જોઈએ. જુદો અભિપ્રાય હોય તો આપણે આપણો અભિપ્રાય સ્પષ્ટતાથી વ્યક્ત કરવો જોઈએ એ મને માન્ય છે. પણ જાણીબૂજીને ગાળો દેવાના કે ઉતારી પાડવાના ઇરાદાપૂર્વક પ્રયાસો જ્યાં કરવામાં આવ્યા હોય ત્યાં મૌન રાખવું એ જ ઈષ્ટ છે. કારણ કે જેમને સમજવું નથી, પણ પ્રહાર કરીને થોડી પ્રશંસા મેળવવી છે તેમને જવાબ આપવાનો ન હોય. આવાં જૂઠાણાં એની મેળે જ નાશ પામે. તે વિશે કશું જ ન કરવું, માત્ર ઉપેક્ષા કરવી એ જ સારો ઉપાય છે.'

આ જવાબથી મને પૂરેપૂરો સંતોષ ન થયો. મેં કહ્યું: 'આપણા તરફ ગમે તેવા હીન આક્ષેપો કરે, ગમે તેવું ખોટું લખે, છતાંય આપણે કશું જ તે વિશે ન કહીએ તો લોકોમાં એવી જ છાપ પડે કે આપણે જવાબ નથી આપતા એટલે એવા આક્ષેપોમાં જરૂર કાંઈક તથ્ય હશે. એને પરિણામે આપણી પ્રતિષ્ઠાને આંચ આવે. એની ગાળોનો કે એના (વર્તમાનપત્રના) પ્રહારોનો તમને ડર નથી લાગતો? એ ગમે તેવી વાહિયાત વસ્તુઓ લખે અને આપણે જવાબ ન આપીએ તો આપણો કેસ લૂલો છે એવો અભિપ્રાય લોકો ન બાંધે?'

તેમણે કહ્યું: 'વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થયેલી હકીકતની થોડી

અસર શરૂશરૂમાં જરૂર લોકો ઉપર થાય, પણ જૂઠાણું ઝાઝો વખત ચાલી શકે નહિ; એનું તો આપમેળે મૃત્યુ થાય. વિચારનો જવાબ આપવાનો હોય, ગાળોનો કે વજૂદ વગરના આક્ષેપોનો નહિ. જવાબ આપીએ તે ઊલટું આપણે જૂઠાણાને મહત્ત્વ આપ્યું લેખાય. લોકોમાં શી અસર થશે એનો ડર રાખવાની જરૂર નથી. દોષિત ડર રાખે; નિર્દોષ તેને ઉવેખે. જુઓ આ વસ્તુ સમજાવવા માટે હું તમને એક સૂચક દંતકથા કહું.' એમ કહી તેમણે સરસ વાર્તા કહી :

એક વાર ગુરુ મત્સ્યેન્દ્રનાથ અને શિષ્ય ગોરખ એ બંને પગે ચાલીને મુસાફરી કરી રહ્યા હતા. ગુરુજીને કોઈ એ સોનાનો ટુકડો ભેટ આપેલો હતો. એક પછેડીમાં તેને વીંટીને એટલે કે તેમાં સંતાડીને તેઓ આગળ ચાલતા હતા. રસ્તામાં ચોર-ડાકુનો ભય હતો જ. એટલે ગુરુજીનું ધ્યાન એ પછેડીવાળા પોટકામાં હંમેશાં રહેતું. વચ્ચે વચ્ચે નદીનાળાં આવે. ગુરુજીને નાવા-ધોવા કે શૌચ માટે જવાનું હોય, ત્યારે એ પોટકું ગોરખને આપતાં પહેલાં અચૂક પૂછે : 'બેટા ગોરખ, ઇધર કોઈ ડર હૈ ?' ગોરખને થાય કે ગુરુજી ક્યા ડરની વાત કરે છે, પણ એને કશું સમજાય નહિ. બીજી વાર પણ રસ્તામાં એક તળાવ આવ્યું અને ત્યાં આરામ લેવાનો વિચાર કર્યો ત્યારે પણ ગુરુજીએ પૂછ્યું : 'બેટા ગોરખ, ઇધર કોઈ ડર તો નહિ હૈ ને ?' આરામ લીધા પછી વળી પાછા બંને ચાલવા લાગ્યા. થોડા માઈલ દૂર ચાલ્યા ત્યાં એક નદી આવી. ગુરુને શૌચ કરવા જવું હતું એટલે પોટલું આપતાં પહેલાં રિવાજ મુજબ પૂછ્યું : 'બેટા ગોરખ, ઇધર કોઈ ડર તો નહીં હૈ ને ?' ગોરખને થયું કે ગુરુજી વારંવાર ડરની વાત કરે છે એટલે કશુંક પોટલામાં હશે. ગુરુજી સ્નાનાદિ માટે દૂર ગયા એટલે ગોરખે પોટલું છોડ્યું, પછેડી ઉખેળી. તેમાંથી સોનાનો ટુકડો નીકળ્યો. ગુરુજીના ડરનું કારણ ગોરખને સમજાયું. ગોરખે નદી નજીક જઈ એ સોનાનો

ટુકડો તેમાં—નદીમાં ફેંકી દીધો. સ્નાનાદિ પતાવીને પાછા ગુરુ-શિષ
આગળ ચાલવા માંડયા. વળી ફરી પાછું એક જળાશય આવ્
અને રિવાજ મુજબ ગુરુજીએ પૂછ્યું : 'બેટા ગોરખ, ઇધર કો
ડર તો નહીં હૈ ને?' ગોરખે આ વેળા જુદો જવાબ આપ્યો
'ગુરુજી, અબ તો કુછ ભી ડર નહીં રહા હૈ.' ગુરુજીએ પૂછ્યું
'કેમ એમ?' શિષ્યે જવાબ આપ્યો : 'ગુરુજી, ડર તો મૈંને વ
નદીમેં ફેંક દિયા. અબ તો સદા કે લિયે કુછ ભી ડર નહીં રહા.
ગુરુજીએ પૂછ્યુ : 'ઇસકા ક્યા મતલબ?' ગોરખે જવાબ આપ્યો
'જિસકા ડર હરહંમેશ આપકો પરેશાન કર રહા થા વહ સોનેકા ટુક
મૈંને નદીમેં ફેંક દિયા!'

આ વાર્તાનો ઉપસંહાર કરતા મિત્રે કહ્યુ : 'આપણામાં સોનાન
ટુકડાની માફક કોઈ છુપાવવાની વસ્તુ હોય તો જ ડર રહે. આપ
માર્ગ સાફ હોય, મન નિર્મળ હોય, કાંઈ ખોટું કરતા ન હોઈએ
તો પછી શા માટે ડર રાખવો?' એટલે કોઈ પણ માણસ
વર્તમાનપત્ર ખોટી વસ્તુ કે ખોટા આક્ષેપ કરે અને આપણામ
છુપાવવાનું કશું ન હોય તો પછી ડર રાખવાનું કશું કારણ ન
રહેતું. ડર ન રાખીએ તો જ આપણે સાચું કામ કરી શકીએ

'પણ આનો અર્થ એમ નથી કે આપણી વિરુદ્ધ લખેલ
વસ્તુઓનો તિરસ્કાર કરવો કે તેની ઉપેક્ષા કરવી. આપણી વિરુદ્ધની
વસ્તુઓ હોય તોયે તેને તટસ્થતાથી તપાસી જોવી. આપણા કાર્યમ
કે વિચારમા ક્યાક દોષ હોય તો જરૂર તેની નોધ લેવી. અને તેને
સુધારવા તત્પર રહેવું. પણ જ્યાં માત્ર વિચારહીન આક્ષેપો કે
અંગત ગાળાગાળી હોય ત્યા તેની ઉપેક્ષા કરવી અને ઉદાસીનતા
સેવવી. જુઠાણું પોતાની મેળે જ મરે છે એ સિદ્ધાંત સનાતન છે
તે લક્ષમા લઈએ તો કોઈ આપણી વિરુદ્ધ હીન આક્ષેપો કરે
આપણે માટે જેમતેમ લખે તો તેને આપમેળે જ મરવા દેવા એ
જ ઉત્તમ માર્ગ છે.'

આ મિત્રનું દષ્ટિબિંદુ મને સમજાયું અને કોણ જાણે કેમ પણ બાઇબલનું અમર વિધાન યાદ આવ્યું: 'Resist not him that is evil'—જકાણુનો સામનો ન કરો—એ આપમેળે મરશે. ટોલ્સ્ટોયે બાઈબલના આ વક્તવ્ય વિશે કહ્યું છે: 'બાઈબલમાંનો આ સિદ્ધાંત મને બહુ જ મહત્ત્વનો જણાય છે. અલબત્ત, આ નકારાત્મક સિદ્ધાંત એ બાઈબલના મર્મનું અર્ધવાક્ય છે અને બીજું છે હકારાત્મક મર્મવાક્ય: બધા પ્રત્યે તું પ્રેમ રાખ.'

આ વિશે સહેજ ઊંડો વિચાર કરતાં લાગે છે કે આપણે બધાં આપણા કેટકેટલા સબંધો આપણે માટે આપણા મિત્રો કે સ્વજનો શું કહે છે તે સાંભળીને બગાડ્યા છે! આપણે માત્ર આપણા મિત્રો કે સ્વજનો જ ગુમાવી બેસીએ છીએ એટલું જ નહિ પણ આપણે કેટલા દુ:ખી થઈએ છીએ! પરિણામ એ આવે છે કે આપણી શક્તિ આવા દુ:ખથી ગુમાવી બેસીએ છીએ એટલું જ નહિ પણ આપણો ઉત્સાહ પણ ઓસરી જાય છે, આપણે વધુ પડતા આળા બની જઈએ છીએ. અને આપણી જાતને નકામી દુ:ખી કરી આપણી શક્તિને અર્થહીન કરી નાખીએ છીએ.

જેમને પોતાની પ્રગતિ કરવી છે, જેમને જીવનમાં કશુંક મૂલ્યવાન કાર્ય કરવું છે તેમણે આ સિદ્ધાંત નજરમાં રાખવા જેવો છે. જગતના કોઈ પણ મહાપુરુષોએ પોતાની નિરર્થક નિંદાની કદીયે પરવા નથી કરી એટલું જ નહિ પણ એનાથી એનો ઉત્સાહ કદીયે અદશ્ય નથી થઈ ગયો—જેમ એમણે પોતાની પ્રશંસાનીયે કદી પરવા નથી કરી, તેમ—ટૂંકામાં કહીએ તો આપણે આપણા કર્તવ્યપાલનમાં બીજાના અભિપ્રાયથી ન દોરવાતાં આપણું પોતાનું આંતરિક મૂલ્ય જાળવી રાખવું જોઈએ. આપણા જમાનામાં ગાંધીજીનું ઉદાહરણ ધ્યાનમાં લઈએ તો તેઓ કદીયે બીજાના અભિપ્રાયથી દોરવાઈને કોઈ કાર્ય કરતા અટક્યા નથી. એમને ગાળો

ભાંડનારા અને એમનો હીન રીતે વિરોધ કરનારાઓની સંખ્યા ઓછી નહોતી. છતાંય એમણે પાયા હીન ટીકા પરત્વે ઉપેક્ષા જ સેવી છે. દરેક યુગમાં, દરેક દેશમાં ચાદું કરનાર મહાપુરુષોને દુઃખ દેવામાં અનિષ્ટ તત્ત્વોએ બાકી નથી રાખ્યું, છતાંય તેઓએ બીજાના અભિપ્રાયથી દોરવાઈને પોતાના કામને કદીયે છોડયું નથી. એટલું જ નહિ પણ આખી જનતાનો વિરોધ વહોરીને ઈશુખ્રિસ્ત કે સોક્રેટીસે મૃત્યુને નોતર્યું હતું, તે ઇતિહાસસિદ્ધ હકીકત છે. કદાચ આવી સ્થિતિમાં જ રવીન્દ્રનાથ ટાગોરે ગાયું હશે કે :

એકલો જાને રે!
તારી જો હાક સુણી કોઈ ના આવે
તો તું એકલો જાને રે!

પાપ કે અનિષ્ટો પોતાની મેળે જ મરી પરવાર્યાં છે તેનાં અનેક ઉદાહરણો ઇતિહાસમાંથી મળી આવશે.

આપણા વ્યક્તિત્વને ઘડવામાં પરિસ્થિતિ મહત્ત્વનો ભાગ ભજવે છે એ જાણીતી હકીકત છે. પરંતુ આપણા વર્તનમાં પરિસ્થિતિ કેવો ભાગ ભજવતી હોય છે તેનો મોટે ભાગે આપણને સ્પષ્ટ ખ્યાલ નથી હોતો. આપણું અસલ સ્વરૂપ શું હોય છે તેની પણ અમુક પ્રકારની પરિસ્થિતિમાં આપણે ન મુકાયા હોઈએ ત્યાં સુધી આપણને કલ્પના નથી હોતી. પરિસ્થિતિ ફરતા આપણા સદ્‌ગુણો ઘણી વખત કેવી રીતે અદૃશ્ય થઈ જાય છે એનો રહસ્યદર્શક પ્રસંગ આ પ્રશ્નનો વિચાર કરતાં મને હમેશાં યાદ આવે છે.

ચાળીસેક વર્ષ પહેલાંની વાત છે. હું જ્યારે સાવ નાનો હતો ત્યારે અમારા કુટુંબમાં એક વૃદ્ધ વડીલ હતા. અમે તેમને કાકાબા

વખતમાં પુત્રીને ગંભીર બીમારી લાગુ પડી અને ગુજરી ગઈ. જમાઈ બિનજવાબદાર જેવો માણસ હતો અને પુત્રીનો પુત્ર પણ ઉડાઉ અને છેલબટાઉ હતો. ચાર-પાંચ મહિના પછી કાકાભા ઘરમાં અળખામણા બની ગયા. તેમનું અપમાન થવા લાગ્યું. એક દિવસ તો જમાઈએ અને પુત્રીના પુત્રે પોતાના ઘેરથી કાકાભાને કાઢી મૂકીને અમારા ગામમાં કાકાભાને ઘેર મૂકી ગયા. કાકાભા માંદા હતા. કાકાભાને ચુપચાપ મૂકીને પિતા-પુત્ર પોતાને ગામ ચાલ્યા ગયા. પાડોશીએ ઘર સાફ કરી આપ્યું અને પથારી કરી એમને સુવાડ્યા. અમારા કુટુંબીઓને ખબર પડી એટલે તેઓ બધા ત્યાં પહોંચી ગયા અને વારાફરતી એમની સારવાર કરવાનું ઠરાવ્યું. એમને ખાવા માટે અમારાં દસેક જેટલાં કુટુંબીઓએ વારાફરતી પોતાને ઘેરથી રાંધેલું ભાણું મોકલવું એવું ઠર્યું.

કાકાભાની તબિયત સુધરી. જે કુટુંબીઓ કાકાભા પોતાને બોલાવે કે પોતાના ઘેર આવે તેને મોટું માન સમજતા તેઓ હવે આ રોજેરોજના બોજાથી કંટાળ્યા. કુટુંબીઓએ ભેગા થઈને નક્કી કર્યું કે કાકાભાને લૉજમાંથી ભાણું મંગાવી આપવું અને તેનો ખર્ચ સરખે ભાગે બધાએ વહેંચી લેવો; મને-કમને બધાએ આમ કરવું નક્કી કર્યું. પરંતુ કાકાભાનાં કપડાં, પગરખાં ઇત્યાદિના ખર્ચ માટે હળવેહળવે કુટુંબીઓ ગણુગણવા લાગ્યા. કેટલાક તો ચોખ્ખી ના પણ પાડી.

આ બધું થયું તેની મને બહુ ઝાઝી ખબર નહોતી. કારણ કે આ બધી વસ્તુઓ હું બહારગામ કૉલેજમાં ભણવા ગયો હતો તે દરમિયાન બની હતી. કૉલેજમાં વેકેશન પડ્યું એટલે હું ઘેર આવ્યો ત્યારે મને આ હકીકતો જાણવા મળી.

બીજે દિવસે સવારે શાકભાજી લેવા હું બજારમાં જઈ રહ્યો હતો, ત્યાં થોડે દૂર એક શેરીના ઓટલે મેં કાકાભાને બેઠેલા જોયા. મારા મનમાં તો કાકાભાની મૂળની ભવ્ય, રુઆબ અને ગૌરવભરી

જ મૂર્તિ હતી. તેમણે તો મને ઓળખ્યો નહોતો; હું જ એમની પાસે ગયો; પગે લાગ્યો. 'આપની કરુણકથા સાંભળી મને ખૂબ દુઃખ થયું છે. મારા જેવું કામકાજ મોકલે મને કહેજો,' એમ મારાથી સ્વાભાવિક રીતે જ બોલાઈ ગયું.

પરંતુ એ કાકાસા જ ન હોય તેવું મને ભાસ્યું. મુખ ઉપર એમનું હંમેશનું ટટ્ટાર ગૌરવ નહોતું; આંખમાં એમની ખુમારી નહોતી. એમની પ્રતાપી મુખમુદ્રા અદૃશ્ય થઈ ગઈ હતી; જાણે તેમનું ભૂત હોય એવું એમનું દયાર્દ્ર મુખ હતું. અર્ધું તો એમને એ હાલતમાં જોઈને જ મારું હૃદય દ્રવી ગયું હતું. મેં કહ્યું તે સાંભળીને માત્ર આટલું જ બોલ્યા: 'ભાઈ, મને તું આઠ આના આપ. મારી છીંકણી થઈ રહી છે તે હું તેમાંથી લઈશ. અને મને કોઈક વાર ગાંઠિયા ખાવાનું મન થાય છે તે પણ તેમાંથી લઈ શકીશ.'

આ સાંભળીને મારી આંખમાંથી આંસુ છલકાયાં. આવું કાકાસાનું દૃશ્ય જોવું મારે માટે અસહ્ય બન્યું. મને અકથ્ય દર્દ થયું. જે કાકાસા મને નાનો હતો ત્યારે પૈસો–બે પૈસા આપતા, જે મને બોલાવે તો હું તેને મોટું ગૌરવ લેખતો, ઘેર આવે તો બીજાને ખુમારીથી કહેતો, તે આ કાકાસા ન જ હોય. સાચે જ એમનું તેજ ચાલ્યું ગયું હતું. મુખ ઉપર દૈન્ય ભાવો હતા. એમણે માગેલા આઠ આનાને બદલે મારા ખિસ્સામાં રૂપિયો હતો તે મેં આપ્યો, તેથી તેમના મોઢા ઉપર આનંદ હતો. પણ એ આનંદ ભિક્ષુકને ધાર્યા કરતાં વધારે મળે ત્યારે જે આનંદ થાય છે તેવો હતો.

હું ઘેર ગયો, પણ મારું અસ્વસ્થ બનેલું ચિત્ત શાન્ત કેમ થાય? કાકાસાનાં ગૌરવ, સ્વાભિમાન, ઉદારતા, મોટપ એ બધાં મેં જોયેલાં એ શું ખોટાં હતાં? કાકાસા સાચે જ આવા પામર હતા? કાકાસાનું કયું સ્વરૂપ સાચું? બંને સ્વરૂપો મેં જાતે જ જોયેલાં હતાં એ પણ એટલી જ નગદ હકીકત હતી. શું ઉપર

કહેલા કાકાભાના ગુણો એ એમના ચારિત્ર્યના ગુણો નહોતા? શું એ બધો દંભ હતો?— દંભ નહોતો એ નિશંક વસ્તુ હતી. ત્યારે ચારિત્ર્ય કે વ્યક્તિત્વની સાથે જડાઈ ગયેલા ગુણો આવી રીતે—વિપરીત રીતે બદલાય ખરા?

આનો ઉત્તર એક જ છે: પરિસ્થિતિમાંથી મળેલી મોટાઈ અને પરિસ્થિતિમાંથી પ્રાપ્ત થયેલું ગૌરવ, પરિસ્થિતિ બદલાતાં, ચાલ્યાં જાય છે; સંસ્કારના પાયા ઉપર રચાયેલાં મોટાઈ અને ગૌરવ, પરિસ્થિતિ બદલાતાં બદલાતાં નથી—ઊલટું, વિશેષ ઝળકી ઊઠે છે. એટલે ગમે તેવી હીનહીન સ્થિતિમાં આવી પડેલા સાચા સંસ્કારી માણસો મૂળનું ગૌરવ જાળવી શકે છે, પણ આવા સંસ્કારી માણસોની સંખ્યા ઘણી ઓછી હોય છે. સામાન્ય જનોમાં પરિસ્થિતિ જ મહત્ત્વનો ભાગ ભજવે છે; કારણકે કાકાભા જ બદલાયા હતા તેમ નહોતું; અમારા બધાં કુટુંબીજનો પણ ક્યાં નહોતાં બદલાયા? પહેલાં કાકાભા માટે જેઓ સો સો વાનાં કરતા હતા તે બધા પાછળથી કાકાભાને માટે કેવા અનુદાર ઉદ્ગારો કાઢતા હતા તેનો હું સાક્ષી હતો.

અને કરુણાની પરાકાષ્ઠા તો ત્યારે આવી, કે પછી જ્યારે જ્યારે કાકાભા મળે અને એમને હું બોલાવું એટલે માત્ર પૈસા જ માગે. અલબત્ત, એવી દયાજનક સ્થિતિમાયે પૂર્વાશ્રમના કાકાભા અને પછીના કાકાભા એ બે એક છે એ માનવાનુંય કેટલું અઘરું હતું! કહેવાની જરૂર નથી કે કાકાભાની ભિક્ષુકવૃત્તિ દબાય અને એમનું ગૌરવ જાગ્રત થાય તે રીતે મેં મારી વર્તનપદ્ધતિ ફેરવી હતી. પણ એનું કાંઈ પરિણામ જોવા મળે તે પહેલાં અચાનક માંદગીથી કાકાભા આ લોક છોડીને ચાલ્યા ગયા, પણ એમની સ્મૃતિનો વિશિષ્ટ વારસો મારા ચિત્તમાં અમર કરતા ગયા.

## ૫૩ જૂઠાણાનો બોજો

સાચું બોલવું એ નીતિની દૃષ્ટિએ જરૂરી છે જ; પણ મનને સ્વસ્થ અને નિશ્ચિત રાખવા માટે પણ તે અનિવાર્ય છે સ્વસ્થ ચિત્ત અને મનની નિશ્ચિતતા વિના બુદ્ધિ કે ચારિત્ર્ય ખીલવવા અઘરા છે, કારણકે એક વાર જૂઠું બોલ્યા પછી તેને વળગી રહેવા માટે સજાગ રહેવું પડે છે અને એવી સભાનતા માટે ચિત્તને પોતાની શક્તિનો વ્યય કરવો પડે છે ટૂંકામાં કહીએ તો, જૂઠાણાથી આવો માનસિક બોજો વધી પડે છે તેથી આપણી સ્વાભાવિક પ્રગતિમાં તે વિઘ્નરૂપ બને છે એટલે માત્ર ધર્મ કે નીતિની દૃષ્ટિએ જ નહિ, પણ આપણી પ્રગતિ અને આપણા જીવનનો સ્વાભાવિક આનંદ જાળવી રાખવા માટે સાચું બોલવું એ જરૂરી

બની જાય છે.'

હા, કેટલાક લોકો એવા હોય છે કે જૂઠું બોલ્યા પછી તેનો બોજો ઉપાડવાને તેઓ અશક્તિમાન હોય છે. એટલે કે પોતે જે કહ્યું છે તેની સંગતતા જાળવી રાખવા માટે તેનામાં સજાગ રહેવાની શક્તિ નથી હોતી. પણ આવો બોજો ઉપાડવાની શક્તિ વિનાના માણસો પોતાની અસાવધાનતાની પળે પોતાનું પોત અજાણતાં પ્રગટ કરી દે છે. પછી તે અવિશ્વસનીય બની જાય છે. આવા માણસો પોતાના સામાજિક સંબંધો જાળવી શકતા નથી અને પરિણામે જીવનમાં મળતો સ્વાભાવિક આનંદ ગુમાવી બેસે છે.

વિદ્યાર્થી અવસ્થામાં મને એક વાર ભયંકર ટાઇફોઇડ લાગુ પડ્યો. હોસ્ટેલમાં રહેતો, એટલે મારા મિત્રો અને પ્રાધ્યાપકોને ટાઇફોઇડના નિદાનની ખબર પડી એટલે મને સારવાર માટે હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યો હતો. (એ જમાનામાં ક્લોરો-માઇસેટિનની શોધ નહોતી થઈ એટલે ટાઇફોઇડની ભયંકરતા ખૂબ પ્રસિદ્ધ હતી.) હું તો બહારગામથી ભણવા માટે આવેલો હતો એટલે મારા ઘેર મારી માંદગીના સમાચાર મોકલવામાં આવ્યા. મારાં કુટુંબીજનો હૉસ્પિટલમાં રહ્યાં અને એકવીસ દિવસ પછી તાવ ઊતરી ગયો અને થોડા દિવસ પછી સહેજ શક્તિ આવી એટલે મને ઘેર લઈ જવામાં આવ્યો. મારી આ ભયંકર માંદગીના ખબર સાંભળીને બીજાં કુટુંબીઓ, થોડે દૂર રહેતાં હોય તો, બહાર-ગામથી પણ, મને જોવા આવતાં.

એક દિવસ મારા મોટા કાકા (પિતાના પિતરાઈ ભાઈ) બહારગામથી સાંજના ઓચિંતા આવ્યા. મારા પિતાશ્રીના તથા તેમના સંબંધો કોઈ કારણોસર સારા નહોતા તે હું જાણતો હતો. મારા મોટા કાકા આવ્યા ત્યારે હું એકલો જ હતો; મારા પિતાશ્રી બહાર ગયા હતા અને બીજાં ઘરનાં સ્વજનો પોતપોતાનાં કામમાં

હતાં. મને જોઈને તેઓ બોલ્યા : 'અરરર, તારી તબિયત આટલી બધી ખરાબ થઈ ગઈ છે! મને તો તારી માંદગી વિશેના ઊડતા ખબર મળ્યા. તારા પિતાએ તારી માંદગી વિશે મને જણાવવું જોઈતું હતું, કારણકે આમ ભલે મારી સાથેના સંબંધો સારા ન રહ્યા તોપણ આપણે સૌથી વધારે નજીકના સગા છીએ. મને ખબર આપી હોત તો તારી સારવાર કરવા હું આવ્યો હોત. ઊડતા ખબર મળ્યા તોયે તારા પ્રત્યેની પુત્ર જેવી લાગણીથી દોરાઈને તને જોઈ આવવાનું મન થયું એટલે આવ્યો છું. ખાસ તને જોવા માટે જ હું ભાડું ખર્ચીને આવ્યો છું.'

એમની વાતથી હું ઊંડી પ્રસન્નતા અનુભવી રહ્યો. એમના વાત્સલ્યથી મારું હૃદય હલી ઊઠ્યું અને મારી આંખમાં આનંદનાં ઝળઝળિયાં આવી ગયાં. અણબનાવ હોવા છતાં જૂના માણસોમાં કૌટુંબિક લાગણી એટલી બધી ઊંડી હોય છે કે ખરે પ્રસંગે બધું ભૂલી જઈને તેઓ સ્વજન તરીકે ઊભા રહે છે એવા વિચારથી મને એમની લાગણી માટે ખૂબ માન થયું. એમના પ્રત્યેનો મારો આદર વધી ગયો.

પછી હળવે હળવે એમણે ઘણી વાતો કરી. મારા પિતાશ્રી વગેરે આવી પહોંચ્યા. ભોજન ઇત્યાદિ પૂરું થઈ ગયું. વળી પાછા મારી સાથે વાતે વળગ્યા. મને જે કહ્યું હતું તે તેમણે મારા પિતાશ્રીને પણ કહ્યું : એમને માંદગીના સમાચાર ન જણાવવા માટે ઠપકો આપ્યો, ભાડું ખર્ચીને જોવા માટે ખાસ આવ્યા છે ઇત્યાદિ કહ્યું. મારા પિતાશ્રી મૂગા રહ્યા એટલે એમના વક્તવ્યની શુભ અસર થઈ હશે એમ મેં માન્યું હતું. પછી થોડી વાર માટે મારા પિતાશ્રી કયાંક બહાર ગયા એટલે અમે બે એકલા પડયા. થોડી આડીઅવળી વાતો કર્યા પછી એમણે મને એકાએક પૂછ્યું : 'ભાઈ, મેં...ગામની ટિકિટ લીધી છે ને કાલે સવારની ગાડીમાં હું જાઉં તો ચાલશે ને?'

'પણ તમે અહીંની ટિકિટ કેમ ન કઢાવી?' મેં આશ્ચર્ય પામી પૂછ્યું. તેમણે જવાબ આપ્યો :

'વાત એમ હતી કે...ગામ મારા સાળાની વહુ ગુજરી ગઈ છે. હું તેની કાણે જવા નીકળ્યો હતો એટલે ટિકિટ...ગામની જ કઢાવી હતી. પરંતુ સાંજે ગાડી...(અમારા ગામે) પહોંચી ત્યારે મને થોડી ટાઢ વાવા માંડી. શિયાળાની રાતે મોડા પહોંચવા કરતાં વચ્ચે અહીં ઊતરી જવાનો મને વિચાર આવ્યો, કારણકે મારી તબિયત નબળી રહ્યા કરે છે. ટિકિટ ત્યાંની કઢાવી હતી એટલે ટિકિટ ચાલે તો ઠીક છે, નહિતર છ આના ખર્ચી નાખીશું. પણ તબિયતનું જોખમ શા માટે વહોરું? એટલે તને પૂછું છું કે કાયદાની દૃષ્ટિએ આ ટિકિટ ચાલશે કે કેમ?'

હું તો આ સાંભળીને સડક થઈ ગયો. એમના જૂઠાણાથી દોરવાઈ ને હું કેટલો ગળગળો થઈ ગયો હતો તથા જૂના માણસોમાં કૌટુંબિક પ્રેમ કેટલો ઊંડો હોય છે ઇત્યાદિ મારા વિચારો કેટલા અવાસ્તવિક હતા તે મને એક જ પળમાં સમજાઈ ગયું.

પરંતુ એ મારા મુરબ્બી અને વડીલ હતા, એટલે 'તમે તો કહેતા હતા ને ભાડું ખર્ચીને તને જોવા માટે જ આવ્યો છું? અને હવે તો તમે કોઈકની કાણે જતા હતા, પણ તમારી સગવડ માટે મારે ઘેર ઊતર્યા છો એમ તમે જ કહો છો.' એવી યાદ આપીને તેમને શરમાવવાનું કે તેમને ભોંઠા પાડવાનું મને રુચ્યું નહિ. મારા હૃદય અને ચિત્તમાં જે ખળભળાટ થયો તેના ઉપર અંકુશ રાખીને તેમની ટિકિટ ચાલશે કે નહિ તેનો ઘટતો જવાબ આપ્યો. એમનું જૂઠાણું મેં પકડી પાડ્યું છે એમ મેં તેમને જણાવા ન દીધું, કારણકે પાંસઠ વર્ષના એ મુરબ્બીને ભોંઠા પાડીને એમને કે મને કોઈનેયે ફાયદો નહોતો. મારા પિતાશ્રીને એ વાત કહીને એમના બગડેલા સંબંધોને વધારે બગાડવાનું મને યોગ્ય લાગ્યું નહિ એટલે એ વાતને મેં મારા મનમાં જ દાબી દીધી હતી.

બીજે દિવસે સવારે એ જવા નીકળ્યા, ત્યારે પોતાના પુત્ર તરફ આટલો બધો પ્રેમ દર્શાવવા માટે અત્યંત લાગણીશીલતાથી મારા પિતાશ્રી તેમનો આભાર માનવા લાગ્યા અને મારા મોટા કાકા 'એમાં શું', એ તો મારી ફરજ છે; તારો પુત્ર એ મારો જ પુત્ર છે—તું ભલે ને મારે માટે ગમે તે માનતો હોય' એમ કહી સામો વિવેક બતાવવા લાગ્યા ત્યારે એ Dramatic Ironyને સમજનાર હું એક જ હતો તે કેટલું વિચિત્ર હતું!

મોટા કાકા બિચારા ભોળા હતા એટલે સાચી વાત કહેતાં એમનું આગળનું જૂઠાણું ખુલ્લું પડી ગયું તેનું તેમને ભાન રહ્યું નહિ. બીજા કેટલાક માણસોને પોતાના જૂઠાણાને ખુલ્લું ન પડી જવા દેવા માટે પરિશ્રમ કરવો પડે છે, છતાંય ઘણી વાર એ ડોકિયું કરી જાય છે—અને તેમને બોજો વેઠવો પડે છે. એટલે જૂઠાણાની માત્ર નીતિદષ્ટિએ નહિ પણ વ્યવહારદષ્ટિએ કેવી વેઠ મનને ઉઠાવવી પડે છે!

થોડા દિવસ પહેલાં હું એક કામ માટે કાકાસાહેબ કાલેલકરને મળવા ગયો હતો. અમારું કામ પતી ગયા પછી સ્વાભાવિક રીતે જ સર્વદેશ વિષે શ્રી નાથજી સાથેની વાતચીત અંગે અમે ચર્ચા કરી. શ્રી નાથજી સાથે મારા વાર્તાલાપ અંગે અને સર્વદેશ મંત્ર વિષે કાકાસાહેબે 'પ્રબુદ્ધ જીવન'માં પોતાનું મંતવ્ય રજૂ કર્યું હતું. એ વિષેની વાતચીતમાં એમણે શ્રી નાથજી સાથેનો એક સરસ પ્રસંગ કહ્યો. એ પ્રસંગ મેં શ્રી નાથજી પાસે રજૂ કર્યો ત્યારે તેમણે એ પ્રસંગ સંબંધી પોતાના વિચારો જણાવ્યા. આ પ્રસંગમાં બન્નેનું વ્યક્તિત્વ તરી આવતું હોવાથી હું એને અહીં વર્ણવી રહ્યો છું. માત્ર બન્નેનું વ્યક્તિત્વ જ નહિ પણ આપણા આદર્શ

વર્તન વિશેના ભિન્ન દૃષ્ટિકોણ પણ વિચારવા જેવા છે તેથી એ પ્રસંગને મારા શબ્દોમાં સહેતુક રજૂ કરું છું.

'કાકાસાહેબે કહ્યું : 'શ્રી નાથજી સાથેનો મારો સંબંધ અત્યંત નિકટનો છે અને હિમાલયના મારા ભ્રમણ દરમિયાન એમનો મને સુપરિચય થયેલો. પછી તો હું ગાંધીજીના સાબરમતી આશ્રમમાં રહેતો ત્યારે પણ શ્રી નાથજી સાથેનો સંપર્ક ચાલુ રહ્યો હતો. આચાર્ય કૃપલાણીનો ભત્રીજો ગિરધારી મારી સાથે રહેતો. ગિરધારીએ મને એક વખત કહ્યું : "નાથજી સર્પદંશનું ઝેર ઉતારવાનો મંત્ર જાણે છે. એના નિયમોમાંનો એક નિયમ એવો છે કે, જમવા બેસે ત્યારે જો કોઈ 'સર્પ' શબ્દ બોલે તોયે જમવાનું છોડી દઈને નાથજી ઊભા થઈ જાય છે.' હું એ નિયમથી પરિચિત હતો.

'એક વાર અમે શ્રી નાથજી સાથે જમવા બેઠા. થાળી પીરસાઈ રહી. વાતવાતમાં મેં વિનોદ કરતાં ગિરધારીને કહ્યું કે, તારી જીભ સર્પ જેવી છે, સખણી નથી રહેતી. સર્પ શબ્દ સાંભળ્યો કે, તરત જ નાથજી ભાણા ઉપરથી ઊભા થઈ ગયા અને એમનું જમવાનું બગડ્યું. નાથજી તો સ્વસ્થ હતા; જમવાનું છોડી દેવું પડ્યું, તેની કશી અસર તેમના ઉપર થયેલી જણાતી નહોતી. પણ હું અસ્વસ્થ બની ગયો. મારી અસાવધતા તરફ મને ચીડ ચડી. ગિરધારીને કહેતો હતો તે વસ્તુ મને લાગુ પડતી હતી. સર્પ શબ્દ બોલાય કે નાથજીને જમવાનું છોડી દેવું પડે છે એ નિયમ જાણવા છતાં હું એ સાવધતા જાળવી ન શક્યો એનું મને દુઃખ થયું. નાથજી જેવા સાધુપુરુષને મારી અસાવધાનતા નડી એનો અફસોસ હૃદયમાંથી જતો નહોતો. મેં નિશ્ચય કરી નાખ્યો : જમતી વખતે મારી જીભ કાબૂમાં ન રહી માટે હું જમતી વખતે મૌન રાખીશ.

'આમ, જમતી વેળા ન બોલવાનું વ્રત મે લીધું'. પણ તેમ કરવાથી અનેક પ્રકારની અડચણ પડવા લાગી. મારે જોઈતી વસ્તુ હું ન માગી શકું અને યજમાનોની તકલીફ વધવા માંડી. મગનલાલ

ગાંધીએ પણ કહ્યું, "કાકાસાહેબ, પીરસતી વખતે યાદ ન આવ્યું હોય અને ફરી પીરસવી રહી ગઈ હોય તો તમે તો નહિ માગવાના. પણ પછી અમને ખબર પડી ત્યારે અમને એ વસ્તુ ખૂંચે છે. તમે આવું વ્રત કાં લીધું?" યજમાનોને કેટલું પીરસવું એ સૂઝે નહિ. બીજી વખત શું આપવું અને શું ન આપવું તેની ખબર પડે નહિ. તેથી તેમને મારા વ્રતથી થતો અસંતોષ મારી જાણમાં હતો. એટલે મેં વ્યવસ્થા ઠેરવી કે જ્યાં જમવા જવું ત્યાં બે ભાણાં પીરસાવવાં અને તેથી જમતી વખતે જોઈએ તેટલું લઈ લેવું. પણ લીધેલા વ્રતનું પાલન તો કરવું જ. નાથજીને મેં હેરાન કર્યા હતા તે હું કેમ વીસરું? એટલે આટલી શિક્ષા મેં સ્વેચ્છાએ જ સ્વીકારી હતી અને તેમાં હું ફેરફાર કરવા નહોતો ઇચ્છતો—ઘણા મારા વ્રતથી મુશ્કેલીઓમાં મુકાય છે તે જાણતો હોવા છતાં.

'પરંતુ ખરી મુશ્કેલી તો મારા કુટુંબમાં નડી. કામમાંથી ફારગત થઈને જમવા આવું ત્યારે જ મોટે ભાગે મને, મારી પત્ની અને બાળકોની સાથે વાત કરવાનું બનતું. એટલે જમવા આવું ત્યારે એ બધાં હાજર હોય. પણ જમવા બેસું એટલે બોલવાનું બંધ. મારાં બાળકો નારાજ થતાં અને તેવી જ રીતે મારી પત્નીને આ વસ્તુ ન ગમી. એણે એક વાર મૃદુ ઠપકો પણ આપ્યો: "તમે આખો દિવસ તમારા કામમાં પરોવાયા હો છો. જમતી વખતે અમારા બધાંની સાથે વાતચીત કરવાનો તમને સમય મળે. પણ તમે જમતી વખતે જ બોલવાનું બંધ કરો છો તેથી અમારી શી દશા થાય છે તેનો તો વિચાર કરો? બિચારાં છોકરાંઓને કેટલું નિરાશ થવું પડે છે?" પણ અસાવધતાનું સ્વેચ્છાએ સ્વીકારેલું પ્રાયશ્ચિત્ત મારે કરવું જ રહ્યું. આમ બધી અગવડો અને કૌટુંબિક વાજબી માગણી છતાંયે હું મારા નિર્ણયને લગભગ પંદરેક વર્ષ સુધી વળગી રહ્યો.

'પછી એક દિવસ મેં નક્કી કર્યું કે હાથથી જમતી વખતે

બોલવાનું શરૂ કરીશ. મેં એ નિર્ણય જાહેર કર્યો. જ્યારે જ્યારે હું એ વિચાર કરું છું ત્યારે એ વખતે મારા પુત્રમાં થયેલા અનુકૂળ પ્રત્યાઘાત હજી તેવો જ તાજો ખડો થાય છે. મેં જાહેર કર્યું કે તરત મારો નાનો પુત્ર આનંદથી નાચી ઊઠ્યો અને બોલ્યો, "સાચે જ તમે કાલથી બોલશો?" ત્યારથી મેં જાહેરમાં વધારે બોલવાનું શરૂ કર્યું. નાથજીની સર્પદંશથી મંત્રનિયમાદિ સાથે આ પ્રસંગ અચૂક જોડાયેલો છે.'

મહત્ત્વ નથી આપતો, કારણકે તેમાં જડતા આવી જવાનો પૂરેપૂરો સંભવ છે. જ્યાં જ્યાં ધાર્મિક વ્રતો લેવામાં આવ્યાં હોય ત્યાં ત્યાં તેની કેવી દશા થાય છે એનું પૃથક્કરણ અને નિરીક્ષણ કરશો તો માલૂમ પડશે. વ્રતના ખોખાને વળગી સંતોષ માનવાની વૃત્તિ સ્વાભાવિક છે માટે જ વ્રત પાછળની જાગૃતિની ચીવટને જ મહત્ત્વ આપવું ઘટે છે.

'કાકાસાહેબે જમતી વેળા ન બોલવાનું વ્રત લીધું એ પ્રસંગે મને પણ વિચાર કરતો કરી દીધો. મારા નિયમો વિલક્ષણ પ્રકારના હોવાથી મારે જ એની સાવધાનતા રાખવી ઘટે છે એમ મને લાગ્યું. એટલે મેં નક્કી કર્યું કે, મારે કોઈની સાથે જમવા બેસવું જ નહિ, કારણકે મારા નિયમો ક્યા છે તેની બીજાને શી જાણ હોય? એટલે આવી અડચણોના પ્રસંગો ટાળવા હોય તો ઉત્તમ માર્ગ એ કે એવી પરિસ્થિતિ ઉત્પન્ન ન થાય તેમ મારે વર્તવું જોઈએ. ત્યારથી બનતા સુધી હું કોઈની સાથે જમતો જ નથી. જમતી વેળા એકલા રહેવાનું પસંદ કરું છું. હજી સુધી એ જ માર્ગ અપનાવેલો છે. કેટલા બધાં વર્ષો થયાં! પણ મારું આચરણ આત્મ-રોષ પ્રેરિત નથી. પણ મારા વિલક્ષણ નિયમોને પણ અડચણ ટાળવાનો ઉત્તમ માર્ગ હોવાથી મેં વિવેકથી એ માર્ગ સ્વીકાર્યો છે.'

શ્રી નાથજીનું દૃષ્ટિબિંદુ પણ હું બરાબર સમજી શક્યો. વ્રત વિશે હું વિચાર કરતો થઈ ગયો. આ બન્ને સંસ્કારનિષ્ઠ આચરણના આગ્રહી મહાપુરુષોની દૃષ્ટિભિન્નતા સમજી શક્યો. વ્રતમાંથી જડતા જન્મવાનો પૂરો સંભવ છે એ વાત સાચી છે. આપણા ઉપવાસો, શું ખાવું, શું ન ખાવું ઇત્યાદિ વ્રતો ઘણા ધારણ કરવામાં એ જોવામાં આવે છે. વિવેકપૂર્વક સંયમ રાખવો અને જાગૃતિ રાખી એ સંયમને જ મહત્ત્વ આપવું એ યોગ્ય છે એ દેખીતું છે. પણ સામાન્ય માણસને માટે આવી સતત જાગૃતિ રાખવી મુશ્કેલ છે. કદાચ તેથી જ સતત જાગૃતિ રાખવાના નિશ્ચયમાંથી જ વ્રતનો

જન્મ થયો હોય. વ્રતોને ધાર્મિકરૂપ આપવાનું એ કારણ હોય તે સમજી શકાય તેમ છે. માટે વ્રત એટલે અમુક આચરણ કરવાનો જડનિશ્ચય નહિ, પણ શુદ્ધ આચરણ માટેની સતત જાગૃતિની જીવંત યાદ આપનાર નિર્ણય. આપણા ધાર્મિક મહાપુરુષોએ માનવીની સ્વભાવગત નબળાઈ જોઈને શુદ્ધ આચરણ માટે વ્રતને વ્યવહારુ માર્ગ ગણ્યો હોય તે બનવા જોગ છે. માનવી નબળાઈને નિવારવા માટે વ્રતનું કડક પાલન મહત્ત્વનું ગણાયું છતાંય આવાં વ્રતોને માનવી જડ આચરણનું ખોખું બનાવી દે તો તેમાં માનવી નબળાઈનો જ સ્વીકાર છે. માટે વ્રતની સાથે જ વિવેકભર્યા સંયમની જાગૃતિ જોડાય તેમ થવું જોઈએ. ટૂંકમાં વ્રત એ વિવેકી સંયમની જાગૃતિનું પ્રતીક બનવું જોઈએ.

## ૫૫ સર્પદંશ અને મંત્રશક્તિ વિશે પૂજ્ય કેદારનાથજી સાથેની ચર્ચાવિચારણા

એકવાર મંત્રશક્તિ ઇત્યાદિની વાતચીત કરતાં શ્રી કાંતિભાઈ મોદી પાસેથી જાણ્યું કે, શ્રી કેદારનાથજી સર્પદંશના ઝેરને ઉતારવાની મંત્રશક્તિ ધરાવે છે. કોણ જાણે કેમ પણ આ પ્રકારની શક્તિને હું એક પ્રકારનો વહેમ માનતો આવ્યો હોવાથી શ્રી કેદારનાથજી મંત્રતંત્રમાં માને એ વસ્તુ જ મને ગળે ઊતરતી નહોતી. કિશોરલાલ મશરૂવાળાએ શ્રી કેદારનાથજીના માર્ગદર્શન દ્વારા જ પોતાની વિચારધારાને વિવેકબુદ્ધિની કસોટીમાંથી પસાર કરીને પરિશુદ્ધ કરી હતી; શ્રી નાથજીની જીવનદષ્ટિનો ઝોક વિવેકબુદ્ધિને નિર્મળ કરી જીવનશુદ્ધિ પ્રાપ્ત કરવા તરફ રહ્યો છે. આવા વ્યક્તિત્વવાળા શ્રી નાથજી મંત્રતંત્રમાં શી રીતે માને એ જોવા-વિચારવા હું ખૂબ

ઉત્સુક બન્યો હતો. શ્રી નાથજી સાથે આ અંગે વાતચીત કરવા માટે મુલાકાત યોજી આપવાની મે શ્રી કાંતિભાઈને વિનંતિ કરીને તે અનુસાર જુહુ ઉપર એક શાંત સ્થળે અમારી મુલાકાત ગોઠવવામા આવી. તે વખતે શ્રી કાંતિભાઈ તથા શ્રી રતુભાઈ કોઠારી પણ હાજર હતા.

મે શ્રી નાથજીને કહ્યું : 'આપ સર્પદંશના ઝેરને ઉતારવાનો મંત્ર જાણો છો અને આપે ઘણા લોકોને સર્પદંશનું ઝેર મંત્રથી ઉતાર્યું છે એમ મે શ્રી કાંતિભાઈ પાસેથી જાણ્યુ છે તે અંગે મારે આપને પ્રશ્ન પૂછવા છે.'

શ્રી નાથજીએ ગંભીરતાપૂર્વક કહ્યું : 'તમારે પૂછવું હોય તે પૂછી શકો છો.'

મેં કહ્યુ : 'સાપ જેને કરડે તેના શરીરમાં સાપનું ઝેર દાખલ થાય એ ભૌતિક વસ્તુ છે, સ્થૂળ વસ્તુ છે. મંત્રશક્તિ એ શબ્દ-શક્તિ છે. એવા શબ્દોનું ઉચ્ચારણ કરવાથી સર્પદંશનું ઝેર એ શરીરમાંથી કઈ રીતે બહાર નીકળે ? ટૂંકામાં, શરીરમાં પ્રવેશેલું ભૌતિક ઝેર મંત્રશક્તિથી કઈ રીતે દૂર થાય? અને બીજો પ્રશ્ન : જો મંત્રશક્તિથી સર્પનું ઝેર કાઢી શકાતું હોય તો તેનો ઉપયોગ આપ માનવકલ્યાણાર્થે કેમ ન કરો ? જે કોઈ સર્પદંશના ઝેરથી પીડાતું હોય તેને આપ કેમ મુક્ત ન કરો? આપ આ મંત્ર જાણો છો તેમ શા માટે જાહેર ન કરવું? અને આપ આ મંત્ર બીજાને શા માટે ન શીખવો?'

મારા પ્રશ્નો શ્રી નાથજીએ ખૂબ ગંભીરતાથી સાંભળ્યા અને પછી કહ્યું : 'હવે તમારે બીજું કશું પૂછવું છે?' મે કહ્યું : 'ના, મારે જે કાંઈ પૂછવાનું છે તે મારા આ બે પ્રશ્નમાં આવી જાય છે. પણ મારે વધુ સ્પષ્ટતાપૂર્વક મારું દૃષ્ટિબિન્દુ રજૂ કરવું જોઈએ જે વસ્તુ વિવેકબુદ્ધિને ગળે ન ઊતરે તેમા મને વિશ્વાસ બેસતો નથી. એટલે મારા પ્રશ્નની પાછળ થોડી અશ્રદ્ધાવૃત્તિ રહી છે એ

મારે કબૂલ કરવું જોઈએ. હું જ્યારે પદેશમાં એટલે કે, ૧૯૪૦ ના અરસામાં માટુંગામાં રહેતો ત્યારનો એક પ્રસંગ એક અનુભવ રજૂ કરું છું. મારા એક શિક્ષિત મિત્ર હતા. તે મને કહેતા "મારી પત્નીના શરીરમાં અંબા માતાજી પ્રવેશ કરે છે." મને એમાં શ્રદ્ધા ન હોવાથી મેં ટોળમાં કહ્યું : "માતાજી આવે ત્યારે એમનાં દર્શન કરીને હું પણ પવિત્ર બનું એમ ઇચ્છું છું, મને કહેજો ને?" એ વિશ્વાસુ મિત્રે મારા ટોળને ન સમજતાં ગંભીર રીતે મને એવે વખતે બોલાવવાનું વચન આપ્યું. એ દંપતી મારે ત્યાં અવારનવાર આવતાં અને અમારો સંબંધ મીઠો હતો. એકાદ મહિના પછી એક દિવસે રાત્રે આઠ–સાડાઆઠ વાગે એ મિત્ર આવ્યા, અને માતાજી 'પધાર્યાં' હોવાથી દર્શનનો લાભ તમને પણ મળે તે માટે તમને તેડવા આવ્યો છું એમ કહ્યું. હું ગયો. તેમનાં પત્નીનું મુખ જુદું જ લાગ્યું. બધાં લોકો "જે અંબે, જે અંબે" કરતાં હતાં. "માતાજી" નૃત્ય કરતાં હોય તે રીતે બધાંને કંકુના ચાંદલા કરતાં હતાં. હું એમને પગે લાગ્યો. મને ચાંદલો કર્યો. પછી માતાજીએ મને કહ્યું : "તમારે કાંઈ પૂછવું છે?" મેં કહ્યું : "હા." માતાજીએ પ્રશ્ન પૂછવાની અનુમતિ આપી એટલે મેં પૂછ્યું : "કાલિદાસ, ભવભૂતિ અને ભાસ ક્યારે જન્મ્યા હતા તે આપ કહેશો?' માતાજીએ ગુસ્સે થઈ કહ્યું : "તમે મશ્કરી કરી રહ્યા છો, આવા તે પ્રશ્ન હોય?" મેં કહ્યું : "આપ વિશ્વજનની છો. ત્રિકાળજ્ઞાની છો તો જો આપ આનો જવાબ આપો તો અમારા ઘણા વિદ્વાનોની મહેનત બચી જાય." બધા ભક્તજનોએ હું અશ્રદ્ધાળુ હોવાનો આરોપ મૂકી જવા કહ્યું અને હું ચાલી નીકળ્યો. મારી મનોવૃત્તિ ક્યા પ્રકારની છે એ દર્શાવવા મેં આપને આ કિસ્સો કહ્યો છે.'

શ્રી નાથજીએ મને સાંભળ્યા પછી કહ્યું : 'તમારા કહેવાની મતલબ હું સમજું છું. બુદ્ધિનું કાર્ય, કાર્ય–કારણને સમજાવવું એ છે એટલે તમે બુદ્ધિ દ્વારા મંત્રશક્તિથી શરીરમાંનું ઝેર કઈ રીતે

ઊતરે છે તે જાણવા માગો છો. અને હું બુદ્ધિગમ્ય રીતે તમને આ સમજાવું તેમ ઇચ્છો છો...' હું તરત જ બોલી ઊઠયો: 'જી હા, મારી એ જ ઇચ્છા છે.'

શ્રી નાથજી અત્યંત ગંભીરતાપૂર્વક બોલ્યા: 'હું નાનો હતો ત્યારે માનવકલ્યાણની દૃષ્ટિથી હું મારા ગુરુ પાસેથી સર્પદંશના ઝેરને દૂર કરવાનો મંત્ર શીખ્યો હતો. ચમત્કાર વિશેનું મારું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ કરી દઉં. મને ચમત્કારમાં રસ નથી; એની મારે મન ખાસ કિંમત નથી. જે કોઈ શક્તિનો ઉપયોગ માનવકલ્યાણ માટે ન થાય તે શક્તિ મારી દૃષ્ટિએ નિરર્થક છે. જો કોઈ પાણીનું દૂધ બનાવી શકે તો તે દૂધનો ઉપયોગ સામાજિક જરૂરિયાત માટે ન થઈ શકે તો એવી ચમત્કારી શક્તિની કશી કિંમત નથી; એ તો માત્ર નકામા જાદુઈ ખેલ કે યુક્તિબાજી કહેવાય. તેમાં રસ લેવો એ પણ અપરસ લીધો ગણાય એમ હું માનું છું.

'હું સર્પ–ઝેર ઉતારવાનો મંત્ર શીખ્યો તે માનવજાતિને ઉપયોગી થઈ પડયું એ દૃષ્ટિએ. એ મંત્રની સિદ્ધિ માટે મારે ઘણા કડક નિયમોનું પાલન કરવું પડે છે. પણ મંત્રબળથી સર્પનું ઝેર ઉતારી શકું છું એ ચોક્કસ. સર્પનું ઝેર ઉતારવાની મારી પદ્ધતિ આવી છે: સર્પ જે માણસને કરડયો હોય તે માણસને પ્રથમ તો થાભલા કે એવી કોઈ વસ્તુ સાથે બાંધવાનો હોય છે. તેમ ન કરીએ તો એ માણસ મારા જેવા મંત્ર ઉતારનારને કરડે અને ઉતારનાર મરી જાય. કડક બાંધ્યા પછી મંત્રેલા દાણા એના ઉપર નાખવાથી એ સર્પ એ માણસના શરીરમાં પ્રવેશે છે અને એને કરડવાનું કારણ પૂછું છું. મારા ઉપર પગ પડયો હતો અથવા મને હેરાન કરતો હતો વગેરે કારણો સર્પ કહે...' નાથજીને વચ્ચે અટકાવીને મેં પૂછયું : 'સર્પની કઈ ભાષા હોય? સર્પ સંસ્કૃત, હિંદી, ગુજરાતી, અંગ્રેજી, ફ્રેન્ચ...વગેરેમાં વાત કરે?' શ્રી નાથજીએ તરત જ કહ્યું : 'એ રીતે શરીરમાં સર્પનું ચિત્ત પ્રવેશેલું હોય છે. એટલે સર્પચિત્ત

જે શરીરમાં પ્રવેશ્યું હોય તે શરીરધારીની ભાષા બોલે છે. ભાષા તો સંજ્ઞા છે એટલે શરીરધારી ચિત્તની ભાષામાં સર્પચિત્ત વ્યક્ત થાય.' મેં મૌન રાખ્યું.

શ્રી નાથજીએ કહ્યું : 'પછી એ સર્પને સમજાવીને ઊતરવાનું કહું એટલે સર્પ માને અને તે ચાલ્યો જાય એટલે શરીર ઝેરમુક્ત બની જાય. કોબ્રા જલદીથી માની જાય છે; પાતળો લિસ્સો ફુરસા નામે ઓળખાતો સર્પ જલદી નથી ઊતરતો. મેં આવા અનેક સર્પોને ઉતાર્યા છે.'

મેં કહ્યું : 'નાથજી, મોટા ભાગના સર્પો ઝેર વગરના હોય છે એટલે ઝેર વિનાનો સાપ કરડયો હોય તે દંશભ્રમ ઊભો કરી થોડી વાર પછી ઝેરમુક્ત બની જતો હશે તેથી સાપ ઊતરી ગયો હોય તેમ તો નહિ બનતું હોય?'

શ્રી નાથજી હસીને બોલ્યા : 'ઝેરી સર્પ કરડયો છે તેની ખાતરી થયા પછી જ મંત્રવિધિ કરું છું. સર્પ કરડયો હોય એ માણસ આવે ત્યારે તેને મીઠું, મરચું વગેરે ખવરાવું અને પછી તેને તેમાંથી કશો સ્વાદ ન આવે એટલે કે મીઠું ખારું ન લાગે, મરચું તીખું ન લાગે ત્યારે તેને ઝેર ચડયું છે એમ સમજું. પછી જ મંત્રવિધિ શરૂ થાય.'

'તો પછી આનો બૌદ્ધિક ખુલાસો શો?' મેં પૂછ્યું.

શ્રી નાથજીએ કહ્યું : 'જે પ્રકારનો તમે બૌદ્ધિક ખુલાસો માગો છો તે મારી પાસે નથી. આ બધી વસ્તુ શોધક બુદ્ધિથી સમજવી જોઈએ એ ખરું. કદાચ હું નાનપણથી રાષ્ટ્રીયતા તરફ ન વળ્યો હોત તો મેં આ બધી મંત્રવિદ્યા વગેરેને બૌદ્ધિક રીતે સમજવા પ્રયત્ન કર્યો હોત. પણ મારે સ્પષ્ટપણે કહેવું જોઈએ કે બધી જ વસ્તુઓ બુદ્ધિ દ્વારા સમજી શકાની નથી, એટલું જ નહિ પણ બુદ્ધિ મર્યાદિત શક્તિ છે. એની કેટલીક શક્તિઓ બુદ્ધિ ન કળી શકે તેવી પણ હોઈ શકે છે. આ વસ્તુ તમે સ્વીકારો તો

જ મંત્રવિદ્યાનું કશુંક સમાધાન થઈ શકે...'

મેં પૂ. નાથજીને આ વિશે વધુ સ્પષ્ટતા કરવાની વિનંતિ કરી ત્યારે પૂ. નાથજીએ મંત્રશક્તિ ઉપર ભાષ્ય કરતાં કહ્યું : 'શબ્દમાં પણ કાંઈક અધિક શક્તિ હોય છે. ઉદાહરણ તરીકે કોઈ સાધારણ વ્યક્તિ હુકમ કરે કે, "ફાયર" (ગોળીમાર કરો,) તો તેની કશી અસર જોવામાં નહિ આવે. પણ યોગ્ય લશ્કરી અમલદાર તે જ શબ્દોનું ઉચ્ચારણ કરી હુકમ કરે તો તરત જ બંદૂકમાંથી ગોળીઓ છૂટવા લાગે. આ ઉપરથી અધિકાર પરત્વે શબ્દોમાં કંઈક વિવક્ષિત શક્તિ હોય છે તે સમજી શકાશે.

'તે જ પ્રમાણે ધાતુની ગોળીઓ આપણે હાથે ફેંકીશું તો તેનું વેધક કે સંહારક પરિણામ જોવા નહિ મળે, પણ તે જ ગોળીઓ બંદૂક જેવા સાધન-યંત્રમાંથી છોડવામાં આવે તો તેની વીંધવાની અને વિનાશ કરવાની શક્તિ તરત વ્યક્ત થશે.

'આ બે ઉદાહરણો ઉપરથી "શબ્દ" એ કેવળ "શબ્દ" નથી અને "ગોળી" કેવળ "ગોળી" નથી. આ જેમ ભૌતિક સ્થૂળ બાબતમાં શક્તિનો આવિર્ભાવ થાય છે, તેથી જ શક્તિ સૂક્ષ્મ મનતરંગની બાબતમાં પણ પ્રગટ થાય તેવો ખૂબ સંભવ છે. આ ઉપરથી સ્પષ્ટ થઈ શકે કે "મંત્ર" એ કેવળ શબ્દ નથી, પણ તેમાં કશુંક સામર્થ્ય હોવું જોઈએ એમ કહેવું પડશે.'

પછી શ્રી નાથજીએ મનની ગૂઢ શક્તિનું વિવરણ કરતા કહ્યું : 'તમારે સવારે પાંચ વાગ્યાની ગાડીમાં જવું છે. તમે રોજ અતૂટ નિદ્રા લઈ શકો છો, આમ છતાં ચાર વાગે ઊઠવું હોય તો બરાબર ચારેક વાગે ઊઠી જાઓ છો. આ આપણા બધાનો અનુભવ છે. આનો શો બૌદ્ધિક ખુલાસો આપશો ? સંકલ્પબળ છે તે બુદ્ધિ ન કળી શકે તેવી રીતે કાર્ય કરે છે એમ કહેવું રહ્યું.'

મેં કહ્યું : 'પણ આવું સંકલ્પબળ આપણા પોતાના ચિત્ત ઉપર અસર કરી શકે. મારું સંકલ્પબળ બીજા ઉપર શી રીતે અસર કરે ?'

શ્રી નાથજીએ કહ્યું: 'કેમ, કોઈ પ્રબળ સંકલ્પવાળો માણસ બીજા માણસોને અસર નથી કરી શકતો? ગાંધીજીના સંકલ્પબળે કેટલા બધા માણસોના ચિત્તમાં રાષ્ટ્રભક્તિ કે રાષ્ટ્રીય જુસ્સો જાગૃત કર્યો હતો? હિટલર-મુસોલિનીએ એમના દેશના માણસોને કંઈ ગાંડા નહોતા બનાવ્યા? માનવમન કે ચિત્ત એ ગૂઢ વસ્તુ છે. તેમાં અકલ્પ્ય શક્તિ છે. દીવાસળી સળગાવવી કે બટન દબાવી વીજળીથી બત્તી કરવી એ કાર્યો જેમ અમુક ચોક્કસ ક્રિયા કરવાથી નિશ્ચિતપણે થાય છે તે જ પ્રમાણે મંત્રશક્તિથી કોઈપણ ચોક્કસ પરિણામો નિશ્ચિતપણે થાય છે જ. કારણકે તેમની પાછળ નિસર્ગની અને ચિત્તની શક્તિઓના ધર્મો જાણીને કરેલી શાસ્ત્રીય યોજના છે... મનની શક્તિ વિકસાવીને તે બધી શક્તિ જો શુદ્ધ સંકલ્પમાં કેન્દ્રિત કરી શકાય અને તે સંકલ્પની દૃઢતા, તીવ્રતા અને એકાગ્રતા વધારીને વિશ્વશક્તિની સાથે સમરસ થવાનું જો માણસ સિદ્ધ કરી શકે તો તેનામાં કંઈક વિશેષ શક્તિ સંચરવા માંડે છે અને તે શક્તિની મદદથી કેટલીક મુશ્કેલ બાબત પણ સહેજે સિદ્ધ થઈ શકે છે. આમાં કશી અદ્‌ભુતતા નથી, એમાં ચમત્કાર નથી. અનેક કુદરતી ધર્મો પ્રમાણે માનવી મનનો પણ એ એક ધર્મ છે. વિદ્યુત વગેરે સૃષ્ટિના ધર્મો જેમ અમુક સંજોગોમાં પ્રગટ થાય છે, તે જ પ્રમાણે માનવી મનનો આ ધર્મ પણ યોગ્ય પરિસ્થિતિમાં યોગ્ય પ્રયત્નથી પ્રગટ થાય છે એમ હું માનું છું...'

'પણ, નાથજી, આપનું વક્તવ્ય સતાર્કિક લાગે છે, પણ બૌદ્ધિક સંતોષ નથી આપતું.' કહી મેં મારું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ કરવા માંડ્યું...'માનવી મનના ધર્મો કયા?—એ જ્યાં સુધી ન સમજાય ત્યાં સુધી આપનું વક્તવ્ય ગૂઢ રહે છે. મનની કોઈ શક્તિ હોઈ શકે કે જે બીજાના શરીરમાંથી સ્થૂળ ઝેર પણ કાઢી શકે? આ વસ્તુ નથી સમજાતી.'

શ્રી નાથજીએ કહ્યું: 'બૌદ્ધિક રીતે આ વસ્તુને હું સમજાવી

શકું તેમ નથી એ તો મેં તમને પહેલાં જ કહ્યું છે. બુદ્ધિ ન સમજી શકે તેવી શક્તિ હોઈ શકે છે તે માન્યા સિવાય આ બાબત નહિ સમજી શકાય. બુદ્ધિ સમજે કે ન સમજે પણ આવી વસ્તુઓ બને છે તે હકીકત છે. એક વાર સાબરમતી આશ્રમમાં કોઈ એક જણને સર્પ કરડયો હતો. ગાંધીજી આવા મંત્રોની શક્તિમાં નહોતા માનતા. તેથી જેને સર્પ કરડયો હતો તેના દંશનો ભાગ કાપીને તેને પોટાસ પરમેગનેટ લગાડતા હતા. ત્યાં મગનલાલ ગાંધીએ ગાંધીજીને કહ્યું કે, કેદારનાથજી મંત્રથી સર્પનું ઝેર ઉતારી શકે છે તો તેમને બોલાવીએ તો ? ગાંધીજીએ મને બોલાવ્યો અને મેં એ માણસને સર્પદંશથી ચડેલું ઝેર ઉતાર્યું. ત્યારથી મારા આહાર-વિહારના નિયમપાલન પ્રત્યે ગાંધીજી સમભાવ રાખતા અને હું આશ્રમમાં હોઉં ત્યારે તેનું ચુસ્ત પાલન થાય તેવી સૂચના તેમણે આપેલી. અત્યાર સુધીમાં સર્પદંશના કિસ્સાઓ મેં જેટલા હાથમાં લીધા હતા તેમાં નિષ્ફળતા ક્યાંય મળી નથી; એટલું જ નહિ પણ આધાશીશી, વીંછીનો ડંખ, એકાંતરિયો તાવ કે કમરની લચક પણ મંત્રશક્તિ દ્વારા ઉતારી શકું છું એ પણ મારે સ્પષ્ટ કહેવું જોઈએ. કાર્યકારણને સમજાવવાનું કાર્ય બુદ્ધિનું છે તે દૃષ્ટિએ બુદ્ધિને સંતોષ થાય તેવો ખુલાસો હું આપી શકું તેમ નથી. બૌદ્ધિક ખુલાસો શોધવામાં મને રસ હતો પણ તે બની શક્યું નથી. મને તે મળ્યો નથી, પણ તેથી હકીકતમાં ફરક પડતો નથી.

'હાફકીન ઇન્સ્ટીટયુટવાળા ડૉ. દેવરસ મને મળ્યા હતા. હું સર્પઝેર મંત્રવિદ્યા દ્વારા ઉતારી શકું છું તેમ સાંભળીને તેઓ મારી પાસે આવ્યા હતા. તે કહેવા લાગ્યા : ' આપ જો સર્પદંશનું ઝેર મંત્ર દ્વારા ઉતારી શકતા હો, તો અમારો ઝેરી સાપ કરડાવીને માણસ તમારી પાસે લાવું તેનું ઝેર ઉતારી આપો. ''

'મેં ડૉ. દેવરસને કહ્યું : '' આમ કરવાની મને મારા ગુરુની આજ્ઞા નથી સ્વાભાવિક દુઃખ કે આફતનિવારણ માટે મંત્રવિદ્યાનો

ઉપયોગ કરાવો એમ મને મારા ગુરુએ કહ્યું છે. પ્રદર્શન અર્થે આનો ઉપયોગ કરવાનો ન હોય; આવો ચમત્કાર બતાવીને લોકોની મુગ્ધ પ્રશંસા મેળવવાની ન હોય; માનવી કલ્યાણ અર્થે જ આવી શક્તિનો ઉપયોગ કરવાનો હોય એવી મારી મનોવૃત્તિ છે.

"કોઈએ માથું દુખતું હોય તો તે ઉતારવાની દવા શોધી હોય તો એ દવાનું પારખું કરવા માટે માથું પરાણે દુખાડવું એ કેવી બેહૂદી વાત છે! કોઈએ હાડકું બેસાડી આપે તેની કુશળતા પ્રાપ્ત કરી હોય તો તેની કુશળતાની પરીક્ષા કરવા માટે હાડકું ભાંગવું તેના જેવી વાત છે. કોઈને ઝેરી સર્પ કરડ્યો હોય તો જરૂર તમે એને મારી પાસે મોકલો. અગાઉ કહ્યું છે તેમ આ મંત્રવિદ્યા શીખવા પાછળનો મારો પ્રેરક હેતુ તો માનવી દુઃખ-નિવારણનો હતો, એટલે કોઈને સર્પદંશ થયો હોય તો તેને મદદ કરવાની મારી માનવફરજ છે અને તેમ કરવામાં હું આનંદ અનુભવું છું."

શ્રી નાથજીની વિચારસરણી હું બરાબર સમજી શકતો હતો. તેમનું દૃષ્ટિબિંદુ પણ માનવી ગૌરવને ઉચિત હતું, પણ બુદ્ધિને વાત સમજાતી નહોતી. બુદ્ધિની શક્તિ મર્યાદિત છે અને એ મર્યાદિત શક્તિ ન સમજી શકે તેવી શક્તિ હોય છે એમ સ્વીકારવાથી જ આ વસ્તુ સમજાઈ શકે તેમ છે. એટલે પછી નાથજીને મેં બીજો પ્રશ્ન પૂછ્યો: 'તો આપ સર્પદંશના કિસ્સાઓ અમે લાવીએ તો તેનો ઉપચાર કરવા તૈયાર છો ને? અમે આ વસ્તુને જાહેર કરીએ?'

'સર્પદંશનો કિસ્સો બન્યો હોય તો બીજું બધું કામ છોડીને તરત એને જ હાથમાં લેવો જોઈએ એ તો મારી ફરજ છે. તેમાં પૂછવાનું શું હોય? લોકો આ બાબત વિશે જાણે તો નને હરકત નથી. મૂળ તો, માનવકલ્યાણની દૃષ્ટિથી જ મેં આ મંત્રસાધના કરી હતી ને? એટલે કોઈ પણ માણસના દુઃખમાં હું ઉપયોગી

થઈ શકું તો તેમ કરવું મારું કર્તવ્ય છે. તમે ખુશીથી સર્પદંશના કિસ્સાઓ વખતે મને બોલાવી શકો છો.' નાથજીએ કહ્યું.

મેં છેલ્લો પ્રશ્ન પૂછયો: 'આપની વિદ્યા કોઈ સુપાત્રને આપી જાઓ ખરા? આપે આવો વિચાર કર્યો છે ખરો? માનવ-કલ્યાણની વિદ્યા બીજાને આપવી જોઈએ એ ખુલ્લી હકીકત છે. તો એ વિશે આપનું શું મંતવ્ય છે?'

શ્રી નાથજીએ કહ્યું: 'આ મંત્રવિદ્યાની સિદ્ધિ માટે કડક નિયમપાલન જાળવવાં પડે છે એટલે એ વિદ્યા આપી શકાય તેવા માણસો ઓછા મળે. હું યોગ્ય માણસ મળે અને કડક નિયમોનું આજીવન પાલન કરવા તૈયાર હોય તો જરૂર આ વિદ્યા આપવા ઇચ્છું છું. અંતે તો આવી વિદ્યાનો વિનિયોગ માનવકલ્યાણ અર્થે જ થવો જોઈએ.' પછી શ્રી નાથજીએ કહ્યું: 'આ બાબતની ચર્ચા મેં "વિવેક અને સાધના" નામના મારા પુસ્તકમાં કરી છે. તેમાંથી "વ્યક્ત – અવ્યક્ત વિચાર" અને "મનઃ શક્તિની શોધ" એ પ્રકરણો વાંચી જવા મારો આગ્રહ છે.'

શ્રી નાથજી સાથેની આ વાતચીત પછી આ બાબત વિશે ઘણા વિચાર મારા મનમાં ઘોળાયા કરે છે. શ્રી નાથજીએ કહેલાં પ્રકરણો હું ચીવટપૂર્વક વાંચી ગયો. આ વિશે શ્રી નાથજીની મૌલિક વિચારણા અને દૃષ્ટિબિંદુ જોઈને નવી દૃષ્ટિ પણ પ્રાપ્ત થઈ છે, પણ તેથી તો બૌદ્ધિક સંતોષ થાય તેવી જ રીતે આ ગૂઢ શક્તિને જાણવાની જિજ્ઞાસા વિશેષ વધી છે અને આ ગૂઢ શક્તિને માત્ર વહેમ તરીકે ન ગણી કાઢવી જોઈએ તેવી પ્રતીતિ માટે પણ બુદ્ધિ આ દિશામાં ઊંડો વિચાર કરી રહી છે. મારા જેવા વિચાર કરનારાઓ સાથે સહભાગી બનવા માટે આટલા વિસ્તારપૂર્વક આ બધું લખ્યું છે.

શ્રી પરમાનંદ કાપડિયાની 'પ્રબુદ્ધ જીવન'માં તંત્રીનોંધ

આ પ્રશ્ન ઉપર કાંઈ પણ ટીકા-ટિપ્પણ કરતાં મારી સમજણ અને અનુભવની મર્યાદાના કારણે હું ખૂબ સંકોચ અનુભવું છું. પૂ. નાથજી (પરિચિત વર્તુલોમાં શ્રી. કેદારનાથજીને 'નાથજી' એવા ટૂંકા નામથી ઓળખવામાં આવે છે.) સાથે મને ઘણાં વર્ષોનો સંબંધ છે. એક પવિત્ર પુરુષ તરીકે, એટલું જ નહિ પણ, એક સ્વતંત્ર અને નીડર વિચારક તરીકે તેમના વિશે મને ખૂબ આદર રહ્યો છે. તેમની સાથે અનેક બાબતો તેમ જ અનેક ઘટનાઓ અંગે ચર્ચા કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. તેમની વિચારણા સામાન્ય રીતે વિશદ તર્ક અને બુદ્ધિની ભૂમિકા ઉપર ચાલતી હોય છે અને તેથી મેં તેમનાથી અનેક વાર બૌદ્ધિક હૂંફ અનુભવી છે.

આમ છતાં એમ કોઈ ન માને કે તેમની સાથે બધી જ બાબતમાં હંમેશાં મળતા થવાનું બન્યું છે. તેમનું પુસ્તક 'વિવેક અને સાધના' મેં વાંચ્યું છે. તેમાં જણાવેલા કોઈ કોઈ વિચારો સાથે સંમતિ ન અનુભવતાં તે વિશે તેમની સાથે મેં ચર્ચા પણ કરી છે. આમ છતાં અનેક વિષયોને આવરી લેતા એ ગ્રન્થ એટલી ઝીણવટથી મેં વાંચ્યો નથી તેમ જ તેમાં નિરૂપવામાં આવેલા બધા વિચારોની મેં તેમની સાથે ચર્ચા કરી નથી.

સર્પદંશ અને તે દૂર કરનારી તેમની મંત્રશક્તિથી હું સાવ અજાણ નહોતો, પણ જ્યાં મંત્રશક્તિની વાત આવી ત્યાં પછી બૌદ્ધિક ચર્ચાને અવકાશ રહેતો નથી—પછી તો એ કેવળ શ્રદ્ધાનો જ વિષય બને છે—એમ સમજીને આ બાબત મેં તેમની સાથે આજ સુધીમાં છેડી નહોતી. એમ છતાં એ બાબતની મારા મનમાં ખટક તો હતી જ; મારી કલ્પનાના નાથજી સાથે આ બાબતનો મારા મનથી મેળ બેસતો નહોતો.

સદ્‌ભાગ્યે આચાર્યશ્રી અમૃતલાલ યાજ્ઞિક અને અન્ય મિત્રોએ નાથજી સમક્ષ બૌદ્ધિક સમાધાનની અપેક્ષાએ આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો અને તેના પરિણામે આ બાબતમાં નાથજીને શું કહેવાનું છે તે ઉપર આપેલા લેખ દ્વારા આપણને જાણવા મળ્યું. આ ચર્ચાની વિચિત્રતા એવી છે કે, તેમાં રજૂ કરવામાં આવેલી હકીકત—એટલે કે કોઈ પણ સર્પદષ્ટ માનવીને નાથજી મંત્રશક્તિથી દંશમુક્ત—વિષમુક્ત–કરી શકે છે–આ હકીકતનો ઇન્કાર થઈ શકે તેમ નથી. અલબત્ત, મારા કમભાગ્યે આ હજુ મારા પ્રત્યક્ષ અનુભવનો વિષય બનેલ નથી. એમ છતાં પણ હકીકતપક્ષે નાથજી જે કહે છે, તેને હું સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારું છું. આમ છતાં તેઓ આ સંબંધે જે ખુલાસો કરે છે તેથી મન પૂરું સમાધાન અનુભવતુ નથી. એટલું જ નહિ પણ, ખુલાસો બુદ્ધિને મૂંઝવતા બીજા અનેક નવા પ્રશ્નો ઊભા કરે છે, જેનો કોઈ ઉકેલ દેખાતો નથી. પ્રસ્તુત ચર્ચા દરમિયાન તેમણે જે અનેક વિધાનો કર્યાં છે તેની અહીં એટલા માટે આલોચના કરું છું કે, તે વાંચીને તેઓ આ બાબત ઉપર હજુ પણ વિશેષ પ્રકાશ નાખે. એ પાછળ કોઈ વાદવિવાદની વૃત્તિ નથી.

ચર્ચાની શરૂઆતમાં તેઓ ચમત્કાર વિશે જણાવે છે કે, 'મને ચમત્કારમાં રસ નથી, એની મારે મન ખાસ કિંમત નથી.' એમ છતાં, તેઓ જે મંત્ર વડે સર્પદંશ દૂર કરી રહ્યા છે તે એક પ્રકારનો ચમત્કાર જ છે. સામાન્ય માનવી જે ઘટનાનો કાર્યકારણનો સંબંધ જોડીને બૌદ્ધિક રીતે ખુલાસો કરી ન શકે તેનું નામ 'ચમત્કાર' છે. આવો ચમત્કાર કરવાની શક્તિનો ઉપયોગ કોઈ સ્વાર્થ સાધવાના હેતુથી કરે, કોઈ અન્ય લોકોને પ્રભાવિત કરવાના હેતુથી કરે, કોઈ જનકલ્યાણના હેતુથી કરે—આ જુદી વાત છે. પણ મંત્રશક્તિ વડે સર્પવિષનું અપહરણ એ સામાન્ય માનવીની દૃષ્ટિએ એક ચમત્કાર જ છે. ચમત્કાર આખરે સાપેક્ષ અનુભવ છે. અજ્ઞાનીને મન જે ચમત્કાર હોય છે તે જ્ઞાનીને મન સ્વાભાવિક એટલે કે

કારણ-કાર્યના નિયમને આધીન એવી ઘટના હોય છે.

બીજા કોઈ સામાન્ય મંત્રધારી એમ કહે કે, 'આનો મારી પાસે કોઈ બૌદ્ધિક ખુલાસો નથી. મને તો મંત્ર મળ્યો છે એને એના ઉપયોગથી લોકોને સાજા કરું છું.' તો તેની પાસેથી આપણે વધારે અપેક્ષા ન રાખત. પણ દરેક વસ્તુ અને વિચારનું બને તેટલું બૌદ્ધિક વિશ્લેષણ એ જેમના જીવનનો મુખ્ય વ્યવસાય રહ્યો છે તેવા નાથજી જ્યારે એમ કહે કે, 'જે પ્રકારનો તમે બૌદ્ધિક ખુલાસો માંગો છો, તે મારી પાસે નથી. આ બધી વસ્તુ શોધક બુદ્ધિથી સમજવી જોઈએ એ ખરું.' કદાચ હું નાનપણથી રાષ્ટ્રીયતા તરફ ન વળ્યો હોત તો મેં આ મંત્રવિદ્યા વગેરેને બૌદ્ધિક રીતે સમજવા પ્રયત્ન કર્યો હોત, પણ મારે સ્પષ્ટપણે કહેવું જોઈએ કે, બધી જ વસ્તુઓ બુદ્ધિ દ્વારા સમજી શકાતી નથી, એટલું જ નહિ પણ, બુદ્ધિ મર્યાદિત શક્તિ છે. એની કેટલીક શક્તિ બુદ્ધિ ન કળી શકે તેવી પણ હોઈ શકે છે. આ વસ્તુઓ તમે સ્વીકારો નો જ મંત્રવિદ્યાનું કંઈ સમાધાન થઈ શકે,'—નાથજી જેવી વ્યક્તિ જ્યારે આમ કહે ત્યારે, ચિત્ત એક પ્રકારની ઊંડી નિરાશા અનુભવે છે તેઓ જીવનના કોઈ એક તબક્કે રાષ્ટ્રીતા તરફ વળ્યા, એ તબક્કો આવ્યો અને ગયો, પણ સર્પવિષનિવારણ મંત્રશક્તિનો ઉપયોગ તે પહેલાં, તે પછી અને ત્યાર બાદ ચાલુ જ હતો. એમ છતાં તેના ઊંડાણમાં ઊતરવાનો તેમણે કદી પણ પ્રયત્ન ન કર્યો અને આખરે એમ માની લીધું કે, બીજી અનેક બાબતો માફક આ બાબત બુદ્ધિથી સમજી શકાય તેવી નથી—આ વૈચારિક પ્રક્રિયા તર્કશુદ્ધ લાગતી નથી.

'ફાયર' અને 'ગોળી'નાં ઉદાહરણો મંત્રને લગતા ખ્યાલ સાગે બંધબેસતાં નથી. મંત્રનું જે શાબ્દિક રૂપ હોય છે તેમાં કાનામાત્રનો પણ ફેરફાર થઈ શકે નહિ—એટલે કે કાના માત્રાનો પણ ફેરફાર કરવામાં આવે તો તે મંત્ર અસરકારક બની ન શકે —આવો મંત્ર વિશે આપણો ખ્યાલ રહેલો છે. જ્યારે 'ફાયર' કે

બદલે 'ગોળી છોડો' એમ બોલવામાં આવે તોપણ તે જ પરિણામ આવે છે. વળી, ફાયર કે ગોળીનો શબ્દોચ્ચાર અને તેના પરિણામ વચ્ચે આપણે કાર્યકારણના નિયમનો સંબંધ બૌદ્ધિક રીતે જોડી શકીએ છીએ, જ્યારે મંત્ર અને તેના પરિણામને આ રીતે આપણે જોડી શકતા નથી.

જેને સર્પ કરડ્યો હોય તેના ઉપર મંત્રપ્રયોગ શરૂ કર્યા પહેલાં તેને બાંધવામાં આવે તેનો હેતુ તો સમજાય છે. પણ તેના ઉપર મંત્રેલા દાણા નાખવા, એમ કરવાથી સર્પ એ માણસના શરીરમાં પ્રવેશે, અને કરડવાનું કારણ પૂછવામાં આવે, એ માણસ સર્પવતી જવાબ આપે, એટલે કે, સર્પ એ માનવીની ભાષામાં બોલે—આ બધું શું અને કેમ બને તે સામાન્ય માનવીની સમજમાં ઊતરે તેવું નથી. સર્પ બીજા પ્રાણી જેવું એક પ્રાણી છે. તેનામાં કોઈ વિશિષ્ટ ચેતના માની લેવાનું કોઈ કારણ નથી. જેમ હડકાયું કૂતરું માણસને કરડે અને તેના મોઢાનું ઝેર માણસના શરીરમાં દાખલ થાય તેવી જ આ વિષદંશની પ્રક્રિયા છે. સર્પનો જીવ અન્યના શરીરમાં કેવી રીતે દાખલ થતો હશે? વળી એમ કરે ત્યારે તે પોતાનો દેહ છોડતો હશે અને અન્યત્ર દાખલ થતો હશે કે ત્યાં ચાલુ રહીને અહીં દાખલ થતો હશે? સર્પનું ચિત્ત અને માણસની ભાષા—આ બેનું શું રીતે અનુસંધાન થતું હશે? આ બધી બાબતોનો આપણી બુદ્ધિ ઉકેલ માગે છે. આનો નાથજીએ જે કાંઈ શક્ય હોય તે ખુલાસો કરવો ઘટે. નહિ તો પછી તેઓ કહે અને આપણે શ્રદ્ધાપૂર્વક સ્વીકારીએ એ સિવાય આજે તો આપણી પાસે બીજો કોઈ વિકલ્પ રહેતો નથી.

બુદ્ધિગમ્ય નહિ એવી અનેક બાબતોની અને અનુભૂતિઓની તેમની 'વિવેક અને સાધના'માં નાથજી ઇન્કાર કરે છે—આની છાપ એ પુસ્તક વાંચતાં મારા જેવા અનેક ઉપર પડેલી છે. આ ઇન્કાર સાથે ગૂઢ એવી મંત્રશક્તિનો સ્વીકાર અસંગત લાગતો.

નથી. આ ઉપરથી હું એટલું જ નમ્ર ભાવે સૂચવવા માગું છું કે, કાં તો આ અસંગતિનો તેઓ ખુલાસો કરે અથવા તો તેમણે કરેલા વ્યાપક ઇન્કારોનું પુનઃ સંશોધન કરે.

પરમાનંદ

મંત્રની શક્તિથી સર્પદંશનું ઝેર ઊતરી શકે કે કેમ તે વિશેનો શ્રી કેદારનાથજી સાથેનો મારો વાર્તાલાપ અગાઉ 'જનસંદેશ'ના તા. ૬–૧૦–૧૯૬૨ના અંકમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. તે અંગેના જુદા જુદા મનનીય દૃષ્ટિકોણો શ્રી પરમાનંદ કાપડિયાએ તથા શ્રી કાકાસાહેબ કાલેલકરે 'પ્રબુદ્ધ જીવન'ના તા. ૧૬–૧૦–૧૯૬૨ અને, તા ૧–૧૨–૧૯૬૨ના અંકમાં અને શ્રી ઈશ્વર પેટલીકરે 'સંસાર'ના ફેબ્રુઆરી ૧૯૬૩ના અંકમાં રજૂ કર્યા છે. મારો પ્રયત્ન મંત્રશક્તિ દ્વારા સ્થૂળ ઝેર કઈ રીતે ઊતરી શકે એ વિવેકબુદ્ધિ દ્વારા સમજવાનો હતો. શ્રી પરમાનંદભાઈએ મંત્રશક્તિથી શ્રી નાથજીએ કહ્યું છે તે રીતે ઝેર ઉતારી શકાય તો તેમાથી જીવ એક દેહમાંથી બીજા દેહમા પ્રવેશી શકે એમ પુરવાર થાય અને પરિણામે પુનર્જન્મ વગેરે પ્રશ્નોને એ દૃષ્ટિએ ઘટાવવામાં શી મુશ્કેલી પડે તે દર્શાવ્યું હતુ અને શ્રી નાથજી પાસેથી વધુ ખુલાસો પ્રાપ્ત કર્યો હતો. અને તે પછી તેમણે શ્રી નાથજીની મુલાકાત લીધી હતી. એ મુલાકાતનો ઉલ્લેખ કરતા 'પ્રબુદ્ધ જીવન'ના તા. ૧૬–૨–'૬૩ના અંકમાં તેમણે કહ્યું હતું કે, બુદ્ધિને સ્વાભાવિક રૂપે સ્વીકાર્ય ન બને એવાં વિધાનો કોઈ વિશેષ વ્યક્તિ તરફથી જ્યારે થાય છે ત્યારે બુદ્ધિ અને તર્કના ધોરણે જ વિચારનાર વ્યક્તિ તેને પડકાર સમજી લે છે અને તેનો તે પ્રતિ પડકાર કરવા તત્પર થઈ જાય છે અને તેથી તેમને મળવા પહેલાં તેમણે જે જે શંકા ઉઠાવેલી તે બુદ્ધિથી પ્રેરાઈને ઉઠાવેલી અને તેમાં ઉતાવળ થઈ ગઈ હોય તેમ તેમને લાગેલું, કારણ દરેક વસ્તુ દરેકની બુદ્ધિને ગમ્ય ન બની શકે છતાં એ હકીકત રૂપે નક્કર સ્વરૂપમાં દેખાય તેનો ઇન્કાર પણ ન થઈ શકે એથી બુદ્ધિથી

પ્રેરાઈને આપણે ઉતાવળિયા નિર્ણયો પણ ન બાંધી લેવા જોઈએ. સમજવાનો પ્રયત્ન કરવો એક વસ્તુ છે ને હકીકતનો, બુદ્ધિગમ્ય નથી એમ કહી ઇન્કાર કરવો એ બીજી વસ્તુ છે.

આ જ વિષયમાં વધુ વિચારણા કરતાં શ્રી કાકાસાહેબ કાલેલકરે આવી બાબતનું વધુ સંશોધન કરી એ વસ્તુના મર્મ સુધી પહોંચવાનો અનુરોધ કર્યો હતો અને નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને નવરચના દ્વારા વૈજ્ઞાનિક ઢબે એને સમજવા માટેના પ્રયાસો થવા જોઈએ એવો એમનો દૃષ્ટિકોણ હતો. શ્રી ઈશ્વર પેટલીકરે આવી વસ્તુથી અંધશ્રદ્ધા અને વહેમ પોષાવાનો સંભવ હોવાથી અને એવા વહેમોથી કેવાં અનિષ્ટ પરિણામો આવે છે તે દર્શાવી સર્પદંશનું ઝેર મંત્રશક્તિથી ઊતરતું હોય તોયે આવી મંત્રવિદ્યા જાણનાર કોઈ વિરલ મંત્રવિદ્ ઉપર આધાર રાખવાને બદલે અત્યારે વૈજ્ઞાનિક પદ્ધતિ દ્વારા જ્યારે સર્પનું ઝેર ઉતારવાનું ઔષધ મળે છે ત્યારે તેનો જ ઉપયોગ કરવો અને ગામડે ગામડે પણ તેવું ઔષધ મળે તેવી ગોઠવણ કરવી એ રસ્તો વધુ હિતાવહ છે એવા વિચારો રજૂ કર્યા હતા.

આ બધા દૃષ્ટિકોણોની વધુ ચર્ચા મારે શ્રી નાથજી સાથે થઈ હતી. શ્રી નાથજીનું દૃષ્ટિબિંદુ અત્યંત સ્પષ્ટ છે: મંત્રની શક્તિ દ્વારા સર્પદંશના ઝેરને ઉતારી શકાય છે એ હકીકત નિર્વિવાદ રીતે બનતી હોવાથી એને સમજવાનો પ્રયાસ કરીએ તે યોગ્ય છે, પણ માનવજીવનના કલ્યાણ અર્થે એ શક્તિનો ઉપયોગ કરવો એયે એટલું જ જરૂરી છે. બુદ્ધિથી ન સમજી શકાય તેવી ઘટના વાસ્તવમાં બને ત્યારે તેનું આપણે પરીક્ષણ કરીએ, તેનું પૃથક્કરણ કરી સમજવાનો પ્રયાસ કરીએ એ બધું સાચું, પણ તે બનેલી ઘટનાનો ઇન્કાર કઈ રીતે કરાય? વહેમ પોષાય એવી બીકથી એ વસ્તુને કેમ ફેંકી દેવાય? કોઈ ઊંટવૈદું કરીને દર્દીને મારી નાખે છે તેથી દર્દીની દવા યોગ્ય અને ખાતરીદાયક વૈદ પાસે જઈને પણ ન કરવી

એવું અનુમાન તારવવામાં તાર્કિક દોષ રહેલો છે ખરી રીતે તો ઊંટવૈદાથી જુદા એવા સાચા ઔષધને જાણનાર વૈદ્યની દવા કરવી એ જ સાચો ઉપાય છે એટલે ઢોંગ – ધતુરા કરનાર ભૂવા–જતિને ઉત્તેજન મળશે એવી બીકને લીધે કોઈ સાચા મંત્રવિદ્‌ની શક્તિનોયે ઉપયોગ ન કરવો એમ કહેવું બરાબર નથી હા, મંત્રશક્તિથી ઉપચાર થઈ શકે છે કે કેમ તેની ચકાસણી કરવી જોઈએ અને ચકાસણી કર્યા પછી મંત્રશક્તિ દ્વારા જો રોગનું નિવારણ થઈ શકતું હોય તો તેનો પૂરેપૂરો ઉપયોગ કરવો જોઈએ. શ્રી ઈશ્વર પેટલીકર ફ્રીઝ (રેફ્રીજરેટર)માં સર્પદંશના શોધાયેલાં ઇંજેક્શનોને સાચવી ગામડાની હૉસ્પિટલમાંયે તે મળી શકે તેમ વ્યવસ્થા કરવી જોઈએ એમ સૂચવે છે, એ વાત સર્વ સ્વીકૃત છે જ પણ શ્રી નાથજીનું કહેવું એમ છે કે, આપણાં કેટલાં ગામડામાં ફ્રીઝ છે? એ ઇંજેક્શનો આપી શકે તેવા દાક્તરોની વ્યવસ્થા પણ આપણાં કેટલાં ગામડાઓમાં છે? એવી વ્યવસ્થા હોય કે ન હોય એ પ્રશ્નને અહીં બાજુએ રાખીએ તોપણ મંત્રશક્તિ દ્વારા સર્પદંશ જેવી જીવલેણ આફતને ખાતરીપૂર્વક દૂર કરી શકાતી હોય તો તેમ શા માટે ન કરવું? હા, મંત્રશક્તિ દ્વારા આવું બની શકે છે કે કેમ તેની પૂરેપૂરી ચકાસણી કરવી જ જોઈએ અને પૂરેપૂરી ખાતરી થયા પછી જ તેનો ઉપયોગ કરવો જોઈએ એવું શ્રી નાથજી સ્પષ્ટતાપૂર્વક કહે છે એ ઉપરાંત બુદ્ધિથી અગમ્ય તેવી શક્તિને સમજવાની ખોજ થવી જોઈએ અને શ્રી નાથજી એ ખોજ કરી રહ્યા છે—જોકે તેમને હજી તે દિશામાં સફળતા નથી મળી પણ મારું પોતાનું દૃષ્ટિબિંદુ એવું રહ્યું હતું અને રહ્યું છે કે, સ્થૂળ શારીરિક રોગો મંત્રોચ્ચાર દ્વારા નિવારી ન જ શકાય, કારણકે, કાર્યકારણના વૈજ્ઞાનિક ચોકઠામાં આપણી બુદ્ધિ તેને ગોઠવી શકતી નથી. જેનો બૌદ્ધિક ખુલાસો નથી થતો, તે તે ઘટનાઓને હું સાશંક દૃષ્ટિથી જોતો હતો અને હજીયે જોઉં છું, પણ નજર સમક્ષ

બનેલી ઘટનાનો બૌદ્ધિક ખુલાસો ન મળતો હોય તોયે ઘટનાનો—હકીકતોનો ઇન્કાર કઈ રીતે કરવો? એટલે મંત્રશક્તિદ્વારા સ્થૂળ રોગો દૂર થઈ શકે એ વસ્તુ મારી બૌદ્ધિક સમજમાં આવતી ન હોય તોયે એવી ઘટનાનું નિરીક્ષણ અને પરીક્ષણ કરવામાં મને ઊંડો રસ છે, કારણકે, એ નિરીક્ષણ—પરીક્ષણ—પ્રયોગો દ્વારા આ ઘટનાઓ સમજી શકવાનો સંભવ છે અથવા સમજવાની દિશામાં આપણો પ્રયત્ન છે. આ પ્રકારનો વિચારવિનિમય હું શ્રી નાથજી પાસે કરતો હતો તેવામાં જ એક એવી ઘટના બની ગઈ

કારખાનામાં શ્રી મોદી કારકુન તરીકે કામ કરે છે. મેં એમને સર્પ ક્યારે, કઈ રીતે કરડ્યો, તેની શી અસર થઈ, પછી હોસ્પિટલમાંથી શ્રી નાથજી પાસે કઈ રીતે આવ્યા અને શ્રી નાથજીએ મંત્ર દ્વારા કઈ રીતે ઉપચાર કર્યો તે બધું વિગતવાર અને ક્રમબદ્ધ રીતે જણાવવા કહ્યું. જે ઘટના એ ભાઈએ વર્ણવી તેને હું અહીં રજૂ કરું છું.

'હું ભાડુંપ ફેક્ટરીમાં નોકરીમાં રહું છું. તા. ૨૪-૧-'૬૩ને ગુરુવારના રોજ હું સંતાકુઝમાંનું મારું કામ પતાવી બપોરના ચારેક વાગ્યે પાછો ફેક્ટરીમાં આવ્યો. થોડી વાર પછી મને મારી સાથે કામ કરનારે ચા તૈયાર રાખી છે એમ કહી મને ચા પીવા ઉપરની ચા મારની રૂમમાં બોલાવ્યો. તેથી હું ચા પીવા ઉપર ચારૂમમાં ગયો. તે વખતે મારા હાથ ખરાબ હોવાથી બાજુનો રૂમમાં જ્યાં હાથ ધોવાનું બેસિન છે ત્યાં ગયો. સાબુથી હાથ ધોઈ હું મોં ધોવા લાગ્યો. તે વખતે મારા પગે કાંઈક સુંવાળી વસ્તુ અડકી હોય તેમ લાગ્યું એટલે મોઢું લૂછતાં લૂછતાં મેં નીચે પગ તરફ જોયું તો એક સાપને મારા પગે મે વીંટાતો જોયો. હું ખૂબ બીનો. મેં લાંબો પાયજામો પહેર્યો હતો એ સાપને મારે પગે વીંટાઈ જવામાં આડો આવતો હતો. તે મારા પગની આસપાસ ભરડો લઈ શકતો નહોતો. એ જોઈને મારાથી જોરથી ચીસ પડાઈ ગઈ. બાજુના રૂમમાંથી મહારાજ દોડતા આવ્યા અને મારા પગે સાપ વીંટાતો જોઈને બીજાને મદદે બોલાવવા દોડ્યા. સાપને દૂર કરવા મેં પગને ઝટકા માર્યા પણ સાપ દૂર ન થયો. હાથથી ફેંકી દેવાનો વિચાર કર્યો પણ હાથે કરડે તો શું કરવું એવી બીક લાગી એટલે ફરી એક વાર જોરથી પગને ઝાટકો માર્યો. તે ઝાટકે એ સાપ નીચે પડ્યો, પણ નીચે પડતી વખતે મારા પગના અંગૂઠાને દંશ મારતો ગયો હોય તેમ મને લાગ્યું, કારણ કે, ત્યાર પછી હું બેભાન બની નીચે પડી ગયો.' એ ભાઈને વચ્ચે અટકાવી મેં પૂછ્યું: 'એ

સાપ કેવા રંગનો અને કેટલો લાંબો હતો?' તરત જ એમણે જવાબ આપ્યો : 'એ સાપ તપખીરિયા રંગનો હતો અને ત્રણ-ચાર ફૂટ લાંબો હતો.' પછી એમનું બયાન આગળ કરવા મેં કહ્યું એટલે એમણે એ વાત આગળ ધપાવી :

'પછી હું ભાનમાં આવ્યો ત્યારે હું ટેક્સીમાં હતો અને મારી સાથે ઇજનેરી શ્રી હુકમાની તથા સ્ટોરકીપર શ્રી પ્રાગજીભાઈ હતા. આપણે ક્યાં જઈએ છીએ એમ મેં પૂછ્યું ત્યારે એ બન્નેએ કહ્યું કે, ઉપચાર માટે આપણે સાયન હૉસ્પિટલમાં જઈએ છીએ.

'તે વખતે મને પૂરતું ભાન નહોતું. મારા પગ ભારે બનતા જતા હતા અને તેમાં અગન લાગી હોય તેવી બળતરા થતી હતી. અમે હૉસ્પિટલમાં પહોંચ્યા. મને દાખલ કરીને ઈન્જેક્શન માર્યું અને હૉસ્પિટલમા રહેવા જણાવ્યું. મોટા દાક્તર આવવાના બાકી હતા. મારા ઘેર મારી પત્નીને ચિંતા થતી હશે એ વિચાર આવ્યો. મિ. હુકમાની તથા પ્રાગજીભાઈએ હૉસ્પિટલમાં રહેવાનું મને જણાવ્યું. પણ ઘેર ચિંતા થાય તેથી મને ઘેર જવાની પરવાનગી આપવાની મેં વિનતી કરી. મારી જવાબદારી ઉપર મને હૉસ્પિટલના દાક્તરે ઘેર જવાની રજા આપી.

'ઘેર પહોંચ્યા ત્યારે મારો પગ ખૂબ ભારે બની ગયો હતો. દાદરા ઉપર ચડાતું નહોતું, પણ બીજાના ટેકાથી માંડ માંડ ઘેર પહોંચ્યો..........'

ફરીથી મેં વચ્ચે જ પૂછ્યું : 'પણ સાપના ઝેરથી મરી જવાની બીક ન લાગી? સાપનું ઝેર હૉસ્પિટલમા ઊતરે એવા ઉપચાર કરવાને રોકાવાને બદલે ઘેર જવાનું કેમ પસંદ કર્યું? તમારાં પત્નીને જ હૉસ્પિટલમા કેમ ન બોલાવ્યા?'

એણે કહ્યું : 'પત્નીને ચિંતા ન થાય તે માટે જલદી ઘેર પહોંચવાનું મને મન થયું હતું. ઘેર જઈને બચાની સલાહ પડે તે ઉપચાર કરીશું એવો વિચાર આવ્યો હતો. હું સત્રારે જમ્યો

નહોતો એટલે ભૂખ્યા પેટે મરી જઉં તો અવગતિયો થાઉં એ બીકે ઘેર જઈને કાંઈક પેટમાં નાખવું એવો વિચાર થયો હતો. અત્યાર સુધી પગ ભારે થયો હતો અને બળતરા થતી હતી પણ પૂરા ભાનમાં હતો એટલે ઝેરથી જલદી મરી જઈશ એમ નહોતું લાગતું એટલે ઘેર પહોંચવાની મેં હઠ કરી.'

સાપ કરડે અને મરી જવાનો સંભવ હોય ત્યારે પણ વહેમને લીધે પેટમાં કાંઈક નાખવાનું સૂઝે એ વિલક્ષણ વસ્તુ હતી. વહેમની જડ કેટલી ઊંડી હોય છે! મેં વાત આગળ ચલાવવા કહ્યું એટલે એણે કહ્યું :

'ફેક્ટરીમાં અમારા પન્નાલાલ શેઠને સાપ કરડવાની ખબર પડી એટલે મારી શોધમાં હૉસ્પિટલમાં ગયા અને પછી છેવટે ઘેર આવ્યા. એ વખતે રાતના નવેક વાગ્યા હશે. મારી હાલત જોઈને એમણે મને કહ્યું કે, "મેં શ્રી નાથજીને ફોન કર્યો છે. તેઓ સાપના ઝેરને ઉતારવાનો મંત્ર જાણે છે એટલે આપણે જલદી ત્યાં પહોંચી જઈએ." હું, મારાં પત્ની અને અમારા પન્નાલાલ શેઠ મોટરમાં વાદરા કેદારનાથ પાસે રાત્રે સાડાનવેક વાગ્યે આવી પહોંચ્યાં. હું દાદરો ચઢી શકું એમ હતું જ નહિ. શ્રી નાથજી ઉપરથી નીચે આવ્યા. એ વખતે મારો પગ સૂજીને ખૂબ ભારે થઈ ગયો હતો અને ઊંચો નીચો પણ થઈ શકતો નહોતો. ટૂંકામાં મારો પગ ખોટો પડી ગયો હતો અને લાકડા જેવો થઈ ગયેલો લાગતો હતો. એટલે મને મોટરમાંથી બે જણે ઊંચકીને બહાર કાઢ્યો હતો.

'પ્રથમ નાથજીએ મને થોડું મીઠું અને મરચું ખાવા આપ્યું અને તેનો સ્વાદ પૂછ્યો. મીઠું મને સહેજ ખારું લાગતું હતું અને મરચું પણ સહેજ તીખું લાગતું હતું, એ મેં એમને જણાવ્યું. પછી જમીન ઉપર પગ લાંબા કરાવી બેસાડ્યો. મારા હાથ પાછળ દોરીથી બાંધી દીધા. પછી મંત્રેલું પાણી મારા પગ ઉપર છાંટવા માંડ્યું. પગ ખોટો પડી ગયો હતો એટલે એ મને સજીવ જ

નહોતો લાગતો; જડ બની ગયો હતો પણ પાણી છાંટયું કે, તરત તે જીવતો હોય એવો પ્રથમ ભાસ થયો. મને ખૂબ નવાઈ લાગી. કંઈક ન સમજાય તેવી રીતે પગમાં જીવ આવવા માંડયો હોય તેવો અનુભવ થયો. મેં નાથજીને કહ્યું. નાથજીએ પ્રથમ પગના નીચેના ભાગ ઉપર, પછી વચ્ચેના ભાગ ઉપર અને પછી જાંગ પાસેના ભાગ ઉપર મંત્રેલું પાણી ત્રણ વખત છાંટયું. પગની નીચેના ભાગ ઉપર પાણી છાંટયું કે તરત એ ભાગ પહેલાના જેવો સજીવ બની ગયો અને એ ભાગ છૂટો થયો. પછી વચ્ચેના ભાગ ઉપર પાણી છાંટયું એટલે વચ્ચેનો ભાગ છૂટો થયો અને પછી જાંગ ઉપર પાણી છાંટયું એટલે આખો પગ છૂટો થઈ ગયો. જાણે પહેલાનો જ પગ પાછો મળી ગયો હોય તેવું થયું. મારી નવાઈનો પાર ન રહ્યો. હું ઊભો થયો. પહેના કોઈની મદદ વિના ઊભું રહેવું અશક્ય હતું તેને બદલે જાણે કશું જ ન બન્યું હોય તેમ મારો પગ કુદરતી કામ કરતો થઈ ગયો! પણ ઊભો થયો કે તરત મારા માથામાં સખત અને અસહ્ય દુખાવો થવા લાગ્યો, મેં નાથજીને એ કહ્યું એટલે નાથજીએ મંત્રેલું પાણી માથા ઉપર ઘસવા કહ્યું અને મેં એમ કર્યું કે તરત એ દુખાવો ક્યાં અદૃશ્ય થઈ ગયો એ પણ ન સમજાયું.........'

એ ભાઈ આ વાત કરતા હતા ત્યારે નવાઈના અવાજનો રણકાર ધ્યાન ખેંચે તેવો હતો. મેં આશ્ચર્યથી પૂછ્યું : 'આમ સાજા થતા કેટલી વાર થઈ? અને સાથેસાથ પગની જડતા અને માથાનો દુખાવો જતાં રહ્યા?'

તરત જવાબ આપ્યો : 'વાર કેવી? પાણી છાંટયું એ સેકન્ડે જ.' એમની પત્ની સુધાબેન અત્યાર સુધી ધ્યાન સાંભળતાં હતાં તે પણ હર્ષોન્મિત થઈ બોલી ઊઠયાં : 'સાહેબ, અમને તો બીજો પણ ફાયદો થઈ ગયો! એમને દર શિયાળે માથું દુખવા આવતું અને એ માટે પાટ કરવી પડતો, પણ એ સાપના ઝેરની સાથે

માથાનો દુખાવો કાયમનો અદશ્ય થઈ ગયો.' (જાન્યુઆરીના અંતમાં સાપ કરડયો હતો અને ફેબ્રુઆરીના મધ્યમાં આ વાતચીત થઈ હતી એટલે પોણા ભાગનો શિયાળો વીતી ગયો હતો.)

પછી એ ભાઈએ કહ્યું: 'પછી નાયજીએ મંત્રેલી સાકર ખાવા આપી; મને સંપૂર્ણ આરામ થઈ ગયો હતો અને હું પહેલાંના જેવો જ સાજો-નરવો થઈ ગયો હતો. નાયજીએ પછી તે આખી રાત જાગવાનું કહ્યું અને બે દિવસ દૂધ, ઘી અને ખટાશ ખાવાની ના પાડી અને મેં એમ કર્યું. બે દિવસ પછી હું ફૅક્ટરીમાં ફરી કામે લાગી ગયો.' પછી સમાચાર આપતા હોય એ રીતે તેણે કહ્યું: 'મને હૉસ્પિટલમાં લઈ ગયા પછી અમારા કામદારોએ એ સાપને મારી નાખ્યો અને પછી બાળી નાખ્યો. પણ એથી તો હું બીવા લાગ્યો. સાપણીને એ ખબર પડે અને એનું વેર લેવા મને કરડશે તો! હું થોડા દિવસ ખૂબ સાવધાન રહ્યો. શંકર ભગવાનની કૃપાથી મને કશું ન થયું.'

આ બયાન પૂરું થઈ ગયા પછી આ વિશે મારે અને નાયજીને વિશેષ વાત થઈ. નાયજીએ જ પહેલાં કહ્યું: 'આ વસ્તુની ચકાસણી અને તપાસ ચોકસાઈપૂર્વક થવી જોઈતી હતી. પહેલી વાત તો એ કે, (૧) ખરેખર એ ભાઈને સર્પ કરડયો હતો ખરો? એને ભ્રમ તો નહિ હોય ને? (૨) એ સર્પ ઝેરી હતો અને એનું ઝેર શરીરમાં દાખલ થયું હતું ખરું? સર્પને બાળી નાખ્યો ન હોત તો એ સાપની તપાસ હેફકીન ઇન્સ્ટીટયુટ જેવામાં કરાવત. દાક્તરનું નિદાન થાય ત્યાં સુધી એ હૉસ્પિટલમાં રહ્યો નહિ એટલે આ બધી મહત્ત્વની વિગતો જાણવાનું સાધન ન રહ્યું. નહિતર વિગતો દ્વારા ખરી હકીકત જાણવા મળત.'

પછી ઊંડા મનનમાંથી ઉદ્ગારો કાઢતા હોય તેમ શ્રી નાયજી બોલ્યા: 'હમણાં તો ઘણાં વરસોથી સાપ ઉતારવાનો પ્રસંગ નથી આવ્યો એટલે આ કિસ્સામાં સાપને ઉતારી શકાશે કે નહિ એવી

બીક મારા મનમાં હતી. પણ પરમાત્માની કૃપા છે કે એ શક્તિ હજી જળવાઈ રહી છે. આ કેમ બને છે તે જાણવાનો મને ઘણો રસ છે પણ તે હું જાણી શક્યો નથી. ગામડામાં રહેતો ત્યારે તો આવા ઘણા સર્પોને ઉતાર્યા છે. કોઈ પણ કિસ્સામાં નિષ્ફળતા નથી મળી તેમાં હું પરમાત્માની કૃપા જોઉં છું. આ સિવાય હું બીજી કઈ રીતે ખુલાસો આપી શકું? આવી ઘટનામાં મને સફળતા મળે છે ત્યારે હું વધુ વિનમ્ર બની જાઉં છું. અને પરમાત્માની કૃપાના ભાવ અનુભવું છું.

'આ સર્પ ઝેરી હતો કે નહિ, એ વાતને બાજુએ રાખીએ તોપણ, જડ બની ગયેલો પગ પાણી છાંટતાંવેંત સજીવ થયો એ વસ્તુ જ બુદ્ધિગમ્ય વસ્તુથી પર રહેલી શક્તિનો વિચાર કરતાં આપણને કરી મૂકે છે. આ વસ્તુનો વિચાર હું ઘણી વાર કરું છું, પણ મને આ શક્તિ વિશે કોઈ સમાધાનકારક ખુલાસો નથી મળતો. આ શક્તિને સમજવાની ખોજ થવી ઘટે છે સમજીએ કે ન સમજીએ તોપણ આવી શક્તિ દ્વારા માનવહિત સધાતું હોય તો શા માટે તેનો ઉપયોગ ન કરવો? વહેમને ઉત્તેજન મળશે એ બીકે આ શક્તિનો ઉપયોગ કે વિચાર ન કરવો એ વસ્તુ મને માન્ય નથી.'

મેં નાથજીને કહ્યું કે, 'આવી ઘટનાઓનું નિરીક્ષણ, પરીક્ષણ, કરીને એનું તારતમ્ય સમજવાનો પૂરેપૂરો પ્રયાસ કરવો જોઈએ. આધાશીશી, કમરની લચક, વીંછીનો ડંખ વગેરે આ પ્રમાણે મંત્રશક્તિથી દૂર કરી શકાય છે તેના બહોળા પ્રયોગ થયા હોય તો જ કાંઈક ચોક્કસ નિર્ણય બાંધવામાં એ ઉપયોગી થાય. હકીકતનો ઇન્કાર ન કરી શકાય તે ખરું, પણ એ હકીકતોનું રહસ્ય પામવાનો પ્રયાસ જારી જ રાખવો જોઈએ. રહસ્ય પમાય તો જ સાર્વજનિક ઉપયોગ વિશાળ પાયા ઉપર થઈ શકે.'

શ્રી નાથજીએ કહ્યું : 'ખોજ કરવી જોઈએ એ સાચું છે

મિયાન પૂ. કેદારનાથજીને પ્રત્યક્ષ ઘણુ વાર મળવાનું બન્યું હતું અને આ પ્રશ્નની તેમની સાથે વિગતવાર ચર્ચા કરવાની મને તક સાંપડી હતી. આ ચર્ચાના સારરૂપે મને એમ જાણવા મળ્યું છે કે કેદારનાથજીએ આ મંત્ર કોઈ પવિત્ર વ્યક્તિ પાસેથી ૧૭–૧૮ વર્ષની વયે પ્રાપ્ત કર્યો હતો અને એ મંત્ર દર્શાવનાર ગુરુએ ખાનપાનને લગતા તથા આચારવિચારને લગતા કેટલાક નિયમોનું કડક અનુપાલન સૂચવ્યું હતું. આ મંત્રની સામર્થ્યરક્ષા માટે પવિત્ર જીવન અતિ આવશ્યક છે અને જેના સર્પદંશનું નિવારણ કરવાનું હોય તેની પાસેથી કોઈ પણ પ્રકારના ઐહિક લાભની મંત્રોપચાર કરનારે જરા પણ આશા કે અપેક્ષા રાખવાની નથી. દા. ત. આ પ્રયોગ કરતી વખતે તેના ઘરનાં અન્નજળ પણ તેણે લેવાનાં નથી.

આશરે બાવન વર્ષ પહેલાં કે જ્યારે રત્નાગિરિ જિલ્લામાં આવેલા પોતાના ગામમાં તેઓ સ્થાયીપણે રહેતા હતા તે દરમિયાન તેમના ગામની આસપાસના પ્રદેશોમાં સર્પદંશની ઘટનાઓ અવારનવાર નિપજતી હતી અને તેથી નાથજીના હાથે મંત્રોપચાર દ્વારા વિષનિવારણના અનેક પ્રસંગો ઊભા થતા હતા. ત્યારબાદ આવા પ્રસંગો બહુ વિરલ બની ગયા છે. નાથજીના કહેવા પ્રમાણે આજ સુધી કરવામાં આવેલા એક પણ મંત્રપ્રયોગમાં—દંશ કરનાર સર્પ કોઈ જાતિનો હોય તોપણ—તેમને કદી નિષ્ફળતા મળી નથી, અને તેથી તેમના હાથે આ જે કાંઈ પરિણામ આવે છે તે અને પ્રસ્તુત મંત્ર વચ્ચે કોઈ ને કોઈ પ્રકારનો કાર્યકારણ સંબંધ હોવો જોઈએ એમ તેઓ માને છે. મંત્ર દ્વારા આ વિષનિવારણ કેમ થાય છે તેને લગતી બધી પ્રક્રિયાઓ તેઓ બારીકાઈથી જોતા રહ્યા છે, એમ છતાં, આ કાર્યકારણ સંબંધની કડીઓ તેમને હજુ હાથ લાગી નથી. અલબત્ત, આ સંશોધન પાછળ જે એકાગ્રતાની જરૂર છે એવી એકાગ્રતા, છેલ્લાં પચ્ચાસ વર્ષ દરમિયાન બીજી અનેક બાબતોમાં રોકાયલા હોઈ ને, પ્રસ્તુત સંશોધનકાર્યને તેઓ

અર્પિત કરી શક્યા નથી અને હવે એવા સંશોધન પાછળ જે શારીરિક અને માનસિક સ્ફૂર્તિ અને ક્ષમતાની જરૂર છે એવી સ્ફૂર્તિ અને ક્ષમતા, તેમના જણાવવા મુજબ, હવે પોતાનામાં રહી નથી. આમ છતાં પણ આ વિષયનું યોગ્ય રીતે સંશોધન થાય અને આવા મંત્રનું આવું નક્કર ભૌતિક પરિણામ કેમ આવે છે તેનું બુદ્ધિપૂર્વકનું આકલન થાય એમ તેઓ ઇચ્છે છે. આ માટે તેમની પાસેનો મંત્ર કોઈ પણ યોગ્ય વ્યક્તિને આપવા—શીખવવા તેઓ તૈયાર છે. પણ એ મંત્ર જાણ્યે કશું વળે તેમ નથી. તે સાથે જે આચારવિચારનું અનુપાલન અપેક્ષિત છે તે અનુપાલન માટે ભાગ્યે જ કોઈ તૈયાર હોય છે.

મંત્ર દ્વારા થતા વિષનિવારણ દરમિયાન દર્દી ઉપર થતી પ્રક્રિયાઓ જણાવતાં તેમણે પેલા લેખમાં એમ જણાવ્યું છે કે, મંત્રપ્રયોગ શરૂ થતા સર્પદંષ્ટ માનવીના શરીરમાં સર્પનો જીવ આવે છે અને માનવીની વાણી દ્વારા જવાબ આપે છે વગેરે. આ બધું તેમનો કેવળ એક તર્ક છે, કલ્પના છે, અનુમાન છે. તે પાછળ પ્રતીતિસૂચક કોઈ જ્ઞાન હોવાનો તેમનો લેશમાત્ર દાવો નથી. સંભવ છે કે, સર્પદંષ્ટ માનવી જે કાંઈ બોલે છે અને ચેષ્ટા કરે છે તેનું કારણ કોઈ બીજું જ હોય, જેની હજુ પોતાને ખબર નથી.

આના અનુસંધાનમાં તેમણે જે જણાવ્યું તે તેમના જ શબ્દોમાં મૂકું તો "આપણામાં ભૂતપ્રેતના વળગાડની લગભગ સર્વવ્યાપી માન્યતા છે. આવા એક-બે વળગાડવાળા કિસ્સાઓમાં પણ મેં મંત્રપ્રયોગ કરીને તે તે માનવીને વળગાડમુક્ત કરેલ છે. આમ છતાં ભૂતપ્રેત એવી કોઈ સ્વતંત્ર યોનિ છે અને તે માણસને વળગે છે એવું કોઈ સ્પષ્ટ જ્ઞાન કે પ્રતીતિનો હું જરા પણ દાવો કરતો નથી. એ એક પ્રકારની માનસિક વિકલતા હોઈ શકે છે. અને તે દૂર કરવામાં મારા મંત્રપ્રયોગે ભાગ ભજવ્યો હોય એમ બનવાજોગ છે. આખરે, આ વળગાડમુક્તિ તેમ જ મંત્રદ્વારા થતા વિષનિવા-

પણ કોઈ વસ્તુ બુદ્ધિગમ્ય નથી માટે એ વસ્તુને નિષેધી અને વહેમ ગણી કાઢવી એ બરાબર નથી.'

## પુરવણી–નોંધ

આ વાતચીત થયા પછી શ્રી નાથજીએ આ કિસ્સાની વધુ તપાસ સાયન હૉસ્પિટલમાં એક એમના સ્નેહી ડૉક્ટર પાસે કરાવી હતી. એ ડૉક્ટરે કહ્યું કે એ ભાઈ એ કહ્યું એ પ્રમાણે એ દિવસે એ સાયન હૉસ્પિટલમાં દાખલ થયા હતા અને એને પ્રથમ ઍન્ટી ટિટેનસનું ઇન્જેક્શન આપ્યું હતું અને ત્યાર પછી હૉસ્પિટલમાં દાખલ થાય એટલે સર્પદંશના ઝેરનો ઉપચાર કરવામાં આવે છે તે મુજબ તેનો ઉપચાર થાત. પણ એ પહેલાં પોતે સ્વેચ્છાથી ચાલી ગયા એટલે એને હૉસ્પિટલમાં વિધિસર પ્રવેશ આપવામાં આવ્યો નહોતો અને તેથી એ વિશે હૉસ્પિટલની કશી જવાબદારી નહોતી રહી. નહિતર સર્પદંશના દર્દીઓને સાત દિવસ હૉસ્પિટલની તપાસ નીચે રાખવામાં આવે છે અને સર્પની જાત કઈ છે અને એ ઝેર કેવું છે તેની ખાતરી કરીને એનો યોગ્ય ઉપચાર કરવામાં આવે છે. આ ભાઈને તો પ્રથમ ધતાજ તરીકે દર્દીને ધનુર્વા ન થઈ જાય તે માટે ઍન્ટી ટિટેનસનું ઇન્જેક્શન આપવામાં આવે છે તે આપવામાં આવ્યું હતું—સર્પદંશના ઝેરના ઉતાર માટે નહિ.



પરિશિષ્ટ અ

## મંત્રદ્વારા સર્પવિષનિવારણ અંગે વિશેષ સ્પષ્ટીકરણ

'પ્રબુદ્ધ જીવન'ના વાચકોને યાદ હશે કે તા. ૧૬–૧૦–'૬૨ના 'પ્રબુદ્ધ જીવન'માં 'સર્પદંશ અને મંત્રશક્તિ વિશે 'પૂજ્ય કેદારનાથજી સાથેની ચર્ચા–વિચારણા' એ મથાળા નીચે આચાર્ય શ્રી અમૃતલાલ ભ. યાજ્ઞિકનો એક લેખ પ્રગટ કરવામાં આવ્યો હતો, અને તે અંકમાં તેમ જ પછીના અંકમાં પ્રગટ કરવામાં આવેલી તે સંબંધે તેને લગતી મારી નોંધોમાં મેં કેટલાક મુદ્દાઓ ઉઠાવ્યા હતા. આ લેખ તેમ જ એ નોંધો તરફ અનેકનું ધ્યાન ખેંચાયું હતું. પરિણામે આ વિષય અંગે પૂ. નાથજી પાસેથી કંઈક વધારે સ્પષ્ટીકરણની તેઓ આશા સેવે છે એમ હું જોઈ રહ્યો છું.

આ સંબંધમાં જાન્યુઆરી માસના બીજા પખવાડિયા દર-

રણુનો પ્રશ્ન મનોવૈજ્ઞાનિક સંશોધનનો વિષય છે. આપણામાં વ્યવહારપ્રયુત મન ઉપરના સ્તર ઉપર કામ કરે છે. આથી વધારે મહત્ત્વનું એવું આન્તર મન છે અને તેમાં પાર વિનાની શક્યતાઓ ભરેલી છે. આના રહસ્યને લગતા સંશોધનનો હજુ પ્રારંભ થયો છે. આ સંશોધનમાં પ્રગતિ થતાં બીજા અનેક ગૂઢ રહસ્યોનાં તેમ જ આધિદૈવિક તથા આધ્યાત્મિકના નામે ઓળખાતી અનેક અનુભૂતિઓના મર્મો ખૂલવાનો સંભવ છે.'

તેઓ એમ પણ જણાવે છે કે, જે નિયમો પાળવાનું તેમને સૂચવવામાં આવ્યું છે તે નિયમોમાંનો કોઈ પણ એક યા અન્ય નિયમ ન પળાય તો તેનું મંત્રશક્તિ ઉપર કાંઈ પ્રતિકૂળ પરિણામ આવે છે કે નહિ તે પ્રકારનો તેમણે કદી પ્રયોગ કર્યો નથી. સંશોધન કરનારે આ રીતે પણ મંત્રને ચકાસવો જોઈએ. પણ એવી ચકાસણી સહેલી નથી, કારણ કે આ પ્રયોગને માનવીના જીવનમરણ સાથે સીધો સંબંધ છે.

તેમના કહેવા મુજબ આવા મંત્રો કોઈ પણ પ્રચલિત ભાષાના અમુક શબ્દોના બનેલા હોય છે. તે મંત્રની તાકાતને તે મંત્રના શબ્દાક્ષર સાથે ચોક્કસ સંબંધ હોય છે. તે શબ્દોની જગ્યાએ તેના પર્યાય શબ્દો મૂકવાથી મંત્રનું મંત્રત્વ નષ્ટ થવાનો સંભવ છે. મંત્રમાં કેમ અને કયાંથી શક્તિ આવે છે તેની સમજ હજુ સુધી તેમને પ્રાપ્ત થઈ નથી, પણ મંત્રોમાં ચોક્કસ પરિણામો નિપજાવવાની શક્તિ તો હોય જ છે. આ પ્રકારની તેમની અનુભવસિદ્ધ પ્રતીતિ છે.

આમ મંત્રને પ્રતિષ્ઠા આપતાં, તેઓ કબૂલ કરે છે કે, મંત્રતંત્રના નામે દંભ અને પાખંડ ચલાવનારા અનેક ધૂર્ત માણસો તેનો ખોટો લાભ ઉઠાવે એમ બનવાજોગ છે, આમ છતાં પણ, આ જોખમનો ડર રાખીને જે વાસ્તવિક અનુભવનો વિષય છે તેનો ઇન્કાર કે અસ્વીકાર થઈ ન જ શકે. આવી બાબતમાં આવો દાવો

કરનાર માણસો સાથે વ્યવહાર કરતાં આપણે પૂરા જાગૃત રહેવું, સાવધાન થઈને ચાલવું એ અત્યંત જરૂરી છે અને એ માણસો કોણ છે, કેવા છે એ ધ્યાનમાં રાખવું એ પણ, એટલું જ જરૂરી છે.

આ મંત્ર સાથે, તેમની સમજણ મુજબ, કોઈ દેવ-દેવીનો સંબંધ નથી અથવા તો એવો કોઈ સંબંધ હોય તો તેનો તેમને કોઈ ખ્યાલ નથી.

સર્પજાતિ અંગે તેમને પૂછતાં તેમણે જણાવ્યું કે, અન્ય પશુપ્રાણી કરતાં સર્પ કોઈ વિશિષ્ટ કોટિનો જીવ છે એવો કોઈ તેમની માન્યતા નથી. પણ સર્પ અને માનવી વચ્ચે જે અનાદિકાળનો વૈરભાવ ચાલ્યો આવે છે તેવો વૈરભાવ અન્ય કોઈ પ્રાણી અને માનવી વચ્ચે ઊભો થયાનું જાણવામાં નથી અને સર્પ માત્ર કરડવાથી માનવીને જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાતો બનાવી શકે છે—આ કારણે સર્પનું અને તેના વિષનિવારણનું વિશિષ્ટ મહત્ત્વ છે.

છેવટે તેમણે એ બાબત સ્પષ્ટપણે જણાવી કે, મંત્રદ્વારા વિષનિવારણની પ્રક્રિયા માનવીબુદ્ધિની બહારનો વિષય છે એમ તેઓ કહેતા જ નથી. માનવીની બુદ્ધિ હજી સુધી તેના મર્મને પકડી શકી નથી. એટલું જ તેમનું કહેવું છે. જેવી રીતે સ્વીચ દાબવાથી—ચાંપ દાબવાથી—વીજળીની બત્તી થાય છે એ કોઈ સામાન્ય માણસને પણ ખબર હોય છે, પણ તે પાછળ રહેલી વિદ્યુતશક્તિની પ્રક્રિયાની અને કાર્યકારણનો સંબંધ સૂચવતી કડીઓની તેને સમજ હોતી નથી, તેવી સ્થિતિ, તેમના જણાવવા મુજબ, મંત્રપ્રયોગ અને તેના ફળ રૂપ વિષનિવારણ અંગે તેમની છે. આમ છતાં આ રહસ્ય બુદ્ધિગમ્ય થવું જ જોઈએ અને તે કાર્ય હવે પછીના જિજ્ઞાસુ સંશોધકોનું છે—આમ તેઓ ભારપૂર્વક જણાવે છે.

પૂજ્ય નાથજીની આવા વિષયો અંગેની વિચારસરણી યથાસ્વરૂપે સમજવામાં ઉપયોગી થશે એમ સમજીને તેમના અમુક

વિચારોને સુગ્રથિત રૂપમાં રજૂ કરતો ગ્રન્થ 'વિવેક અને સાધના'-માંથી એક ફકરો અહીં અવતરિત કરીને તેમણે અનુમત કરેલું આ નિવેદન હું પૂરું કરું છું. 'મનઃશક્તિની શોધ' એ મથાળાના છેલ્લા પ્રકરણના છેવટના ભાગમાં તેઓ નીચે મુજબ જણાવે છે:—

'આ બધાંનું સત્ય જ્ઞાન થયા વગર તેમ જ તેને શાસ્ત્રીય રૂપ મળ્યા વગર આ વિષયમાં એક બાજુથી અંધવિશ્વાસ અને બીજી બાજુથી નાસ્તિકતા જેવી પારસ્પરવિરોધી વસ્તુઓ પેદા થયેલી છે તે દૂર નહિ થાય. એ બન્ને વસ્તુઓ જીવનના ઉત્કર્ષની અને ઉન્નતિની દૃષ્ટિથી બાધક છે. કોઈ પણ વિષયના સત્ય અને યથાર્થ જ્ઞાનથી, તે જ્ઞાનના સામર્થ્યથી અને યોગ્ય પ્રસંગે તેનો યોગ્ય રીતે ઉપદેશ કરવાથી માનવીજીવન ઉત્કર્ષ અને ઉન્નતિ તરફ પ્રગતિ કરે છે. માનવી મનનું સામર્થ્ય કેવી રીતે જાગૃત અને શુદ્ધિગત કરવું અને જેમ શરીર અને બુદ્ધિની શક્તિનો ઉપયોગ કરીને આપણું જીવન સુખી કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ તે સામર્થ્યને પણ જીવનનાં અનેક ક્ષેત્રોમાં ઉપયોગ કરીને આપણું જીવન નિર્દોષ દુઃખરહિત અને સુખમય કેવી રીતે બનાવવું એ જ આને અંગે સવાલ છે. સદ્‌ગુણોને રૂપે આપણામાં વિકાસ પામેલી માનસિક શક્તિ જીવનના દરેક ક્ષેત્રમા આપણને ઉપયોગી થાય છે એમાં શંકા નથી. પરંતુ આ સિવાય બીજી રીતે મનની શક્તિને વિકસાવીને તે બધી શક્તિ જો શુદ્ધ સંકલ્પમા કેન્દ્રિત કરી શકાય અને સંકલ્પની દૃઢતા, તીવ્રતા અને એકાગ્રતા વધારીને વિશ્વશક્તિની સાથે —પરમાત્માની સાથે—સમરસ થવાનુ જો માણસ સિદ્ધ કરી શકે તો તેનામાં કોઈક વિશેષ શક્તિ સંચરવા માંડે છે; અને તે શક્તિના મદદથી કેટલીક મુસ્કેલ બાબતો પણ સહેજે સિદ્ધ થઈ શકે છે. આમાં કશી અદ્‌ભુતતા નથી. એમા ચમત્કાર નથી. સૃષ્ટિના અનેક ધર્મો પ્રમાણે માનવી મનનો પણ એ એક ધર્મ છે. વિદ્યુત વગેરે સૃષ્ટિના ધર્મો જેમ અમુક સંયોગોમાં પ્રગટ થાય છે, તે જ પ્રમાણે માનવી

મનનો આ ધર્મ પણ યોગ્ય પ્રયત્નથી પ્રગટ થાય છે. આપણે અભ્યાસી, પ્રયત્નશીલ અને નિષ્ઠાવાન બનીએ તો ચમત્કારના ભ્રમથી અથવા ખરેખર બનેલા ચમત્કારથી આશ્ચર્યચકિત ન થતાં, ભોળી શ્રદ્ધાથી ભાવનાવશ ન થતાં તેના કાર્યકારણભાવની શોધ કરીને. સૃષ્ટિના અને મનઃશક્તિના ગુણધર્મો ઓળખીને તેનું સશાસ્ત્રજ્ઞાન મેળવીએ, અને તેનો માનવી જીવનમાં ઉપયોગ કરતા રહીએ. તેમ થાય તો તેમાંની વિશેષતા અને તે સાથે જ લોકોની ભોળી શ્રદ્ધા નાશ પામશે અને આપણું જીવન સહેજે સમૃદ્ધ થશે.

'માનવજાતિની સર્વાંગી ઉન્નતિ વિશે તાલાવેલી, જ્ઞાનની અભિરુચિ, પ્રાણી માત્ર વિશે પ્રેમ, દુઃખિયાને વિશે કરુણા, પવિત્રતા, સંયમ અને સદ્ગુણો તરફ સ્વાભાવિક વલણ, પોતે કષ્ટ વેઠીને બીજાઓને સુખી જોવાની ઇચ્છા, જીવનસિદ્ધિ વિશે મહત્ત્વાકાંક્ષા, પ્રયત્નના સાતત્ય માટે જરૂરી ચીવટ, શોધકપણું, ધૈર્ય, ગાંભીર્ય વગેરે અનેક પ્રકારની પાત્રતા જેનામાં હોય છે તેને માટે આ મુશ્કેલ નથી. અને સૌથી મહત્ત્વનો ગુણ તે ઈશ્વરનિષ્ઠા છે તે જેનામાં હશે તેને કશું જ મુશ્કેલ નથી. કોઈ પણ સિદ્ધિ આપણે સંકલ્પશક્તિથી સિદ્ધ કરી શકતા હોઈએ તોપણ, સર્વ શક્તિનો અને સર્વ સામર્થ્યનો અનન્ત ભંડાર જે પરમાત્મા તેની પાસેથી જ કોઈ પણ શક્તિ આપણામાં સંચરે છે અને આવિર્ભાવ પામે છે. તેના પરની નિષ્ઠા વિના આપણે તે અનન્ત શક્તિમાંથી આપણા પોતાનામાં કોઈ વિશિષ્ટ શક્તિ લાવી શકતાં નથી, તેમ જ ધારણ પણ કરી શકતા નથી. એટલા માટે પોતાનો ક્ષુદ્ર અહંકાર ફેંકી દઈને, પોતાપણું ભૂલી જઈને, નમ્રતા, અનન્યતા અને એકનિષ્ઠતાથી આપણે વિશ્વશક્તિ સાથે સમરસ થઈ શકીએ તો તેમાંથી જ આગળ ઉપર પ્રાપ્ત થનારી મહાજાગૃતિમાં આપણામાં સંકોચિત અજ્ઞાનની અને શક્તિની સ્ફુરણા અને સંચાર થયા વિના નહિ રહે. જીવનની બધી સિદ્ધિનું સૂત્ર આમાં જ છે.'

## પૂરક અંગત નોંધ

આ નિવેદનના અનુસંધાનમાં એક અંગત એકરાર કરવો જરૂરી લાગે છે. જ્યારે પણ આપણી બુદ્ધિ અને તર્કશક્તિ સાથે ટકરાય એવાં વિધાનો કોઈ વિશેષ વ્યક્તિ તરફથી કરવામાં આવે છે ત્યારે બુદ્ધિ અને તર્કને અગ્રસ્થાને રાખીને વિચારવાને ટેવાયેલ વ્યક્તિને તેવાં વિધાનો પડકાર જેવાં લાગે છે અને તે પડકાર સામે પ્રતિપડકાર કરવાને તે પ્રેરાય છે. પૂજ્ય નાથજીની વિચારણાને અમુક રીતે પડકારતી એવી જે નોંધો 'પ્રબુદ્ધ જીવન'ના ઉપર જણાવેલ અંકોમાં પ્રગટ કરવામાં આવી હતી તે પાછળ આવી પ્રતિપડકારની વૃત્તિ કામ કરી રહી હતી એમ આજે મને લાગે છે. પૂજ્ય નાથજી સાથે વર્ષો જૂનો ઊંડો સદ્‌ભાવ અને સ્નેહભર્યો મારો સંબંધ છે અને અમારી બન્ને વચ્ચે કોઈ એક યા અન્ય બાબતમાં વિચાર-સામ્ય હોય યા ન હોય, એમ છતાં, વસ્તુતત્ત્વને વિચારવાનું અમો બન્નેનું ધોરણ લગભગ એક સરખું રહ્યું છે—આમ હું તેમના વિશે માનતો—સમજતો—રહ્યો છું. તો પછી આ વિષય અંગે કાંઈ પણ લખવા પહેલાં મારે તેમને પ્રત્યક્ષ મળવું જોઈતું હતું. તેમને મળ્યા બાદ આ વિષયમાં મને યોગ્ય લાગે તે લખવાનો મારો હક્ક યા અધિકાર અબાધિત હતો. આમ છતાં તેમને પ્રત્યક્ષ મળવાને બદલે, એક પ્રકારની બૌદ્ધિક પ્રગલ્ભતાને વશ થઈને, પ્રતિપડકારનો ભાવ દાખવતી નોંધો લખી નાખવામાં મેં ઉતાવળ કરી હતી અને જેમના વિશે મારા દિલમાં પૂજ્યભાવ હતો તેમના પ્રતિ મેં કાંઈક અવિનય આચર્યો હતો એમ આજે મને લાગે છે. મારી નોંધોમાં ઉપસ્થિત કરેલા ઘણાખરા મુદ્દાઓનો ઉપરના સ્પષ્ટીકરણમાં સીધો કે આડકતરો જવાબ આવી જાય છે. તેથી તેને લગતી ચર્ચાનો આ નિવેદન સાથે અંત આવે છે.

પરમાનંદ

## પરિશિષ્ટ ઘ

# મંત્રશક્તિની મીમાંસા?

શ્રી પરમાનંદભાઈએ 'પ્રબુદ્ધ જીવન'માં એક ચર્ચા છેડી છે, અથવા આચાર્ય અમૃતલાલ યાજ્ઞિકે પૂજ્ય કેદારનાથજી સાથે જે ચર્ચા-વિચારણા કરી તે 'પ્રબુદ્ધ જીવન'માં ઉતારી એના ઉપર તંત્રીની નોંધ લખી છે.

આમાં સંતોષની—અને સાથે સાથે આશ્ચર્યની વાત—એ છે કે નાથજી, ભાઈ યાજ્ઞિક અને પરમાનંદભાઈ—ત્રણે બુદ્ધિવાદી અથવા બુદ્ધિપ્રધાન વિચારસરણીના પ્રતિનિધિ ગણાય છે. અને છતાં ત્રણેયની ભૂમિકા જુદી છે. પણ બુદ્ધિવાદ એટલે શું? દુનિયામાં જે બનાવ બને છે તેમના તરફ ભોળી નજરે ન જોતાં, અને જે વસ્તુ હકીકત તરીકે રજૂ થઈ છે તે ખરેખર હકીકત છે કે નહીં એની તપાસ

કરવાની ચીવટ રાખવાનો સ્વભાવ માણસ પ્રથમ પૂરી સાવચેતી-પૂર્વક નિરીક્ષણ કરે છે. એટલેથી સંતોષ ન થાય ત્યારે બધી બાજુએથી પરીક્ષણ કરે છે. એટલાથીય સંતોષ ન થાય ત્યારે મેળવેલું જ્ઞાન અને કાઢેલાં અનુમાનો કેટલે દરજ્જે સાચાં છે એની ખાતરી કરી લેવા માટે, તેમ જ રહસ્યનો ઉકેલ આણવાની દૃષ્ટિએ વધુ ચોકકસ જાણવાની જરૂર હોય ત્યારે, તે માટે જાતજાતના પ્રયોગો કરે છે. અને આવી નિરીક્ષણ-પરીક્ષણ પ્રયોગની પ્રવૃત્તિ ચલાવતી વખતે માણસ જે અનુમાનો બાંધે છે તે અનુમાનો કાઢવામાં ભૂલ તો નથી થતી ? એવી શંકા ઉઠાવીને અનુમાન કાઢવાની કળાને કુશળ અને વિશુદ્ધ કરે છે. બુદ્ધિવાદમાં આ બધું આવી જાય છે.

બુદ્ધિવાદી કોઈ કાળે કહેતા નથી કે, શોધખોળ કરવાના અને અનુમાનો કાઢવાના-કરવાના મારાં ભૌતિક કે બૌદ્ધિક ઓજારો પૂરેપૂરાં સમર્થ છે, એમાં સુધારાને અવકાશ નથી. બુદ્ધિવાદી એમ પણ કહી ન શકે કે, આજના મારા બુદ્ધિના પ્રયોગોમાં જે બીના બંધબેસે નહીં તે બીનાનો જ હું ઇન્કાર કરીશ. વસ્તુસ્થિતિ, ઘટના, બીના, તથ્ય કે સત્યના નિર્વિવાદ અનુભવનો ઇન્કાર કરવાથી બુદ્ધિવાદી બુદ્ધિનો ઉપાસક મટે છે. સાચી વસ્તુનો ઉકેલ જો આપણે ન આપી શકતા હોઈએ તો ઉકેલ અમને જડયો નથી એમ કહેવામાં પ્રામાણિકતા છે. કોઈને એક ઉકેલ જડે, બીજાને તે સમાધાનકારક ન લાગે એમ બને, પણ એ ગૌણ વસ્તુ છે.

જેના શબ્દ પર પૂરેપૂરો વિશ્વાસ રાખી શકીએ એવા માણસને ન્યાયશાસ્ત્રમાં **આપ્ત પુરુષ** કહે છે. નાથજી એવા એક આપ્તપુરુષ છે. એમણે જેવું જાણ્યું હોય, માન્યું હોય કે અનુભવ્યું હોય તેવું જ, કશો રંગ ચઢાવ્યા વિના, તેઓ કહેવાના. એમનો પોતાનો સત્ય ઉપરાંતનો બીજો કોઈ આગ્રહ હોઈ ન શકે એટલું આપણે નિશ્ચિંતપણે માની શકીએ. માણસમાત્રની મર્યાદા એમને વળગેલી હોઈ તેઓ નિરીક્ષણમાં કે અનુમાન કાઢવામાં ભૂલ ન જ કરી

શકે અને અનુભવ-ગ્રહણમાં પણ એકાંગી ન જ થઈ શકે એમ આપણાથી ન કહેવાય.

છેક નાનપણમાં બેલગામથી સાવંતવાડી જતાં, દાનોલી મુકામે રાત્રે મારી માને એક સરપ કરડયો હતો, અને એક માંત્રિકે એનું ઝેર ઉતાર્યું હતું. તે વખતે ચોક્કસ નિરીક્ષણ કરવાની કે અનુમાન પર આવવાની મારી ઉંમર ન હતી. ત્યાર પછી કોઈએ મંત્રથી ઝેર ઉતાર્યાનો દાખલો મારા દેખતાં બન્યો નથી. છતાં મારા મનમાં નાથજીની મંત્રશક્તિ વિશે શંકા નથી.

એમની એ શક્તિ બુદ્ધિગમ્ય કરવા માટે નાથજી જે દલીલો વાપરે છે અથવા ઉપમાઓ યોજે છે તેને હું મહત્ત્વ આપતો નથી. કોઈ માણસને ખાસ સાપ કરડાવી, એનું ઝેર નાથજી કેમ ઉતારે છે એ જોવાનો પ્રયોગ કરવા માગે તો નાથજી એ આહ્વાન સ્વીકારવા તૈયાર નથી એ હું સમજી શકું છું, પણ આજના વિજ્ઞાનને એવા હિંમતવાળા પ્રયોગો કર્યા વિના સબ ન વળે એ પણ આપણે સમજવું જ જોઈએ. મંત્રશક્તિના શાસ્ત્રનું ક્ષેત્ર માનસિક છે. એને ભાવનાત્મક અને આધ્યાત્મિક પણ ગણી શકાય. એની પોતાની મર્યાદાઓ અથવા અટળ નિયમો હોય તો તે માન્યે જ છૂટકો. પણ મારા જેવાને એ કેવળ માનીને સંતોષ નહીં થાય. હું તો એનાં કારણો પણ શોધું અને એ કારણોની યથાર્થતા ગળે ઊતરે ત્યારે જ જંપું, અને જો મંત્રશક્તિથી માણસના મૂલ્યવાન પ્રાણ બચી શકે તે શક્તિનો ઉપયોગ બધા દેશોના વધારેમાં વધારે લોકોને અવશ્ય મળી શકે એવી ગોઠવણ કર્યા વગર મારાથી ન જ રહેવાવું જોઈએ. શ્રી યાજ્ઞિક કે પરમાનંદભાઈ જેવા બુદ્ધિવાદીઓ આજની પોતાની માનસિક તૈયારીને જોરે દલીલો કરે અને પોતાનો અસંતોષ જાહેર કરી વિરામ પામે એ બરાબર નથી અને મંત્રશક્તિને બુદ્ધિગમ્ય કરાવવાનો બોજો નાથજી પર ઢોળે એ પણ બરાબર નથી.

તેમ જ પ્રયોગવીર, વિજ્ઞાનવાદી, બુદ્ધિપરાયણ, માનવહિતકર્તાના કેવળ પ્રશંસકો જો બુદ્ધિવાદી જમાતની સદસ્યતા ન મેળવી શકે તો તકરાર કરવાનું કારણ નથી. બૌદ્ધિક સુસ્તી (Intellectual Lethargy) ગમે ત્યાં હો, અક્ષમ્ય છે.

કાકા કાલેલકર

## શુદ્ધિપત્રક

[ માત્ર મહત્ત્વના મુદ્રણદોષો કે જેમાં અર્થહાનિ થવાનો સંભવ છે તેટલાનો જ સુધારો નીચે આપ્યો છે સંદર્ભથી સુધારી-શકાય તેવા દોષો અહીં આપ્યા નથી. ]

| પૃષ્ઠ—પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૩૪— છેલ્લી | હોતી | નહોતી |
| ૪૨— પાચમી | અને | અનેક |
| ૫૧— છેલ્લેથી બીજી | યોજ્યો | યોજ્યો છે |
| ૬૪— આઠમી | માર્ગ | માર્ગસૂચકો |
| ૬૪— દસમી | સૂચકો | — |
| ૭૨— છઠ્ઠી | બહેનોને | બહેનોના |
| ૧૦૭—અઠ્ઠાવીસમી | સંભારી | સંભાળી |
| ૧૦૯—છેલ્લી | ગૌરવ | ગૌરવમયું |
| ૧૪૧—દસમી | આભારના | અત્યારના |
| ૧૫૧—પંદરમી | વિદેશી શિક્ષણ | શિક્ષણ વિદેશી |
| ૧૬૮—આઠમી | યોગ | યોગ્ય |
| ૧૭૨—વીસમી | હલાશાખામાં | કલાશાખામાં જાય. |
| ૧૮૭—પંદરમી | વિદ્યાર્થીઓ | વિદ્યાર્થીઓની |
| ૧૯૦—બીજી | માન | માન્ય |
| ૧૯૨—પહેલી | દુર્ગોણો | દુર્ગુણો |

